# અમૃત-સરિતા

અથવા

## અયોગ્ય દીક્ષા ઉપર દષ્ટિપાત.

( બોધદાયક સામાજિક નવલકથા )

પ્રથમ તરંગ

---

લેખક

**મહાસુખભાઈ ચુનીલાલ**

કાવ્યસરિતા, અનવરકાવ્ય, કમનસીબ કુમારિકા,
વિસનગર અને વડોદરા રાજ્યની ટૂંક હકીકતના કર્તા.

વિસનગર.

---

પ્રથમ આવૃત્તિ. પ્રત ૨૦૦૦
સંવત ૧૯૮૬. સન ૧૯૩૦

---

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

---

કીંમત રૂ. ૧-૮-૦

## આ પુસ્તક મળવા સંબંધી સૂચના.

આ પુસ્તક નીચેને ઠેકાણેથી રોકડી કીંમતે અગર ટપાલ મારફત વેલ્યુ-પેએબલથી મળશે. ટપાલ ખરચ જે પડશે તે વિશેષ લેવામાં આવશે. આ પુસ્તકનું વજન આશરે ચાળીસ તોલા છે તેથી ટપાલખરચ મનીઓરડરના કમીશન સાથે એક પુસ્તકના સાત આના થાય છે માટે જો સામટાં પુસ્તકો રેલ્વે પારસલદ્વારાએ મંગાવવામાં આવે તો ઘણોજ ફાયદો થાય. પારસલની રસીદ વી.પી.થી મોકલવામાં આવશે. સરનામું સ્વચ્છ અક્ષરે લખવા કૃપા કરવી.

મહાસુખભાઈ ચુનીલાલ.
મુકામ-વિસનગર. જીલ્લો-ગુજરાત.





Printed by Devidas Chhaganlal Parikh at the
Diamond Jubilee Printing Press, Salapose Road, Ahmedabad
and
Published by Mahasukhbhai Chunilal Sheth
Late member of the Legislative Council
Baroda State. VISNAGAR (GUJARAT).




## અયોગ્ય દીક્ષાના હીમાયતી મુનિમહારાજોના ચરણકમળમાં.

---

પવિત્ર ભાગવતી દીક્ષાકુમારિકાને વિકરાળ રાક્ષસી બનાવી, શિષ્યપરિવાર વિસ્તારવાની તીવ્ર તૃષ્ણાને નવદીક્ષિતોનાં સ્નેહી જનોની અશ્રુધારાના પાનથી તૃપ્ત કરી, તે નિશ્વાસો ભરેલા અશ્રુપાનના ગુમાનમાં પવિત્ર પંચ મહાવ્રતનો ખુલ્લી રીતે ભંગ કરી પચીસમા તીર્થંકર રૂપ મનાતા પરમ પૂજ્ય સંઘને અપમાન ભરેલા શબ્દોથી સંબોધી, "સાક્ષરા વિપરીતા રાક્ષસા ભવન્તિ" એ ન્યાયાનુસાર જૈનસમાજના તારક મટી ઘાતક બની, અયોગ્ય દીક્ષાને ભાગવતી મનાવી, ધર્મના નામે અધર્મ પ્રવર્તાવી, જે મુનિમહારાજો ભારતવર્ષની જૈનજનતામાં ઝેરી રસનો પ્રવાહ રેડી સંઘમાં ઝેર વેર કુસંપ ને કલેશ ફેલાવી રહ્યા છે તે ઝેરી રસને ધોઇ નાખી શુદ્ધ કરવા તે મુનિમહારાજોના ચરણકમળમાં આ મારી અમૃતસરિતા અર્પણ કરૂં છું. તે એવી આશાથી કે તેઓ આ અમૃતસરિતામાં પરિપૂર્ણ રીતે નિમજ્જન કરી પોતાના હૃદયને અમૃતમય બનાવી, વિચાર વાણી અને વર્તન દ્વારાએ અમૃતનો પ્રવાહ વહેવડાવી ભારતવર્ષના સંઘમાં સંપ સુલેહ અને શાંતિ પ્રસારે. અધિષ્ટાતા દેવો તેમને સદ્બુદ્ધિ આપી આ મારી અંતરની આશાને સફળ કરી મને કૃતાર્થ કરે.

લી. સંઘનો સદાનો સેવક

**મહાસુખભાઈ ચુનીલાલ.**

# પ્રસ્તાવના.

---

કેટલાંક વર્ષોથી કેટલાક જૈનઆચાર્યો અને મુનિ મહારાજોએ શિષ્યપરિવાર વધારવાની લાલસાને તૃપ્ત કરવા પરમ પવિત્ર ભાગવતી દીક્ષાને એવી ખેદજનક દશાએ પહોંચાડી દીધી છે કે તે સંબંધી સાધુસંસ્થા અને જૈનસમાજમાં ભારે ઉહાપોહ થઇ રહ્યો છે એટલુંજ નહીં પરંતુ જૈનઆલમનું વાતાવરણ ક્લેશમય બની રહ્યું છે અને દિન પ્રતિ દિન તેમાં વધારો થતો જાય છે.

શિષ્યપરિવાર વધારવાની લાલસાથી થતા અનર્થો કેટલાક વિચારશીલ આચાર્યો અને મુનિ મહારાજોના ધ્યાન ઉપર આવવાથી તેમને સાધુસંસ્થા સુધારવા દીક્ષા પર અંકુશ મુકવા પ્રેરણા થઈ હતી ને તે પ્રેરણાનુસાર સંવત ૧૯૬૮ ના જેઠ વદ ૧૩ ગુરૂવાર તા. ૧૩-૬-૧૯૧૨ ના રોજ સવારે વડોદરા મુકામે સાધુસંમેલન મળ્યું હતું, જેમાં સર્વાનુમતે ચોવીસ ઠરાવો થયા હતા, તે પૈકી ખાસ દીક્ષા સંબંધી નીચેના બે ઠરાવો* થયેલા તે વાચકોના ધ્યાન ઉપર લાવું છું—

" જેને દીક્ષા આપવી હોય તેની ઓછામાં ઓછી એક મહીનાની મુદત સુધી યથાશક્તિ પરીક્ષા કરી તેના સંબંધી માતાપિતા ભાઇ સ્ત્રી વીગેરેને રજીસ્ટર્ડ કાગળથી ખબર આપવાનો રીવાજ આપણા સાધુઓએ રાખવો, તેમજ દીક્ષા નિમિત્તે આપણી પાસે જે વખતે આવે તેજ વખતે તેના સંબંધીઓને રજીસ્ટર્ડ કાગળથી તેની પાસે ખબર અપાવવાનો ઉપયોગ રાખવો." ( ઠરાવ ૨૦ મો )

" આજકાલ કેટલાક સાધુઓ શિષ્ય કરવા દેશકાળ વિરૂદ્ધ વર્તન ચલાવે છે જેથી શાસનની હેલના થવાના અનેક પ્રસંગો પ્રાપ્ત થાય છે, તેમજ મુનિઓને કોઈ કોઇ વખત અનેક મુશ્કેલીઓમાં ઉતરવું પડે છે, જેથી આ સંમેલન આવી રીતે દીક્ષા આપી શિષ્યો કરવાની પદ્ધતિને તેમજ તેવી રીતે દીક્ષા લેનાર તથા આપનાર અપા-

---

* જુઓ આત્માનંદપ્રકાશ પુસ્તક ૯ અંક ૧૨ પાન ૩૬૮ તથા ૩૭૧

વનાર માટે અત્યંત નાપસંદગી જાહેર કરે છે અને ઠરાવ કરે છે કે આપણા સમુદાયના સાધુઓ પૈકી કોઈએ પણ આવી ખટપટમાં ઉતરવું નહીં અને જે મુનિ આવી ખટપટમાં પડશે તેને માટે આ-ચાર્યજી મહારાજ સખ્ત વિચાર કરશે." (ઠરાવ ૨૩ મો).

એ સંમેલનના અધ્યક્ષસ્થાનેથી બોલતાં સદ્‌ગત આચાર્યશ્રી વિજયકમળસૂરિએ જણાવ્યું હતું કે "દેશકાળનો વિચાર કર્યા વગર શિષ્યો વધારવા તરફના મોહમાં તણાઈ કેટલાક સાધુઓમાં ન સહન થાય તેવી વર્તણુંક ચાલે છે અને તેના પરિણામે તે જૈનધર્મની નિંદાનું કારણ થઈ પડે છે. તો તેને માટે પણ આપણે એવી કોઇ ગોઠવણ કરવી જોઇએ કે જેથી આ પ્રસરેલી બદીનો ચેપ આપણા સાધુ-ઓને લાગે નહીં."† વળી તેમણે ઉપસંહાર કરતાં ભાર દઇ જાહેર કર્યું હતું કે "દીક્ષા સંબંધી જે કોઇ ઠરાવો આપણે પસાર કર્યા છે તે તરફ તમારે ખાસ ધ્યાન આપવાનું છે. આજકાલ સાધુઓને માટે જ્યાં જોશો ત્યાં એજ નિંદાનું કારણ થઇ પડ્યું છે તો તમારે તેમાંથી બચવા પ્રયત્ન કરવોજ જોઇએ. આપણા મહાન્ પૂર્વાચાર્યોએ આપણા માટે જે નિયમો બાંધ્યા છે તે તરફ નજર કરશો તો સહેજે જણાશે કે શિષ્યો વધારવા માટે દેશકાળ વિરૂદ્ધનું હાલ કેટલેક પ્રસંગે જે વર્તન ચાલે છે તે અયોગ્ય છે." §

આ ઉપરથી વાચકોને ખ્યાલ આવશે કે અયોગ્ય દીક્ષાએજ સાધુસંસ્થાની ગંભીર સ્થિતિ બનાવી મુકી છે. અયોગ્ય દીક્ષાથી સા-ધુત્વની પાત્રતા નહીં ધરાવનાર ઘણા પુરૂષો સાધુસંસ્થામાં જોડાય છે અને પરિણામે તેમાંથી કેટલાક આચારભ્રષ્ટ થાય છે, બીજાઓને બગાડે છે અને સમગ્ર સાધુસંસ્થાને કલંક લગાડે છે.

ઉપર પ્રમાણે સાધુસંમેલનમાં ઠરાવ થયા છે અને તેના ઉપર સહીઓ પણ થઈ છે છતાં કેટલાક આચાર્યો અને સાધુઓ તે ઠરાવને ઠોકરે મારી અયોગ્ય દીક્ષાઓ આપી ઠામ ઠામ ઝેરનાં બી વાવી

† જુઓ સદર પુસ્તકનું પાન ૩૫૭. § જુઓ સદર પુસ્તકનું પાન ૩૭૬.

રહ્યા છે. આવી અયોગ્ય દીક્ષા અટકાવવા ઘણા શહેરોમાં અને ગામોમાં યુવકસંઘ અને સમાજ સ્થપાયા છે અને તેના કાર્યવાહકો, અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુઓનાં વર્તન સુધારવા દીક્ષા સંબંધી ઠરાવ કરી પ્રયત્ન કરી રહ્યા છે. સંવત્ ૧૯૮૬ ના માહ સુદ ૧૦ ના રોજ જુન્નેર મુકામે મળેલી તેરમી જૈન શ્વેતાંબર કૉન્ફરંસે પણ દીક્ષા સંબંધી ઠરાવ કર્યો. જૈન કૉન્ફરંસની વિરૂદ્ધ પડનાર ઑલ ઈન્ડીઆ યંગમેન્સ જૈન સોસાયટીની સંવત્ ૧૯૮૬ ના ચૈત્ર વદ ૧ ને સોમવારે સુરતમાં મળેલી પહેલી પરિષદ્‌ના પ્રમુખે પણ પોતાના ભાષણમાં મુક્તકંઠે જાહેર કર્યું છે કે “પૂજ્ય સાધુસંસ્થામાં કુસંપે ઘર ઘાલ્યું છે, એકલ વિહારી સ્વચ્છંદી સાધુઓની સંખ્યા વધતી જાય છે. કેટલાક પતિત સાધુઓ ધર્મના નામે અધર્મ ઉપદેશી રહ્યા છે”*

આ ઉપરથી વાચકો સમજી શકશે કે બંને પક્ષવાળા કબુલ કરીને ચાલે છે કે કેટલાક સાધુઓમાં પતિતતા દાખલ થયેલી છે તે વાત નિર્વિવાદ છે. સાધુસંસ્થા તો સંવત ૧૯૬૮ થી ચેતવણી આપી રહી છે. એટલે હવે પ્રશ્ન એટલોજ રહે છે કે એ સડો કેમ દૂર કરવો? તે દાબી રાખીને કે ઉઘાડો બહાર પાડીને?

સાધુઓ ધર્મના નેતા, ઉપદેશક અને માર્ગદર્શક હોવાથી અને જ્યારે તેમનામાંજ પતિતતાએ પ્રવેશ કર્યો છે ત્યારે તેમના ચેપથી આખી સાધુસંસ્થાને અને જૈનસમાજને હાની પહોંચે એમાં શું આશ્ચર્ય?

આ સ્થળે મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે “સાચું તે મારૂં”. એ સિદ્ધાંતની અવગણના કરી “મારૂં તે સાચું” એવા પોતાના હઠવાદને વળગી રહી, સાધુસંમેલનના ઠરાવને પણ કોરાણે મુકી, કેટલાક આચાર્યો અને સાધુઓ કેવળ દ્વેષની દષ્ટિથી જોઇ ધર્મના બ્હાના નીચે ચેલાની લાલસા તૃપ્ત કરવા યેન કેન પ્રકારેણ અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિ ચલાવી રહ્યા છે અને તેને કેટલાક અંધશ્રદ્ધાળુ અને કેટલાક ધર્મને‌ા આડંબર કરનાર દામ્ભિત ભકતો નિભાવી લઇ એટલુંજ નહીં

---

* વાંચો તા. ૨૧–૪–૧૯૩૦ નું વીરશાસન પત્ર પાન ૪૪૩.

પરંતુ ઉત્તેજન આપી સડાને દૂર નહીં કરતાં તેને છુપો રાખી પોષણ કરે છે. આથી તે સડો હાલમાં ભયંકર ઝેરી રોગમાં ફાટી નીકળ્યો છે, જેના પરિણામે જૈનસમાજમાં ઘેરે ઘેર ઝેરવેર કલેશ અને કુસંપનો પવન ફુંકાઇ રહ્યો છે.

અમદાવાદની કોર્ટમાં ચાલેલો બાઇ રતનનો કેસ, કુતરાપ્રકરણનો કેસ, ખંભાતમાં બાઇ લીલાવતીનો કેસ, વાસદમાં બાઇ મેનાનો કેસ, જામનગરનો જૈનઝગડો, જયવિજયે જાહેર રીતે એક વિધવા સાથે કરેલું પુનર્લગ્ન અને તેમની આત્મકથા, કેટલાક સાધુઓએ છોડેલી દીક્ષા તેમની પતિતતા અને એકરાર, વડોદરાની કોર્ટમાં નવદીક્ષિત સગીરનો કેસ, મુંબઇમાં સાધુ ઉપર ચાલેલા કેસો, પાટણના ઝગડા અને કોરટે ચડેલા કેસ, સુરતના અને છાણીના ઝગડા એમ ઘણા ઘણા પ્રકારના બનેલા બનાવો કેવળ અયોગ્ય દીક્ષામાંથીજ જન્મ પામેલા છે એ જગજાહેર છે. વળી કોરટે ચડેલા કેટલાક કેસોમાં મેજીસ્ટ્રેટોએ ઠરાવમાં દીક્ષા સંબંધી અને અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુઓ સંબંધી પોતાના વિચારો જણાવી સખ્ત ટીકા કરેલી છે.

અયોગ્ય દીક્ષાથી આવા પ્રકારનું નિંદાપાત્ર કલેશમય વાતાવરણ ઉભું થયેલું હોવાથી તેની આબેહુબ પરિસ્થિતિનો ખ્યાલ આપવા અને તે સ્થિતિ છે તેમ ને તેમ ચાલશે તો ભવિષ્યમાં કેવું ગંભીર પરિણામ આવશે તેનો ભાવી ચિતાર ખડો કરવા આ એક નવલકથા લખવાનો વિચાર મને સ્ફુરી આવ્યો. અયોગ્ય દીક્ષા ઉપર લગભગ ચાર વરસથી હું જાહેર વર્તમાનપત્રોમાં અને ખાસ કરી મુંબઇના સાંજવર્તમાન પત્રમાં છુટક લેખો લખ્યા કરૂં છું પરંતુ તેવા છુટક લેખો સાથે કાયમને માટે વાચકોના હાથમાં તે સંબંધી વાંચન પૂરૂં પાડવા, જે જે બનાવો બન્યા છે અને જાહેર વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થયેલા છે, જે જે જાહેરમાં આવ્યા નથી અને છુટા છવાયા ગુપ્ત રીતે કોઇ કોઇ સ્થળે બન્યા જ કરે છે તથા જેના ભવિષ્યના ભણકારા વાગી રહ્યા છે તે તથા મન નિરંકુશ બની કેવી પ્રપંચ જાળો પાથરે છે, અનીતિ અને દુરા-

ચારો કેવી કેવી ગુપ્ત યુક્તિ પ્રયુક્તિ રચી ધર્મના ઓઠા નીચે પગપેસારો કરે છે તે તમામ ઉપરથી ઉદ્ભવેલી કલ્પનાએ, તેમજ હાલમાં જનતામાં નવલકથા વાંચવાનો શોખ ઘણોજ વધી ગયો છે તેથી વાચકવર્ગની અભિરૂચિનો સત્કાર કરી તે દ્વારાએ ઉદ્દેશ સફળ કરવાની મારા હૃદયમાં ઉત્પન્ન થયેલી પ્રેરણાએ આ મારી અમૃતસરિતાની નવલકથાને જન્મ આપ્યો છે. અમૃત અને સરિતા પતિપત્ની તરીકે છે અને તે પાત્રો આ નવલકથાનાં નાયકનાયિકા છે. ભાવસૂચક નામ "અયોગ્ય દીક્ષા ઉપર દૃષ્ટિપાત છે."

હું હૃદયપૂર્વક જણાવવાની રજા લઉં છું કે સાધુસંસ્થાની અને જૈનસમાજની આંખો ઉઘાડી તેમાં જે જે ભયંકર બદીઓ દાખલ થઇ છે અને વધુ દાખલ થવાનો સંભવ છે તેનું દૃશ્ય જનતા આગળ ખડું કરી દુરાચારની પરિસ્થિતિ સમજાવી તે દૂર કરી સુધારો કરવો અને સાધુસંસ્થાને વધુ કલંકિત થતી અટકાવી શુદ્ધ કરવી એજ આ નવલકથા લખવાનો મારો ઉદ્દેશ છે.

વાચકો કબુલ કરશે કે કોઈ પણ ધાતુના કે માટીના પાત્રમાં પાણી હોય અને તેમાંથી પાણી જતું હોય તો આપણે પ્રથમ તે પાત્રમાંનું છિદ્ર શોધી કાઢવું પડશે અને તે શોધી કાઢ્યા પછીજ તેને પૂરવાનો પ્રયત્ન થાય છે. ડૉકટર વૈદ્ય કે હકીમ પણ રોગીના રોગનું પ્રથમ નિદાન કરી તેનું કારણ શોધી કાઢી પછી દવા અને ચિકિત્સા કરે છે. તેજ પ્રમાણે આ નવલકથામાં વસ્તુની સંકલના વાચકોની દૃષ્ટિગોચર થાય એ સ્વાભાવિક છે. દ્વેષ કે નિંદાની ખાતર નહીં પણ અંધ શ્રદ્ધાના પાટા છોડાવી ધર્મના ખોટા દંભને પ્રકાશમાં લાવી માત્ર સુધારવાની ખાતરજ મારા શુદ્ધ હૃદયથી ભુત વર્તમાન અને ભવિષ્યના સંભવનું સત્ય સ્વરૂપ વાચકો આગળ મુકી હાલની પરિસ્થિતિ સુધારવા શું શું પ્રયત્નો કરવા જોઇએ તેનો વિચાર કરી જૈન જનતામાં ખરી ધગશ જાગૃત કરવા આ નવલકથા દ્વારાએ કાર્યનું ક્ષેત્ર નજર આગળ ધરવા મેં યથાશક્તિ પ્રયાસ કર્યો છે.

હું પવિત્ર સાધુસંસ્થાને તેમજ ભાગવતી દીક્ષાને ચહાવાવાળો છું. સમયને અનુસરી, આચાર વિચારથી ચાલવાવાળા પવિત્ર વિચારશીલ ચારિત્રવાન સાધુઓથી સાધુસંસ્થા અને જૈનસમાજને ફાયદો છે એવી માન્યતાવાળો છું. પરંતુ તે સંસ્થામાં જે જે એબ, સડા કે બદી હોય તે તે નિભાવી લઇ તેમાં વધારો કરી રોગ ફેલાય એવી ભયંકર સ્થિતિ ઉભી કરવી તેનાથી હું વિરૂદ્ધ છું. તેવી બદીને ઉગતીજ છેદવી જોઇએ. કોઇપણ ઉપાયે તે નાબુદ થવીજ જોઇએ. પંચ મહાવ્રતધારી સાધુનું વર્તન એવું હોવું જોઇએ કે તેમાંથી ઉશ્કેરણીનો, કલેશ કે નિંદાનો એક પણ અંકુર કદી સ્ફુરાયમાન થવો ન જોઈએ, તેમનાં પગલાંની સાથે સર્વત્ર સંઘમાં ઉત્સાહ આનંદ અને સંપ ફેલાઈ રહેવો જોઇએ, તેમનાં દર્શન થતાંજ સુલેહ અને શાંતિ વ્યાપી રહેવી જોઇએ, અને તેમનાં વચન સાંભળતાંજ ક્રોધ, દ્વેષ અને કુસંપ બળી ભસ્મિભૂત થઇ જવો જોઇએ. એનું નામ સાધુ. એનું નામ ગુરૂ અને એનું નામ ધર્મ. અંગ્રેજ કવિ કાઉપર કહે છે કે

Religion should extinguish strife,
And make a calm of human life.

અર્થાત્ "ધર્મે કલેશ અને ઝગડાને ઠારી નાખવા જોઇએ અને મનુષ્યજીવનને શાંતિરૂપ બનાવવું જોઈએ." અધિષ્ટાતા દેવોને પ્રાર્થના છે કે તેઓ એવો મંગળકારી અને શાંતિદાયક દિવસ જલ્દી પ્રાપ્ત કરાવે.

વાચકોને વાંચવામાં અને સમજવામાં સરળતા થઇ પડે તે ઉદ્દેશથી નવલકથામાં આવેલા કેટલાક જૈન પારિભાષિક શબ્દોની સમજુતી છેવટે આપી છે, શરૂઆતમાં મુખ્ય મુખ્ય પાત્રોની ઓળખાણની યાદી મુકી છે અને નવલકથામાં કલ્પેલા પ્રદેશનો નકશો પણ આપવામાં આવ્યો છે. આશા છે કે વાચકો અમૃતસરિતાનો સત્કાર કરી તેનો ઉદ્દેશ બર લાવી આભારી કરશે.

વિસનગર.
સંવત્ ૧૯૮૬ જ્યેષ્ઠપૂર્ણિમા. } મહાસુખભાઈ ચુનીલાલ.

# આ નવલકથાના મુખ્ય પાત્રોની ઓળખાણ.

| | |
|---|---|
| રસિકલાલ | ભદ્રાપુરીનો શ્રીમંત યુવાન ગ્રેજ્યુએટ. અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજનો સેક્રેટરી. |
| માલતી | રસિકલાલની સ્ત્રી. ભગિનીસમાજની કાર્યવાહિકા. મેટ્રીક. |
| ચંદ્રકુમાર | રસિકલાલનો સ્નેહી મિત્ર. અંગ્રેજ વેપારી કંપનીમાં કલાર્ક. |
| સરલા | ચંદ્રકુમારની સ્ત્રી. |
| નવનીતરાય | ભદ્રાપુરીનો વકીલ. રસિકલાલનો નાગરમિત્ર. |
| સાગરિકા | નવનીતરાયની સ્ત્રી. |
| અશ્વિનીકુમાર | ભદ્રાપુરીનો વકીલ અને શ્રીમંત ગૃહસ્થ. રસિકલાલનો મિત્ર. |
| મહાશ્વેતા | અશ્વિનીકુમારની સ્ત્રી. ગ્રેજ્યુએટ. ભગિનીસમાજનાં પ્રમુખ. |
| મનસુખલાલ | ભદ્રાપુરીમાં ન્યાતના શેઠ. |
| ધરમચંદ | ભદ્રાપુરીમાં અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુનો ભક્ત. |
| ઉદયચંદ | સાધુનો ખટપટી ભક્ત. |
| ચીમનલાલ | ભદ્રાપુરીમાં છુપી દીક્ષાઓ અપાવનાર નામાંકિત શેઠ. |
| કુમારપાળ | ચીમનલાલનો છોકરો. છુપી દીક્ષાનો ભોગ. |
| ચંદ્રિકા | કુમારપાળની સ્ત્રી. |
| કસ્તુરચંદ | ભદ્રાપુરીમાં અંધશ્રદ્ધાળુ વૃદ્ધ ગૃહસ્થ. |
| તારા | કસ્તુરચંદ ડોસાની સ્વચ્છંદી સ્ત્રી. |
| ચંપકલાલ | ભદ્રાપુરીનો ગુમ થયેલો વિધવાનો છોકરો. કમળશ્રી સાધ્વીનો સંસારીપણાનો માસીઆઈ ભાઈ. |
| રાજબિહારીલાલ | મુંબઇનો એક્સ્પોર્ટ અને ઇમ્પોર્ટનો મોટો વેપારી. |
| જગજીવનદાસ | રાજબિહારીલાલનો ભાગીદાર. ઉત્તમશ્રી સાધ્વીનો સંસારીપણાનો છોકરો. ઉર્ફે લૉટરીવાળા. |
| રતિલાલ | રાજબિહારીલાલની મુંબઈની ઑફીસનો કલાર્ક અને જગજીવનદાસનો તથા રમણિકલાલનો મિત્ર. |
| ઉર્મિલા | રતિલાલની સ્ત્રી. |
| રમણિકલાલ | કનકનગરનો યુવાન ગ્રેજ્યુએટ. રતિલાલનો મિત્ર. |
| ચતુરા | રમણિકલાલની સ્ત્રી. |
| દશરથલાલ | રમણિકલાલનો મિત્ર. |

| | |
|---|---|
| **સરિતા** | અમરાપુરમાં રહેતાં મૈયત થયેલાં ગરીબ માબાપની નિરાધાર છોકરી. અમૃતકુમારની સ્ત્રી. નવલકથાની નાયિકા. |
| કલ્યાણ | સરિતાનો ભાઈ. દીક્ષા માટે વેચાણ થયેલો છોકરો. |
| લલિતા | દીક્ષાનો ભોગ થઇ પડેલી સાધારણ પૈસાદાર છોકરી. |
| **અમૃતકુમાર** | માણેકપુરના એક ગૃહસ્થ કેશવલાલનો ભત્રિજો સરિતાનો પતિ. નવલકથાનો નાયક. છુપી દીક્ષાનો ભોગ. |
| લાલભાઈ | કનકનગરનો ધનાઢ્ય ગૃહસ્થ. દીક્ષારક્ષક સમાજનો પ્રમુખ. આચાર્ય સૂર્યવિજયનો શ્રીમંત ભક્ત. |
| હરકોરબાઇ | લાલભાઈની સ્ત્રી. |
| બાલાભાઇ | લાલભાઇનો મોટો છોકરો. |
| વિદ્યાલક્ષ્મી | બાલાભાઈની સ્ત્રી. |
| નવીનચંદ્ર | લાલભાઇનો નાનો છોકરો. |
| સુશીલા | નવીનચંદ્રની સ્ત્રી. |
| કલાવતી | લાલભાઈની પુત્રી |
| ચંદ્રકાંત | કલાવતીનો પતિ. લાલભાઇનો જમાઈ. છુપી દીક્ષાનો ભોગ. |
| જયંતીલાલ | ભદ્રાપુરીનો સાધુનો દાંભિક દુરાચારી ભક્ત અને લાલભાઇનો આશ્રિત બસંતીલાલનો શિકાર. |
| વીરબાળા | જયંતીલાલની સ્ત્રી. |
| મેનકા | જયંતીલાલે અનીતિ માટે નોકર તરીકે રાખેલી સ્ત્રી. માલણું. |
| બસંતીલાલ | જયંતીલાલનો પાડોશી મિત્ર. ખાનગી કુટણખાનું ચલાવનાર. |
| બકુલ | બસંતીલાલની સ્ત્રી. ઉર્ફે બુલબુલ. |
| પ્રાણલાલ | શૅર અને ઝવેરાતનો વેપાર કરનાર વ્યભિચારી યુવક. ઉર્ફે બાબુસાહેબ. જયંતીલાલનો ગ્રાહક મિત્ર. |
| ભારતીકુમાર | કનકનગરનો વકીલ, અશ્વિનીકુમારનો પિતરાઇ, વર્ધમાન વિદ્યાલયનો પેટ્રન અને રસિકલાલનો મિત્ર. |
| કાદંબરી | ભારતીકુમારની સ્ત્રી. |
| શશીકાંત | ગાંધારીનો યુવક. અવિચારી છુપી દીક્ષાનો ભોગ. |
| પ્રભાવતી | શશીકાંતની સ્ત્રી. |
| કપુરચંદ | ચિત્રાણી ગામનો પ્રભાવસાગરનો ભક્ત. |
| પુરૂષોત્તમદાસ | ઈસમપુરનો ખટપટી તાલમબાજ દાંભિક ગૃહસ્થ. |

| | |
|---|---|
| સૂર્યવિજય | અયોગ્ય દીક્ષાના ચુસ્ત હીમાયતી આચાર્ય. |
| શુદ્ધિવિજય | સૂર્યવિજયનો ખાસ ચેલો. |
| ચકોરવિજય | સૂર્યવિજયનો પતિત પણ માનીતો ચેલો. |
| ગુપ્તવિજય, રહસ્યવિજય, મર્મવિજય | સૂર્યવિજયના માનીતા થઈ પડેલા ચાલાક ભેદી ચેલા. |
| પ્રભાવસાગર | સૂર્યવિજયના સહાયક આચાર્ય. |
| કંચનશ્રી | સૂર્યવિજયના સંઘાડાની ત્રાસદાયક સાધ્વી. |
| ઉત્તમશ્રી | કંચનશ્રીની ચેલી ( સંસારીપણામાં જગજીવનદાસની મા. ) |
| ચંદનશ્રી | ઉત્તમશ્રીની ચેલી. કુમાર અવસ્થામાં છુપી દીક્ષાનો ભોગ. |
| ચતુરશ્રી | કંચનશ્રીની ચેલી ( સંસારીપણામાં રમણિકલાલની સ્ત્રી. ) |
| કમળશ્રી | પરણ્યા પછી દીક્ષાનો ભોગ થઈ પડી દુઃખથી પશ્ચાતાપમાં દિવસ ગુજારતી સાધ્વી. સંસારીપણામાં ચંપકલાલની માસીઆઇ બેન. |
| કુમુદશ્રી | કમળશ્રીની સાથે રહી ચંપકવિજય(ચંપકલાલ)ની સંભાળ લેનાર ચિંતાગ્રસ્ત સાધ્વી. |
| કાંતિશ્રી, કેસરશ્રી | કુમારઅવસ્થામાં દીક્ષામાં સપડાઈ ગુરૂસાધ્વીના અતિ ત્રાસથી દુઃખમાં રીબાતી તરૂણ સાધ્વીઓ. |
| પદ્મવિજય | દેશકાળ ઉપર ધ્યાન આપી આચારવિચાર પાળી જૈનસમાજને ઉદ્ધારનાર અને અયોગ્ય દીક્ષા પ્રવૃત્તિને દૂર કરી સાધુસંસ્થાને સુધારનાર આચાર્ય. |



# અનુક્રમણિકા.

---


| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | વસંતપંચમી અને ઉદ્યાનમાં વાર્તાલાપ ... ... | ૧ |
| ૨ | પ્રેમાળ પરોપકારી દમ્પતી. ... ... ... | ૮ |
| ૩ | વૉટસન ટ્રેડીંગ કંપનીની ઑફીસ. ... ... | ૧૫ |
| ૪ | મહાજન સભા, અટ્ઠાઈ ઉત્સવનો પહેલો દિવસ. રાત્રે ભાવના અને ગરબો... ... ... ... | ૨૨ |
| ૫ | નદીકિનારો, મોટરમાં સુંદર દશ્ય અને દીક્ષામાં દયાના બલિદાનના સમાચાર... ... ... ... | ૨૮ |
| ૬ | ગરબો અને ભક્તિશૃંગારરસ ... ... ... | ૩૬ |
| ૭ | વ્યાખ્યાનમાં આચાર્યનો ક્રોધાગ્નિ અને ખાનગીમાં ચકોરવિજયની ચાલાકી. ... ... ... | ૪૩ |
| ૮ | અટ્ઠાઇ ઉત્સવમાં દીક્ષાપ્રવૃત્તિ. સંમતિપત્ર કે હૃદયનો બળાપો ? ... ... ... ... ... | ૫૦ |
| ૯ | ધણીધણીઆણીનું ધીંગાણું. તારાનું વાક્ચાતુર્ય. ... | ૫૭ |
| ૧૦ | દીક્ષાર્થીઓની ઓળખાણ અને દીક્ષાની આમંત્રણ-પત્રિકાનું વાંચન. ... ... ... ... | ૬૫ |
| ૧૧ | દીક્ષાસમારંભ અને વાતાવરણના પડઘાની પત્રિકાઓ. | ૭૨ |
| ૧૨ | છુપી દીક્ષાની અફવા અને તપાસ. ... ... | ૭૯ |
| ૧૩ | પનાઇની સહેલગાહ, ધારાસભાનો હેવાલ. હૃદયદ્રાવક અને હાસ્યજનક દ્રષ્ટાંતો. ... ... ... | ૮૮ |
| ૧૪ | વ્યાખ્યાનમાં આચાર્યનો બાધાનો ઉપદેશ અને બપોરે ધર્મશાળામાં પોલીસની ધમાલ... ... ... | ૯૫ |
| ૧૫ | શેઠ ચીમનલાલના ઘર ઉપર પોલીસનો દરોડો. પકડાયેલી છુપી દીક્ષા... ... ... ... ... | ૧૦૧ |

| | | |
|---|---|---|
| ૧૬ | છુપી દીક્ષાનો તાંત્રિક તપાસ, કચેરીમાં આચાર્યશ્રીની પધરામણી, લાભાલાભના વિચારમાં અસત્ય જુબાની, કલેકટરની ઉદારતા. કલ્યાણ અને સરિતાનો મેળાપ. | ૧૧૦ |
| ૧૭ | રસિકલાલ અને લાલભાઈ. નર્મદાકિનારે યુવકમંડળ. જાગૃતિ અને પ્રેરણા... ... ... ... | ૧૩૦ |
| ૧૮ | જૈનમહાજન અને આચાર્યની ઉશ્કેરણી... ... | ૧૪૦ |
| ૧૯ | અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ. રચનાત્મક કાર્યક્રમ. ભગિનીસમાજની સ્થાપના ... ... ... | ૧૪૯ |
| ૨૦ | સુવર્ણપુરમાં આચાર્ય સૂર્યવિજય અને દીક્ષા મહોત્સવ. | ૧૬૬ |
| ૨૧ | ચતુરશ્રી સાધ્વીનો વિહારપરિશ્રમ. ... ... | ૧૭૩ |
| ૨૨ | સરિતાનાં મામા માસી. ... ... ... | ૧૮૧ |
| ૨૩ | કનકનગરમાં જયંતીલાલ અને વીરબાળાનો નવો ગૃહ-સંસાર. બસંતીલાલની દોસ્તી. બસંતીલાલનું ભુલભુલ. | ૧૮૭ |
| ૨૪ | કનકનગરમાં બે આચાર્યોની પધરામણી, દીક્ષાનો બોધ, લાલભાઈ શેઠની અંધશ્રદ્ધા. મહાવીર જયંતી. ... | ૨૦૧ |
| ૨૫ | વર્ધમાન વિદ્યાલયની સીલ્વર જ્યુબીલી ... ... | ૨૧૪ |
| ૨૬ | લાલભાઇને ત્યાં ઉજમણું અને સપ્ત પુરૂષોનો દીક્ષા મહોત્સવનો વરઘોડો... ... ... ... | ૨૨૩ |
| ૨૭ | કહેવાતા શાસનપ્રેમીઓની સભા. લાલભાઇને અપાયેલું માનપત્ર. એક બાળાનો ખુલ્લો પત્ર ... ... | ૨૩૩ |
| ૨૮ | લાલભાઇને ત્યાં લગ્નોત્સવ, લગ્નમાં વિઘ્ન. ... | ૨૪૬ |
| ૨૯ | જયંતીલાલ અને વીરબાળા. સરિતાના સંકટની શરૂ-આત. સ્વચ્છંદી મેનકા. ... ... ... | ૨૬૦ |
| ૩૦ | કનકનગરમાં જૈનપરિષદ્‌ની ખાસ બેઠક. રા. બ. ભારતીકુમારનું ભાષણ અને ઠરાવો. ... ... | ૨૭૮ |
| ૩૧ | વીરબાળાને સપડાવવા મેનકાની કપટજાળ. ... | ૨૯૨ |
| ૩૨ | બાબુ પ્રાણલાલના પંજામાંથી છટકી વીરબાળાએ કરેલો આપઘાત. તેની મરતી વખતની જુબાની... | ૩૧૧ |

૩૩ કનકનગરની હૉસ્પીટલ. દરદી પતિપત્નીનો મેળાપ. ૩૨૯
૩૪ રસિકલાલ ઉપર ચોરીનો આરોપ. સરિતા ગુમ થયાનો ભેદ. ... ... ... ... ૩૩૮
૩૫ મુંબઇમાં રમણિકલાલ અને ચતુરા. જર્મનીથી જગજીવનદાસનું આવવું. તેમને થયેલું સાધ્વી માતાનું સ્મરણ. ૩૫૧
૩૬ સાધ્વી માતાનું તીવ્ર સ્મરણ. તપાસ અને મેળાપ... ૩૬૫
૩૭ મેનકાની દુર્દશા ... ... ... ... ૩૭૮

## ઉપરના પ્રકરણોમાં આવેલાં કાવ્યો તથા ભાષણો.

**કાવ્ય.** **પૃષ્ટ.**

સ્ત્રીની હૃદયવીણા ... ... ... ... ૩૪
માની હૃદયવીણા ... ... ... ... ૩૪
ભક્તિશૃંગારરસની ગરબીઓ ... ... ... ૩૮—૩૯
ભવિષ્યવાણી ... ... ... ... ૭૫
ભક્તિ કે કાયરતા ... ... ... ... ૭૭
દીક્ષાના હીમાયતી આચાર્યને શીખામણ ... ૨૦૬
વર્ધમાન વિદ્યાલયની સીલ્વર જ્યુબીલી પ્રસંગે ઠરાવ. ૨૧૫
દીક્ષાનો વરઘોડો (વ્યાજ સ્તુતિ અલંકાર) ... ૨૨૬
અરે જૈનો હવે જાગો! ... ... ... ૨૮૦
દગા નહીં કીસીકા સગા. ... ... ... ૩૯૦

**ભાષણો.**

અશ્વિનીકુમારનું ભાષણ ... ... ... ૧૪૯
(અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજનું કાર્ય.)
માલતીનું ભાષણ (ભગિનીસમાજની સ્થાપના) ... ૧૫૬
ભારતીકુમારનું ભાષણ (જૈનપરિષદ્‌ની ખાસ બેઠક.) ૨૮૧

# अमृत-सरिता

અથવા

## અયોગ્ય દીક્ષા પર દષ્ટિપાત.

( પ્રથમ તરંગ. )

॥ ॐ ॥

ॐकार बिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥

## પ્રકરણ ૧ લું.

### વસંતપંચમી અને ઉદ્યાનમાં વાર્તાલાપ.

( હરિગીત )

વિચાર મનમાં ઉદ્ભવેલા વાતમાં ઉભરાય છે,
ઉદ્ગાર તેના જો કદી વર્તન મહીં મુકાય છે,
પછી ખંતથી ને જીગરથી જો કાર્ય આરંભાય છે,
તો જાણજો પરિણામ સારૂં, એજ કુદરત ન્યાય છે.—લેખક

સંધ્યાસમયે સુંદર બગીચાની અંદર રમ્ય સ્થળે એક બેંચ ઉપર ચંદ્રકુમાર બેઠો બેઠો વિચાર કરતો હતો તેવામાં પાછળથી તેના મિત્ર રસિકલાલે આવીને પુછ્યું—

“ અરે ચંદ્રકુમાર ! આજ તો તું તર્ક વિતર્કના અર્કમાં ગર્ક થયેલો જણાય છે. શું સંધ્યાસુંદરીએ કે આજે વસંતપંચમીના દિવસે વસંતકુમારિકાએ તને મોહપાશમાં ફસાવી સ્તબ્ધ બનાવી દીધો છે ?”

"ભાઈ રસિકલાલ ! ખાતાં પીતાં, બેસતાં ઉઠતાં, હરતાં ફરતાં દરેક બાબતમાં તમે તો તમારી કાવ્યકલાનું પ્રદર્શન કરી રહ્યા છો, સ્હેજ વાતમાં પણ ઝડઝમક ભરેલા શબ્દોનો છુટથી ઉપયોગ કરો છો. પણ તમને આજે સજોડે આવવાનું મન ક્યાંથી થયું ? ઘણા દિવસે સજોડે બહાર નીકળ્યા જણાઓ છો."

"ના ના, હમણાંથી તો સાથેજ ફરવા જવાનો મ્હાવરો રાખેલો છે" એમ કહી બંને બેંચ ઉપર બેઠાં.

"હું તમારા જેવી મંડળીનીજ રાહ જોઈને બેઠો હતો; આજે તો મારૂં મન એવું વિવ્હળ બની ગયું છે કે તે શીવાય બીજા વિચારોજ આવતા નથી."

રસિકલાલની સ્ત્રી માલતીએ વચ્ચે ધીમે રહીં પુછ્યું "સરલા ભાભી તો ખુશીમાં છે ને ?"

"તે તો ખુશીમાં છે, પણ આજે મારા ઉપર મારા પિતાશ્રીનો અમરાપુરથી પત્ર છે" એમ કહી ખીસામાંથી કાગળ કાઢી મુદ્દાની લીટીઓ ચંદ્રકુમાર વાંચવા લાગ્યો—

"બિચારી સરિતાની મા મરી ગઈ, ચાર દિવસ માંદગી ભોગવી ઇન્ફ્લ્યુએંઝાથી અચાનક ઉપડી ગઈ. સરિતા તદ્દન નિરાધાર થઈ પડવાથી તેને આપણે ત્યાં રાખી છે, તેની સંભાળ લે તેવું કોઈ રહ્યું નથી. ગરીબની કોણ સંભાળ લે ?"

રસિકલાલે દિલગીર થઇ પુછ્યું "સરિતા કોણ ? કેટલી ઉમર છે ?"

"તેની ઉંમર આશરે પંદર વર્ષની હશે. તેના માબાપ અમરાપુરમાં અમારી પાસે ભાડાના ઘરમાં રહેતાં હતાં. બાપ દર માસે પંદર રૂપીઆ ગુમાસ્તીના મેળવી કુટુંબનું પોષણ કરતો હતો. ગરીબનું નસીબ ગરીબજ હોય છે. ગઇ સાલ તે ક્ષયના રોગથી મરણ પામ્યો, તેથી મા દીકરી નિરાધાર સ્થિતિમાં આવી પડયાં. અમે તેમને અવારનવાર મદદ કરતાં, આવી રીતે દુઃખમાં તેઓ દિવસ કાઢતાં હતાં,

તેવામાં મા મરી ગઇ. હવે સરિતાની શી દશા થશે તેના વિચાર આવ્યા કરે છે. બાપના મરી ગયા પછી સરિતાએ નિશાળ છોડી દીધી છે. ગુજરાતી સાત ચોપડીનો અભ્યાસ પૂરો કર્યો છે, સંસ્કારી છે, બુદ્ધિશાળી અને ચાલાક છે, પણ દુઃખી અવસ્થાને લીધે તેના મુખ ઉપર લાચારી છવાઇ રહેલી છે."

માલતી દયા લાવી બોલી "ત્યારે તો તમારા પિતાશ્રીએ ઘણુંજ સારૂં કર્યું કે તેને તમારે ત્યાં રાખી છે. તેવાઓને તો પૂરતી મદદ કરવી જોઇએ. ઉમર લાયક થયેલી છે તેથી સારૂં ઠેકાણું શોધી તેને પરણાવી સાસરે મોકલશો એટલે લાંબી ચિંતા કરવા જેવું રહેશે નહીં. સારો પતિ મેળવી આપવો જોઇએ, જો બને તો અત્રે લાવો. સરલા ભાભી એકલાં છે તેથી તેમને પણ ગમશે."

"માલતી બેન ! હું પણ સરિતાને અત્રે લાવવા માગું છું. એટલું ઠીક છે કે તેનું સગપણ તેના બાપે કરેલું છે, તેનો વર આશરે વીસ વર્ષનો છે, એક મોટા વેપારીની કંપનીમાં નોકરી કરે છે, તેનું નામ ભુલતો ન હોઉં તો અમૃતકુમાર છે, તેના કાકાના ભેગો રહે છે, ઘણા ભાગે તેનાં માબાપ મરી ગયેલાં છે."

"તમે તેને જોયો છે ?"

"ના, મેં તેને જોયો નથી. મારા પિતાશ્રીએ જોયેલો છે, તેમની સલાહથીજ સગપણ થયેલું છે. માણેકપુર રહે છે, દેખાવમાં પણ ઠીક છે, સ્વભાવે પણ સારો છે એમ તે કહેતા હતા. આથી તે તરફની ચિંતા કરવા જેવું નથી."

"ત્યારે તો કદાચ આ સાલ લગ્ન પણ થાય."

"હું તેજ બધા વિચારમાં ગુંથાયેલો છું. હું એકવાર ત્યાં જઇ આવું અને પિતાશ્રીની સલાહ મેળવી સરિતાને અહીં લઇ આવું. તે બિચારી ઘણુંજ કલ્પાંત કરતી હશે. કોઇ નીકટનું સગું નથી. ઉપર આભ અને નીચે જમીન એવી નિરાધાર અવસ્થા થઇ પડી છે."

રસિકલાલે કહ્યું “ ચંદ્રકુમાર ! ત્યાં જવાનો વિચાર નક્કી રાખ, તેને હિંમત અને આશ્વાસન આપ, ઓછું આવવા દઈશ નહીં, અહીં તેને લેતો આવ, લગ્ન કરવા ઇચ્છા હોય તો તેમ કર, હું પણ યથાશક્તિ મદદ આપીશ. ”

એટલામાં તેમના નાગરમિત્ર વકીલ નવનીતરાય મજમુન્દાર પોતાની પત્ની સાગરિકા સાથે ત્યાં આવી પહોંચ્યો અને ખીસામાંથી એકદમ “ પ્રજાપોકાર ” નામનું દર સાંજે પ્રકટ થતું છાપું કાઢી મોટા અવાજે તે કહેવા લાગ્યો—

“ લો, વાંચો, તમારી જૈનોની પવિત્ર દીક્ષાની પ્રવૃત્તિ કેવી પલટાઇ ગઇ છે તે જરા વાંચી પેટમાં ટાઢું કરો. ગરીબ કુટુંબોનાં છોકરાં અદ્ધર ઉપાડી જવાં, માબાપ તેનો તપાસ કરવા જાય તો તેને કોઇ મદદ કરે નહીં, ઉલટા તેનો તિરસ્કાર કરે, છોકરાં સંતાડવામાં સાધુઓને જૈનબંધુઓ મદદ કરે, આ તે તમારો અહિંસાનો ધર્મ ? ”

રસિકલાલે છાપું હાથમાં લીધું. પહેલા પાના ઉપરજ એક સુંદર છોકરાનો ફોટો જોવામાં આવ્યો. આમ છાપાની વાત નીકળતાં અને વકીલને ઉંચા સાદે બોલતાં સાંભળી બીજા કેટલાક ફરવા આવેલા, તે પણ બાજુના બાંકડાઓ ઉપર ગોઠવાઇ ગયા, અને “પ્રજાપોકાર”ની વાતો સાંભળવા લાગ્યા. રસિકલાલ મનમાં વાંચતો હતો તેથી છાપું તેના હાથમાંથી પડાવી નવનીતરાય મોટેથી વાંચવા લાગ્યો—

## જાહેર વિનંતી.

### ગુમ થયેલો છોકરો.

### શોધી આપનારને પચાસ રૂપીઆનું ઈનામ.

મારો છોકરો નામે ચંપકલાલ ઉમર વરસ તેરનો, રંગે ઘઉં વરણો, કારતક વદ ૫ ના દિવસે જૈન પાઠશાળામાં ભણવા ગયેલો ત્યાંથી પાછો આવ્યો નથી, તેની શોધખોળ કરાવતાં અદ્યાપિ સુધી તેનો પત્તો લાગ્યો નથી, જાણવામાં આવ્યું છે કે તેને કોઈ જૈનસાધુએ સંતાડેલો છે. માટે મારા

છોકરાનો જે કોઈ પત્તો મેળવી આપશે તેને હું રૂપીઆ પચાસનું ઈનામ આપીશ. છોકરાની આકૃતિનો ફોટો ઉપર પ્રમાણે છે.

ભદ્રાપુરી
માહ સુદ ૫

લી. બાઇ સંતોક
તે ગોપાળદાસ વ્રજલાલની વિધવાની સહી.
મારફત વકીલ નવનીતરાય બળવંતરાય મજમુન્દાર
બી. એ. એલએલ. બી.

આ સાંભળી ચંદ્રકુમારે કહ્યું "ત્યારે કહોને કે તમારી મારફતજ આ નોટીસ બહાર પડી છે. અમને ચીડવવાની ખાતરજ આવી વધામણી ખાતા હશો."

"અરે! આવાં તો કેટલાં બધાં પોકળો છે. ધીમે ધીમે "પ્રજા પોકાર" પત્રમાં વાંચશો. આ તો એકજ બનાવ બહાર પડયો છે પણ બીજા બનાવો વાંચી અજબ થશો. મીસ્ટર ચંદ્રકુમાર! હું તમને ચીડવવા નથી કહેતો, પણ તમારી આંખો ઉઘાડું છું. છોકરો ગુમ થયો છે ત્યારથી તેની મા કલ્પાંત કરી રહી છે. મારી પાડોશમાંજ રહે છે. એકનો એક છોકરો છે, સગાં વહાલાં પણ રોકકળ કરી રહ્યાં છે, તેનો પત્તો નહીં લાગે તો સાત ઘેર ખંભાતી તાળું વસાય તેવી સ્થિતિ છે, ગરીબ હોવાથી તે બિચારાં પોલીસને પણ ખબર આપી શક્યાં નહીં. મા અને સગાં ખુબ શોધખોળ કરી થાકી નિરાશ થઇ પોક મુકી રડતાં હતાં. તે જોઇ અમને તેમના રૂદનથી ખુબ દયા આવી, તેમની પાસે જઈ હકીકતથી વાકેફગાર થઇ નોટીસ લખી આપી સહી કરાવી મેં મારા ખરચે પત્રમાં છપાવી પ્રકટ કરી છે."

સાગરિકા બોલી "તમે જૈનો જીવદયાના ઉપાસકો, બલ્કે જીવદયાનો ઇજારો રાખનાર ઇજારદારો કહેવાઓ અને આવા ગુમ થયેલા છોકરાની ઘરડી ડોશીને મદદ કરો નહીં તે તમારો કેવા પ્રકારનો જીવદયાનો સિદ્ધાંત કહેવાય તે અમો બીલકુલ સમજી શકતા નથી. મને છોકરાની મા કહે છે 'બેન! તમને અમારા દુઃખની શી વાત કહું? મદદ માટે કોઇને પુછું છું તો તે કહે છે કે જો

કોઈ સાધુ મહારાજ લઇ ગયા હશે તો તે તેને દીક્ષા આપશે, તેથી તેના આત્માનો ઉદ્ધાર થશે. સંસારમાં રહીને શું કરવાનો છે?' આ પ્રમાણે કહી મદદને બદલે બિચારી માને દાઝ્યા ઉપર ડામ દે છે. મને તો એટલી બધી રીસ ચડી છે કે મારૂં ચાલે તો તેમને કોર-ટમાં ધસડું. શ્રીમંતોજ પાસે રહી છોકરાને નસાડે, સંતાડે અને સાધુઓને આડકતરી રીતે બધી મદદ આપે. શું આ તમને જૈનોને શોભે છે? મેં તો તેમને (નવનીતરાયને) કહ્યું છે કે ધરના પૈસા ખરચી ચંપકલાલને શોધી કાઢી રૂદન કરતી તેની માને મેળવી આપવો જોઇએ. જડે તો ઇનામના પૈસા પણ અમારેજ આપવાના છે."

નવનીતરાય અને સાગરિકા ઉભાં રહીનેજ બોલતાં હતાં. તેમના મુખ ઉપર ગુસ્સાના અને દયાના આવેશનું મિશ્રણ થયેલું જણાતું હતું. આજુબાજુના બાંકડા ઉપર બેઠેલા લોકોનું ધ્યાન તેમની તરફ ખેંચાયેલું હતું તેથી તેમનામાં પણ જૈનોની આવી દીક્ષા તરફ તિરસ્કારની લાગણીઓ ઉત્પન્ન થવા લાગી, અને સાધુવિષય ઉપર ચર્ચા થવા માંડી.

માલતીએ "પ્રજાપોકાર" હાથમાં લીધું અને ફરી વાંચી જઈ સાગરિકાને કહેવા લાગી "આ પ્રત હું મારી પાસે રાખી લઉં છું. આજની ચર્ચાથી અમને જરા પણ ખોટું લાગેલું નથી, તમે ખરે-ખર ઉપકારનું કામ કરેલું છે. અમે ધણા વખતથી આવા બનાવો સાંભળીએ છીએ; અમે પણ તમારા જેવાજ વિચાર ધરાવીએ છીએ; પણ શું કરીએ? અંધશ્રદ્ધાળુ શ્રાવકો સાધુઓનું જરા પણ પડવા દેતા નથી. જરા કોઇ સાધુનાં ગેરવર્તનની વાત કહેવા જાય તો તેના ઉપર આખો સંધ તુટી પડે અને તેને સંધ બહાર મુકવા તૈયાર થાય. જરાપણ વિચાર નહીં કરે કે એમાં સાધુનો દોષ છે કે કહેનારનો દોષ છે. અમે તો ધણી વખત મનમાં બળીને રહીએ છીએ. પુછો આ ચંદ્રકુમારભાઇને, તે સાક્ષી છે, એક વખત સાધ્વીના ઉપાશ્રયમાં સાધ્વીને હું જરા શીખામણ દેવા ગઇ, એટલામાં તો તે તેમના

ગુરૂ પાસે જઇ આડું અવળું સમજાવી આવી. સાધુએ કોપાયમાન થઈ મહાજન એકઠું કર્યું અને તેમને (રસિકલાલને) બોલાવવા માણસ મોકલ્યો. "

તે વાતનું સ્મરણ થતાં ચંદ્રકુમારે કહ્યું "અરે ! એ વાત તો એવી વધી પડી કે રસિકલાલ મહાજનમાં ન ગયા તેથી તેમનો સવા રૂપીઓ દંડ કરવામાં આવ્યો. આવી અમારી ધર્મની ઘેલછા અને અંધશ્રદ્ધા છે ?"

નવનીતરાયે કહ્યું "ત્યારે તમારા જેવા ભણેલા ગૃહસ્થો આવી દીક્ષા અટકાવવા પ્રયત્ન ન કરી શકે ?"

રસિકલાલે કહ્યું "અમે તે અટકાવવાને "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ" પણ સ્થાપ્યો છે પણ હજુ સુધી કેટલાક લોકો તેમાં જોડાવાને આંચકો ખાય છે. જો કે હૃદય અમારી તરફ છે છતાં જાહેર રીતે બહાર પડતા નથી. "

આ સાંભળી નવનીતરાયે જુસ્સાભેર ભાર દઇ જવાબ આપ્યો "ના, તે ન ચાલે, ભાષણો અને લેખો દ્વારાએ લોકમત કેળવો, સમાજમાં જાગૃતિ લાવો, ખંતથી અને જીગરથી તેની પાછળ મંડયા રહો એટલે તમારા ઉપર બીજાઓનો પાકો વિશ્વાસ પડશે અને તમારી સાથે જોડાશે. આવાં અઘટિત કામો તો બંધજ થવાં જોઇએ. જીવદયાનો ઇજારો લઇ બેઠેલા જૈનો માટે આવી અયોગ્ય દીક્ષા તો ભારે કલંક રૂપ છે એવી મારી માન્યતા ડોશીના દાખલા ઉપરથી.થઇ ચુકી છે. તમારા જેવા સંસ્કારી ગ્રેજ્યુએટ અને તમારાં ધર્મપત્ની અ. સૌ. માલતી બેન જેવાં મૅટ્રીક થયેલાં સ્ત્રી આવું ગરીબોને મદદ કરવાનું કામ નહીં ઉપાડે તો પછી બીજા કોની પાસેથી તે કામની આશા રાખી શકાશે ? તમે મંડળ સ્થાપ્યું છે તે જાણી અમને સંતોષ થયો છે. તે મંડળને એવું બનાવો કે તે ઠામ ઠામ થતા આવા ત્રાસદાયક અયોગ્ય દીક્ષાના બનાવો કોઇ પણ પ્રકારે અટકાવવા શક્તિમાન થઈ શકે. "

આ વખતનો દેખાવ જાણે વકીલ નવનીતરાય જાહેર મેદાનમાં ઉભા રહી ભાષણ આપતા હોય તેવો ઘડીભર બની રહ્યો. તેમના બુલંદ અવાજથી ફરવા આવેલા લોકો આકર્ષાઇ આસપાસ ઉભા રહી એક ચિત્તથી સાંભળતા હતા. આવા ભાષણ રૂપ વાર્તાલાપમાં અંધારૂં થવા લાગ્યું કે તેઓ ત્યાંથી ઉઠી સાથે સાથે વાતો કરતાં બાગમાંથી ઘર તરફ ગયાં.

# પ્રકરણ ૨ જું.

## પ્રેમાળ પરોપકારી દમ્પતી.

* आत्मार्थं जीवलोकेऽस्मिन्को न जीवति मानवः ।
परंपरोपकारार्थं यो जीवति स जीवति ।।

† Sum up at night what thou hast done by day,
And in the morning what thou hast to do.

—*George Herbert.*

રાત્રે શયનગૃહમાં રસિકલાલ અને માલતી ગૃહસંસારની વાતો કરતાં હતાં એટલામાં માલતીને "પ્રજાપોકાર" વર્તમાનપત્ર સાંભરી આવ્યું કે તરતજ આગલા દીવાનખાનામાં જઇ છાપું લઇ આવી અને ચંપકલાલનો ફોટો જોઇ ઉંડા વિચારમાં પડી. થોડીવારમાં તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

રસિકલાલ માલતીના સાલ્લાના છેડાનો રૂમાલ તરીકે ઉપયોગ

---

* આ દુનિયામાં પોતાના સ્વાર્થને માટે કયો માણસ જીવતો નથી ? પણ જે પરોપકારને અર્થે જીવે છે તેજ ખરેખર જીવે છે.

† દિવસમાં જે જે કાર્યો કર્યાં હોય તેનો રાત્રે સૂતી વખતે અને બીજા દિવસે જે જે કાર્યો કરવાનાં હોય તેનો સવારે ઉઠતાં એકીકરણ કરી વિચાર કરો.

કરી આંસુથી ભીંજાતા ગાલને સાફ કરવા લાગ્યો. માલતી જરા વિવેકની ખાતર રસિકલાલને તસ્દી નહીં આપતાં તે કામ પોતે ઉપાડી લઇ આંખો સાફ કરી ધીમા સાદે બોલી "આવા કુમળા ખુબસુરત છોકરાને ઉપાડી જતાં સાધુને દયા નહીં આવતી હોય? માને આ છોકરો શી રીતે વિસારે પડે? આપણો ચાર વરસનો કીકો જો કે લાંબી માંદગી ભોગવીને મરણને શરણ થયો હતો છતાં જ્યારે જ્યારે સાંભરી આવે છે ત્યારે ત્યારે મારૂં હૃદય ભરાઇ આવે છે! તો આવા ઉછરેલા સુંદર છોકરાને એકદમ સાધુ ઉપાડી જાય તે તેની માને કેમ પાલવે? ઉપાડી જનાર ખરેખર કસાઇ કરતાં પણ વધારે નિર્દય હોવા જોઇએ. બિચારી સરિતાની દયા ખાતા હતા એટલામાં આ છાપામાં છોકરાની માની દયા ખાવાનો પ્રસંગ ઉભો થયો, દૈવની ગતિ ગહન છે! શું તમારાથી ચંપકલાલને શોધવાનું કામ ન બની શકે? સરકારમાં તમારી લાગવગ સારી છે તેનો ઉપયોગ ન થાય? ખરચ થાય તો કરવું પણ આ છોકરાને તો જરૂર શોધી આપવો જોઇએ. મને તો આ ફોટો જોઇ અને હકીકત સાંભળી ઘણીજ અસર થઇ છે."

"ખરેખર દયા આવે તેવોજ બનાવ બન્યો છે. વકીલ નવનીતરાયને ધન્યવાદ ઘટે છે. હું તેમને મળી તેમની મારફત બધી તજવીજ કરીશ. મુનિમહારાજોને મદદ કરનાર બે ચાર શ્રીમંતો છે તે આટલું બધું તોફાન મચાવે છે. હવે તો સાધુ કહે સાધુ નથી અને આચાર્ય કહે આચાર્ય નથી. સાધુસમુદાયમાં કેટલાક સાધુઓ ચેલા મુંડવાની તીવ્ર લાલસાવાળા છે તે આટલી બધી ધમાલ કરે છે, અને ગરીબોના છોકરા ઉપાડી વંશનું નિકંદન કાઢે છે, હવે તેમની ખબર લીધા વિના છુટકો નથી. તેમની સામે બેડો બળવો જગાડવોજ પડશે.

પણ માલતી! પેલી સરિતાની કેવી દયાજનક સ્થિતિ થઈ પડી! ચંદ્રકુમાર ઘણોજ દયાળુ અને પરોપકાર વૃત્તિવાળો છે એટલે

તે બિચારીને ઠેકાણે પાડશે. તેનું સગપણ થઇ ગયું છે તેથી એક બે વરસમાં ઠેકાણે પડી જશે. માલતી! બેકારી બુરામાં બુરી ચીજ છે. ગમે તેવાનું માન ઉતારે છે, ગમે તેવાને ભ્રષ્ટ કરે છે; તેમાં સ્ત્રીઓની તો વાતજ કરતાં હૃદય કંપે છે. પૈસાની ખાતર ધણી પાસે રહી શીલનો ભંગ કરાવે છે. ઘરને છાના કુટણખાના જેવું બનાવે છે. સાધુઓ આવી મહત્વની વાત તરફ જરા પણ લક્ષ આપતા નથી અને મોટી મોટી મોક્ષની વાતો કરી ભોળાં સ્ત્રી પુરૂષોને ભરમાવે છે.

તમારૂં–સ્ત્રી જાતિનું–હૃદય ઘણુંજ કોમળ હોય છે તેથી આવી આવી વાતોથી તમારી આંખમાંથી એકદમ આંસુ ખરવા માંડે છે, પણ આ આંસુ અરણ્યરૂદનવત્ નીવડવાથી તેની કાંઇ અસર સમાજ ઉપર થતી નથી, માટે તમારા જેવાં દસ પંદર ભેગાં થઇ એક **સ્ત્રી સમાજ** જેવું બંધારણ બાંધી પોકાર ઉઠાવો તો સમાજ ઉપર ભારે અસર થાય. અમે તમને મદદ આપીશું. તમારી એકજ સભા જે અસર કરશે તે અસર અમારી દસ સભાઓ કરી શકશે નહીં. દીક્ષાના હીમાયતી સાધુઓને મદદ કરવા તેમના અંધશ્રદ્ધાળુ જૈનોએ એક "દીક્ષારક્ષક" મંડળ ઉભું કરેલું છે તેની સામે અયોગ્ય દીક્ષા અટ-કાવવા અમોએ "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ" સ્થાપ્યો છે તે તું જાણે છે. આ સાથે તમારૂં સ્ત્રીમંડળ સ્થપાય તો અમને ઘણુંજ બળ મળી શકે તેમ છે."

એ રીતે રસિકલાલે માલતી આગળ સામાજિક સુધારાના પ્રશ્ન મુકી સ્ત્રીમંડળ સ્થાપવાના વિચારને જન્મ આપ્યો. આ વાત માલ-તીને રૂચી અને તે દિશા તરફ સ્ત્રીઓનું ધ્યાન ખેંચવા તેની પ્રેરણા થઇ.

માલતી મેટ્રીક સુધી ભણેલી હતી, રસિકલાલ ગ્રેજ્યુએટ હતો. કાવ્ય સારી રીતે લખતો હતો, વ્યવહારકુશળ, શાંત, ડાહ્યો અને સંસ્કારી હતો; સારો પૈસાદાર હતો અને સામાજિક સુધારાનો હીમાયતી હતો. સંતતિમાં એક છોકરો થઇને મરી ગયો હતો. પતિપત્નીના સ્વભાવ સમાન હોવાથી તેમનો ગૃહસ્થાશ્રમ કોઇને ઇર્ષા પમાડે તેવો હતો.

શયનગૃહમાં આ પ્રમાણે સામાજિક વાત ચાલી રહી છે એટલામાં વીજળીના ઘંટે ગણુણુણુ અવાજ કર્યો કે માલતી ઉઠી, ચોકની બારી ઉઘાડી ચાકરને કહેવા લાગી "રામા! કેમ બોલાવે છે?"

રામાએ જવાબ આપ્યો "કોઇ બાઈ મળવાને આવ્યાં છે."

આ સાંભળી માલતી નીચે ગઇ. માલતીને દેખી તે બાઇએ ધીમા સાદે કહ્યું "તમારૂં કામ પડયું છે, ભાઇની સાથે વાત કરવી છે, દુઃખની મારી ભાઇની પાસે આવી છું" એમ કહી તે ગગળી થઇ.

આ શબ્દો સાંભળી માલતી તેને ઉપર લઇ ગઇ અને આગલા દીવાનખાનામાં બેસાડી રસિકલાલને સુવાના ઓરડામાંથી બોલાવી લાવી.

જરા શાંત રહી તે બાઈ બોલી "હું તમારી બંનેની ખ્યાતિ સાંભળું છું, આપણી જ્ઞાતિમાં તમારા જેવા પરોપકારી માણસો ઘણાજ ઓછા હશે. મારૂં દુઃખ તમારા શીવાય કોઇ ટાળી શકશે નહીં એમ સમજી તમારી પાસે આવવાની મેં હીંમત કરી છે. મારા માથે દુઃખનો પાર નથી.

દયા આવવાથી માલતી તેને આશ્વાસન આપી કહેવા લાગી "તમે ધીરજ રાખો, તમારે જે મદદ જોઈતી હોય તે કહો, અમારાંથી બનતું અમે જરૂર કરીશું, દુઃખના વખતે હીંમત નહીં હારવી જોઇએ. હીંમત હારવાથી બમણું દુઃખ થાય છે. જે દુઃખ હોય તે સુખેથી કહો. આમ લાજ રાખવાનું કારણ નથી. ખુલ્લા દિલથી સંકોચ વિના વાત કરો."

માલતીના આવા શબ્દો સાંભળી બાઇને ધીરજ આવી. વાતનો વિસામો મળવાથી અરધું દુઃખ કમી થાય છે તેમ તેને જરા શાંતિ મળી. પછી ધીમે રહી, સાથે લાવેલી એક દાબડી સાલ્લાના છેડામાંથી બહાર કાઢી રસિકલાલ આગળ મુકી તે કહેવા લાગી. "ભાઇ લો, આટલું સંભાળો, જ્યારે હું લેવા આવું ત્યારે મને આપજો."

"બેન! તેમાં શું છે? જોયા શીવાય શી રીતે રાખી શકાય? મારે જાણવું તો જોઇએ."

"હું તમને દેખાડયા શીવાય મુકવા નથી માગતી. તેમાં શું છે તે મારે બતાવવું જોઇએ અને તે સાથે મારે બધી હકીકત પણ તમારી આગળ ખુલ્લા દિલથી કહેવી જોઇએ." એમ કહી તેણે દાબડી ઉપરનું કપડું છોડી દાબડી ઉઘાડી દાગીના બહાર કાઢયા.

આઠ બંગડીઓ, એક ગળાનો નેકલેસ, બે નક્કર કડાં, ચાર દોરા અને એક લોકેટ એ રીતે સોનાના સોળ મુદ્દા રસિકલાલને ગણી આપી વજન અને વીગત સાથેની યાદી રજુ કરી તે બાઇએ કહ્યું "ભાઈ! આ યાદી પ્રમાણે મેળવી જુઓ!"

રસિકલાલ યાદી હાથમાં લઈ ઉંડા વિચારમાં પડી ગયો. હંમેશના પહેરવાના આ દાગીના છે. બાઇ યુવાન છે, સધવા છે. શા માટે મુકવા આવી હશે? આવા વિચારની સાથે રસિકલાલે પુછયું "બેન! આવી રીતે આ દાગીના મારે ત્યાં રાખવાનું શું પ્રયોજન?"

બાઇએ જવાબ આપ્યો. "હું તમારાથી કશું પણ છાનું રાખવાની નથી. મને પરણે પાંચ વર્ષ થયાં, મારા બાપે કુળવાન ધારી મોટા ઘેરે પરણાવી. જ્યારથી સાસરે આવી છું ત્યારથી સુખનું સ્વપ્ન પણ આવ્યું નથી. તેમને સટ્ટાનો એવો છંદ લાગ્યો છે કે તે તેમાં પાયમાલ થયા અને થાય છે. છતાં તે ધંધો મુકતા નથી. જુદા રહે છે. કોઇપણ સાથે સંબંધ રાખતા નથી, ભાગમાં સારા પૈસા આવેલા પણ બધા સટ્ટામાં ગુમાવ્યા. નબળો પુરૂષ રાંડ ઉપર શૂરો એ પ્રમાણે પૈસા ગુમાવે ત્યારે ઘરમાં કલેશ કરી સંતાપી મને તાવી નાખે, ન સહન થાય તેવી મારાં માબાપને ગાળો દે અને મને મારે. મારા દુઃખની વાત હું તમને કહી શકતી નથી. મારા પીયરના દાગીના મારી પાસે હતા તે તેમણે મને ઘરમાં અસહ્ય ત્રાસ આપી કુંચી પડાવી લઈ મારી પેટીમાંથી કાઢી લીધા. એટલું વળી ઠીક છે કે છોકરાં નથી તેથી એકલી મારી જાતની પીડા વેઠવાની છે. મારા દાગીના પાછા મેળવવા મેં ઘણી વખત કહેલું ત્યારે કહેતા કે દાવ પાંસરો પડશે ત્યારે નવા કરાવી આપીશું. આ પ્રમાણે મારી રોજ

ઉઘરાણી ચાલતી હતી, તેવામાં શટ્ટામાં તેમને કાંઇ નફો થવાથી મારા દાગીનાને બદલે તેમણે મને આ દાગીના બનાવી આપ્યા છે અને ખાસ ધમકી આપી કહ્યું છે કે 'રાંડ! હવે આ દાગીના મારા ઘરમાં રાખીશ નહીં. તારા પીયરમાં કે તને ફાવે ત્યાં રાખજે. જો ઘરમાં રાખીશ તો મને જરૂર પડશે ત્યારે પડાવી લઇશ અને ફરી બનાવી આપીશ નહીં.' આ પ્રમાણે ધમકી આપી. મારા પીયરમાં નથી માબાપ કે નથી ભાઇ. બધાં મરી પરવાર્યાં. દુરના પીતરાઇ છે, મને તેમનો વિશ્વાસ નથી, આ કારણથી હું તમારી પાસે મુકવા આવી છું માટે તપાસી લો અને આ યાદી તમારી પાસે રાખો.

આ હકીકત સાંભળી માલતીને દયા આવી. તે રસિકલાલને કહેવા લાગી "એમાં આપણને શી હરકત છે? યાદી પ્રમાણે દાગીના મેળવી દાબડીમાં ભરી તીજોરીમાં મુકી દો. પૈસા વગરના ખાલી શટોરીઆને જ્યારે નુકસાન આવે છે ત્યારે તેઓ તેમનાં બૈરાં ઉપર ખરેખર ઘણોજ ત્રાસ વર્તાવે છે. બઝારની દાઝ બૈરાં ઉપર કાઢે છે, આવા દાખલાઓ ઘણે ઠેકાણે જોવામાં આવે છે. બિચારી બૈરીઓને ભીખ માગતી કરી નાખે છે. સ્ત્રીનો બાપ જો શ્રીમંત હોય છે તો તેના બાપ પાસેથી પૈસા કઢાવવા બિચારી બૈરી ઉપર જુલમ ગુજારે છે અને રોજ સતાવે છે.

રસિકલાલ યાદી પ્રમાણે દાગીના મેળવી જોવા લાગ્યો. આ વખતે તે બાઇની આંખોમાંથી આંસુ ખરવા લાગ્યાં. આ જોઇ ધીરજ આપી માલતીએ કહ્યું "બેન! હવે એ વાત સંભારી રડશો નહીં. તમને જ્યારે જરૂર પડે ત્યારે સુખેથી લઇ જજો."

રસિકલાલે જણાવ્યું "પણ મારી ઇચ્છા એવી છે કે આ જે યાદી લખી છે તેમાં નીચે એટલો શેરો મારો કે 'આ દાગીના મારા છે અને તે તમને સાચવવા આપી ગઇ છું.' તે પ્રમાણે લખી નીચે તમારી સહી અને આજની તારીખ નાખો."

બાઇએ કહ્યું "તમે કહો તે પ્રમાણે લખી આપવા તૈયાર છું"

આ શબ્દોની સાથે માલતીએ ટેબલ ઉપરથી ખડીઓ અને હોલ્ડર તે બાઈના આગળ ધર્યાં, બાઇએ તે યાદીની નીચે

"આ દાગીના મારા છે અને તે તમને સાચવવા આપી ગઇ છું.

લી. વીરબાળા તે જયંતીલાલ છોટાલાલની સધવાની સહી.

દા. પોતાના. માહ સુદ ૫. ભદ્રાપુરી."

એ પ્રમાણે લખી યાદી રસિકલાલના હાથમાં મુકી. રસિકલાલે યાદીમાં તેનું નામ અને તેના અક્ષરો જોઇ કહ્યું "વીરબાળા બેન! તમારા અક્ષર તો ઘણા સારા આવે છે."

વીરબાળા ગદગદ સ્વરે બોલી "પણ તે બધું નકામું છે."

રસિકલાલે દયાર્દ્ર મુખે કહ્યું "તમે ગભરાશો નહીં, જો બની શકે તો તમારા પતિ જયંતીલાલને સમજાવી સુધારો, શટ્ટો છોડાવો, તેમને જેમ બને તેમ ખુશી રાખવા પ્રયત્ન કરો, પ્રેમથી વશ કરો."

વીરબાળાએ કહ્યું "હું તેમ કરવા પ્રયત્ન કરૂં છું પણ મારા પ્રયાસમાં નિષ્ફળ નીવડું છું. શટોરીઆના ચિત્તની દશા વિચિત્ર હોય છે. હું કાંઈ કહી શકતી નથી. અઠવાડીઆથી ધંધાની શોધમાં કનકનગર ગયેલા છે. તેડાવશે ત્યારે હું ત્યાં જઇશ. ભાઈ! હું હવે જાઉં છું."

"રાત ગઈ છે માટે તમારી સાથે રામાને ફાનસ લઇને મોકલુ છું, ઉભાં રહો" એમ કહી માલતીએ રામાને વીરબાળાની સાથે ફાનસ લઇને જવા સૂચના કરી. વીરબાળા બંનેનો ઉપકાર માની રામાની સાથે પોતાના ઘેર ગઇ.

તેના ગયા પછી રસિકલાલે તે યાદી કબાટમાં મુકી દીધી અને દાગીનાની દાબડી તીજોરી ઉઘાડી તેમાં મુકી દીધી. આ કામથી પરવારી બંને સુઇ ગયાં.

દીક્ષાની અને સરિતાની વાતોનો પ્રવાહ ચાલતો હતો તેમાં આ ત્રીજી વીરબાળાની વાતનો વધારો થયો અને તે વિચારમાં ને વિચારમાં આ પ્રેમાળ પરોપકારી દંપતી નિદ્રાવશ થયું.

# પ્રકરણ ૩ જું.

## વૉટસન ટ્રેડીંગ કંપનીની ઑફીસ.

* He, that wrestles with us, strengthens our nerves and sharpens our skill. —*Burke.*

એક અઠવાડીઆ પછી રસિકલાલ બપોરના વખતે ચંદ્રકુમારની ઓફીસમાં ગયો. ચંદ્રકુમાર એક અંગ્રેજી વૉટસન ટ્રેડીંગ કંપનીની ઓફીસમાં મેનેજરના હાથ નીચે ચીફ કલાર્ક તરીકે હતો. મેટ્રીક પાસ થયેલો હતો. કામ કરવામાં ચાલાક અને પ્રમાણિક હોવાથી મેનેજરનું લગભગ તમામ કામ પોતે જ કરતો હતો. એક્સપોર્ટ અને ઇમ્પોર્ટ એમ બંને ધંધા હોવાથી તે ઘણા ઘણા નાના મોટા વેપારીઓના સંબંધમાં આવતો, તેથી ચંદ્રકુમાર વેપારીમંડળમાં મોટી લાગવગ ધરાવતો હતો.

રસિકલાલને બારણામાં આવતો દેખી ચંદ્રકુમાર હસીને બોલ્યો "ભાઇ રસિકલાલ! તમારૂં આયુષ ઘણું લાંબું છે. તમને બોલાવવાની હમણાં જ મને ઇચ્છા થઈ હતી, તમારૂં નામ મનમાં રમ્યા કરતું હતું એટલામાં તમારા મુખારવિંદનાં દર્શન થયાં. બે દિવસની રજા લઇ માણેકપુર જઇ પિતાશ્રીને મળી આવ્યો."

"પણ પેલી સરિતાને સાથે તેડી લાવ્યો છે ને ?"

"ના ના, હમણાં તેણે ના પાડી, મારી બાની પાસે રહે છે. બિચારી ઘણુંજ કલ્પાંત કરે છે, સહેજ બાબતમાં મા યાદ આવતાં રડી પડે છે ? આંખમાંથી આંસુ સુકાતાં નથી."

"હમણાં તાજો ઘા પડયો છે, માનું દુઃખ એકદમ વિસારે

* જે માણસ આપણી સાથે વિરોધ કરે છે તે આપણા જ્ઞાનતંતુઓને મજબૂત કરે છે, અને આપણી બુદ્ધિને તીક્ષ્ણ બનાવે છે.

નહીં પડે; વખત જતાં શાંતિ વળશે, એકલી નિરાધાર જેવી થઇ પડી એટલે તેને વધારે લાગી આવે તેમાં નવાઈ નથી."

"મેં પણ એજ વિચાર રાખ્યો છે કે જરા તેને શાંતિ વળે તે પછી અત્રે લાવું તો ઠીક. ઘરનો માલીક એવો નિર્દય છે કે તેની માના મરણ પછી બીજા જ દિવસે ભાડાની ઉઘરાણી કરવા કોઇ ઉદ્ધત માણસને મોકલ્યો. છ માસનું ભાડું ચડેલું હતું, તે સરિતાને ગમે તેમ બોલવા લાગ્યો. આ બીના મારા પિતાશ્રીના જાણવામાં આવી કે તરતજ તેમણે ચડેલું તમામ ભાડું પેલા માણસને ચુકાવી આપ્યું અને ઘર પણ ખાલી કરીને સોંપી દીધું. મારી બાનો સ્વભાવ એવો પ્રેમાળ છે કે સરિતાને જરા પણ ઓછું આવવા દેશે નહીં. મેં પણ ઘણો દિલાસો આપ્યો છે, અને થોડા દિવસ પછી અત્રે આવવા તેને આગ્રહ કર્યો છે, તે સરલા સાથે અત્રે રહેશે, અને ધીમે ધીમે દુઃખ વિસારે પડશે. આ પ્રમાણે તજવીજ કરી છે. આ તો વચ્ચે વાત કરી.

ખાસ તમને મળવાનું કારણ તો એ છે કે અત્રે થોડા દિવસથી પેલા અયોગ્ય દીક્ષાના હીમાયતી આચાર્યશ્રી સૂર્યવિજયજી મહારાજ પધારેલા છે, તેમની સાથે બીજા આઠ દસ સાધુઓ છે અને કેટલીક સાધ્વીઓ પણ આવેલી છે. તે આચાર્ય કલેશોત્પાદક એ ઉપનામથી જગજાહેર છે તે તમને ખબર તો હશે."

"માલતી મારફત એવું જાણવામાં આવ્યું છે, સાધ્વીના ઉપાશ્રયમાં સાધ્વીઓ તો જણાય છે, પણ આપણા ઉપાશ્રયમાં તો કોઈ સાધુ જણાતા નથી તેનું શું કારણ ?"

"ભાઇ રસિકલાલ ! તેમાં ઉંડો ભેદ સમાયેલો છે ? તમે જાણો છો કે આપણો ઉપાશ્રય ખુલ્લો છે. તેમાં કોઇ ઓરડીઓ કે બંધ બારણાં કરી બેસાય એવાં સ્થાન નથી. ઠલ્લાની પણ જેવી જોઇએ તેવી ઉમદા સવડ નથી, તેથી સાધુઓએ આપણી મોટી જૈન ધર્મશાળામાં પડાવ નાખ્યો છે. આગળ મોટો મેડો છે તેમાં જેવી

જોઇએ તેવી સવડ છે. નીચે મોટો ખુલ્લો ચોક છે. મોટી ઓસરીઓ અને ઓરડીઓ છે."

"ચંદ્રકુમાર! તેં ઠીક બારીક અવલોકન કર્યું છે. આપણા ઉપાશ્રયમાં તો છાની યુક્તિ પ્રયુક્તિઓનો પ્રબંધ કરવો હોય તો બની શકે તેવું નથી. સાધુઓએ ધર્મશાળા ઠીક શોધી કાઢી."

"તેમના સંબંધી ઘણી ઘણી વાતો મારા પિતાશ્રીએ મને કરી છે. તેમના ટોળામાં એક બે સાધુ તો તદ્દન પતિત થયેલા છે. એક ચકોરવિજય કરીને યુવાન સાધુ છે, તે તેમનો શિષ્ય છે, તેમણે તો હદ છોડી છે છતાં આચાર્ય તેને નિભાવી રહ્યા છે. આચાર્ય જો કે એવા જણાતા નથી પણ ચેલાઓને લીધે તે પણ વગોવાય છે. મેં સાંભળ્યું છે કે આજે રાત્રે આપણું જૈનમહાજન જૈનધર્મશાળામાં એકઠું થવાનું છે."

ઈન્તેજારીથી રસિકલાલે પુછ્યું "શા માટે?"

"આવા મોટા ક્લેશોત્પાદક આચાર્ય પધાર્યા છે તેમના માનાર્થે કાંઇક ધામધુમ કરી તેમનું બહુમાન કરવા માટે."

"મને લાગે છે કે તેમના ભકતોએ આ વાત ઉપાડી હશે."

"તે વિના બીજું કોણ ઉપાડે? સિદ્ધ અને સાધકની યુક્તિ છે. હું ખાસ કરીને સભામાં જવાનો છું અને તમે પણ જરૂર આવજો, કારણકે આપણી મંડળીના ગૃહસ્થો હોય તો ઠીક ફાવે. આ આચાર્ય અયોગ્ય દીક્ષાના ચુસ્ત હીમાયતી છે. બાવા બેઠા જપે જે આવે તે ખપે એવી પ્રવૃત્તિવાળા છે. પાત્રતા કે અપાત્રતા જોતા જ નથી."

"ચંદ્રકુમાર! તને આ જાણી દિલગીરી થતી નથી? આપણા જૈનોના સાધુ જે કંચન અને કામિનીના ત્યાગી કહેવાય તેમાં કેટલાક બદમાસ નીકળવાથી આખો સાધુસમાજ વગોવાય છે. તેવા સાધુઓને તેમના ગુરૂઓએ કાઢી મુકવા જોઇએ. શરમ છે ગુરૂને કે તેવા ચેલાઓને તે નિભાવે છે અને સાથે રાખે છે."

"રસિકલાલ! તમારૂં કહેવું બરાબર છે. મને પણ લાગી આવે

. આપણા માટે જૈનેતર પ્રજા શું બોલે છે અને છાપામાં શું લખે
તેનો જ્યારે વિચાર કરૂં છું ત્યારે એટલો બધો ક્રોધનો આવેશ
આવી જાય છે કે જે સાધુ દુરાચારી હોય તેમને અને તેમને મદદ
રનાર શ્રાવક શ્રાવિકાઓને સંઘ બહાર કરવાં જોઇએ. પણ એ દિન
ાંથી ? ઉલટા આવા વિચાર જણાવનારને સંઘ બહાર મુકવા સાધુઓ
અને તેમના ભકતો તૈયાર થાય છે."

"ત્યારે શું આપણે આપણા સમાજને આ પ્રમાણે ચાલવા
ેવો ? અને એવા અનાચારીઓને નિભાવી લેવા ? એથી તો એ
પરિણામ આવશે કે જે સાધુઓ ઘણા સારા છે અને સમાજ ઉપર
ઉપકાર કરી રહ્યા છે તેમના ઉપરથી પણ શ્રદ્ધા ઉઠી જશે. સુકા
લાકડાની સાથે લીલું પણ બળી જશે. આપણે તેમની સામે આપણા
મંડળદ્વારાએ બેઠો બળવો જગાડવો જોઇએ એવો મારો દૃઢ નિશ્ચય
થઈ ગયો છે."

આ પ્રમાણે બેઠા બળવાની વાત સાંભળી પાસેના ઓરડામાં
મેનેજર બેઠો હતો તે ત્યાં આવ્યો. બંને ઉભા થયા. મેનેજર અંગ્રેજ
ગૃહસ્થ હતો પણ ગુજરાતી વેપારીઓના સહવાસથી ગુજરાતી બોલી
શકતો હતો. "તમે બેઠો બળવો કયાં જગાડવા માગો છો ?" એમ
કહી ટેબલ આગળ આવીને ઉભો રહ્યો. પછી રસિકલાલે અંગ્રેજીમાં
કેટલાક સાધુઓની દીક્ષાની અયોગ્ય પ્રવૃત્તિની વાત ઉપાડી. પેલા
સાહેબને રસ પડયો તેથી તે બંનેને પોતાની ઑફીસમાં લઈ ગયો.
રસિકલાલે દીક્ષાપ્રકરણ ચલાવ્યું. ચંદ્રકુમાર વચ્ચે વચ્ચે ટેકો આપતો
ગયો, એટલામાં તો સાહેબનાં મૅમસાહેબ ત્યાં આવી પહોંચ્યાં અને
તે પણ તેમની વાતમાં ભળ્યાં. રસિકલાલ ચાલાક અને સમયજ્ઞ
હોવાથી સ્ત્રીઓનું હૃદય ભેદાય તેવી નવપરણિત સ્ત્રીઓના પતિની
દીક્ષાના હૃદયદ્રાવક હેવાલો એક પછી એક આપતો ગયો. મૅમસાહેબ
તો સાંભળીને વિસ્મય થઈ ગયાં અને બધું સાંભળી છેવટે અભિપ્રાય
આપી દીધો કે "જો તમારાથી આવી દીક્ષાઓ ન અટકાવી શકાય

તો સરકાર પાસે કાયદો કરાવી આવી દીક્ષા અટકાવવી જોઇએ. આવા બનાવથી સરકારને વાકેફગાર કરવી જોઈએ."

આ પ્રમાણે દીક્ષાની વાત ચર્ચી ત્યાંથી રસિકલાલ અને ચંદ્રકુમાર પોતાની ઓફીસમાં આવ્યા અને રાત્રે મહાજનની સભામાં જવાનું નક્કી રાખ્યું.

એટલામાં સૂર્યવિજય આચાર્યના ખાસ શ્રાવક – ચુસ્ત ભક્તરાજ-શેઠ ધરમચંદ ત્યાં આવ્યા કે તેમને જોઈ ચંદ્રકુમારે આવકાર આપ્યો "પધારો શેઠજી! ઘણા દિવસથી તમે કાંઈ કામ બતાવતા નથી? ઑફીસ ઉપર મહેરબાની ઓછી કરી જણાય છે."

"શું કામ બતાવીએ? માલ મોકલવો પાલવતો નથી, હુંડીનો ભાવ ઘટવાથી અમારા વેપાર ઉપર છીણી મુકાઈ છે. એક પાઉંડના રૂપીઆ પંદરને બદલે સવાતેર હાથમાં આવે છે. શી રીતે માલ મોકલી શકીએ?"

"તમારી વાત સાચી છે. હુંડી ધ્યાનમાં રાખી હમણાં ખરીદીના ભાવની લીમીટમાં વધારો કર્યો છે, માટે મરજી હોય તો સરસવ કે અળશી મોકલો. જરૂર પોષાણ થશે." એમ કહી ચંદ્રકુમારે જર્મનીના હૅમ્બર્ગના ભાવ બતાવ્યા. ધરમચંદ શેઠે ભાવ જોઈ ઉંડો વિચાર કરી કેટલોક માલ આપવો કબુલ કર્યો.

એટલામાં નોકર ચા લઇને આવ્યો અને ત્રણે જણ પીવા લાગ્યા. વેપારની વાત પટી જવાથી ચંદ્રકુમારે કહ્યું "શું આજે આપણું મહાજન મળવાનું છે?"

"હા, ખરી વાત છે, મહાજન મેળવવા માટે મેંજ આપણા ન્યાતના શેઠને સૂચના કરી છે. ન્યાતના નોંતરીઆને સૌ ભાઇઓને ખબર આપવા જણાવ્યું છે, જરૂર રાત્રે આવજો."

"શા માટે એકઠું થાય છે?"

"વાહ મારા સાહેબ! આવા મોટા આચાર્ય આપણા શહેરમાં પધારી આપણી ભૂમિને પાવન કરે અને આપણે કાંઈ અઠ્ઠાઈ ઉત્સવ

જેવું ન કરીએ તો આપણે શ્રાવક શાના ? માટે મારો વિચાર એવો છે કે આઠ દિવસ સુધી ખૂબ ધામધૂમ કરીએ. વખતે એક બે જણને દીક્ષા આપવાનો પણ લાભ મળી જાય. આવો અવસર ફરી ફરીને ક્યાંથી આવે ? આ સૂર્યવિજય આચાર્યથીજ આપણો જૈનધર્મ ટકી રહ્યો છે. હાલમાં પદ્મવિજય, શાંતિસાગર, પુષ્પવિજય જેવા કેટલાક સુધરેલા આચાર્યો નીકળ્યા છે તેમને આવા ઉત્સવ, ઉજમણાં, દીક્ષામહોત્સવ વીગેરે ધર્મકાર્યો ગમતાં નથી. પણ તે બધા આ સૂર્યવિજય આચાર્યના તેજ આગળ ઝાંખા પડી જાય છે. કેટ-લાક તમારા જેવા સુધરેલા તેમને મદદ કરે છે તેથી તેમનું જરા જરા ટકી રહ્યું છે. નહીં તો કયારના ભેખ છોડીને ઘેર બેસી ગયા હોત."

કટાક્ષ ભરેલા શબ્દો સાંભળી ચંદ્રકુમારે જવાબ આપ્યો, "શેઠ સાહેબ! તમારી વાત સાચી છે. એવા સાધુઓને અમે ટેકો આપીએ છીએ અને આવા સાધુઓને તમે ટેકો આપો છો. આ આચાર્યના ચેલા ચકોરવિજયનું ચરિત્ર કેવું છે તેનો ખાનગી રીતે તપાસ કરો એટલે તમને સમજાશે કે અમે ખરા કે તમે ખરા. ગયા ચોમાસામાંજ ભવાડો થયો હતો. એવા દુરાચારી ચેલાને આ-ચાર્ય સાથે લઈને ફરે તે શું આચાર્ય માટે સારૂં કહેવાય ? અને તમે બધા તેવા ચેલાને ઉપાશ્રયમાં કે જૈનધર્મશાળામાં ઉતરવા દો તે તમારા માટે પણ સારૂં કહેવાય ? ચકોરવિજયને લઈને તો આચાર્ય પણ બહાર વગોવાય છે. વધારે દિવસ રાખશો તો અહીંઆં પણ કાંઈ નવાજુની થશે. જો તમારા જેવા ગૃહસ્થો આવા ચકોરવિજય જેવા સાધુને ટેકો ન આપો તો તેમનું શું ચાલવાનું છે ? એટલું ખરૂં છે કે તમે બધા પૈસાવાળા રહ્યા તેથી ગમે તેને પૈસાથી દાબી શકો. મારે અત્યારે કહેવું પડે છે કે સાધુઓને તમારા જેવાની મદદ ન હોય તો હાલમાં અપાતી અયોગ્ય દીક્ષાઓ તરતજ બંધ કરી શકાય, અને છાપામાં દીક્ષાના ભવાડા સાંભળીએ છીએ તે સાંભળ-વાનો પ્રસંગ આવે નહીં."

દીક્ષાનું નામ સાંભળી અનાચારની વાત પડતી મુકી ધરમચંદ શેઠ બોલી ઊઠયા "ચંદ્રકુમાર! ભુલો છો, દીક્ષા એજ ખરી ચીજ છે, એજ મોક્ષમાં લઈ જનાર છે, બાકી બધાં ફાંફાં છે."

"દીક્ષા મોક્ષમાં લઇ જનાર છે તે વાત ખરી, તે માટે બે મત છેજ નહીં, પણ ગમે તેવી દીક્ષા મોક્ષમાં લઈ જશે? સાધુનાં કપડાં પહેર્યાં એટલે દીક્ષા?"

"હા હા, કપડાં પહેર્યાં એટલે દીક્ષા, તેથીજ આત્માનો ઉદ્ધાર છે."

વાત જરા પલટાવી વચ્ચે રસિકલાલે જણાવ્યું "સાધુ આચાર વિરૂદ્ધ વર્તતા હોય તો શું આપણે તેમને તેમનું વર્તન સુધારવા સૂચના ન કરી શકીએ?"

"રસિકલાલ! તમે ભુલો છો. આચાર્ય જે કરતા હશે તે સમજીનેજ કરતા હશે. આપણું શું ગજું કે મોટા ગીતાર્થની આપણે ભુલો કાઢી શકીએ? આપણે તો શ્રદ્ધા રાખવી, જરા પણ શંકાથી જોવું નહીં, આવી શ્રદ્ધા હોય તોજ આપણો ઉદ્ધાર થાય. તમે બધા અંગ્રેજી ભણી સુધરી ગયા તેથી તમને આવી ધર્મની વાતો ન ગમે." એમ કહી ધરમચંદ ઉભા થયા અને જતાં જતાં આગ્રહ કરી કહેવા લાગ્યા "જરૂર તમે બંને રાત્રે મહાજનમાં આવજો. જૈનધર્મશાળાના ચોકમાં મહાજન મળવાનું છે, તમને લાંબો વખત નહીં રોકીએ. જરૂર આવજો. સાહેબજી," એમ કહી ધરમચંદ શેઠ ત્યાંથી ચાલ્યા.

તેમના ગયા પછી ચંદ્રકુમાર રસિકલાલને કહેવા લાગ્યો "કેમ રસિકલાલ! દીક્ષાની વાત કરતાં શેઠનો મિજાજ કેવો ખસી ગયો?"

"તેં પણ ઠીક ઠંડા કાળજે દીક્ષાના જવાબ આપી ટુંકામાં પટાવી દીધું; ચકોરવિજયની વાત કરી આંખો ઉઘાડી તે પણ સારૂં કર્યું. જો આપણે કડક જવાબ આપ્યા હોત તો વધારે બોલાચાલી થાત. હવે રાત્રે ધર્મશાળામાં ભેગા થઇશું" એમ કહી રસિકલાલ પણ ત્યાંથી વિદાય થયો.

---

# પ્રકરણ ૪ થું.

## મહાજનસભા, અઠ્ઠાઇ ઉત્સવનો પહેલો દિવસ, રાત્રે ભાવના અને ગરબો.

( હરિગીત ).

ઉદ્દેશ જ્યાં પ્રભુભક્તિનો ત્યાં કાર્ય કેવું સધાય છે ?
જોનારની સંખ્યા થકી તેની પરીક્ષા થાય છે.
પૂજા અને વળી ભાવનામાં ભાવ ક્યાં ઉંડો જાય છે ?
ગરબાની રચના નિરખવાને ભાવ શો ઉભરાય છે !! —લેખક.

જાણે મોટી પરિષદ્ મળવાની હોય તે પ્રમાણે ધર્મશાળાના મોટા ખુલ્લા ચોકમાં જાજમો પથરાઈ ગઈ હતી, એક બાજુએ ગાદી તકીઆ ગોઠવી દેવામાં આવ્યા હતા. ચાર છેડે ચાર કીટસન લાઈટ પ્રકાશ મારી રહી હતી. આ બધી ગોઠવણ શેઠ ધરમચંદ તરફથી કરવામાં આવી હતી. આઠનો શુમાર થયો કે મહાજનના ગૃહસ્થો એકે એકે આવવા લાગ્યા. ન્યાતના શેઠ મનસુખલાલની સાથે રસિકલાલ, ચંદ્રકુમાર વીગેરેની મંડળી પણ આવી.

જાણે પ્રેક્ષકોની ગૅલેરીમાં બિરાજમાન થયા હોય તે પ્રમાણે મેડા ઉપર મુનિ મહારાજો બારીઓમાંથી અવલોકન કરી રહ્યા હતા, અને આચાર્યશ્રી મનમાં મલકાતા હતા કે મારે લીધે કેવો ઉત્સાહ ઉભરાઈ જાય છે અને ધામધુમ થાય છે ! સાડા આઠે તો બધી જાજમ ભરાઈ ગઈ અને ઘણાખરા આગેવાનો આવી ગયેલા જોઈ ન્યાતના શેઠ મનસુખલાલે વારસામાં મળેલી પ્રમુખસ્થાનની ગાદી ઉપર બેઠે બેઠે સભા ભરવાનો ઉદ્દેશ સમજાવતાં જણાવ્યું કે "મારી જોડે બિરાજમાન થયેલા શેઠ ધરમચંદ તે આપણા શહેરમાં શ્રીમંત ગૃહસ્થ છે, આપણા ન્યાતમાં તે આગેવાની ભર્યો ભાગ લે છે, ધર્મના

સ્તંભરૂપ છે એમ કહીએ તો તે ખોટું નથી. તેમની ઇચ્છા એવી છે કે આચાર્યશ્રી સૂર્યવિજયજી મહારાજ અત્રે પધારેલા છે તેમના માનાર્થે આપણે કાંઈ ધર્મકાર્ય કર્યું હોય તો જૈનશાસનની શોભામાં વધારો થાય એમ ધારી મોટા ઠાઠથી આજ ધર્મશાળામાં અઠ્ઠાઈ ઉત્સવ ભણાવવાનો વિચાર રાખ્યો છે. તે માહ વદ ૧ થી શરૂ કરવાનો છે અને તે નિમિત્તે માહ વદ ૯ ના રોજ નવકારશી જમાડવાની છે. આઠે દિવસ બપોરે પૂજા ભણાશે અને પ્રભાવના થશે, રાત્રે ભાવના બેસશે અને પછી આજ ચોકમાં સ્ત્રીઓને ગરબા ગાવાની ગોઠવણ કરવામાં આવશે. રાત્રે પણ પ્રભાવના થશે અને ગાવા આવનાર સ્ત્રીઓને યથાશક્તિ લ્હાણી આપવામાં આવશે.

કોઇએ પ્રશ્ન કર્યો " પણ આ સ્થળે તો મુનિમહારાજો રહે છે એટલે રાત્રે ગરબાની ગોઠવણ શી રીતે થશે તે સમજાતું નથી. ચોકમાં તો કીટસન લાઇટનો પ્રકાશ ચારે બાજુ ઝગઝગી રહેવાનો."

શેઠે જવાબ આપ્યો " તેમાં કાંઈ હરકત નહીં, મુનિમહારાજો તો ઉપર રહે છે, અજવાળું આવશે એટલી ઘડી બારીઓ બંધ રહેશે." આ પ્રમાણે ખુલાસો કરી આગળ ભાષણ કરતાં શેઠે જણાવ્યું " ભાઈઓ ! એ પ્રમાણે શેઠ ધરમચંદ તરફથી અઠ્ઠાઇ ઉત્સવ ભણાશે અને રાત્રે ગરબા ગવાશે માટે તેમાં દરેક ભાઈબેન પધારી શેઠને આભારી કરશે એવી આશા છે."

આ પછી શેઠ ધરમચંદ ઉભા થઈ બે હાથ જોડી નમ્રતા ધારણ કરી કહેવા લાગ્યા " હું તો બધા ભાઈઓનો દાસ છું. આપણાં અહોભાગ્ય કે આચાર્યશ્રીનાં આ શહેરમાં પગલાં થયાં. આપણે આવી સોનેરી તકનો લાભ ન લઇએ તો આપણે આપણી ફરજમાંથી પાછા હઠયા ગણાઈએ. ન્યાતના શેઠ સાહેબે કહ્યું છે તે પ્રમાણે મારા તરફથી અઠ્ઠાઈ ઉત્સવ વદ ૧ થી શરૂ થશે માટે તમામ ભાઇઓ અને બેનો આમાં ભાગ લેશો. આવો અવસર ફરી ફરી આવતો નથી, નાણું મળે છે પણ ટાણું મળતું નથી, માટે આવાં ધર્મકાર્યો

કરી આચાર્યશ્રીનું મન પ્રસન્ન થાય એવી રીતે આપણે આપણું કર્તવ્ય કર્મ બજાવવું જોઇએ. આ બધું આપ ભાઇઓનું કામ છે એમ સમજી પૂરેપૂરી મદદ કરશો. આચાર્યશ્રી માહ વદ ૧૦ ના રોજ અત્રેથી વિહાર કરવાના છે; કાલાવાલા કરી પાઘડી ઉતારી પગે લાગી મહા મહેનતે એઓશ્રીને રોકયા છે માટે જરૂર લાભ લેશો. જો ધારેલી ધારણા બર આવશે તો મોટો વરઘોડો પણ ચડાવવામાં આવશે, પણ તે વાત હજુ નક્કી નથી."

વચ્ચેથી કોઈએ પ્રશ્ન કર્યો "શી ધારણા છે તે જણાવોને?" ધરમચંદે જવાબ આપ્યો "જ્યાં સુધી તે વાત નક્કી ન હોય ત્યાં સુધી તે વાત બહાર પાડવી તે ઠીક નહીં."

ચંદ્રકુમારે કહ્યું "કહેવામાં શી હરકત છે? બધા જાણે તો ખરા. ધરમચંદ જરા ખચકાયા. એટલે ન્યાતના શેઠ બોલી ઉઠયા "ધરમચંદ! શા માટે બોલતાં ખચકાઓ છો? જેને વિરૂદ્ધ આવવું હશે તે આવશે. પાછળથી કહ્યા કરતાં હમણાંજ વાત કરવી સારી છે માટે ગભરાયા શીવાય સુખેથી કહો. જોઇએ છીએ કોણ વિરૂદ્ધ આવે છે?"

આ પ્રમાણે હીંમત મળવાથી ધરમચંદ કહેવા લાગ્યા "જુઓ ભાઇઓ સાંભળો! અત્રે એક ચતુરા નામે સધવા બાઈ આવેલી છે તેને આચાર્યશ્રી પાસે દીક્ષા લેવાનો વિચાર થયો છે. બાઇએ ધર્મનું જ્ઞાન સારી રીતે સંપાદન કરેલું છે. માબાપની સંમતિ છે. જોકે ઉંમર આશરે પચીસ વર્ષની છે છતાં દુનિયા ઉપરથી રાગ ઉતરી ગયો છે. તેનાં માબાપને તેડાવ્યાં છે તે જો આવશે તો સારો દિવસ જોઇ વરઘોડો ચડાવી દીક્ષા આપવામાં આવશે. જો માબાપ નહીં આવે તો દીક્ષા આપવાનો વિચાર નથી. હું ધારતો નથી કે આમાં કોઇનો વાંધો હોય."

વચ્ચે કોઇએ શંકા ઉઠાવી "બાઈ પચીસ વરસની સધવા છે તો તેના ધણીની સંમતિ છે કે નહીં?"

આ શંકાના જવાબમાં, "જ્યારે માબાપ રજા આપતાં હશે ત્યારે ધણીની રજા તેમણે આગળથી મેળવીજ હશે" એમ જરા સર્વને સંભળાય તેવી રીતે બોલી જોડે એક જણના કાનમાં કહેવા લાગ્યા "ધણીએ તો કાઢી મુકી છે કાઢી, આ વાત કાંઈ જાહેરમાં કહેવાય ? સમજે નહીં અને આવી શંકાઓ આવી મોટી ભર સભામાં લાવે, ધર્મના કામમાં આમ વિઘ્ન નાખે," આમ ધીમે ધીમે પણ પાસેના માણસો સાંભળી શકે તેવી રીતે ધરમચંદ શેઠ બબડવા લાગ્યા.

રસિકલાલે હસીને પુછ્યું "શેઠ ! એ શું ધીમું ધીમું બબડ્યા ? અરધા શબ્દો તો કાને પડયા છે."

ધરમચંદે જવાબ આપ્યો "કાંઈ ખાનગી વાત અત્રે ચોળીને ચીકણી કરાય ? થઈ પડશે વખત આવે."

વચ્ચે કોઈએ ધીમા અવાજે કહ્યું "રાખજો બધું ખાનગી, ચકોરવિજય આવ્યા છે એટલે ખાનગી બધું બહાર પડવાનું છે."

"આવી વાતો અને શંકાઓ ઉપર શી રીતે ધ્યાન અપાય ?" એમ કહી "બોલો જીનશાસનની જય" એમ જય બોલાવી ન્યાતના શેઠ ઉભા થયા અને સભાની પૂર્ણાહુતિ જાહેર કરી.

રસિકલાલ, ચંદ્રકુમાર તથા તેમની મંડળી સાથે સાથે ઘર તરફ ઉપડી. તે ચતુરાબાઈ કોણ છે, ક્યાંની છે, તેના ધણીનું નામ શું વીગેરે વીગેરે તમામ હકીકત મેળવવા બધાની ઇચ્છા થઇ. કાગળ લખી હકીકત મંગાવી કાંઈ ભેદ જેવું હોય તો ભવાડો બહાર પાડવો એવા નિશ્ચય ઉપર આવી સૌ પોત પોતાને ઘેર ગયા. ચતુરાબાઇ દીક્ષા લેવાની છે તે વાત વીજળીની માફક આખા ગામમાં ફેલાઈ ગઇ. આ વાત આગળ અઠ્ઠાઇ ઉત્સવની વાત દબાઈ ગઈ.

બીજા દિવસે, ચતુરાબાઈ કોણ છે, કેવી છે, તેની માહીતી લેવા ઇચ્છા ધરાવનાર સ્ત્રીપુરૂષો ખાસ કરીને વ્યાખ્યાનમાં આવ્યાં. ચતુરાબાઇ સ્ત્રીઓની સાથે સૌથી અગાડી બેઠી હતી. કપડાં પણ હાલની ફૅશન પ્રમાણે પહેરેલાં હતાં, યુવાન અને દેખાવડી હતી, તેથી

સ્વાભાવિક રીતે દરેકનું ધ્યાન તેની તરફ ખેંચાતું હતું; શરીર ઉપર અલંકારો પણ સારાં ધારણ કર્યાં હતાં. દીક્ષા લેવાની છે એટલે જેટલું પહેરી લીધું તેટલું ખરૂં એમ ધારી આજનો ઠાઠ વધારે કર્યો હોય એમ સ્હેજે કલ્પના થતી હતી. વ્યાખ્યાનમાં શું વંચાય છે તેનું ભાન ઘણા થોડાનેજ જણાતું હતું. આ પ્રમાણે વ્યાખ્યાનમાં દીક્ષાભિલાષી ચતુરાબાઈનાં દર્શન થવાથી સર્વેના મનમાં તેનો ખ્યાલ આવી ગયો.

માહવદ ૧ થી ધર્મશાળામાં અઠ્ઠાઇ ઉત્સવ શરૂ થયો. બપોરે પૂજામાં પુરૂષોની સંખ્યા ઘણીજ ઓછી જણાતી હતી. જે લોકો તેમાં રસ લેતા હતા તેજ વખતસર આવેલા હતા. છેલ્લી પૂજા વખતે સ્ત્રીઓની સંખ્યા એકદમ વધી ગઇ. તે બધાનું લક્ષ કયારે પૂજા પૂરી થાય કે પ્રભાવનાનાં પતાસાં લઇ ઘેર જઇએ એજ જોવામાં આવતું. સ્ત્રીઓના સત્કાર કરવા ધરમચંદનાં પત્ની પરિશ્રમ ઉઠાવી રહ્યાં હતાં. પૂજા પૂરી થઇ કે પ્રભાવનાનાં પતાસાં લઇ સૌ વિદાય થયાં.

રાત્રે આરતી અને ભાવના પૂરી થયા પછી ચોકમાં સ્ત્રીઓના ગરબાની રચના તૈયાર થતાં સ્ત્રીઓ ગોળ આકારમાં ગોઠવાઇ ગઇ. કીટસન લાઇટના પ્રકાશથી ગાવા આવેલી સ્ત્રીઓના દેખાવ સ્પષ્ટ જણાઇ આવતા હતા. તેમાં ગાવા આવેલી ભલી સાદી બાઇઓ તો ચાળા ચટકા કર્યા શીવાય સીધી રીતે તાળી પાડી ગાતી હતી પરંતુ કેટલીક છકેલ યુવતીઓ પોતાના હાવભાવ ભગવાનને કોરાણે મુકી જોનાર પુરૂષોને ખુશ કરવા મનસ્વીપણે બતાવી રહી હતી. લોકો તો બપોરનો પૂજાનો રસ ભુલી ગયા, ભગવાનને પણ ભુલી ગયા અને સ્ત્રીઓના મુખ અને શરીરના અવયવો તરફ જોઇ આનંદ માનવા લાગ્યા. રસિકલાલ અને ચંદ્રકુમાર જોવા બેઠા હતા અને તે સ્ત્રીઓની તથા જોનારાઓની ચિકિત્સાનું અવલોકન કરી રહ્યા હતા.

આ ગરબામાં જોકે પેલી ચતુરાબાઇ ગાવા ઉતરી હતી પણ તેનો કંઠ મધુર નહીં હોવાથી લોકો તે તરફ વધુ આકર્ષાયા નહોતા પરંતુ એક ગુલાબી સાડી પહેરીને યુવાન સ્ત્રી તીણા મધુર સાદે ગાતી હતી તેની તરફ લોકોની દૃષ્ટિ અને કાન ખેંચાયાં. તેના શરીરનો બાંધો, આકૃતિ અને સ્વરૂપ જોનારને મોહ પમાડે તેવાં હતાં. કંઠ પણ તેવોજ કોમળ હતો.

ગરબી પૂરી થઇ કે ધરમચંદ શેઠની સ્ત્રીએ કહ્યું "તારાબેન! હવે એક ગરબો ગાઓ, તે પછી આપણે લ્હાણી વહેંચવી શરૂ કરીએ. આજે તમને વધારે તસ્દી પડી છે. પણ તમારે લીધેજ આપણે આટલી બધી પ્રભુભક્તિ કરી શકયાં છીએ. તમે ન આવ્યાં હોત તો આટલો તાલ ન આવત.

તારાએ હસીને જવાબ આપ્યો "પ્રભુભક્તિમાં તસ્દી શાની? આ પ્રમાણે તમે રોજ ગરબા ગાઇ પ્રભુભક્તિ કરવાનું રાખો તો હું રોજ ગાવાને આવું. આવું તો મને વધારે પસંદ પડે છે" એમ કહી તારાએ બીજી ગરબી ઉપાડી. લોકોને રસ પડેલો હોવાથી લોકો વેરાયા નહીં. પરંતુ જોનારની સંખ્યામાં વધારો થવા લાગ્યો. ગરબી બરાબર તાલ સાથે ગવાતી હતી તેવામાં રસિકલાલની નજર ઉંચે બારી તરફ ગઇ. જરા બારીક તપાસ કરતાં બારીના કઠેડાની અંદરના ભાગમાં એક યુવાન સાધુ જોવામાં આવ્યો. તેમની નજર પેલી તારા તરફ ખેંચાયેલી જોવામાં આવી. જ્યારે જ્યારે તે ગાતી ગાતી સામેથી. આવતી જણાતી ત્યારે ત્યારે તે સાધુ જરા આગળ આવી નીહાળીને જોતા હતા. રસિકલાલે આ બાબતનો ચંદ્રકુમારને ઇસારો કર્યો. ચંદ્રકુમાર હસીને બોલ્યો. "તેમને ન ઓળખ્યા? તેજ ખુદ ચકોરવિજય. હું આ તારાને નામથી ઓળખતો હતો તેનાં આજે ખાસ દર્શન થયાં. તે તો વીંટીમાં જડવા જેવું નંગ છે. સરલા તેને સારી રીતે ઓળખે છે. બધો ઈતિહાસ તે તમને કહેશે. જ્યાં આ ચકોરવિજય ત્યાં આ તારા તૈયાર. મહારાજને વાંદવાના બહાને ઘણીની

રજા લઇ મહારાજને મળી આવે ત્યારે તેને ચેન પડે છે. એવો તેમનો પરસ્પર સંબંધ છે."

ગરબો બંધ થયો કે શેઠાણીએ લ્હાણી વહેંચવી શરૂ કરી. બીજા બારણેથી પુરૂષો જવા લાગ્યા, પણ કોઈ કોઇ તો પાછા ફરી ધારી ધારીને પેલી ગુલાબી સાડીવાળી તારા તરફ નજર કરી જોતા હતા.

---

# પ્રકરણ ૫ મું.

---

## નદીકિનારો, મોટરમાં સુંદર દૃશ્ય, અને દીક્ષામાં દયાના બળીદાનના સમાચાર.

( દોહરો ).

દયા ધર્મકો મૂલ હે, પાપ મૂલ અભિમાન,
તુલસી દયા ન છોડીએ જબલગ ધટમેં પ્રાન.

અટ્ઠાઈ મહોત્સવના બીજા દિવસે સંધ્યાસમયે રસિકલાલ અને માલતી મોટરમાં બેશી ચંદ્રકુમારને ત્યાં જઇ પતિપત્નીને સાથે લઇ નદીકિનારે ફરવા ગયાં. રસ્તાની બંને બાજુએ સુંદર ઝાડો આવેલાં હતાં. મોટર ધીમે ધીમે ચાલતી હતી. વસંતરૂતુની મંદમંદ લહ-રીઓ હૃદયને આલ્હાદ પમાડતી હતી. સરલા અને માલતી જોડે બેઠાં હતાં. તેમની સાડીના છેડાને આ પવન લહરીઓ વારંવાર ખસેડી નાખતી, તેથી મર્યાદા જાળવવા છેડાને અંકુશમાં રાખવા હાથને વારંવાર તસ્દી આપવી પડતી હતી, જાણે લહરીરૂપ તેમની સખીઓ વારંવાર હૃદયવસ્ત્ર ખસેડી મશ્કરી કરતી હોય એવો ઘડીભર આભાસ થતો હતો. આવી લહરીઓની મીઠી મશ્કરી ચાલી રહી છે તેટલામાં સામેથી ધરમચંદશેઠની મોટર દૂરથી આવતી દૃષ્ટિગોચર થઇ. તે પણ ધીમી ધીમી ચલાવી સૃષ્ટિસૌંદર્યનું અવલોકન કરતા હોય એવી

કલ્પના થતી હતી, થોડીવારમાં શેઠની મોટર આવી પહોંચી અને ચંદ્રકુમારને દેખી મોટર ઉભી રાખી. આ મોટર પણ થોભી.

જાણે ગાઢ પરિચય હોય અને અંતરની લાગણી દુઃખાઇ હોય તેમ તેમની તરફ દૃષ્ટિપાત કરી ઠપકો આપી માલતી અને સરલા તરફ આંગળી કરી ઉંચા સાદે ધરમચંદ શેઠ કહેવા લાગ્યા " કાલે રાત્રે ન્યાતની બધી બાઇઓ આવી હતી પણ આ બંનેએ પધારવાની તસ્દી લીધી નહોતી, આ ઠીક કહેવાય નહીં."

આ શબ્દોની સાથે જોડે બેઠેલાં શેઠાણી જરા વધુ ઠપકાના સ્વરૂપમાં કહેવા લાગ્યાં "મારા ઘેરે અવસર અને તમે ન આવો તેથી મને ખોટું ન લાગે? તેમની સાથે તમે આવ્યાં હોત તો મને કેટલો બધો હરખ થાત? સરલા બેનને તો ગાતાં પણ સારૂં આવડે છે. તેમનો લાભ આ વખતે નહીં મળે તો કયારે મળશે? જરૂર આવજો" એમ કહી મોટર ચલાવી.

રસિકલાલની મોટર પણ ચાલી. જરા દુર ગયાં કે સરલા હસી પડી અને બોલી "જોયું પેલું સામે બેઠેલું જોડું? પેલા ઘરડા ડોસા બેઠા હતા તેમનું નામ કસ્તુરચંદ શેઠ અને તેમની જોડે જરા આઘું ઓઢી બેઠેલી પેલી સુંદર યુવતી તે તેમનાં ધર્મપત્ની તારાબાઇ! કેવી જોવા જેવી જોડી બની રહી છે? પેલો ડોસો ઉપાશ્રય છોડી ઘેર આવતો નથી અને આ બાઈને નાટક અને સીનેમા જોયા વિના ઉંઘ આવતી નથી."

રસિકલાલ આશ્ચર્ય પામી બોલ્યો "અરે એ તો રાત્રે ગરબા ગાતી હતી તે ગુલાબી સાડીવાળી તારા! અત્યારે તો શાણી સીતા જેવાં બની જરા લાજ કાઢી મર્યાદામાં બેઠેલાં છે. મેં તો ન ઓળખી,"

ચંદ્રકુમારે વિસ્મય પામી કહ્યું " હું પણ ખરેખર ભુલમાં પડયો."

સરલાએ હસીને જણાવ્યું " તમે ભુલો એમાં જરા પણ નવાઇ નથી. દિવસમાં ચાર ચાર રંગ કરે છે, સવારે દેરાસરે જતાં જુદો, પૂજામાં જુદો, બહાર જતાં જુદો, રાત્રે જુદો, એમ નવા નવા પોશાક બદલી

દુનિયાનો લ્હાવો લે છે. એ તો અજબ સ્ત્રી છે. બડી પહોંચેલી છે. જ્યારથી એ ડોસાને પરણી છે ત્યારથી તેનાં પરાક્રમો એક પછી એક બહાર પડતાંજ જાય છે. ડોસાને તો ક્યારની ચોથા વ્રતની બાધા છે" એમ કહી માલતીના સામું જોઇ સરલા હસવા લાગી અને શરમ દબાવી રાખવા મોં આગળ રૂમાલ આડો ધર્યો.

ચંદ્રકુમારે કહ્યું "બાઇને જોઇએ નાટક સીનેમા અને ગરબા અને ડોસાને જોઇએ ઉપાશ્રય, એ બન્નેને ક્યાં મેળ ખાય! વળી સાંભળ્યું છે કે ડોસાનો દીક્ષા લેવા વિચાર છે.

માલતી બોલી. "દીક્ષા લે કે ન લે, પણ તારાબાઈ ઘરડા ડોસાને જ્યારથી પરણી છે ત્યારથીજ દીક્ષા જેવુંજ છે ને? માબાપે કાંઇજ વિચાર કરેલો જણાતો નથી. વગર વિચારનું આ પરિણામ.

રસિકલાલે કહ્યું "ગઇકાલના ગરબામાં તેની ઍક્ટીંગ તો ખરે-ખર જોવા જેવીજ હતી. આજે તમારે પણ ગરબામાં ભાગ લેવાનો છે. એવી ઍક્ટીંગ પુરૂષોને ફંદામાં ફસાવવા માટે તમારે શીખવી જોઈએ. એ પણ વશીકરણની મહાન વિદ્યા છે."

સરલા બોલી "વાત તો ખરી છે. એવી ઍક્ટીંગમાં ઘણા લોકો ફંદામાં ફસાયા છે. મોટા મોટા મુનિવર જેવા પણ ફસાય છે તો સામાન્ય માણસની શી વાત કરવી?"

એ શબ્દો સાંભળી રસિકલાલ ચંદ્રકુમારની સામું જોઈ મંદ-હાસ્ય કરવા લાગ્યો. સરલા તેમનું સ્મિત જોઈ માથું હલાવી બોલી "કેમ હસવું આવ્યું? કાંઈ તેવો બનાવ બન્યો છે"

ચંદ્રકુમાર કહે "વધારે તો નહીં પણ થોડુંઘણું જોવામાં આવ્યું."

માલતી કટાક્ષમાં બોલી "શું જોવામાં આવ્યું? કોઈ સાધુની નજર તો બગડી નથીને?"

ચંદ્રકુમારે કહ્યું "તેમ પણ કદાચ હોય, નજર ગુન્હેગાર છે."

વચ્ચે સરલા બોલી "એ તો પેલા ચકોરવિજયજી હશે. રૃષ્ટપુષ્ટ

પચીસ વરસનો યુવાન સાધુ છે, તેની ઘણી ઘણી વાતો થાય છે, સાંભળવા પ્રમાણે તે પેલી તારા સાથે વધારે પરિચયમાં છે. તેમને ત્યાં દિવસમાં ત્રણ વખત વહોરવા જાય છે. ડોસા પોતે તે સાધુને પોતાને ત્યાં વહોરવા લઈ જાય છે, માણેકપુર ગામે ચોમાસું રહ્યા હતા, ત્યાંનાં તેમનાં પોકળ મેં ઘણાં સાંભળ્યાં છે. જેમને જાત અનુભવ થયો છે એવી કેટલીક સ્ત્રીઓએ એવી બાધા લીધી છે કે તે સાધુ જ્યારે એકલા વહોરવા આવે અને ઘરમાં પોતે એકલી હોય ત્યારે તેમને વહોરાવવું નહીં. એવી હલકી પ્રતિષ્ટાવાળા એ ચકોરવિજયજી છે. એવો અવગુણ સૂર્યવિજય આચાર્યમાં નથી પણ આવા ચેલાને પોતાની સાથે રાખે છે અને ખાસ માનીતા ચેલા તરીકે માને છે તેથી લોકો આચાર્યની પણ વાતો કરે છે."

રસિકલાલે કહ્યું "અનુમાન બરાબર છે, ગરબામાં તેજ સાધુ ઉપરની બારીથી તારાને ધારી ધારીને જોતા હતા, તે લીલા અમારા બંનેના જોવામાં આવી હતી, આજે આપણે ફરી આવી, ઘેર જઇ વખત થાય એટલે ત્યાં જવું. એક પંથ ઓર દો કાજ. પ્રભુદર્શન થશે અને તમાસો જોવાશે."

માલતી બોલી "એમ બોલી આત્માને છેતરશો નહીં. બેમાંથી એક કામ કરો. ભગવાનનાં દર્શન કરવાં હોય તો દર્શનની શુદ્ધ ભાવનાથી જાઓ અને દર્શન કરી પાછા વળો. અને જો લીલા જોવી હોય તો વચ્ચે ભગવાનનાં દર્શનને ફજેત કરશો નહીં."

રસિકલાલે જવાબ આપ્યો "એજ ખુબી છે. ધર્મના ઓઠા નીચે ગમે તેવાં પાપ સેવીએ તે પણ પુણ્યમાંજ ગણવામાં આવે છે. ખુલાસો લેવો હોય તો આચાર્યશ્રીને પુછી જુઓ. આજે રાત્રે તારાબાઈ જેવી સ્ત્રીઓ કેવી ભક્તિ કરે છે તે તમે જુઓ, બિચારી સારી ઘણીએ બૈરીઓ હશે તે શુદ્ધ ભાવથી ભાગ લેતી હશે તેમનો ભાવ ત્યાં પુછાશે નહીં, પણ કેટલીક તો માત્ર ચાળાજ બતાવવા આવે છે તેમનો ભાવ પુછાય છે. આનો લાભ કેટલાક અંધશ્રદ્ધાળુ ભકતો લે

છે. તો તે લાભ લેવાને શું અમારો અધિકાર નથી? એ બ્હાને ભક્તિ તો છે ને?

એમ વાર્તાવિનોદમાં નદીકિનારે ઉતરી તેઓ ફરવા લાગ્યાં. નર્મદા નદી મંદ મંદ તરંગો ઉછાળી ચાલી રહી હતી. આ બંને દંપતી પ્રેમાળ સંતોષી અને સુખી હોવાથી ખરેખરૂં સૃષ્ટિસૌંદર્યનું રસપાન કરી રહ્યાં હતાં.

"પ્રજાપોકાર એક આનો, પ્રજાપોકાર" એમ બોલતો બોલતો એક ફેરીઓ ત્યાં આગળ આવ્યો કે રસિકલાલે એક આનો આપી એક પ્રત લીધી. પાનું ઉથલાવતાંજ "જૈનો ધ્યાન આપશે?" એવું મથાળું મોટા અક્ષરે વાંચવામાં આવ્યું કે ફેરીઆને પાછો બોલાવી બીજા ત્રણ આના આપી ત્રણ પ્રતો લીધી.

"ભાઇ ચંદ્રકુમાર! વકીલ નવનીતરાયની વાત ખરી પડી. તે પેલા બાગમાં કહેતા હતા કે પ્રજાપોકારમાં દીક્ષાના બીજા કીસ્સા વાંચશો. તેનીજ આ શરૂઆત જણાય છે" એમ કહી એક બેંચ ઉપર બેસી રસિકલાલે તે લેખ વાંચવો શરૂ કર્યો—

## જૈનો ધ્યાન આપશે?

### દીક્ષામાં દયાનું બળીદાન.

### મા અને સ્ત્રીના દુઃખની હૃદયવીણા.

મારા દયાળુ જૈનબંધુઓ! આપને બે હાથ જોડી નમ્ર વિનંતી કરૂં છું કે ગાંધારીના રહીશ શા. શશીકાંત સુખલાલ પોતાની વીસ વરસની યુવાન પત્ની બાઈ પ્રભાવતીને તરછોડી તેને નિરાધાર જેવી સ્થિતિમાં મુકી, પચાંસ વર્ષની વિધવા માતાની આંતરડી કકળાવી, તેમની આજીજીને ઠોકર મારી, તેમને નોટીસો આપી દીક્ષા લેવાને બહાર પડેલો છે તે આપ સારી રીતે જાણો છો. તે કુટુંબનું પાલન કરનાર ઘરનો મોભી છે, આવા એક યુવકને અયોગ્ય દીક્ષાના ઍડવોકેટ આચાર્યશ્રી સૂર્યવિજયજીના શિષ્ય શ્રી શુદ્ધિવિજયજીએ ત્રણ ચાર માસથી ઉપાશ્રયમાં પોતાની દીક્ષાની જાળમાં સપડાવી દીધો છે. તેના મગજમાં દીક્ષાનું ભુસું ભરી દઇ ચિત્ત ભરમાવી દીધું છે. ઘેરે ખાવા માટે

આવે છે, ઉપાશ્રયમાં સુઈ રહે છે, મા અને સ્ત્રીની આંતરડી કકળાવી રહ્યો છે. તેમના રૂદનથી કઠોર હૃદય પણ પીંગળી જાય. આ પ્રમાણે મુનિ મહારાજ દીક્ષાનો ઉપદેશ અને પોતાની મુરાદ કોઈપણ ઉપાયે બર લાવવા સાધકોની મદદથી પૂરજોશથી વર્તન ચલાવી રહ્યા છે. આપણી જ્ઞાતિનું આ કુટુંબ ટળવળે અને આપ સર્વ જોઈ રહી મદદ ન કરો તે ખરેખર ખેદ ઉપજાવનારી વાત છે. શું તેની સ્ત્રી અને માની હૃદયભેદક દશા જોઈ આપના કોમળ હૃદયમાં દયા નથી આવતી ?

જીવદયાના ઉપાસકો મારા સુજ્ઞ જૈનબંધુઓ અને ન્યાતના અગ્રેસરો ! આપનો દયાનો ઉભરો બહાર પાડો ! સ્ત્રી અને માની આંતરડી ઠારો ! સ્ત્રીનો ધણી ગયો એટલે બાકી તેને શું રહ્યું ? તે બિચારીનાં માબાપ પણ મરી ગયાં છે તેથી કોઈ આંસુ લ્હોઈ આશ્વાસન આપનાર પણ નથી. દીકરો દીક્ષા લેવાનો છે એવા વિચારની સાથે મા બેભાન થઇ ભોંય પટકાય છે. આવા દુઃખી કુટુંબ તરફ દયાની લાગણી બતાવો અને મુનિ મહારાજને વિનંતી કરી દીક્ષા આપતાં અટકાવો, તેવા અયોગ્ય કામમાં ભાગ ન લો, તેવા કૃત્ય તરફ તિરસ્કારની નજરથી જુઓ, મુનિ મહારાજની શરમમાં રહી આપની દયાનું બળીદાન ન આપો, સત્ય વસ્તુ જાહેર કરી બળતાને ઠારવામાં આપનો જીવદયાનો ધર્મ સમાયેલો છે, નહીં કે આંખ આડા કાન કરી તેમનો જીવ સંતાપવામાં. આવા કુટુંબની મદદમાં રહી અયોગ્ય કામમાં મદદ આપનાર બંધુઓને શીખામણ આપો. જો તેમ કરવામાં પાછા હઠશો તો સ્ત્રી અને માની શી દુર્દશા થશે તેનો ખ્યાલ કરો, પોતાના છોકરાને કે પોતાની માને કે પોતાની સ્ત્રીને છાની રીતે દીક્ષા આપવામાં આવે છે તો તે વખતે તેમને શોધી કાઢી ઘેરે લાવી સંસારી કપડાં પહેરાવવા કટીબદ્ધ થાઓ છો તો આ બિચારા નિરાધાર કુટુંબની વ્હારે કેમ ધાતા નથી ? જ્ઞાતિબંધુના કુટુંબોને પોતાના જેવાંજ ગણવાં જોઇએ. "आत्मवत् सर्व भूतेषु यः पश्यति स पश्यति । જે સર્વને પોતાના આત્મા સમાન જુએ છે તેજ ખરૂં જુએ છે." આવી સમદૃષ્ટિ રાખવી જોઈએ.

શા. શશીકાંતના કુટુંબની કેવી દયાજનક સ્થિતિ ઉભી થયેલી છે તેનો શુદ્ધ દિલથી વિચાર કરો. તેમના દુઃખી હૃદયનો ચિતાર જાણવો હોય તો તેમની હૃદયવીણાના તારને જરા છેડી જોશો તો વીણાના તારમાંથી નીચેના વિલાપના સૂરો આપની આંખોને આંસુથી ભરી દેશે. શુદ્ધ ચિત્તથી સૂરોના ધ્વનિનું શ્રવણ કરો—

## સ્ત્રીની હૃદયવીણા—( લલિત વૃત્ત ).

અરર હાય રે ! શું હવે કરૂં ? પતિ મુકી જશે ! ક્યાં હવે ઠરૂં ?
જીવ મુંઝાય છે ! શાંતિ ના વળે ! ટળવળું અરે ! દેહ આ બળે ! ૧
પ્રિય પતિ ! તમે કૈં દયા ધરો, ગરીબ દાસીનો ત્યાગ શું કરો ?
વચન લગ્નનું કેમ વિસરો ? હૃદયમાં અરે ! યાદ તો કરો. ૨
પરણી લાવીને, પ્રેમ પાઈને, કરી તમારી છે સ્નેહ સાંધીને,
અળગી તે હવે કેમ રે થશે ? પતિ વિના પ્રિયા પ્રાણ ત્યાગશે. ૩
વડીલ બંધુઓ ! જ્ઞાતિ મ્હાજનો ! અરર શું તમે બેલી ના બનો ?
ગરીબ આપની પુત્રી માનજો, મદદ આપીને દુઃખ ટાળજો. ૪
નવ તમે મને સ્હાય જો કરો, ઉડી જશે અરે સ્વામી માહરો,
અધિક શું કહું ? અર્જ એટલી, વિરહી જેવી હું ખીલતી કળી. ૫
શિખ દઈ કંઈ સ્વામીને તમે હઠ મુકાવી દો દુઃખના સમે,
મતિ સીધી કરો માગું એ મુખે, પતિ કને રહું હું મહા સુખે. ૬

મારા સુજ્ઞ દયાળુ સજ્જનો ! ઉપર પ્રમાણે ટળવળતી—અરે ઝુરી મરતી—રંક સ્ત્રીના દુઃખી હૃદય રૂપી વીણાના તારમાંથી દુઃખના રણકારનો ધ્વનિ ગાજી રહેશે. તે સાથે જો આપ તેની માના—અરે પુત્રના ભાવી વિયોગના આઘાતથી પીડિત બનેલી નિરાશા નાખતી તેની જનેતાના—હૃદય રૂપી વીણાના તારને આપની દયાભરી આંગળીથી જરા છેડશો તો તેમાંથી નીચેના કરૂણ રસથી ભીંજાતા સૂરો આપના અંતઃકરણને કરૂણાથી ભીંજાવી નાખશે, સાંભળો—

## માની હૃદયવીણા.

( ભેખરે ઉતારો રાજા ભરથરી—એ રાહ )

આ શું સુઝયું મારા દીકરા ? એ ટેક.
ભાઈ ! ઉછેરી મોટો કર્યો, વેઠી સુખ દુઃખ ભારજી,
પરણાવ્યો ઘણી હોંશથી આણી ગુણવંતી નારજી. આ શું૦ ૧
અમને તજવાનું ચ્હાય છે, છોડીને ઘરબારજી,
બુદ્ધિ સુઝી તને ક્યાંથી આ ? તજવા માત ને નારજી. આ શું૦ ૨
ખોળા હું પાથરૂં દીકરા ! કાંઈ કરને વિચારજી,

આંતરડી કકળે છે માહરી, ધૂળ બન્યો અવતારજી. આ શું૦ ૩
કોણે તને આ શીખવ્યું ? કોણ તને દે સહાયજી ?
જેવી કકળે મુજ આંતરડી, તેવી તેમની થાયજી. આ શું૦ ૪
જે જે તને દે સ્હાયતા, તેને લાગો મુજ શાપજી,
પ્રભુ તું અરે અરજી સાંભળી, પુત્ર સુધારી આપજી. આ શું૦ ૫
નારી બિચારી ટળવળે, દેખ્યું મુજથી નવ જાયજી,
આધણ મુકાયાં છે લોહીનાં, ઘર સૌ ખાવાને ધાયજી. આ શું૦ ૬
દુ:ખનો ડુંગર આવી પડયો, જીવડો મારો મુંઝાયજી,
પુત્ર મનાવો તો હે પ્રભુ ! દિલમાં મહા સુખ થાયજી. આ શું૦ ૭

મારા પ્રિય દયાળુ બંધુઓ ! ઉપર પ્રમાણે તેની માની હૃદયવીણા ગાજી રહેશે, અને આપને શોકસાગરમાં ડુબાવી દેશે.

આશા છે કે દયાના ઉપાસકો મારા જૈન બંધુઓ આ મારી વિનંતી ધ્યાનમાં લઈ શા. શશીકાંતના કુટુંબને મદદ કરશે અને શશીકાંતને દીક્ષા લેતો અટકાવી તેની માની અને સ્ત્રીની આંતરડી ઠારી આશીર્વાદ મેળવી પુણ્યના ભાગીદાર થશે. કહેવત છે કે "ઠારે તે ઠરે." ગાંધારી, માહ સુદ ૧૦

લી. જૈનબંધુ.

આ લેખથી ચારે જણની આંખો અશ્રુમય બની ગઇ. દયાની સાથે ક્રોધ પણ વ્યાપી રહ્યો. છાપું બેંચ ઉપર પછાડી ક્રોધના આવેશમાં આવી રસિકલાલે કહ્યું "હવે તો સાધુઓ હદ છોડવા લાગ્યા. ડોશી અને સ્ત્રી ઉપર ગુજરતો આવો ત્રાસ કેમ સહન થાય ? અયોગ્ય દીક્ષાના હીમાયતી ત્રણ ચાર સાધુઓને લીધે બધા સારા સાધુઓ વગોવાય છે અને જૈનોના જીવદયાના સિદ્ધાંતો ઉપર છીણી મુકાય છે."

માલતી બોલી "હવે તો તમારે લોકમત કેળવવા કર્તવ્યપરાયણ થવું પડશે અને લોકોની આંખો ઉઘાડી ગરીબ કુટુંબોને અને સ્ત્રીઓને મદદ કરવી પડશે. આવા જે જે સાધુઓ હોય તેમને ઉઘાડા પાડી બહિષ્કૃત કરવા જોઇએ. નહીં તો આવા શુદ્ધિવિજય અને ચકોરવિજય જેવા પાકશે તો આખી સાધુસંસ્થા કલંકિત થશે.

આંગળી સડે ત્યાંથી કાપી નાખવી જોઇએ. નહીં તો તે સડો હાથમાં દાખલ થશે અને ત્યાંથી શરીરમાં દાખલ થઇ પ્રાણ લેશે. સડાને એકઠો થવા દેવો જોઇએ નહીં. બરાબર જાગ્રતિ લાવ્યા વિના છુટ-કોજ નથી ” આમ તે વિષય ઉપર ચર્ચા ચલાવતાં ત્યાંથી ઉઠયાં અને મોટરમાં બેશી વાતો કરતાં કરતાં ઘર તરફ ઉપડયાં. રસ્તામાં ચંદ્રકુમાર અને સરલાને ઉતારી રસિકલાલ અને માલતી પોતાને ત્યાં ગયાં.

---

# પ્રકરણ ૬ ઠું.

---

## ગરબો અને ભક્તિશૃંગારરસ.

( હરિગીત )

શૃંગારરસ ને ભક્તિરસ બે સાથ જ્યાં જોડાય છે,
જનતા ભલી ભોળી બિચારી ફંદમાં સપડાય છે;
દઇ નામ ભક્તિનું ભલું પછી કામ છુટથી થાય છે,
શૃંગારરસ ત્યાં ધર્મના બ્હાના નીચે પોષાય છે. —લેખક

રસિકલાલ અને ચંદ્રકુમાર બંને જણ સજોડે બરાબર આઠ વાગે ધર્મશાળામાં ગયા. દર્શન કરી રસિકલાલ અને ચંદ્રકુમાર ભાવનામાં બેઠા. માલતી અને સરલા સ્ત્રીવર્ગ તરફ વળ્યાં કે ધરમચંદનાં પત્નીએ આવકાર આપી તેમની પાસે બેસાડયાં. આરતી મંગળદીવો અને ભાવ-નાની પૂર્ણાહૂતિ થયા બાદ ગરબાની રચના એકદમ ગોઠવાઈ ગઈ, લોકો પણ તેની રાહ જોઈ રહ્યા હતા.

રસિકલાલ અને ચંદ્રકુમાર મેડાની સામેની ઓસરીમાં એક બેંચ ઉપર જઇ બેઠા. શેઠાણીએ સરલા અને માલતીને ગરબામાં ગાવા ઉત-રવા આગ્રહ કર્યો, પણ તેમણે શરમને લઈ ને ના પાડી. અને એક બાજુંએ કેટલીક સ્ત્રીઓની સાથે જોવાને બેશી ગયાં. આજનો ઠાઠ

ગઈ કાલ કરતાં વધારે જણાતો હતો. ગાનાર સ્ત્રીઓની સંખ્યા તેમજ જોનાર પુરૂષની સંખ્યા વધારે હતી.

થોડી વાર થઇ કે પેલાં તારાબાઇ આજે ગુલાબી ઝીણી સાડીમાં સજ થઈ બાજુના ઓરડામાંથી પધાર્યાં. સાડીનું પોત એવું બારીક હતું કે અંદરનું આખું શરીર પૂરેપૂરૂં સાડીના છિદ્રોમાંથી પ્રકાશ મારતું હતું. મોટરમાં જે સભ્યતા દેખાતી હતી તેનાથી ઉલટોજ દેખાવ આ સ્થળે જોવામાં આવતો હતો. પીન ભરાવવાની ખુબી એવી હતી કે જે અવયવો ઢાંકી રાખવા જોઈએ તેને બદલે ખુલ્લા રાખવામાં આવ્યા હતા અને રખેને તે સાડીના છેડાથી ઢંકાઇ જશે એવા ડરથી સાડીને પીનના અંકુશમાં રાખવામાં આવી હતી. જાણે કે આખા શરીરની શોભા તેમાંજ સમાયેલી હોય તે પ્રમાણે તેની નજર તે તરફ વધારે દોરાયેલી રહેતી હતી. વૃદ્ધ કાકાની ધર્મપત્ની એટલે નાની છતાં બધાંથી મોટી ગણાતી. મોટાં આધેડ વયનાં બૈરાં પણ તેને કાકી કહી માનથી બોલાવતાં. આ વડીલપણાના કારણથી તેને લાજ કાઢવાની કે જરા આઘું ઓઢી વિવેક રાખવાની ચિંતા ક્યાંથી હોય? શેઠ કસ્તુરચંદને તો આવું તેવું જોવાનું ગમતું નહોતું, તે તો પડિક્કમણું કરી આચાર્યની પાસે બેઠા હતા. ધર્મના નામે જે કાંઇ કરવું હોય તે તેમનાં ધર્મપત્ની તારાબાઇને કરવાની છુટ હતી. આ કાંઈ શરદ્પૂર્ણિમાના ગરબા જેવો ગરબો નહોતો પરંતુ પુરૂષો જેમ ભગવાન આગળ નગારાં સાથે કાંસીજોડા વગાડી ભક્તિ કરે છે તેમ સ્ત્રીઓ માટે ગરબા ગાઇ તાળી પાડી ભક્તિ કરવાની એક આ ધર્મની ક્રિયા હતી એટલે આવા ધર્મના કામમાં દરેક પ્રકારે ભાગ લેવા માટે તારાબાઇને તેના સ્વામીજીની પુરેપુરી છુટ હતી અને તે છુટનો તે ઉપયોગ કરતી હતી. ગમે તેવાં આછાં કપડાં પહેરે, ગમે તે પ્રમાણે છેડો છુટો મુકે, ગમે તેવા હાવભાવ કરે, તે બધું ધર્મના કામમાં સ્વામીનાથને રૂચતું હતું. પોતાની સ્ત્રીના આવા વર્તનથી ડોસા પોતાની જાતને ભાગ્યશાળી માનતા કે ઘરમાં બૈરૂં ધર્મી મળ્યું છે;

આખો દિવસ ધર્મના કામમાં ગાળે છે. બૈરી પણ પોતાની જાતને ભાગ્યશાળી માનતી હતી કે ધણી તરફથી ધર્મના બ્હાને સ્વચ્છંદપણે વર્તવાની છુટ મળી છે.

ગરબો શરૂ થયો. સ્ત્રીઓ ગોળ આકારમાં ગોઠવાઈ ગરબી ઉપાડી તાળી પાડી ફરવા લાગી કે રસિકલાલ અને ચંદ્રકુમારને મોટરની વાતોનું સ્મરણ થયું અને મેડાની બારીઓ તરફ નજર કરવા લાગ્યા.

માલતી અને સરલાને પણ તેજ વિચાર ઉદ્દભવ્યા. સરલા તો ચકોરવિજયને સારી રીતે ઓળખતી હતી. તેણે ધારીને જોયું તો તેજ ચકોરવિજય સાધુ બારીથી જરાક દુર બેઠેલા જણાતા હતા. એક ગરબી પૂરી થઇ કે બીજી ગરબી તારાએ મધુર સાદે ઉપાડી. પ્રેક્ષકવર્ગની દૃષ્ટિ તે તરફ દોરાઈ. આજનો પોશાક એવો ધારણ કર્યો હતો કે તેની ભાતભાતની ટીકાઓ થવા લાગી. બૈરીઓ પણ તારાની ટાપટીપની વાતો કરી "મુઇ એ તો વંઠી ગયા જેવી છે" એવા તિરસ્કારના ઉદ્દગાર કાઢતી. કામાંધ પુરૂષોના બકવાટની તો વાતજ કરશો નહીં. તારાની સાડી પણ એવી હડીલી થઇ હતી કે તે વારંવાર માથા ઉપરથી ખસી જતી હતી, જેથી માથું ઉઘાડું થઈ જતું, આથી ફરી ફરી ઢાંકવાને હાથને તસ્દી આપવી પડતી હતી. અને કોઇ કોઇવાર એકાદ તાળીનો તાલ પડતો મુકી નિભાવી લેતી હતી. લોકોનું ચિત્ત ગરબી સાંભળવા કરતાં તેના હાથના ચાળા અને હાવભાવ જોવામાં વધારે રોકાયેલું રહેતું. એ ગરબી પૂરી થઇ કે નીચેની ગરબી શરૂ કરી—

ઓ રંગરસિયા ક્યાં રમી આવ્યા રાત જો ?
આંખડલી રાતી ને ભર ઉજાગરા રે લોલ. એ ટેક.
અમે ગયાં'તાં સોનીડાના હાટજો,
મુગટ ઘડાવતાં વ્હાણાં વહી ગયાં રે લોલ. ઓ૦ ૧
ઘેરે મારો સસરો દેશે ગાળજો,
સાસુડીના તોડ તરફોડા નહીં ખમું રે લોલ. ઓ૦ ૨

અમે ગયાં'તાં ગાંધીડાના હાટજો,
શ્રીફળ વસાવતાં વ્હાણું વહી ગયાં રે લોલ. એ૦ ૩
અમે ગયાં'તાં દોશીડાના હાટજો,
ધજાઓ વસાવતાં વ્હાણું વહી ગયાં રે લોલ. એ૦ ૪
અમે ગયાં'તાં કંદોઇની હાટજો,
નિવેદ કરાવતાં વ્હાણું વહી ગયાં રે લોલ. એ૦ ૫

આ પ્રમાણે ભક્તિરસથી નીતરતી ગરબી સાંભળી શેઠાણીએ ખુશીના ખુબ ઉદ્દગાર કાઢયા અને તારાને ધન્યવાદ આપી કહેવા લાગ્યાં "આવી એક બીજી ગરબી ગાઈ ખુબ ભક્તિ ભાવો. ગઇ કાલ કરતાં આજે ઠીક તાલ જામેલો જણાય છે." શેઠાણીના આવા ભારે ઉત્સાહજનક શબ્દો સાંભળી તારાએ વિશ્રાંતિ નહીં લેતાં બીજી નીચેની ગરબી ઉપાડી—

રાતું રાતું ગુલાબનું ફૂલ, ગુલાબમાં રમતી'તી રે. ટેક.
સસરોજી આણે આવ્યા, ગુલાબમાં રમતી'તી રે,
સાડી ને પોલકું લાવ્યા, ગુલાબમાં રમતી'તી રે. રાતું૦ ૧
સસરાજી સાથે નહીં જાઉ, ગુલાબમાં રમતી'તી રે,
ગુરૂજી આણે આવ્યા, ગુલાબમાં રમતી'તી રે. રાતું૦ ૨
ઓઘો ને મુમતી લાવ્યા, ગુલાબમાં રમતી'તી રે,
ઓઘો કામણગારો, ગુલાબમાં રમતી'તી રે. રાતું૦ ૩
મુમતીએ મન મોહ્યું, ગુલાબમાં રમતી'તી રે,
ગુરૂજી સાથે જઈશું, ગુલાબમાં રમતી'તી રે. રાતું૦ ૪

આ ગરબીઓ સાંભળી રસિકલાલ કહેવા લાગ્યો "જોયું ચંદ્રકુમાર ! આપણી ભક્તિની ધર્મના નામે કેવી અધોગતિ થવા લાગી છે ? જે ગરબી તદન શૃંગારરસથી ભીંજાયેલી હતી તેને ભક્તિ-રસની બનાવવા વચ્ચે વચ્ચે સ્ત્રીના અલંકારોના શબ્દો કાઢી નાખી તેને બદલે ભગવાનની આંગીના મુકુટ જેવા અલંકારો મુકી, મિષ્ટાન

ભોજનના પદાર્થોને નિવેદસામગ્રીમાં બદલી, પહેરવાનાં વસ્ત્રોને ધજા પતાકાનું સ્વરૂપ આપી કેવા પ્રકારની શબ્દરચના કરી છે ! બીજી ગરબીમાં સાડી અને પોલકાને બદલે ઓઘો અને મુમતી (મુહુપત્તી) શબ્દગોઠવી સસરાને બદલે સાધુની સાથે જવાની વાત કરવી શું તેમાં ભક્તિ આવી ગઈ? આ તે ભક્તિરસ કે ચોખ્ખો શૃંગારરસ ? ધર્મના નામે ગરબીમાં પણ કેવી રચનાઓ રચાય છે? કેવી શબ્દ ગુંથણી થાય છે ? તે દિવસે મહાજનમાં એક ગૃહસ્થે સાફ કહ્યું હતું કે 'ધર્મશાળામાં તો મુનિમહારાજો રહે છે ત્યાં ગરબાની ગોઠવણ શી રીતે થશે ?' ત્યારે તેને જવાબ મળ્યો કે 'એ તો ચાલે, બારીઓ બંધ રહેશે' છે એકે બારી બંધ ? શો જમાનો આવ્યો છે? સાધુને ચિત્રમાં પણ સ્ત્રીની મૂર્તિ જોવાની મનાઈ ત્યાં આવા ગરબા જોવાની છુટ હોઈ શકે ? આમાં અને નાટકમાં શો ફેર છે ? વળી તારા જેવી ગાનારી અને હાવભાવ કરનારી છકેલ સ્ત્રી ગાય અને સાધુ સાંભળે અને દુરથી જુએ ! શું આ સાધુનો આચાર છે ? ખરેખર મને તો આજનો દેખાવ જોઇ ઘણુંજ લાગી આવ્યું છે. અઠ્ઠાઇ ઉત્સવમાં આવો ગરબો નીકળતો હશે ? આ કરતાં તો બપોરે પૂજામાં સારો ગવૈયો લાવી વાદ્ય સાથે ઠાઠથી પૂજા ભણાતી હોય તો હૃદય ઉપર સારી અસર થાય અને પૂજા પણ સારી રીતે ભણાય. તેમાં તો વેઠ, અને આ ભક્તિના બ્હાને ગરબાની રચના કરવામાં છુટા હાથે પૈસા ખરચ કરવામાં આવે એ કેટલો બધો અન્યાય ? દેખાદેખી કરવામાં કેટલો બધો અનર્થ થાય છે તેનો આ એક દાખલો છે.

ભક્તિનું એક પણ કાર્ય એવું ન હોવું જોઇએ કે જેમાં શૃંગાર-રસને પુષ્ટિ મળે અને કામવિકારને ઉત્તેજન મળે. તેમાં તો શાંતિ અને વૈરાગ્યની ભાવના છવાયેલી હોવી જોઇએ ? આમાં પ્રભુની ભક્તિ ક્યાં થાય છે તે સમજાતું નથી, માત્ર પ્રભુનો મુકુટ કે સાધુનો ઓઘો કે મુમતી એટલા શબ્દો મુખમાંથી નીકળ્યા એટલે બસ ભક્તિ થઈ જતી હોય તો તે સિદ્ધાંત વિચારવંત મનુષ્ય કદી પણ સ્વીકારશે

નહીં. ધર્મના નામે કોઈ કોઇ કોમમાં આવા ગરબાઓ નીકળે છે તેનું આ અનુકરણ શીવાય બીજું કાંઈ નથી. તેવા ગરબાઓથી રાત્રે કેવાં કેવાં માઠાં પરિણામ આવે છે તે આપણી આંખે જોઇએ છીએ, છતાં તે તરફ લક્ષ નહીં આપતાં ભક્તિના નામે આ પ્રમાણે આદરવામાં આવે તો આખરે તેમાંથી અનિષ્ટ ફળ પ્રાપ્ત થાય એમાં શું આશ્ચર્ય? આવા દેખાવથી ઉછરતી પ્રજાના મન ઉપર કેવી માઠી અસર થાય તે વાત વિચારવા જેવી છે, અને ઘણી અફસોસની વાત તો એ છે કે આવાં કૃત્યો અટકાવવાનો જેમનો ખાસ અધિકાર છે તે તો આવાં કૃત્યોને ઉત્તેજન આપે છે અને તેજ છુપી રીતે તેમાં ભાગ લે છે.

ચંદ્રકુમાર બોલ્યો "આવી સવડ માટે તો આવા કેટલાક સાધુઓ ઉપાશ્રયમાં રહેતા નથી પરંતુ આવી અનુકૂળતા ભરેલી ધર્મશાળામાં કે ખાનગી ભવ્ય મકાનોમાં રહે છે. ઉપાશ્રયમાં ગરબો જોવાની – અરે સ્ત્રીઓના હાવભાવ અને ચાળા ચટકા જોવાની – શી રીતે તક મળે? કદાચ ત્યાં એવું કરવામાં આવે તો લોકોમાં ટીકા પણ થાય. ચાલો ઉઠો આપણે, એ તો હજુ ગાશે." એમ કહી ચંદ્રકુમાર ઉભો થયો, પણ રસિકલાલ હાથ પકડી બેસાડી કહેવા લાગ્યો "હવે ઉઠવાની તૈયારી છે, આમ વચ્ચેથી આપણે ઉઠીને જઇશું તો તે ઠીક નહીં લાગે."

ધારવા પ્રમાણે થોડી વાર થઈ કે તારાબાઈની ગરબી પૂરી થઈ અને લહાણી શરૂ થઇ. ધર્મપસાયે સારૂં હતું કે તે ધર્મશાળાને બે બારણાં હોવાથી એક બારણે પુરૂષો ધક્કા મુક્કી કરી નીકળવા લાગ્યા અને બીજા બારણે સ્ત્રીઓ જવા લાગી. ધર્મશાળા બહાર જાણે કાયદાથી છુટ મળી હોય તે પ્રમાણે તારા સંબંધી લોકો વિચિત્ર પ્રકારના ઉદ્ગાર કાઢવા લાગ્યા. તેવામાં અચાનક બહાર ઓટલા આગળ ભરાવેલી બત્તી એકદમ ભપકીને ગુલ થઇ ગઇ કે અંધારૂં વ્યાપી રહ્યું. અંધારામાં કેટલાંક સ્ત્રીપુરૂષો જાણતાં અજાણતાં એક બીજા સાથે

અથડાવવા લાગ્યાં. તેવામાં કોઇ પુરૂષ સારા યા નબળા ભાવથી હાલમાં નીકળેલી ખીસાબત્તીઓનું બટન દબાવી છુટા છવાયા પ્રકાશ નાખવા લાગ્યો, એક બત્તીનો પ્રકાશ તો સર્ચલાઇટની માફક ધર્મશાળાના મેડા તરફ ચમકવા લાગ્યો. આ વખતનો દેખાવ નહીં પસંદ કરવા જોગ બની રહ્યો. નિરંકુશી માણુસોનું રાજ હોય તેવો ઘડી ભર દેખાવ દૃષ્ટિગોચર થવા લાગ્યો.

રસિકલાલ, ચંદ્રકુમાર, માલતી અને સરલા માટે તો તેમના માણુસો ફાનસ લઇને આવેલા હતા તેથી તેઓ તો મુંઝવણુ વગર ટોળામાંથી નીકળી સામી બાજુએ નિર્ભયપણે ઉભાં હતાં. તેમના ફાનસની મદદથી તો ઘણાં સ્ત્રીપુરૂષોએ પોતાનો રસ્તો સહેલાઇથી કરી લીધો હતો.

આ દેખાવ જોઇ રસિકલાલે કહ્યું "જોયો આ ફારસ ? ધર્મશાળામાં નાટક ભજવાયું ને ધર્મશાળાની બહાર આ ફારસ ભજવાય છે."

ચંદ્રકુમાર કહે "ભાઈ રસિકલાલ ! સીનેમામાં જેમ અંધારૂં થયા પછી અચાનક વીજળીની બત્તીથી અજવાળું થાય છે ત્યારે સહેલાણી પ્રેક્ષકોમાં કોઈ કોઈ સ્થળે કોઈ કોઇ પ્રસંગે રમુજી દશ્યો જોવામાં આવે છે અને પ્રકાશની સાથેજ તે સાવધ થતાં જણાય છે તે પ્રમાણે અંધારામાં આવી બત્તીઓના પ્રકાશ પડવાથી એવાં દશ્યો દેખાય તેમાં શું આશ્ચર્ય ? કેમ માલતી બેન ?"

માલતીએ જવાબ આપ્યો "આ તો વીસમી સદીના વિજ્ઞાન શાસ્ત્રીઓની અદ્‌ભુત કળાનું દિગ્દર્શન કરાવે છે. અંધારાના ભેદી બનાવો વીજળીપ્રકાશ એકદમ અજાયબી વચ્ચે બહાર લાવે છે અને મનુષ્યજાતિને તેનું રહસ્ય સમજાવે છે."

આ પ્રમાણે થોડીવાર પછી બત્તી ત્યાં મુકવામાં આવી કે ફારસના આ દેખાવ ઉપર પડદો પડયો અને રસિકલાલ વીગેરે પોત-પોતાને ઘેર ગયાં.

# પ્રકરણ ૭ મું.

## વ્યાખ્યાનમાં આચાર્યનો ક્રોધાગ્નિ અને ખાનગીમાં ચકોરવિજયની ચાલાકી.

* नजारजातस्य ललाटश्रृंगम् । कुलप्रसूतस्य न पाणिपद्मम् ।
यदा यदा मुंचति वाक्यबाणम् । तदा तदा जाति कुलप्रमाणम् ॥

બીજા દિવસે સવારના આઠ વાગે હંમેશના નિયમ પ્રમાણે આચાર્ય શ્રી સૂર્યવિજયજીએ પાટે બિરાજમાન થઈ વ્યાખ્યાન શરૂ કર્યું. રોજ જે વ્યાખ્યાન ચાલતું હતું તેનાથી જુદાજ પ્રકારનું આજના વ્યાખ્યાનની શરૂઆત થઇ. આજ તો આચાર્યશ્રીની આંખો ક્રોધથી લાલચોળ બની ગઈ હતી. શાંતિનો છાંટો પણ મુખમુદ્રા ઉપર જોવામાં આવતો નહોતો. બસ આજે તો મૂર્ખ, ગધેડા, બેવકુફ, જંગલી, અજ્ઞાની એવા એવા શબ્દોનો છુટથીજ ઉપયોગ થવા લાગ્યો. આથી ન્યાતના શેઠ મનસુખલાલ ઉભા થઈ ધીમે રહી હાથ જોડી મહારાજને વિનવવા લાગ્યા "મહારાજ સાહેબ! અમારો શો અપરાધ થયો છે? આપને કોઇએ કડવો શબ્દ કહ્યો હોય તો અમે તેને શિક્ષા કરીએ, માફ કરો, અમો તો કોઈ જાણતા નથી, કોઇનો ગુન્હો થયો હોય તો તેની વતી હું ન્યાતનો શેઠ આપની માફી માગું છું."

આ પ્રમાણે શેઠે નમ્રતાપૂર્વક આજીજી કરી કે આચાર્યશ્રી બમણા ક્રોધાયમાન થયા, અને મોટો ઘાંટો કાઢી બોલવા લાગ્યા "અરે દુષ્ટ, ચંડાળ, પાપી શ્રાવકો! તમે સાધુઓનાં છિદ્રો શોધવા લાગ્યા છો, કંચન અને કામિનીના ત્યાગીઓને કલંક લગાડવા બેઠા છો, બધી

---

* જાર પુરૂષના માથે શીંગડાં હોતાં નથી અને કુળવાન પુરૂષના હાથમાં પદ્મ હોતું નથી. જ્યારે જ્યારે તે વાક્ય બોલે છે ત્યારે ત્યારે તેની જાતિ અને તેનું કુળ જણાઈ આવે છે.

હકીકત મારા ધ્યાનમાં છે. આવી ખબર હોત તો તમારા ભદ્રાપુરી શહેરમાં પગ મુકત નહીં. તમે લોકો બધા નરકમાં જવાના છો. તમારો સંઘ હંમેશાં દુઃખમાં રીબાઈ રીબાઇને મરવાનો છે."

આવા શાપ ભરેલા શબ્દો સાંભળી શેઠે કહ્યું "મહારાજ ક્ષમા કરો, ક્રોધ ન કરો, હાથ જોડી માફી માગું છું, સંઘને આવો શાપ ન દો, સંઘ તો પચીસમા તીર્થંકર રૂપ છે, તેમાં તો સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકા એમ ચારેનો સમાવેશ થાય છે. શાંતિ ધારણ કરો. અમારો અપરાધ થયો હોય તે કહો. તે માટે અમો દંડ આપીએ અને કહો તે પ્રાયશ્ચિત કરીએ."

આચાર્ય આ પ્રમાણે સંઘની વ્યાખ્યા સાંભળી સિંહની માફક ગર્જના કરી કહેવા લાગ્યા "શેઠ! જાણ્યું તારૂં ડહાપણ, તારા કરતાં હું વધારે ભણેલો છું, સંઘ કોને કહેવો તે હું સારી રીતે સમજું છું, તું મને શું સમજાવતો હતો? ભાત ભાતની ટીકાઓ થાય અને તું બંદોબસ્ત રાખી શકે નહીં. તું શાની શેઠાઈ કરે છે! કાલ રાત્રે તું આવ્યો હતો?"

શેઠે કહ્યું "હું આવ્યો હતો પણ ભાવના ઉઠયા પછી હું ઘેરે ગયો હતો, ગરબો જોવા બેઠો નહોતો."

આચાર્યે કહ્યું "રાત્રે અહીંઆં તું ટળ્યો હોત તો તને બતાવત. બૈરાં બિચારાં અહીંઆં ચોકમાં ગાઇને પ્રભુભક્તિ કરતાં હતાં. ત્યારે કેટલાક જોનારાઓ કોઇ બાઈની ટીકા કરતા હતા, વળી કોઇ આવીને મને એવું કહી ગયો કે "ચકોરવિજયજી બારીમાંથી ચકતા હતા" આવી આવી આ ધર્મશાળામાં રાત્રે ટીકાઓ થાય તે મારાથી કેમ સહન થાય? ચકોરવિજય કેવો શાંત અને ડાહ્યો સાધુ છે! ચાલતાં જરા આંખ પણ ઉંચી કરતો નથી, નીચી નજરે જવું અને નીચી નજરે આવવું, એવા ચકોરવિજયની ટીકા કરી તમે દુષ્ટ લોકો તેમને નિંદવા માગો છો? જાઓ તમારૂં કાળું કરો. શેઠ! શોધી કાઢો તે બોલનારને – બાઇની ટીકા કરનારને? તે શીવાય અમે ગોચરી નીકળવાના નથી, અને અમે તમને અહીંથી જવા દેવાના પણ નથી, સમજ્યા?

શેઠ બિચારા ગભરાયા પણ સમયસૂચકતા વાપરી હીંમત લાવી બોલ્યા " મહારાજ ! હું ગરબા વખતે હાજર નહોતો પરંતુ તપાસ કરતાં અને ભાઈઓને પુછી જોતાં આપ કહો છો તે પ્રમાણે કોઈએ ચકોરવિજયનું નામ દીધેલું નથી. આપને કોઇએ ખોટું સમજાવેલું છે. છતાં ઘડીભર માનો કે કોઈ હલકા મનના માણસે એવો ઉદ્દગાર કાઢયો હોય તો આપે તે વાત ગળી જવી જોઇએ. આમ છાણે વીંછી ચડાવી ઢોલ પીટાવવો જોઇએ નહીં. કોઈ ચકોરવિજયની વાત જાણતું નથી તે આપ ચોળીને ચીકણી કરો છો. તે મને તો વ્યાજબી લાગતું નથી.

આચાર્ય કહેવા લાગ્યા " ત્યારે શું અમારા આગળ વાત આવી તે ખોટી ? કહેતા હો તો હાથ પકડી તે માણસને ઉભો કરૂં " એમ કહી દમથી કામ લેવા લાગ્યા.

આ સાંભળી એક માણસથી કહ્યાં વિના રહેવાયું નહીં તેથી તે વચમાં બોલી ઉઠયો " સાહેબ ! જાણતા હો તો સુખેથી હાથ પકડી ઉભો કરો, ઉભો કર્યાંમાં કાંઈ પણ સાર કાઢશો નહીં. દુનિયા તો જેવું દેખશે તેવું કહેશે, પાદશાહની પણ પૂંઠ છે. જ્યાં આવા ગરબા ગવાય ત્યાં સાધુથી રહેવાતું હશે ? અને બારીઓ ઉઘાડી મુકાતી હશે ? અટ્ટાઈ ઉત્સવની રજા આપતી વખતે જ કોઈએ તે વખતે મહાજનમાં ઇસારો પણ કર્યો હતો કે મેડા ઉપર સાધુ રહે છે તો શી રીતે ચોકમાં ગરબાની વ્યવસ્થા રખાશે ? તે વાત ઉપર કોઈએ ધ્યાન આપ્યું નહીં તેનું આ પરિણામ આવ્યું." એમ કહી તે માણસ ત્યાંથી ચાલતો જ થયો. આચાર્ય ક્રોધ અને રીસના આવેશમાં બોલ્યા " શેઠ ! આ શું ? છે કાંઈ બંદોબસ્ત ? શા માટે આવા ભામટા લોકોને વ્યાખ્યાનમાં પેસવા દો છો ? ગરબો ખલાસ થયા પછી પણ ઘણીજ ગેરવ્યવસ્થા જોવામાં આવી હતી. લોકો પેલી ખીસાબત્તીના પ્રકાશ અમારી બારીઓ તરફ ફેંકતા હતા. આવી રીતે અમારાં છિદ્રો જોવા માગો છો ? માટે શોધી કાઢો ગુન્હેગારોને અને તેમનો દંડ કરી માફી મગાવો. તે શીવાય અમે ગોચરી નીકળવાના નથી. "

શેઠે વિચાર કરી કહ્યું "સાહેબ! આવી હઠ ન લેવાય, અમે ઘેર જઇ બારીક તપાસ કરી બોલનારને આપની પાસે લાવી માફી મગાવીશું!" આ પ્રમાણે સામસામી સ્વાલ જવાબમાં લોકો ધીમે ધીમે ખસવા લાગ્યા, તે દેખી આચાર્ય ગુસ્સે થઇ ઉતાવળા અવાજે બોલ્યા "કેમ જવા માંડ્યું? શું તમારા મનને સમજો છો? અમારૂં અપમાન કરો છો?" આ પ્રમાણે આચાર્ય બોલતા રહ્યા અને લોકો તો તેમનું નહીં ગણકારતાં નીચું જોઈ ઘેર જવા લાગ્યા. મુદ્દાના પંદર વીસ માણસો રહ્યા. પછી ધરમચંદની સામું જોઇ આચાર્યશ્રીનો ક્રોધ હાથમાં નહીં રહેવાથી બધી રીસ તેમના ઉપર ઉતારી તે આંખ ચડાવી બોલ્યા. "ધરમચંદ! આ બધું તારા લીધેજ થયું છે. તારા અઠ્ઠાઈ ઉત્સવમાં મારા પવિત્ર ચેલા ચકોરવિજયને કલંક! તું એવા લોકોને કેમ ધર્મશાળામાં પેસવા દે છે?"

આ પ્રમાણે ક્લેશનો ટોપલો ધરમચંદને માથે પડવાથી કેટલાક લાગ સાધી ત્યાંથી ખસી ગયા અને ખસતાં ખસતાં ન્યાતના શેઠ અને ધરમચંદ એમ બે ગૃહસ્થો આચાર્યની નજર આગળ ઉભા રહેલા જણાયા. આ સ્થિતિ બનેલી જોઈ ધરમચંદે કહ્યું "સાહેબ! બધા ગયા, હવે અમે બે જણ શું કરીએ? બપોરે બાતમી મેળવી શોધી કાઢી આપનું મન મનાવીશું" એમ આચાર્યને સમજાવી ત્યાંથી ઉઠાડી મેડા ઉપર લઇ ગયા. તેઓ મેડા ઉપર ગયા કે એક બટક-બોલો છોકરો નીચેનું કાવ્ય ઉતાવળે બોલવા લાગ્યો—

( મનહર છંદ )

ઉંટ કહે આ સમામાં વાંકા અંગવાળા ભુંડાં
ભૂતલમાં પક્ષીઓ ને પશુઓ અપાર છે,
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કુતરાની પુંછડીનો વાંકોજ વિસ્તાર છે,
વારણની સુંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંશના માથે તો વાંકાં શીંગડાનો ભાર છે,

સાંભળી શીયાળ બોલ્યો દાખે દલપતરામ
અન્યનું તો એક વાંકુ આપનાં અઢાર છે.

આ કાવ્યોના શબ્દોએ આચાર્યના શ્રવણમાં પ્રવેશ કર્યો કે ક્રોધાયમાન થઇ તે બોલ્યા "જોયું શેઠ? છે કાંઇ મર્યાદા? મને ઉંટની ઉપમા આપવામાં આવી."

"એ તો નાદાન છોકરાં પાછળ ભસે, આપણાથી કાંઇ તેમના જેવું થવાય?" એમ કહી બંને જણ મહારાજને વંદના કરી ત્યાંથી વિદાય થયા. જાણે જેલમાંથી છુટયા હોય તેવો તેમને ઘડીભર આભાસ થયો.

રસ્તામાં ચાલતાં ચાલતાં શેઠ કહેવા લાગ્યા "ધરમચંદ! તમે આ વધારે ધામધુમ કરી તેનું આ પરિણામ આવ્યું. રાત્રે ગરબાની ગોઠવણ ન રાખી હોત તો આવો બનાવ બનવા પામત નહીં. તમે પેલી વંઠી ગયેલી રાંડ તારાડીને હજુ ઓળખતા નથી. તમે ઘણી વખત તેના ધણીને અને તેને સાથે લઇ મોટરમાં ફરવા જાઓ છો, તેથી લોકો તમારી પણ ટીકા કરે છે. મારા ઉપર ખોટું લગાડશો નહીં, આજે આટલી વાત નીકળે છે ત્યારે તમારા હિતસ્વી તરીકે તમને કહેવાની ફરજ પડી. આવી સ્ત્રીને તમે મોટા માને ચડાવી ગરબામાં ગાવા ઉભી રાખો ત્યારે લોકો આંગળીઓ કરે એમાં શી નવાઇ? વાંકજ તમારો છે ને? જેટલું વ્યવહારથી આગળ ચાલીએ તેટલું પસ્તાવું પડે. ઘણાએ અઠ્ઠાઇ ઉત્સવો થાય છે પણ આવું તો આજજ જાણ્યું માટે મારી સલાહ એવી છે કે મહારાજને કોઇપણ પ્રકારે શાંત કરો, નહીં તો તેમના ભવાડા બહાર આવશે અને મહારાજ ફજેત થઇને નીકળશે. બધી બાજી તમારા હાથમાં છે. માટે જેવું તમે ઉપાડયું છે તેવું તમે નિર્વિઘ્ને પાર પાડો. મને ખાત્રી છે કે પેલા ચકોરવિજયે આચાર્યના કાન ભંભેર્યા હશે માટે તેને સમજાવવાથી સઘળું પાર પડશે."

"પણ શેઠ ! મારે તેમને શી રીતે સમજાવવા ?"

"ધરમચંદ ! તમે કસ્તુરચંદને ત્યાં જાઓ, આ વાત તેમને સમજાવો અને તેમને કહો કે ચકોરવિજયને વહોરવા તેડી આવો, તે જરૂર આવશે અને કસ્તુરચંદ સમજાવશે એટલે સઘળું શાંત પડી જશે. આ તમને કુંચી બતાવી.

ધરમચંદ ત્યાંથી સીધા કસ્તુરચંદ ડોસાને ત્યાં ગયા. આજે શેઠ કસ્તુરચંદ તથા તેમનાં ધર્મપત્ની તારાબાઇ વ્યાખ્યાનમાં નહીં આવેલાં હોવાથી વ્યાખ્યાનમાં બનેલી હકીકતથી બીનવાકેફગાર હતાં તેથી ધરમચંદે કેટલીક વાત સમજાવી અને ડોસા ચકોરવિજયજીને વહોરવા બોલાવવા ગયા. ધરમચંદને તારા સાથે બોલવાની છુટ હોવાથી તેમણે બધી બીના અથથી ઇતિ સુધી તારાને કહી. તારા તો ગરબા વખતેજ બધું સમજી ગઇ હતી, પણ તે ભેદ નહીં ફોડતાં તેણે કહ્યું "એમાં શું ? હું તેમને સમજાવીશ. મારૂં કહેવું માને તેમ છે, કારણ કે ડોસા આ આચાર્ય પાસે દીક્ષા લેવાના છે એટલે અમારા ઉપર ક્રોધ નહીં કરતાં ચેલાની લાલચમાં અમારૂં કહેવું માનશે, માટે તમે જરા પણ ચિંતા કરશો નહીં, મહારાજને નહીં જવા દઇએ. તમારો અઠ્ઠાઈ ઉત્સવ બરાબર નિર્વિઘ્ને પાર પાડીશું."

આમ વાત ચાલે છે એટલામાં "ધર્મલાભ" શબ્દો કાને પડયા. "પધારો મહારાજ" એમ કહી ધરમચંદ શેઠ બારણા આગળ આવ્યા. તારા રસોડામાં ગઇ. ચકોરવિજય તથા ડોસા અંદર આવ્યા. ધરમચંદ મહારાજને કહેવા લાગ્યા "આચાર્ય રીસાઇને જાય તે ઠીક નહીં. મારા અઠ્ઠાઇ ઉત્સવમાં આવું વિઘ્ન હોય ! એ માટે તમને ખાસ બોલાવ્યા છે. વહોરવાનું તો માત્ર નિમિત્ત છે."

વચ્ચે તારા બોલી "જુઓ મહારાજ ! આચાર્ય પાસે તે દીક્ષા લઇ તમારા ચેલા તરીકે થવાના છે હવે થોડા દિવસ ખુટે છે અને તમે આમ રીસાઇને જાઓ તો પછી તમારી પાસે દીક્ષા લેવી તે

તેમને કેમ શોભે? માટે જો અમારો હેતુ બર લાવવો હોય તો બધી વાત મનમાંથી કાઢી નાખો અને મહારાજને સમજાવી દો. જે કુંચીથી તાળું ઉઘાડયું હોય તે કુંચીથી બંધ કરી દો."

ચકોરવિજયજી તારાની ભાષા સમજી ગયા; વાત ચોળવાથી ધારેલો હેતુ બર આવશે નહીં એમ સમજી તેમણે જવાબ આપ્યો "ધરમચંદ શેઠ! હવે તમે સુખેથી જાઓ, આચાર્યને જરૂર સમજાવીશ, બધી બાજી મારા હાથમાં છે, જાઓ સુખેથી, પણ વાત મનમાં રાખજો."

ધરમચંદ ગયા, હવે રહ્યા ઘરડા ડોસા, તારા હતી ચાલાક, તેને કાંઇ શીખવવા જેવું નહોતું. તેણે સમયનો લાભ લેવા ડોસાને કહ્યું "ઉપર કાતરેલી સોપારી છે તે લઇ આવો, મહારાજને વહોરાવવી છે."

ડોસા બિચારા ભોળા, તે તો મહારાજને વહોરાવવાની વાત આવી કે હર્ષઘેલા બની આગળ પાછળ જોવાનાજ નહીં. ડોસા ઉપર ગયા કે તારાએ મહારાજને ઇસારો કરી સમજાવ્યા અને ધીમે રહી જણાવી દીધું કે "આ પ્રમાણે આચાર્યની હઠથી આપણા ધારેલા હેતુમાં ઘણાં વિઘ્નો આવશે, અને બાજી બગડશે. માટે વાત પલટાવી નાખો. આપણા સંકેત પ્રમાણે બધી તૈયારીઓ મેં કરી રાખી છે. આજના બનાવથી ઘણું નુકસાન થયું છે પણ તે હું ચાલાકીથી સુધારી લઇશ. વાતને વધારે છેડવાથી ડોસા વહેમાઇ જશે તો તે હઠીલા હોવાથી દીક્ષા લેતા અટકશે અને મને છોડશે નહીં. છુટી ફરવા પણ દેશે નહીં. માટે આચાર્યને બરાબર સમજાવી લેજો."

એટલામાં નીસરણી ખખડી, ડોસા નીચે આવ્યા "લો મહારાજ! કાતરેલી સોપારી તૈયાર છે" એમ કહી સોપારી વહોરાવી, અને મહારાજ ધર્મલાભ દઈ વિદાય થયા.

---

# પ્રકરણ ૮ મું.

## અઠ્ઠાઇ ઉત્સવમાં દીક્ષાપ્રવૃત્તિ.
## સંમતિપત્ર કે હૃદયનો બળાપો ?

( હરિગીત )

જ્યાં સ્વાર્થને કોઇ ઉપાયે સાધવાનો સ્વાલ છે,
ત્યાં ન્યાર્યો કે અન્યાર્યો કૃત્યોનો નહીં કૈં ખ્યાલ છે,
લખનારની છે સંમતિ કે હૃદયનો ઉકળાટ છે ?
સુખી કે દુઃખી છે તે અરે તેનો નહીં ઉચાટ છે. —લેખક.

ચકોરવિજયજીએ જેવી રીતે આચાર્ય સૂર્યવિજયના કાનમાં મંત્ર ભણી ક્રોધાગ્નિ પ્રકટાવ્યો હતો તેવી રીતે પાછો બીજો મંત્ર ભણી અગ્નિ ઉપર પાણી છાંટી અગ્નિ શાંત પાડી દીધો. વ્યાખ્યાનમાં તે વાત ઉપર બીલકુલ પડદો પડી ગયો.

અઠ્ઠાઇ ઉત્સવના પાંચમા દિવસે એટલે કે માહ વદ પાંચમે પેલી દીક્ષાભિલાષી ચતુરાબાઇનાં માબાપ બપોરના ૧૧ વાગે આવી પહોંચ્યાં અને તેજ ધર્મશાળામાં ચતુરાની ઓરડીમાં ઉતારો કર્યો. આચાર્ય મહારાજને વાંદી સુખશાતા પુછી તેમના હાથમાં ચતુરાના બાપે કાગળ મુકયો.

કાગળ બહુ લાંબો હતો પણ ઉપર ઉપરથી સારાંશ વાંચી લઈ મહારાજ મલકાયા અને " શાબાશ છે મગનભાઇ ! " એમ કહી ધર્મશાળામાં કામ કરનાર નોકરને બોલાવી તેને ન્યાતના શેઠને તેડવા મોકલ્યો.

આચાર્યશ્રી જ્યારથી પધાર્યા હતા ત્યારથી ન્યાતના શેઠને આચાર્યની સેવામાં હાજર ને હાજર રહેવું પડતું હતું. જમીને હાથ ધોઇ પાટ ઉપર બેશી બીડી ફુંકી મંદ મંદ ધુમાડા કાઢતા વિચારમાં બેઠા હતા તેવામાં ધર્મશાળાનો નોકર આવી કહેવા લાગ્યો " મહારાજ સાહેબ એકદમ બોલાવે છે. "

"કેમ કાંઈ નવાજુની છે?"

"ના, તેવું કાંઈ નથી, પણ કોઇ બે જણાં પરગામથી આવેલાં છે."

શેઠે તરતજ બીડી ફેંકી દીધી અને પાઘડી અંગરખું ચડાવી ધર્મશાળામાં ચાલ્યા. તેમને દાદરમાં ચડતા દેખી મહારાજ કહેવા લાગ્યા "જુઓ! ચતુરાના બાપ મગનભાઈ આવ્યા. અમે કાંઈ એવી છુપી દીક્ષાઓ આપતા નથી. બધા લોકો શંકા ઉઠાવી વાતો કરતા હતા તેનો બધો ખુલાસો તેમના જમાઇના કાગળથી થઇ જાય છે. ચતુરાની મા પણ આવી છે, તે નીચે ઓરડીમાં છે."

શેઠે કાગળ હાથમાં લઈ ઉપર ઉપરથી વાંચી ભાવાર્થ જાણી લીધો અને "આજે બપોરે પૂજામાંથી ઉઠી દીક્ષાની વાત હાથમાં લઇએ" એમ કહી શેઠ, મગનભાઇ તથા તેમની વહુને જમવા માટે તેડી જવા નીચે ચતુરાની ઓરડીમાં ગયા. થોડાક આગ્રહ પછી તે બંને શેઠને ત્યાં જમવા ગયાં.

ઘર આગળ જમતાં જમતાં દીક્ષા સંબંધી બધી વાત શેઠે મગનભાઇ પાસેથી જાણી લીધી. જમ્યા પછી શેઠે ધરમચંદને પોતાને ત્યાં બોલાવી ખાનગીમાં બધું નક્કી કરી નાખ્યું.

બપોરે પૂજા ભણાઇ રહ્યા પછી તેઓ મેડા ઉપર આચાર્યશ્રીની સમક્ષ ભેગા થયા. રવિવાર હોવાથી ચંદ્રકુમાર પણ આવ્યો હતો. આચાર્યે ચતુરાને દીક્ષા આપવાની વાત છેડી.

આચાર્યના હાથમાં ચતુરાના ધણીના કાગળનું સબળ હથીઆર આવવાથી જાણે મહાન વિજયડંકો મેળવ્યો હોય એમ આચાર્ય તાડુકીને બોલ્યા "કેટલાક ભામટાઓ ખોટી ખોટી શંકાઓ લાવી કહેતા હતા કે "બાઇ સધવા છે માટે તેના ધણીની સંમતિ હોવી જોઇએ" ક્યાં ગયા તે શંકા ઉઠાવનારા? તેમને બોલાવીને બતાવો આ કાગળ, અને કહો કે તમારી આંખો ફોડો. અમે કાંઈ લૂટારા કે ચોર નથી કે બીજાની સ્ત્રીઓ ઉપાડી જઈ સાધ્વીઓ બનાવીએ, કે છાની રીતે છોકરા ઉપાડી માથું મુંડી ચેલા બનાવી દઇએ. જેવો

સમય; અમે તો સમય અને વાતાવરણને ઓળખીને ચાલવાવાળા છીએ. આપણો ધર્મ સ્યાદ્‌વાદથી ભરેલો છે તે તમે નથી જાણતા? લો ધરમચંદ શેઠ! કાગળ વાંચો." મહારાજનો હુકમ થતાં ધરમચંદ શેઠે કાગળ હાથમાં લીધો અને ચશ્મા ચડાવી વાંચવા લાગ્યા—

**સુશ્રાવક શ્રી મગનભાઈ ઉમેદચંદ.**

કનકનગરથી લી. રમણિકલાલ કરસનલાલના જયજીનેન્દ્ર વાંચશો. આપનો પત્ર મળ્યો. આપની દીકરી ચતુરાની ઇચ્છા દીક્ષા લેવાની થઈ છે તો તેમાં મારી પૂરેપૂરી સંમતિ છે. હું લગભગ જ્યારથી માંદગીના બીછાને પડયો છું, ત્યારથી તેમની મનોવૃત્તિ ધર્મ તરફ વધારે દોરાયેલી છે તે મારી જાણ બહાર નથી. આજ કાલ કરતાં છ માસ થવા આવ્યા. દિન પ્રતિ દિન રોગ ઘટવાને બદલે વધતો જાય છે. જે ભાવીમાં હશે તે બનશે. નોકરીમાં જોડાયે ચાર વરસ થયાં. હાલ તો હું બીનપગારે રજા ઉપર છું. મારા શેઠ મને પાછા નોકરી ઉપર રાખશે કે કેમ તેની મને શંકા છે. પગારમાંથી જે કાંઈ બચત કરી હતી તેમાંથી અત્યાર સુધી મેં મારૂં નિભાવ્યું. હાલમાં એક મારો મિત્ર છે તે મારી સારવાર કરે છે. તમારી દીકરીનું મન ધર્મ તરફ વધારે હોવાથી હું જાતે તસ્દી ઉઠાવતો પણ તેમને તકલીફ પડવા દેતો નહીં. સાંજે સવારે બપોરે મને ઘણી ઘણી વખત જરૂર પડતી છતાં હું તેમના પ્રતિક્રમણ અને સામાયિકનો ભંગ પડવા દેતો નહોતો; કોઈ કોઈ વખત પોસહ કરતી ત્યારે પણ મારા મિત્રને ત્યાંથી ખાવાનું મંગાવી ચલાવી લેતો. મને એમ લાગ્યું કે આ રોગમાંથી હું હવે બેઠો થવાનો નથી તેથી મારા મનમાં એવો વિચાર થયો કે મારૂં તો બગડવાનું છે પણ તેમનું શા માટે બગડવા દેવું? એક માસથી મિત્રોની સલાહથી હૅાસ્પીટલમાં આવ્યો છું. બીછાનાવશ જેવી સ્થિતિમાં છું. તમારી દીકરીએ એકાદ દિવસ મારા મિત્રોની સ્ત્રીઓ સાથે મને સુખશાતા પુછવા માટે તસ્દી લીધી હતી. મને તેમની કોમળતા જોઇ દયા આવતી. કારણ કે તમારે ત્યાં આરામમાં ઉછરેલી પુત્રીને મારા જેવા લાંબી માંદગીના ભોગ થઈ પડેલા કમનસીબ દરદીની સારવારની તસ્દી ઉઠાવવી મુશ્કેલ થઇ પડે. વળી સાધુ કે સાધ્વીનું મન દુખાય તેવું કાંઈ પણ કરવા હું તેમને ના પાડતો. જ્યારથી તમે તેમને દીક્ષા આપવાની વાત મને કાગળથી જણાવી છે ત્યારથી મને ઘણોજ આનંદ થયો

છે. મારી જાતને ભાગ્યશાળી માનું છું કે મારી આવી માંદગીમાં તે આવા પ્રકારનો મને આનંદ આપવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવી શકે છે. તેમના મનોબળ ને તેમની દ્રઢતાને ધન્યવાદ ઘટે છે. સાધુ અને સાધ્વી પ્રત્યેના તેમના પ્રેમને જોઈ મને હર્ષ થાય છે. આવા ધર્મી આત્માના પવિત્ર કામમાં હું વચ્ચે આવું તો મોટામાં મોટો પાપી ગણાઉં. હું તો હવે થોડા દિવસનો કે થોડા માસનો આ દુનિયાનો પરોણો છું, મારી સાથે તેમનું બગાડવું મને દુરસ્ત લાગતું નથી બલ્કે તેમાં પાપ સમજું છું, માટે તમે સુખેથી તમારી દીકરી ચતુરાને દીક્ષા અપાવજો. જો ધર્મપસાયે આ અસાધ્ય રોગ માંથી બેઠો થઈશ તો જરૂર તેમને વાંદી મારી જાતને કૃતાર્થ કરીશ.

વળી તમે આચાર્ય શ્રી સૂર્યવિજયજી પાસે દીક્ષા અપાવો છો અને તેમના સમુદાયનાં સાધ્વી કંચનશ્રીનાં ચેલી બનાવવા માગો છો તે જાણીને હું ઘણોજ ખુશી થયો છું. કાગળ આથી પણ વધારે લાંબો લખી હૃદયનો ઉભરો બહાર કાઢવા વિચાર હતો પણ હવે થાક લાગવાથી અને ડૉક્ટરની સલાહ પ્રમાણે વધુ તસ્દી લેવાની મનાઈ હોવાથી આટલું લખી બંધ કરૂં છું. થોડું લખ્યું ઘણું કરી માનજો. જેવો ભાવ રાખો છો તેવો ભાવ રાખજો. અને તમારી દીકરીને કહેજો કે જાણતાં અજાણતાં મન વચન અને કાયાથી કોઈ પણ પ્રકારનો મારો અપરાધ થયો હોય તો મિચ્છામિ દુક્કડમ્. પત્ર લખો તો નીચેને સરનામે લખશો.

કનકનગર. લી. આપનો
સરકારી હૉસ્પીટલ. } **રમણિકલાલ કરસનલાલ નાણાવટી.** બી. એ.

આ પ્રમાણે અક્ષરે અક્ષર પત્ર વંચાઈ રહ્યા પછી તે પત્ર ચંદ્રકુમારના હાથમાં મુકી ધરમચંદ શેઠ કટાક્ષમાં બોલવા લાગ્યા "જુઓ આ અંગ્રેજી ભણેલા છે. બી. એ. થયેલા છે, પણ કેવા વિચારના છે ? ધર્મ ઉપર કેવો પ્રેમ છે ? ભલે પોતે નહીં પાળતા હોય પણ જે પાળે છે તેને માટે કેવી લાગણી ધરાવે છે ! આવાં રત્નો જ્યારે સમાજમાં પાકશે ત્યારે આપણો ઉદ્ધાર થવાનો છે. પોતે જાતે દુઃખ ભોગવ્યું અને મિત્રની મદદ માગી પણ તેમની ધર્મપ્રેમી સ્રીની ધર્મક્રિયા અટકાવી નહીં. ધન્ય છે તે બે જણને."

ચંદ્રકુમારે ધીમે રહી કટાક્ષમાં જવાબ આપ્યો "તમે એક વાર ધન્યવાદ આપો છો તો હું બે વાર ધન્યવાદ આપું છું. કેવો ઉમદા સંમતિપત્ર લખ્યો છે? રમણિકલાલ જેવા જ્યારે પાકશે ત્યારેજ ઉદ્ધાર થવાનો છે તે તમારી વાતને હું સંપૂર્ણ રીતે ટેકો આપું છું."

આવી રીતે શરૂ થતા સંવાદને અટકાવવા વચ્ચે ન્યાતના શેઠ બોલ્યા "હવે આપણે મુદ્દાની વાત ઉપર આવીએ."

આચાર્ય—"ચતુરાબાઈ જે અત્રે આવેલી છે તે દીક્ષા લે તો છે હવે કોઇનો વાંધો? જુઓ આ મગનભાઈ બેઠા છે તે ચતુરાના બાપ, મા નીચે ઓરડીમાં બેઠી છે, અને આ હમણાં જે પત્ર વાંચ્યો તે તેના પતિ રમણિકલાલની સંમતિનો પત્ર. કહો હવે કોઈની શંકા છે?"

ન્યાતના શેઠ—"મહારાજ! હવે બીજા કોનો વાંધો હોય? સારૂં મુહૂર્ત શોધી કાઢો. ધરમચંદ દીક્ષાનું બધું ખરચ ઉપાડી લેવા તૈયાર છે. તે દિવસે નવકારશી પણ જમાડવાના છે. મારે તે સંબંધી તેમની સાથે વાત થઈ ગઇ છે."

આચાર્ય—"મેં તો દીક્ષાનો દિવસ કયારનો શોધી કાઢયો છે, માહ વદ ૭ નો દિવસ ઉત્તમમાં ઉત્તમ છે. આજે પાંચમ થઈ. વચ્ચે આખો એક દિવસ છે. આ સાતમનો દિવસ એવો શ્રેષ્ટ છે કે જે કોઇ આ દિવસે દીક્ષા લે તે પોતાનું કામ જલ્દી સફળ કરી શકે. આવો યોગ પચીસ વરસમાં આવ્યો નથી અને ભવિષ્યનું ટીપણું જોતાં પણ જણાય છે કે પચીસ વરસમાં આવનાર નથી. न भूतो न भविष्यति જેવું મુહૂર્ત છે. જેને લાભ લેવો હોય તે લે. ગયો વખત ફરી આવવાનો નથી."

આ શબ્દો સાંભળી જરા મશ્કરીમાં શેઠ ધરમચંદ કહેવા લાગ્યા "કસ્તુરચંદભાઇ! આચાર્યશ્રીએ કહ્યું તે સાંભળ્યું? આવો દિવસ ફરીને આવશે નહીં. સોનેરી તક છે. તમે ઘણા દિવસથી "દીક્ષા લઉં, દીક્ષા લઉં" એમ વાતો કરી રહ્યા છો. બે વરસથી તો ચોથા વ્રતની બાધા પણ લીધેલી છે. બારવ્રતધારી શ્રાવક છો. માટે

ફરી ફરી આવું મુહૂર્ત મળશે નહીં, હવે કોની રાહ જુઓ છો ? ઘરમાં બૈરાં પણ જાણે છે કે તમે દીક્ષા લેવાના છો, એટલે તમારી દીક્ષાથી તે નારાજ થવાનાં નથી. વળી આવા આચાર્ય મહારાજનો યોગ્ય પણ પુણ્યના ઉદયે અચાનક મળી આવ્યો છે તેનો લાભ લો. સુગંધ અને સોનાનો યોગ થયો છે. જાઓ તમારી દીક્ષાનું ખરચ પણ હું આપીશ અને ખુશાલીમાં નવકારશ્રી પણ હું જમાડીશ. થાઓ તૈયાર."

આ સાંભળી કસ્તુરચંદ શેઠ બોલ્યા "દેવગુરૂની કૃપાથી ખરચ કરવાની શક્તિ છે, દીક્ષા લેવાનો વિચાર ગઇ સાલથી ચાલે છે પણ પાપનો ઉદય એવો જાગે છે કે વિચાર બર આવતો નથી."

આચાર્ય—"જુઓ તમે સાધુ જેવાજ છો, ચોથા વ્રતની બાધા છે, ઉકાળેલું પાણી રોજ પીઓ છો, પાંચ તિથિએ ઉપાવસ કરો છો, બંને વખતે પડિક્કમણું કરો છો, રાત્રે નિયમ ધારો છો, બાકી હવે ફક્ત ઘર છોડવાનું છે, તે છોડી દો, તેના ઉપરથી મોહ ઉતારી દો, વિના કારણુ છ કાયના કુટામાં શું કરવા સડી મરો છો ? ચારિત્ર વગરનો એક દિવસ ગુમાવો છો તે દરરોજનું લાખ રૂપીઆનું નુકસાન છે એમ હું સમજું છું, માટે છોડી દો તમારૂં ઘરબાર અને સફળ કરો અવતાર. બૈરાં તો સમજુ છે, ધર્મી જીવ છે, ધર્મની ખાતર પ્રાણ પાથરે છે, એટલે તે વચ્ચે આવશે નહીં એટલુંજ નહીં પરંતુ પાસે રહી દીક્ષા અપાવશે, ઉપકરણની છાબ પણ તેજ ઉપાડશે. તે પણ સમજે છે કે સંસારમાં કાંઇ નથી, એક દિવસે મરી જવાનું છે, તે પણ ધીમે ધીમે તમારા પંથે ચાલશે. હાલ પણ સાધ્વીઓ પાસે આવે છે અને બનતી સેવા કરે છે. તેમની તરફથી જરા પણ વાંધો કે ના મરજી હોય એમ માનવાને કારણ નથી. માટે હવે રાખો વિચાર નક્કી."

મહારાજનો આવો ઉપદેશ સાંભળી કસ્તુરચંદ શેઠ પીગળ્યા, અને વિચાર કરી કહેવા લાગ્યા "હું જરા ઘર આગળ જઇ નક્કી કરૂં."

ધરમચંદ—"હવે ઘેર જઇ કોને પુછવાનું છે ? બોલાવું છુંજય ?"

કસ્તુરચંદ શેઠ જાણે ઉંડા વિચારમાં પડી ગયા હોય તેમ કેટલીક વાર શાંત રહી છેવટે પક્કા નિર્ણય ઉપર આવી આચાર્યને જણાવ્યું "જેવી ગુરૂની આજ્ઞા".

આ શબ્દો શેઠના મુખમાંથી નીકળતાંની સાથેજ "બોલો જીનશાસનકી જય" એમ ધરમચંદ શેઠે જય બોલાવી કસ્તુરચંદનો નિશ્ચય જાહેરમાં મુકી દીધો.

કસ્તુરચંદ—"મારી દીક્ષાનું બધું ખરચ મારી પાસેથી કરવાનું છે. વચ્ચે દિવસ એકજ રહ્યો એટલે મારા સગાં સંબંધીઓને બોલાવવાને અવકાશ મળશે નહીં એટલી મને દિલગીરી થાય છે."

વચ્ચે ધરમચંદે સલાહ આપી "મુકી દો બધાને અર્જંટ તાર એટલે કાલે બધા આવી પહોંચશે, છેવટે પરમ દિવસે બપોર સુધી આવશે તો પણ હરકત નથી."

કસ્તુરચંદ—"ત્યારે તમારી સલાહ પ્રમાણે એમ કરીશું."

એ રીતે માહ વદ ૭ ના રોજ ચતુરાને અને કસ્તુરચંદને દીક્ષા આપવાનું નક્કી થયું અને કસ્તુરચંદની નવકારશ્રી વદ ૧૦ના દિવસે જમાડવાનું ઠરાવ્યું. આવી રીતે ત્રણ નવકારશ્રીઓ શેઠની નોંધપોથીમાં નોંધાઈ. વદ ૭ ચતુરાની દીક્ષા નિમિત્તે, વદ ૯ અઠ્ઠાઇ ઉત્સવની અને વદ ૧૦ કસ્તુરચંદની દીક્ષાની.

ઉઠતાં ઉઠતાં આચાર્યશ્રીની જોડે બેઠેલા એક મુનિ મહારાજે ન્યાતના શેઠને સૂચના કરી "શેઠ! દીક્ષાનો દિવસ નક્કી થયો પણ આ બાબતની તમારા નામની કંકુત્રીઓ છપાવવી જોઈએ, અમે તેનો મુસદ્દો કરી આપીએ તે પ્રમાણે પ્રેસમાં છપાવી ગામમાં અને પરદેશમાં બીડી આપો. સાંજે વાળુ કરીને જરૂર આવો. ભુલશો નહીં. મુદ્દાની વાત છે. તે શીવાય મહોત્સવ શોભશેજ નહીં. મુસદ્દો અમો લખીને તૈયાર રાખીશું."

આ પ્રમાણે નક્કી કરી મહાજન ધર્મશાળામાંથી વેરાઇ ગયું. કસ્તુરચંદ અને ચતુરા દીક્ષા લે છે એવી વાતો શહેરમાં ઠામઠામ થવા લાગી અને લોકો ભાતભાતના ઉદ્ગાર કાઢી ટીકાઓ કરવા લાગ્યા.

---

# પ્રકરણ ૯ મું.

## ધણી ધણીઆણીનું ધીંગાણું. તારાનું વાક્ચાતુર્ય.

( દોહરો ).

બોજ ઉપાડે બળદીઓ, અણુધ લે જો રાજ,
બુઢો પરણે બાળકી, એ સૌ પરને કાજ,

—કવિ દલપતરામ.

મહાજનમાંથી કસ્તુરચંદ શેઠ ઘેર આવ્યા. વાળુ કરવાનો વખત થયો હતો, તારાએ તેમને જમવા બેસવા કહ્યું. કસ્તુરચંદ મનમાં વિચાર કરવા લાગ્યા "દીક્ષાની વાત હમણાં કરૂં કે પછી કરૂં?" આમ વિચારમાં ને વિચારમાં તે જમવા બેઠા. પણ વાત કરવા જીભ ઉપડી નહીં, જમી રહી હાથ ધોઈ ઉભા થયા, તારાએ પણ જમી લીધું ત્યાં સુધી દીક્ષાની વાત નીકળી નહીં. થોડા વખત પછી તેઓ બંને બેઠેલાં હતાં અને સોનાના દાગીનાની વાત કરતાં હતાં એટલામાં ધરમચંદ શેઠ ત્યાં આવી પહોંચ્યા. શેઠે દીક્ષાની વધામણી તારાને ખાધી હશે એમ ધારી હસતા મુખે ધરમચંદ કહેવા લાગ્યા "કેમ તારા શેઠાણી! ઉપકરણની છાબ પરમ દિવસે સવારે તમે ઉપાડશોને?"

તારા બોલી "ઉપકરણની છાબ મારે ક્યાંથી ઉપાડવાની હોય?"

"કેમ, તમે નથી જાણતાં?"

"ખરેખર હું કાંઇજ જાણતી નથી. મારા સોગંદ ખાઇને કહું છું."

"કસ્તુરચંદ શેઠ તો પરમ દિવસે દીક્ષા લેવાના છે."

"મને તો તે કાંઈ વાત જ કરતા નથી. હા હવે મને સમજાયું, તે જમીને ઉઠયા પછી મને દાગીનાની વાતો કરતા હતા તે આ મુદ્દા ઉપર જ હશે."

આ વાતનો પડદો ઉઘડતાંજ ધર્મશાળાનો નોકર આવીને કહેવા લાગ્યો " શેઠ ધરમચંદ ! તમને મહારાજ સાહેબ બોલાવે છે. હું તમારે ત્યાં જઇ આવ્યો, ત્યાંથી સમાચાર મળ્યા કે કસ્તુરચંદ શેઠને ત્યાં ગયા છે તેથી અહીં તેડવા આવ્યો છું; ઉતાવળનું કામ છે માટે ચાલો."

આ પ્રમાણે મહારાજનું તેડું આવવાથી ધરમચંદ ઉઠીને ચાલતા થયા કે તારાએ ઘરના બારણાની જાળી બંધ કરી દીધી અને જરા ઉપરથી ક્રોધ કરી બોલવા લાગી " દીક્ષા લેવી હતી તો જખ મારવા મને પરણ્યા ? હું તો તમારે ત્યાં મોજશોખ મારવા આવી હતી. પણ તમે તો ચોથા વ્રતની બાધા લઈ મારા સંસારસુખને બે વરસથી ખંભાતી તાળું મારી દીધું છે. હવે બાકી હતું તે દીક્ષા લો એટલે હું કોના આધારે ?"

કસ્તુરચંદ શેઠ સમજી ગયા કે હવે ક્રોધ કરીશ તો તે વધારે ઉપડશે અને વિઘ્ન લાવી દીક્ષા અટકાવશે માટે ધીમે રહી શાસ્ત્રનો બોધ દેતા હોય તે પ્રમાણે સમજાવી કહેવા લાગ્યા " તું ભોળી છે, આમ ક્રોધ ન કરીએ, તું જાણે છે કે હું વૃદ્ધ થયો છું. ચોથા વ્રતની બાધા છે, એટલે હું ઘરમાં છું તે નહીં જેવો છું."

" પણ તમે ભુલો છો, મીણનો માંડી પણ ક્યાંથી ? તમે તમારા મનથી ઘરમાં નહીં જેવા છો પણ મારે તો તમારી હયાતીને લીધે બધા આનંદ પામવા મળી શકે છે તે તમે નથી જાણતા ? દિવસમાં ભાતભાતના સાલ્લા પહેરૂં છું, પોલકાં પણ નવાં નવાં પહેરૂં છું, ચોળીનો પણ ઠાઠ મારૂં છું, પ્રસંગ મળે તમારી સાથે મોટરમાં પણ ફરવા આવું છું. આ બધા વૈભવ તમારા લીધે જ છે. ઘરેણાં પણ રોજ જુદી જુદી જાતનાં શરીર ઉપર ધારણ કરૂં છું તે બધો રોફ કોના ઉપર ? તમારા ઉપર જ, સમજ્યા ? તમે દીક્ષા લેશો એટલે એ બધો શણગાર સજી આ તમારી તારા સુંદરી જેવી રીતે ગરબામાં મન માનતા શોખ મારી શકે છે તેવો શોખ પછી મારી શકશે ? ' સોળે શૃંગાર સજી સુંદરી સાસરીએ સંચર્યા ' એવું સુખ પછીથી મારાથી ભોગવી

શકાશે ? વિચાર કરો વિચાર, મારા સ્વામીનાથ! મારા કરતાં તમે ત્રણગણા મોટા છો, માટે તમારામાં ત્રણગણી અક્કલ હોવી જોઇએ."

"આ બધું તું બોલતી નથી પણ તારી યુવાની બોલાવે છે."

"હાજ તો! યુવાની કેમ ન બોલાવે ? વીસ વરસની યુવાન સ્ત્રી છું તે કાંઈ તમે દીક્ષા લેશો એટલે તમારા જેવી સાઠ વરસની ડોશી થઈ જવાની છું ?"

"પણ તું સાંભળ! એમ ફટ ફટ જવાબ ન દે, વિચાર કર, આ યુવાની ચાર દિવસનું ચાંદરણું છે, પછી અંધારૂં ને અંધારૂં. યુવાનીનો જુસ્સો ગયા પછી માણસને પોતાની સત્ય વસ્તુનું ભાન થાય છે માટે યુવાનીનો મદ મુકી દઇ મારી વાત ધ્યાનમાં લે. હું તને ખરૂં કહું છું. આ દુનિયામાં કાંઇ સાર નથી. જેમણે સાર માન્યો તે સર્વ પસ્તાયા. આચાર્ય કહે છે કે દીક્ષા વિના મુક્તિજ નથી એ વાત મને ખરેખરી ગમી છે. તું જાણે છે કે તારી સાથે જ્યારથી હું પરણ્યો છું ત્યારથી હું સાધુ જેવું જીવન ગુજારૂં છું."

તારા કટાક્ષમાં બોલી "મારાથી કયાં અજાણ્યું છે ? અને તેથી જ. હું મારાં માબાપને ચોરીમાંથી ગાળો દેતી હતી તે તમે કેમ ભુલી ગયા ? માબાપ મને કુવામાં નાખી મરી ગયાં. ક્યાં હવે તેમને છોકરીનું દુઃખ જોવાનું છે ?" એમ કહી સાલ્લાના છેડાવતી આંખો ચોળી ધીમું ધીમું રડવા લાગી.

"તું તો એક વાતમાં બીજી આડી અવળી વાતો કાઢી આમ રડે તે ઠીક નહીં, તારે તો મને આવા ધર્મના કામમાં મદદ કરવી જોઇએ. પાસે રહી દીક્ષા અપાવે તો કેવું સારૂં દેખાય? લોકો તને અને મને ધન્યવાદ આપે."

"ત્યારે શું તમે પરમ દિવસે નક્કી દીક્ષા લેવાના છો ? અને મને વિધવા જેવી બનાવવા માગો છો ?"

"એમાં વિધવા બનવાનું ક્યાં છે ? ક્યાં હાથેથી શણગાર ઉતારવાનો છે ? માટે આવી ગાંડી ગાંડી વાતો કરવી માંડી વાળ

અને બધી તૈયારી કર, પાસે રહી મને દીક્ષા અપાવ."

"તમે દીક્ષા લો એટલે મારે બંગડીઓ પછી કોને દેખાડવી છે? પહેરી તે ન પહેર્યા બરાબર છે."

"હું દીક્ષા લઉં તો પણ તારાથી સૌભાગ્યનો તમામ શણગાર રાખી શકાય છે. જ્યારે હું સાધુઅવસ્થામાં કાળ કરૂં ત્યારે તે શણગાર તારાથી કોરે મુકાય."

"ત્યારે તો દીક્ષા લીધા પછી મરતા સુધી તમારી હયાતીની નિશાની તરીકે બંગડી રાખવાનો સંબંધ ખરો! એ શાસ્ત્ર પણ તમે મને ઠીક શીખવ્યું. કહેવામાં સંબંધ નહીં પણ મૂળ સગપણના સંબંધની બંગડી રાખી શકાય? એ પણ ઠીક ન્યાય છે."

આ પ્રમાણે બાહ્ય ડોળમાં વાતચીત કરી ખરા સ્વરૂપમાં આવી તારા કહેવા લાગી "જુઓ તમારી વાત ઉપરથી લાગે છે કે તમે દીક્ષા લીધા વિના રહેવાના નથી, ત્યારે હવે ઘરની તમામ મીલકત મને બતાવો અને મારા કબજે સોંપી દો, કોઇ તમારા પિતરાઇ ભાઇઓ આવી મને સતાવે તે મને નહીં પાલવે. હું તમને આગળથી સાફ જણાવું છું."

"તે તારી વાત ખરી છે પણ દીક્ષાની ક્રિયા પાછળ મારે ખરચ કરવું પડશે તે કર્યા વિના ચાલશે?"

"તેમાં તો શું ભારે ખરચ થવાનું છે? તે ખરચ કરવાની હું કયાં ના પાડું છું?"

"તું પાસે રહી દીક્ષાની ક્રિયાઓ કરાવે તો કેવું સારૂં દેખાય? સઘળી વ્યવસ્થા તારે હાથે ન થાય તો મારે તે વ્યવસ્થા ન્યાતના શેઠને કે ધરમચંદને સોંપવી પડશે. હવે તને ગમે તે કર. તારી મુનસફી ઉપર છે. મારી દીક્ષા દીપાવવી હોય તો દીપાવજે અને બગાડવી હોય તો બગાડજે. લે આજથી ઘરની કુંચીઓ. આજથી આ ઘર તારૂં છે. તને યોગ લાગે તેમ કર, હું તો હવે કાલનો દિવસ પરોણા તરીકે ઘરમાં છું."

તારા વિચારમાં પડી અને ચોક્કસ ખુલાસો નહીં આપતાં જણાવ્યું. "કાલે તમને જવાબ આપીશ, હવે તો ધર્મશાળામાં જવાનો વખત થયો છે. ધરમચંદ શેઠનાં વહુ મારી રાહ જોતાં હશે." એમ કહી ગરબાનો પોશાક ધારણ કરવા લાગી. થોડી વાર પછી બંને જણ ઘરમાંથી ધર્મશાળામાં ગયાં.

કસ્તુરચંદ શેઠ મેડા ઉપર સાધુ પાસે ગયા. પડિક્કમણું કરી આચાર્યની પાસે એકાંતમાં વાતો કરવા લાગ્યા. શેઠે સાંજે બનેલી વાત મહારાજને કહી. આ વખતે મહારાજના માનીતા ચેલા પેલા ચકોરવિજયજી પાસે બેઠેલા હતા તે સમજી ગયા. તેમના મનને આવ્યું કે જો તારા, પાસે રહી દીક્ષા નહીં અપાવે તો બાજી બગડશે, કિનારે આવેલું નાવ ડુબી જશે માટે તેને ચેતાવવાની જરૂર છે.

નવનો સુમાર થયો કે ભાવના પૂરી થઇ અને ગરબાની શરૂઆત થઈ. તારાબાઇ તો તૈયાર જ હતાં. તેનો સ્વર કાને પડતાંજ ચકોરવિજયજી દુર ઉભા રહી બારીમાંથી નજર નાખવા લાગ્યા. આજે પ્રેક્ષકવર્ગમાં દીક્ષાની જ વાતો ચાલવા માંડી. કેટલાક તો આંગળી કરી બતાવતા હતા કે "જુઓ પેલી ભરજુવાન ગાનારી તારા! તેમના ધણી કસ્તુરચંદ પરમ દિવસે દીક્ષા લેવાના છે. તેની જોડે પેલી ચતુરા ચાલે છે તે પોતે દીક્ષા લેવાની છે."

એક બાઇએ ઉદ્ગાર કાઢયા "હાય હાય! તારા તો બાપડી નાની બાળક છે, ધણી દીક્ષા લેશે એટલે તેનો આખો ભવ બગડશે."

સામો જવાબ મળ્યો કે "પરણી ત્યારથીજ ભવ બગડેલો છે. ડોસો તો નામનો છે. તેને તો ચોથા વ્રતની બાધા છે."

"વૃદ્ધાવસ્થા એટલે ચોથાવ્રતની બાધા જેવુંજ સમજવું" એમ કોઇએ મશ્કરીમાં ઉદ્ગાર કાઢયા.

"હાય હાય! માબાપ, પાસે રહી પેલી યુવાન ચતુરાને દીક્ષા અપાવે છે અને જમાઈનું ઘર ભાગવે છે." એવો એક બાજુથી બીજો ધ્વનિ નીકળ્યો.

"અરે જમાઇએ તો રજા આપી છે. હૉસ્પીટલમાં તે માંદો છે, મરે તેવો છે, એવું કાંઈક હશે ત્યારેજ માબાપ દીક્ષા અપાવતાં હશે. રંડાપો ભોગવ્યા કરતાં દીક્ષા શી ખોટી? ઘુમાડે ઘુમાડે "ધર્મલાભ" દેશે, ઉપાશ્રયમાં રહેશે અને લહેર મારશે." એવો બીજી બાજુથી જવાબ મળ્યો.

"અરે ધણીની ચાકરી કરવી આકરી લાગી, ધણીને સંગ્રહણી જેવું દરદ થવાથી બાઇથી કંટાળી દવાખાનામાં રહ્યો છે."

આમ ભાતભાતની ટીકાઓ સ્ત્રીમંડળમાં ચાલી રહી. સમય પૂરો થયો કે ગરબાની પૂર્ણાહૂતિ થઇ.

બીજા દિવસે સવારના સાત વાગ્યા કે પાણી વહોરવાના બ્હાને "ધર્મલાભ" કહી ચકોરવિજયે કસ્તુરચંદના ઘરમાં પ્રવેશ કર્યો. તારા રસોડામાં ચા બનાવતી હતી, ચા ચુલા પરથી નીચે ઉતારી બહાર આવી બોલી "પધારો મહારાજ! શાનો ખપ છે? દુધ ચા તૈયાર છે."

મહારાજે આડી અવળી નજર કરી પુછ્યું "શેઠ કયાં છે?"

તારા હસીને બોલી "ગભરાશો નહીં, શેઠ દિશાજંગલ ગયા છે, હમણાં આવતા હશે, તમે જો અત્યારે ન આવ્યા હોત તો હું તમને તેડવા આવવાની હતી."

મહારાજે ધીમે રહી કહ્યું "મારે તો તમારી સાથે મુદ્દાની વાત કરવાની છે, કાલે સાંજે તમારા બંને વચ્ચે બનેલી હકીકત શેઠે આચાર્યને કરી છે તે વખતે હું જોડે બેઠો હતો, તે વાત મેં જાણી લીધી છે, હવે તમે શો વિચાર રાખ્યો છે?"

"મારે તો તમારી સલાહ પ્રમાણે વર્તવાનું છે. જો કહો તો પાસે રહી તેમને દીક્ષા અપાવું અને તેમાં ભાગ લઉં; અગર કહો તો રીસાઈને બહાર ગામ ચાલી જાઉં."

"હું એવા નિશ્ચય ઉપર આવ્યો છું કે જો તમે રીસાઈને જશો તો બધો તાલ બગડશે. પૈસા અને ઘરનો કબજો જતો રહેશે, માટે તમે પાસે રહી દીક્ષા અપાવો. આમ કરવાથી અમે જ્યાં વિહાર

કરીશું ત્યાં તમારાથી વાંદવાના બ્હાને અવાશે, હજુ મારા સંયોગો જેવા જોઇએ તેવા અનુકૂળ નથી, આપણને અહીં ફાવી શકે તેમ નથી, આ શહેરમાં ઘણી ટીકાઓ થાય તેમ છે માટે એજ સલાહ છે કે પાસે રહી ધામધુમથી દીક્ષા અપાવો. ઘરબાર દરદાગીના પૈસાટકા રાચરચીલું વીગેરે કબજે કરી લો, પછી બધું જોઇ લેવાશે."

એટલામાં શેઠ સાહેબ પધાર્યા, મહારાજને દેખી ઉતાવળા ઉતાવળા હાથ પગ ધોઈ મહારાજની પાસે આવી હાથ જોડી ઉભા રહી તારાને કહેવા લાગ્યા "મહારાજને ચા દુધ વહોરાવો."

તારા બોલી "ક્યારનો આગ્રહ કરૂં છું પણ ફક્ત મોરીઓ જ લઇને આવ્યા છે, સાથે તર્પણી કે પાત્રાં લાવ્યા નથી."

મહારાજે કહ્યું "ફક્ત પાણીનીજ જરૂર છે માટે બીજાં પાત્રાં લાવ્યો નથી, આપનો ભાવ જોઈએ, ચા દુધથી કાંઈ વિશેષ નથી."

તારાએ કથરોટમાં ઠારેલું પાણી વહોરાવ્યું એટલે "ધર્મલાભ" દઈ મહારાજે ચાલવા માંડ્યું.

જતાં જતાં શેઠ હાથ જોડી કહેવા લાગ્યા "મહારાજ! જરા ઘરમાં ઉપદેશ આપો તો સારૂં. મારી માગણી એવી છે કે તે પાસે રહી મને દીક્ષા અપાવે. મેં ઘણુંએ કહ્યું પણ માનતાં નથી. માટે તમે તેમને જરા બોધ દઈ સમજાવો. તમારા ઉપર તેમનો ભાવ વધારે છે, તમારી શીખામણ તે માનશે."

મહારાજે જવાબ આપ્યો "તે ધર્મી જીવ છે, સમજુ છે, ડાહ્યાં છે, તમારી આજ્ઞામાં છે, તમારૂં બોલ્યું તે નહીં ઉથાપે."

આ સાંભળી શેઠ તારાને કહેવા લાગ્યા "સાંભળ્યું ? મહારાજ સાહેબ શું કહે છે ? માટે હવે વધારે આગ્રહ નહીં કરતાં કામની શરૂઆત કરો."

તારા હસીને બોલી "મેં તમને ક્યારે ના પાડી છે ? વિચાર કરીને જવાબ આપવા મેં કહ્યું હતું. તમારૂં સારૂં દેખાશે તે પ્રમાણે કરીશ. મહારાજને સાક્ષી રાખવા હોય તો તેમ કરો."

"સમજુની બલીહારી છે, શ્રાવિકા ક્યાં ના પાડે છે? કરો હવે કાલને માટે તૈયારીઓ, આવો અવસર ફરીને નહીં મળે," એમ કહી ધર્મલાભ દઇ મહારાજ વિદાય થયા.

તેમના ગયા પછી તારા બોલી "જુઓ સાંભળો, તમારી બધી માગણીનો હું સ્વીકાર કરૂં છું, હું પાસે રહી દીક્ષા અપાવીશ, આપણા ઘરને છાજે તે પ્રમાણે ખરચ કરીશ, પણ મારી એક માગણી છે તે તમારે સ્વીકારવી પડશે."

"તેં મારી માગણી સ્વીકારી તો મારે તારી માગણી સ્વીકાર્યા વિના ચાલશે? સુખેથી કહે."

"આચાર્ય તમને દીક્ષા આપશે પણ તમે આ ચકોરવિજયના ચેલા થજો. આચાર્ય કદાચ બીજા ચેલાને તમારા ગુરૂ બનાવે તો તમે સાફ ના પાડજો. કારણ કે ચકોરવિજયના ચેલા થવાથી મારે તમને વારંવાર વાંદવા આવવું હશે તો બની શકશે અને મારાથી તમારી ભક્તિ થશે, તમારી વેયાવચ્ચ પણ રાખી શકાશે. તમારી વૃદ્ધાવસ્થા થઇ એટલે શરીરની સંભાળ રાખવી પડે, તમે ઘરમાંથી ગયા એટલે શું મારે તમારા શરીરની દરકાર ન રાખવી જોઇએ? માંદા સાજા થાઓ ત્યારે દવાઓ વીગેરે કરવું પડે. શરીર અળગું થાય પણ કાંઈ મન અળગું થાય તેમ છે?" એમ કહી ગળગળી બની સાલ્લાના છેડા વતી આંખો ચોળવા લાગી.

"તું આમ કચવાઈ આંસુ નાખે છે તેથી મારા મનને ઘણું લાગી આવે છે, હું તો સમજતો હતો કે કાંઈ મોટી માગણી હશે, આમાં શું? જરૂર ચકોરવિજયનો ચેલો થઇશ. આચાર્યની પણ તેજ ઇચ્છા છે, વાત થઇ ગઇ છે, તેમ છતાં કદાચ તે પોતાનો વિચાર બદલશે તો હું સાફ ના પાડીશ. માટે તે બાબત જરા પણ ચિંતા કરીશ નહીં." એમ તારાના મનનું સમાધાન કરી શેઠ પોતાના કામે વળગ્યા.

# પ્રકરણ ૧૦ મું.

## દીક્ષાર્થીઓની ઓળખાણ અને દીક્ષાની આમંત્રણપત્રિકાનું વાંચન.

( હરિગીત. )

જે માણસો નિજ લોભની લાલચ મહીં લપટાય છે,
વિચાર તે કરતા નથી કે કૃત્ય કેવાં થાય છે;
અંતર સ્વરૂપ સમજે નહીં ને ઉપરથી હરખાય છે,
જ્યારે ફજેતી થાય છે ત્યારે પૂરો પસ્તાય છે. —લેખક.

બીજે દિવસે સવારના આઠ થયા કે આચાર્યશ્રી હંમેશના નિયમ પ્રમાણે વ્યાખ્યાન આપવા માટે પાટપર બિરાજમાન થઇ ગયા. જાગૃત થએલો ક્રોધ તો તેમના માનીતા ચેલા ચકોરવિજયની અકકસીર દવાના ઉપચારોથી ક્યારનો શમી ગયો હતો એટલું જ નહીં પરંતુ બે જણને દીક્ષા આપવાનો અમુલ્ય પ્રસંગ પ્રાપ્ત થયેલો હોવાથી ખુબ આનંદમાં આવી ગયા હતા.

આવતી કાલે કસ્તુરચંદશેઠને તથા કનકનગરની બાઈ ચતુરાને દીક્ષા આપવાનું ઠરેલું હોવાથી આજે વ્યાખ્યાનમાં શું બને છે તે જાણવાની ખાતર ઘણાં સ્ત્રીપુરૂષોએ હાજરી આપી હતી.

આચાર્યે તો આજે દીક્ષાનો વિષય હાથમાં લીધો. વિવેકની મર્યાદા કોરે મુકી મોટા અવાજે તે બોલવા લાગ્યા "મોક્ષને માટે ત્યાગમાર્ગ શીવાય બીજો એક પણ રસ્તો નથી. માટે દરેક સ્ત્રી પુરૂષે દીક્ષા લેવી, જો દીક્ષા લેવા પુણ્યનો ઉદય ન હોય તો તે લેવાની ભાવના પણ રાખવી અને આકરામાં આકરી બાધા પણ લેવી, જે ઘરમાંથી એક પણ માણસ દીક્ષા ન લે તે ઘર સ્મશાન બરાબર છે. કદાચ પાપના ઉદયથી પોતાનાથી દીક્ષા ન લેવાય તો બીજાઓ પાસે દીક્ષા લેવરાવવાનો પ્રયત્ન કરવો, તેમાં મદદ કરવી, અનુમોદન આપવું અને ખુબ ધામધુમથી દીક્ષા મહોત્સવ ઉજવવા ઉદાર દિલથી

પૈસા ખરચ કરવા. ગૃહસ્થાશ્રમ તો એક પાપની ખાણ છે, નરક છે; તેમાં પડી રહેવાથી કાંઇ ફાયદો નથી. ગૃહસ્થાશ્રમને વખાણનારા સાધુઓ અને સંસારીઓ પોતાનું તો બગાડે છે અને તેમની સાથે પારકાનું પણ બગાડે છે. બંનેનો આ ભવ તો નિષ્ફળ નીવડે છે એટલુંજ નહીં પણ ઉલટો પાપનો પોટલો બાંધી નરકગામી થાય છે. ગૃહસ્થાશ્રમને વખાણનારા સાધુઓને અને સંસારીઓને એક વાર નહીં પણ હજાર વાર ધિક્કાર છે. એમ શાસ્ત્રઆધારે હું તમને કહું છું.

ધન્ય છે એ ભવી જીવોને! તે મોક્ષાભિલાષી બે જીવોની ઓળખાણ કરાવતાં મને આજે ઘણોજ આનંદ થાય છે. કસ્તુરશેઠ તો તમારા શહેરનાજ છે, તેમને તમે સારી રીતે ઓળખો છો. તેમનાં વખાણ કર્યાં કરતાં મારે તેમનાં પુણ્યશાળી, ધર્મરાગી, ધર્મપત્ની તારાબાઇનાં વખાણ કરવાં પડે છે. યુવાન વય હોવા છતાં પોતાના ધણીને ઉલ્લાસથી દીક્ષા અપાવે છે; કેટલો બધો તેમનો ધર્મરાગ? કેટલી બધી સાધુ પ્રત્યે ભક્તિ! અને કેટલી બધી ધર્મ ઉપર શ્રદ્ધા! આવી સ્ત્રીઓ જ્યારે પાકશે અને પોતાના ધણીને પાસે રહી દીક્ષા અપાવશે ત્યારેજ ધર્મનો અને સમાજનો ઉદ્ધાર થશે. હું તારાબાઇની શ્રદ્ધા માટે જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાં છે. હાલમાં તો એવી ફુવડો પાકી છે કે ધણી દીક્ષા લેવા નીકળે છે એટલે તે સાધુનાં છાજીઆં લે છે અને ખુબ રૂદન કરી દુનિયાની દયા મેળવી સાધુને ફજેત કરે છે. ધિક્કાર છે તેવી કુલટા સ્ત્રીઓને.

ધણી દીક્ષા લેતો હોય તો તારાબાઇની માફક તેમાં ઉલટથી ભાગ લેવો અને મોહ માયા અને રાગ રૂપ ઝેરી સર્પોને શ્રદ્ધા રૂપ મજબુત લાકડી ઉપર ચડાવી દુર ફેંકી દેવા જોઇએ. ધન્ય છે તે પુણ્યશાળી જીવને કે પોતાના ધણીને મોક્ષ માર્ગે ચડાવી પોતે આનંદ માને છે.

હવે બીજાં દીક્ષાભિલાષી ચતુરાબાઇ છે. તેમનાં માબાપ અત્રે આવ્યાં છે, તે કનકનગરનાં રહીશ છે. જેવાં ધર્મરાગી માબાપ તેવાં

તેમનાં દીકરી પાકે તેમાં શી નવાઈ? છ માસથી તેમનું મન દીક્ષા તરફ વળી ગયું છે. માબાપ આગળ તે વિચાર જાહેર કરતાં માબાપ ઘણાંજ ખુશી થયાં! એવો દિવસ ક્યાંથી કે દીકરી દીક્ષા લે. પરણેલી છે એટલે તેના ધણીની રજા જોઇએ, એમ લોકલાજની દૃષ્ટિએ તેના માબાપની માન્યતા હોવાથી માબાપે તેમના જમાઈની સંમતિ પણ પત્ર લખીને મંગાવી છે. આ સ્થળે પણ મારે ચતુરાબાઈ કરતાં તેમના વિદ્વાન પતિ રમણિકલાલ નાણાવટી જે ગ્રેજ્યુએટ છે તેમની પ્રશંસા કર્યા વિના ચાલતું નથી. અંગ્રેજી ભણેલા છે છતાં ધર્મ ઉપર અને તેમાં વળી દીક્ષા ઉપર કેવો રાગ છે અને પોતાની યુવાન સ્ત્રીને દીક્ષા લેવા માટે ખરા દિલથી હા પાડે છે તે તેના આવેલા સંમતિ પત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે. દિલગીરી એટલી છે કે તે હૉસ્પીસ્ટલમાં અસાધ્ય માંદગીના બિછાને પડેલા છે એટલે અત્રે આવીને દીક્ષામાં ભાગ લઈ શકતા નથી. તેમનો પત્ર વાંચવા જેવો છે માટે ધરમચંદશેઠ તે પત્ર સભા સમક્ષ વાંચી સંભળાવશે."

આચાર્યની આજ્ઞા થવાથી ધરમચંદ શેઠે તે કાગળ મોટા અવાજે વાંચી સંભળાવ્યો કે આચાર્ય બોલ્યા "કેમ કેવો પત્ર છે? હાલમાં કેટલાક અંગ્રેજી ભણી અંગારા પાકેલા છે તેમને માટે આ પત્ર એક દૃષ્ટાંત રૂપ છે. કનકનગરની "વર્ધમાન વિદ્યાલય"ના કાર્યવાહકો ઉપર મોકલી આપવા જેવો છે. ધન્ય છે તે રમણિકલાલને, ચતુરાબાઇને અને તેમનાં માબાપને.

આ પ્રમાણે આચાર્યશ્રી દીક્ષાભિલાષીઓની ઓળખાણ અને પ્રશંસા કરી રહ્યા છે તેવામાં છાપખાનાવાળાનો માણસ આવીને ન્યાતના શેઠના હાથમાં એક બંડલ આપી ચાલ્યો ગયો. તે જોઈ આચાર્યે પુછ્યું "કેમ શેઠ શું છે?"

"સાહેબ! કાલના દીક્ષામહોત્સવની કંકુત્રીઓ છપાઇને આવી છે." એમ કહી બંડલ છોડી તેમાંથી પાંચ પ્રતો મહારાજના હાથમાં મુકી અને બીજી બધાંને વહેંચવા માંડી.

આચાર્યશ્રી નિમંત્રણપત્રિકા જોઇ ખુબ મલકાયા, ધારેલો હેતુ પાર પડવાથી આનંદનો પાર રહ્યો નહીં. પોતાના નામની આગળ મુકાયેલા ત્રણથી ચાર ફુટ જેટલી લંબાઇવાળા અનેક પ્રકારના અલંકારોનું અને વિધવિધ ગુણાનુવાદોનું વિહંગાવલોકન કરી સહી કરનાર ન્યાતના શેઠ મનસુખલાલને સંપૂર્ણ પ્રસન્ન મુખે સંબોધન કરી આચાર્યશ્રી કહેવા લાગ્યા "શેઠ ! આ આમંત્રણપત્રિકાઓ તમામ ભાઈ બેનોને વહેંચાઇ રહ્યા પછી તમે જરા મોટા અવાજે ઉભા થઈ વાંચી સંભળાવો, જેથી શ્રોતાજનો સમજી શકે. અત્રે બિરાજમાન થયેલી કેટલીક બેનો એવી હશે કે જેમને વાંચતાં પણ નહીં આવડતું હોય, માટે મનસુખલાલ શેઠ ! બરાબર શબ્દોચ્ચાર સ્પષ્ટ રીતે કરી નિમંત્રણપત્રિકા શ્રવણ કરાવો જેથી તેમાં રહેલું રહસ્ય બાળજીવોને પૂરેપૂરૂં સમજવામાં આવે. આવા પ્રસંગો ફરી ફરીને આવતા નથી, એ તો પૂરો પુણ્યનો ઉદય હોય તોજ આવો અલભ્ય અવસર પ્રાપ્ત થાય છે.

આથી ન્યાતના શેઠ ગભરાયા. મહાજનની જાજમ ઉપર ગાદી ટકીએ બેસી સિંહગર્જના કરવાનો મ્હાવરો હતો પરંતુ આવી સભામાં બોલવાનો મ્હાવરો નહોતો, તો પણ શેઠ રહ્યા એટલે ના કહે તો ખોટું દેખાય તેથી હીંમત લાવી ઉભા થયા.

શેઠે આમંત્રણ પત્રિકાનો કાગળ હાથમાં લીધો, પણ હાથ થરથર ધ્રુજવા લાગ્યા. વળી મથાળે બાળબોધ અક્ષરે લખેલો શ્લોક દેખ્યો એટલે મુંઝવણમાં અતિશય વધારો થયો. મથાળું વાંચતાંજ એવો ગોટાળો વળ્યો કે આખી સભા ખડખડ હસવા લાગી.

આ પ્રમાણે શેઠની મશ્કરી થવાથી આચાર્ય સમજી ગયા કે શેઠને બાળબોધ વાંચવાનો જરા પણ અભ્યાસ જણાતો નથી, **श्री जीनाय नमः** એટલા સાદા અને સરળ શબ્દો વાંચતાંજ જીભના લોચા વાળા અને હાંસી થઇ તો હવે **परम पवित्र प्रव्रज्यामहोत्सव** એ વાક્ય તેમનાથી શી રીતે વંચાશે ! ! જોડાક્ષરો વાંચવામાં પૂરેપૂરી તેમની ફજેતી થશે તેથી આસપાસ નજર ફેરવી આચાર્ય-

શ્રીએ સમયસૂચકતા વાપરી શેઠની જોડે બેઠેલા રસિકલાલને આંગળી કરી કહ્યું "રસિકલાલ તમે આમંત્રણપત્રિકા વાંચો. શેઠ આજે ઉતાવળમાં ચશ્મા ઘેર ભુલી ગયા છે તેથી તેમને વાંચતાં ફાવતું નથી. માટે વાંચવાની તસ્દી તમે લો."

રસિકલાલ તરતજ ઉભો થયો અને શેઠના હાથમાંથી પત્રિકા લઇ નીચે પ્રમાણે બુલંદ અવાજે વાંચવા લાગ્યો—

## ॥ श्री जीनाय नमः ॥

### परम पवित्र प्रव्रज्यामहोत्सवप्रसंगे
### श्रीसंघनिमंत्रणपत्रिका.

*यः संसारनिरासलालसमतिर्मुक्त्यर्थमुत्तिष्टते ।
यं तीर्थं कथयंति पावनतया येनास्ति नान्यः समः ।
यस्मै तीर्थपतिर्नमस्यति सतां यस्माच्छुभं जायते ।
स्फूर्तिर्यस्य परावसन्ति च गुणा यस्मिन्स संघोऽर्च्यताम् ॥

સુગુરૂચરણકમલોપાસક, સમ્યક્ત્વ મૂળદ્વાદશવ્રત સમારાધક, પરમ દેવ-ગુરૂભક્તિકારક, સમાનધાર્મિક બંધુવર્ગવાત્સલ્યધારક, ધર્મપ્રેમી, માર્ગાનુસારિત્વાદિ ગુણગણવિભૂષિત, સર્વસદ્‌ગુણાલંકૃત, સમસ્ત શ્રમણોપાસક, શેઠજી સાહેબ.

યોગ્યશ્રી ભદ્રાપૂરીથી લી. સકળસંઘ તરફથી શેઠ મનસુખલાલ હરખ-ચંદના પ્રણયપૂર્વક જયજીનેન્દ્ર વાંચશોજી, અત્રે શ્રીસંઘમાં શ્રીદેવગુરૂધર્મપસાયે આનંદ મંગળ વર્તે છે.

---

* જેની બુદ્ધિ સંસારનો ત્યાગ કરવા તરફ અર્થાત્ વૈરાગ્ય માર્ગ તરફ વળે છે અને મુક્તિને અર્થે સાવધ રહે છે, જેને પવિત્રતાને લીધે તીર્થરૂપ કહેવામાં આવે છે, જેની સમાન બીજો કોઈ પણ નથી, જેને તીર્થંકર પોતે નમસ્કાર કરે છે (વ્યાખ્યાન સમયે નમો તિત્થસ્સ કહે છે) જેના વડે સજ્જ-નોનું કલ્યાણ થાય છે, જેનો મહીમા ઉત્તમ પ્રકારે પ્રવર્ત્તે છે, જેમાં ગાંભીર્ય ધૈર્ય, ઔદાર્ય વીગેરે સદ્‌ગુણો વસે છે એવા ચતુર્વિધ સંઘની, હે ભવ્યજનો! પૂજા કરો, ભક્તિ કરો.

વિશેષ વિનંતી સાથે અમે વિનવીએ છીએ કે પંચમહાવ્રતધારક, સમ્યક્ જ્ઞાન ક્રિયાન્વીત, ઉત્તમોત્તમ ગુણાલંકૃત, સરસ્વતી કંઠાભરણ, શાસનોન્નતિપરાયણ, પ્રાતઃસ્મરણીય, આગમોદ્ધારક, સકળ સિદ્ધાંત મહોદધિ, ન્યાયવિશારદ, વાચસ્પતી, કવિકુલ કીરીટ, તર્કવ્યાકરણાદિ વિવિધશાસ્ત્રજ્ઞ શીરોમણી, સુનીતિભાસ્કર, જગતગુરૂશાસનસમ્રાટ્, પ્રવચનોક્ત ક્રિયાકલાપ, પંચપ્રસ્થાનમય શ્રીસૂરિમંત્રસમાધારક, મહામહોપકારી, કૃપાસિંધુ, સકળ હૃદયસંશય વિદારક, ભવોદધિતારક, અખંડ સુખશાંતિદાયક, દયાનિધિ, મોક્ષમાર્ગદર્શક, ધર્મસ્તંભ તપોનિષ્ટ, સૂરિચક્રચક્રવર્તી, તપાગચ્છાધિપતિ ભટ્ટારક પરમપૂજ્ય આચાર્ય મહાધિરાજ શ્રીશ્રીશ્રીશ્રીશ્રી ૧૦૦૮શ્રીમાન્ **વિજયસૂર્યસૂરીશ્વરજી** મહારાજ સાહેબના સદુપદેશથી અત્રેના પરોપકારી બારવ્રતધારી શેઠજી **કસ્તુરભાઇ** અભયચંદ તથા કનકનગર નિવાસી શેઠજી મગનભાઈ ઉમેદચંદનાં ધર્મરાગી સુપુત્રી અખંડ સૌભાગ્યવતી **ચતુરાબેન** પોતાના નિર્મળ હૃદય અને પવિત્ર શુદ્ધ ભાવથી માહ વદ ૭ ના સવારે બરાબર કલાક ૯ ને ૧૭ મીનીટે (સ્ટેંડર્ડ ટાઈમ) પરમ મંગળકારી, મુક્તિદાયક દીક્ષા ઉપરોક્ત આચાર્યશ્રીની પાસે અંગીકાર કરવાનાં છે. તે નિમિત્તે સવારે સાત વાગે ગાજતે વાજતે વરઘોડો જૈનધર્મશાળામાંથી નીકળી શહેરમાં ફરી વિકટોરીઆ દરવાજે આવેલી સાર્વજનિક વાડીમાં ઉતરશે જ્યાં દીક્ષાની ક્રિયા કરવામાં આવશે. તમામ ક્રિયાઓ શાસ્ત્ર પ્રમાણે વિધિ સહિત બરાબર વખતસર સાધવાની હોવાથી સૌ ભાઈ બેનો વહેલાં તૈયાર થશો. આવા મંગળકારી વરઘોડામાં અને દીક્ષાસમારંભમાં સહકુટુંબ અને મિત્રમંડળ સહિત પધારી જૈનશાસનની શોભામાં વૃદ્ધિ કરશોજી.

આ સાથે જણાવવાની રજા લઇએ છીએ કે શેઠ ધરમચંદ તરફથી બાઈ ચતુરાના દીક્ષાનિમિત્તે માહ વદ ૭ ના રોજ તથા તેમના અઠ્ઠાઇઉત્સવ નિમિત્તે માહ વદ ૯ ના રોજ સ્વામીવત્સલ છે. તે સાથે શેઠ કસ્તુરભાઈની દીક્ષાના ઉલ્લાસઅર્થે તેમનાં ધર્મપત્ની અ. સૌ. તારાબાઈ તરફથી માહ વદ ૧૦ ના દિવસે પણ સ્વામીવત્સલ છે માટે આવા અલભ્ય પ્રસંગનો લાભ લેવા પ્રમાદ નહીં સેવતાં જરૂર પધારશો એવી આશા છે.

ભદ્રાપુરી—જૈનધર્મશાળા }
માહ વદ ૬.

લી. શ્રી ચતુર્વિધ સંઘપાદપંકજ સેવક
**ન્યાતના શેઠ મનસુખલાલ હરખચંદના**
જયજીનેન્દ્ર વાંચશોજી.

ઉપર પ્રમાણે નિમંત્રણપત્રિકા એવી છટાથી અને સ્પષ્ટ ઉચ્ચારથી રસિકલાલે વાંચી કે સૌ તેના ઉપર ખુશી થઈ ગયાં. અને તેની મુક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યાં. "અરે વાંચતાં વાંચતાં જીભના કકડે કકડા થઈ જતા હતા" એમ કહી કેટલાંક સ્ત્રી પુરૂષો તારીફ કરતાં હતાં. "આવો કોઈ ન્યાતનો શેઠ પાકે તો હમણાં ન્યાતમાં સુધારો થાય, જે શેઠ કંકુત્રી ન વાંચી શકે તે આપણું શું કલ્યાણ કરશે? ઠીક થયું કે મહારાજે ચશ્માનું બહાનું કાઢી શેઠને બેસાડી દીધા, નહીં તો આજે પૂરેપૂરો તેમનો ફારસ હતો."

આમ ઉદ્ગારો નીકળવા લાગ્યા અને લોકો રસિકલાલ તરફ આકર્ષાયા. પત્રિકામાં આચાર્યના નામની આગળ લાગેલાં વિશેષણોની લાંબી શબ્દાવળી રસિકલાલે ખાસ ભાર દઈ ધીમે રહી મધુર સાદે સ્પષ્ટ ઉચ્ચારથી વાંચી સંભળાવ્યાથી આચાર્યના હૃદયનો આનંદ ઉભરાઈ જતો હતો. સમજુવર્ગ તો તે અતિશયોક્તિ ભરેલાં વિશેષણો તરફ હાસ્યની દૃષ્ટિથી જોતો હતો.

એટલામાં દુરથી અવાજ આવ્યો કે "કંકુત્રીમાં સહી તો શેઠની બળી છે પણ વાંચતાં તો શેઠને જાણે ટાઢીઓ તાવ ચડયો હોય એમ ધ્રુજવા લાગ્યા તેનું શું કારણ? જેની સહી હોય તેણેજ પત્રિકા વાંચવી જોઈએ જેથી લોકો સમજે કે લખનાર પોતે છે કે કોણ છે? મોટા મોટા જડબાતોડ શબ્દોમાં વખાણ કર્યાં છે તે તમામ જ્ઞાન આચાર્યમાં છે કે કેમ તેનો ખુલાસો શેઠ આપશે?"

"એ તો એમજ ચાલે" એમ રસિકલાલે હસીને કટાક્ષમાં જવાબ આપી ટુંકામાં પટાવ્યું.

આ પ્રમાણે આજનું વ્યાખ્યાન પૂરૂં થયું અને સભા વિસર્જન થઇ. શહેરમાં ઠામ ઠામ છુટથી આ દીક્ષામહોત્સવની નિમંત્રણપત્રિકાઓ ધરમચંદના ખાંધીઆઓ છુટથી વહેંચવા મંડી પડયા. કેટલીક તો બુક પોસ્ટ કરી ટીકીટો લગાડી ટપાલ પેટી ભરી નાખી. શહેરમાં દીક્ષા ને દીક્ષાની વાતો ચાલી રહી.

# પ્રકરણ ૧૧ મું.

## દીક્ષાસમારંભ અને વાતાવરણના પડઘાની પત્રિકાઓ.

( ગઝલ )

ભલે ને હોય તે રાજા, ન દુનિયા કોઇને છોડે,
જુએ તેવી કરે ટીકા, ન દુનિયા કોઇને છોડે.
ભલે ને હોય સંસારી, ભલે ને હોય સંન્યાસી,
બધાની તે કરે ટીકા, ન દુનિયા કોઇને છોડે.—લેખક.

માહ વદ ૭ ના દિવસે પ્રાતઃકાળે શેઠ કસ્તુરચંદ મેનામાં બેસી ગાજતે વાજતે ધર્મશાળા આગળ આવ્યા, ત્યાં સઘળાં સ્ત્રી પુરૂષો ભેગાં થયાં હતાં, ત્યાંથી ચતુરાબાઇને પાલખીમાં બેસાડવામાં આવી અને રીતસરનો વરઘોડો ચાલવા માંડયો. જૈનધર્મના નિશાન તરીકે સૌથી આગળ ઇંદ્રધજા ફરકતી હતી, પછી નગારશી ડંકો ગડગડાટ ભરેલા અવાજથી પ્રેક્ષકોને જાગૃત કરતો હતો, પછી મોટું મીલટરી બેંડ છત્રીસ સૂરોથી જોનારનાં મન રંજન કરતું હતું, ત્યાર બાદ મોટા ઠાઠથી સાજન ચાલતું હતું. ન્યાતના શેઠ અને ધરમચંદ શેઠ જાણે ધર્મનો અને સમાજનો ઉદ્ધાર કરતા હોય તેમ આગેવાની ભરેલો ભાગ લઈ મલકાતા મલકાતા ચાલતા હતા. રસ્તામાંથી કેટલાક જાણીના ગૃહસ્થોને તેમની દુકાનેથી ઉઠાડી પોતાની સાથે સાજનમાં ખેંચતા હતા. તે પછી કસ્તુરશેઠની મેના, પછી ચતુરાની પાલખી અને તે પછી સ્ત્રીઓ ગીત ગાતી ચાલતી હતી. બે સ્ત્રીઓએ નામણ દીવો પકડેલો હતો. તારાબાઇએ ઉંચા પ્રકારનાં સુશોભિત કપડાં અને અલંકાર સજી કસ્તુરચંદના ઉપકરણોની છાબ પૂર ઠાઠથી ઉપાડી હતી, ધરમચંદનાં પત્ની હર્ષભેર ચતુરાના ઉપકરણની છાબ ઉપાડી કાર્યવાહિકા તરીકે ચાલતાં હતાં. આવા ઠાઠથી ચાલતો વરઘોડો શહેરના મુખ્ય મુખ્ય લત્તાઓમાં ફરી વિકટોરીઆ દરવાજે સાર્વજનિક

વાડીમાં વખતસર ઉતર્યો. જ્યાં આચાર્ય, મુનિમહારાજો અને સાધ્વીઓ આગળથી આવીને બિરાજમાન થઈ ગયાં હતાં. આચાર્યની આજ્ઞાથી દીક્ષાની ક્રિયાની તમામ સામગ્રી તૈયાર થઈ ગઇ હતી. સભાની વચ્ચેના ભાગમાં નાણુ માંડવામાં આવી અને લોકો દીક્ષાની ક્રિયા જોવાને આતૂર બની ગયાં.

ચતુરાને પાલખીમાંથી ઉતારી એક ઓરડીમાં તેનાં સગાં અને સાધ્વી લઈ ગયાં, જ્યાં તેના શરીર ઉપરના દાગીના ઉતારી નાખવામાં આવ્યા. હજામે ફક્ત પાંચ વાળ માથા ઉપર રાખી તમામ વાળ કાઢી નાખ્યા. પછી હજામને બહાર કાઢી ચતુરાને સ્નાન કરાવી સાધ્વીનાં કપડાં પહેરાવવામાં આવ્યાં. આ બધી વિધિ ચતુરાનાં સગાં તથા સાધ્વીઓએ પાસે રહી કરાવી. આ વખતનો ઓરડી અંદરનો દેખાવ ગમગીની ઉપજાવે તેવો હતો. ચતુરા અને તેની માના આંખમાંથી ખરખર આંસુ ખરતાં હતાં. તેનાં સંસારીપણાનાં કપડાં તથા દાગીના તેની માએ પોતાની પાસે રાખી લીધાં. આ પ્રમાણે સાધ્વીનાં કપડાં પહેરી ઓઘો લઈ ચતુરા નાણુ આગળ આવીને ઉભી રહી. એજ રીતે કસ્તુરચંદશેઠ પણ બીજી ઓરડીમાં હજામત કરાવી ફક્ત પાંચ વાળ રાખી સ્નાન કરી સાધુનાં કપડાં પહેરી ઓઘો લઈ નાણુ આગળ આવીને ઉભા રહ્યા.

પછી દીક્ષાની ક્રિયા શરૂ થતાં એક સાધુએ કસ્તુરચંદના માથે રાખેલા પાંચ વાળ ખેંચી લોચ કર્યો, તે પ્રમાણે એક સાધ્વીએ ચતુરાના માથામાં રાખેલા પાંચ વાળની લોચક્રિયા કરી. આ દૃશ્યથી પ્રેક્ષકોની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. પછી કેટલીક વિધિ કરી માથા ઉપર વાસક્ષેપ નાખતી વખતે કસ્તુરચંદને **કસ્તુરવિજય** એ નામ આપવામાં આવ્યું અને તેમને ચકોરવિજયના શિષ્ય તરીકે જાહેર કરવામાં આવ્યા. અને ચતુરાના માથા ઉપર વાસક્ષેપ નાખતી વખતે તેને **ચતુરશ્રી** એ નામ આપવામાં આવ્યું અને તેને કંચનશ્રીની ચેલી તરીકે જાહેર કરવામાં આવી.

આ પ્રમાણે દીક્ષાની વિધિ પૂરી થવા આવી કે ચાર પાંચ યુવકોએ આમંત્રણ પત્રિકા જેવી બીજી પત્રિકાઓ એકદમ છુટથી વહેંચવા માંડી. થોડાજ વખતમાં દરેક સ્ત્રી પુરૂષના હાથમાં તે પત્રિકા પહોંચી ગઈ. કોઈ કોઇ તો રાગ કાઢી ધીમે ધીમે વાંચવા પણ લાગ્યા. આથી આચાર્ય અને બીજા સાધુઓનું લક્ષ તે પત્રિકા તરફ ખેંચાયું. જાણવાની ઇન્તેજારી વધી અને ધીરજ નહીં રહેવાથી આચાર્યે કોઇની પાસેથી વાંચવા માગી લીધી. તેમના મનમાં કદાચ હશે કે આવા માંગલિક પ્રસંગે કોઈ ધર્મરાગીએ સમયને અનુસરતું અને તેમના ગુણાનુવાદનું કાવ્ય લખ્યું હશે પણ વાંચતાં તો તેમાંથી જુદુંજ નીકળ્યું. સમયને અનુસરતું તો હતું પણ તેમને રૂચે તેવું નહીં નીકળવાથી તિરસ્કાર યુકત હાથમાંથી તે પત્રિકા ફેંકી દીધી. આનંદથી ઉજવાયેલા ઉત્સવમાં આ જરા તેમને વિઘ્નરૂપ લાગ્યું, ક્રોધ જાગૃત થયો પણ ચકોરવિજયની દવા એવી અકસીર હતી કે તે પાછો શમી ગયો અને કાંઇ બોલ્યા નહીં.

એટલામાં એક માણસ હીંમત લાવી ઉભો થઇ પત્રિકાવાળું કાવ્ય મધુર સાદથી ઉંચા અવાજે ગાવા લાગ્યો. શરૂઆતમાં જરા જરા ગરબડ થઇ પણ તેનો કંઠ એવો કોમળ અને કર્ણપ્રિય હતો કે સૌ થોડી વારમાં શાંત થઈ ગયાં અને ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યાં.

આ વાત આચાર્યને રૂચી નહીં તેથી એકદમ શેટને હુકમ કર્યો "તેને બોલતો બંધ કરો." આ પ્રમાણે મહારાજશ્રીનો હુકમ થતાંજ ચારે બાજુથી પોકાર થઈ રહ્યા કે "શા માટે બંધ કરો છો ? બોલવા દો. ન્યાતના શેઠ હોય કે ગમે તે હોય તેને શો અધિકાર છે કે બોલતાં અટકાવે ?"

શેઠ સમય ઓળખી ગયા, લોકલાગણી પણ સમજવામાં હતી તેથી આચાર્યની પાસે જઇ કાનમાં કહેવા લાગ્યા. "સાહેબ! આ વખતનું વાતાવરણ જુદું છે? જો આપણે તે લોકોનો ઉભરો બહાર નહીં પાડવા દઇએ તો જબરૂં તોફાન થશે. અહીં હમણાં "અયોગ્ય

દીક્ષા પ્રતિબંધક સમાજ " નીકળ્યો છે તેને પુષ્ટિ આપનાર ઘણા લોકો છે, માટે અત્યારે ગમ ખાઇ જાઓ. તે લોકો બીજું શું કરવાના છે? ગાઇને ઘાંટો બેસાડવા દો, આપણે વચ્ચે બોલવાની જરૂર નથી." એમ મહારાજના કાનમાં વાત કરી શેઠે ગાવાની છુટ આપી. આમ સત્યાગ્રહથી જાહેર રીતે છુટ મળવાથી તાળીઓનો ગડગડાટ મચી રહ્યો અને તે યુવક નીચે પ્રમાણે કાવ્ય મોટા અવાજે અને સ્પષ્ટ સમજાય તેવી રીતે લલકારવા લાગ્યો.

## ભવિષ્યવાણી.

( પ્રભાતીઉં – જળકમળ છોડી જા તું બાલા – એ રાહ )

હે સુજ્ઞ કસ્તુરશેઠજી ક્યાંથી સુઝી આવી મતિ?
ક્યાંથી સુઝી આવી મતિ?
વિચાર શું કરતા નથી? કેવી થશે સ્ત્રીની ગતિ? એ ટેક.
દીક્ષાજ જો લેવી હતી, પરણ્યા શું કરવા સુંદરી?
હાથે કરી વિધવા કરી, જરી શું દયા નથી આવતી? હે સુજ્ઞ૦ ૧
શૃંગાર માંહે રાચતી, રતિથી પૂરી વિકાસતી,
નિર્દય બનીને હાથથી છેદી કળી શું ખીલતી? હે સુજ્ઞ૦ ૨
દિવસ અરે શિદ ગાળશે? વૈભવ અરે શિદ માણશે?
તે ઠાઠથી જો મ્હાલશે, કરશે ટીકા દુનિયા અતિ, હે સુજ્ઞ૦ ૩
નિજ કામને જો મારશે, સંતોષ માની ચાલશે,
જો જીવન સાદું ગાળશે, તો તો તમારી કીરતી. હે સુજ્ઞ૦ ૪
શૃંગાર જો છોડી દઈ, વૈરાગ્યને સાથે લઈ,
જો ચાલશે સીધી રહી તો તો થશે સાચી સતી. હે સુજ્ઞ૦ ૫
પણ આ યુવાની કારમી, અંકુશમાં જો નવ રહી,
વંઠી ગયેલી જાણવી નક્કી તમારી યુવતી, હે સુજ્ઞ૦ ૬
બુરી દશા તેની હવે! સંભાળ તેની કોણ લે?
બેઠા તમે ઉપાશ્રયે! તે એકલી છે ઝૂરતી! હે સુજ્ઞ૦ ૭

પ્રીતિ થઈ જો ભોગોથી, પ્રીતિ થઈ જો જોગોથી,
નવ હાથ રહેશે કોઇથી, કરશે ઉભો બીજો પતિ. હે સુજ્ઞ૦
આ અંધ શ્રદ્ધાની મહીં પરિણામ સારૂં છે નહીં,
માનો મહાસુખનું સહી, આંખો ઉઘાડોને રતિ. હે સુજ્ઞ૦

**લી. જાણભેદુ જૈન.**

આ એક કાવ્ય પૂરૂં થયું કે આચાર્યશ્રીનો મીજાજ ખસી ગ
ક્રોધાયમાન થઈ તે કહેવા લાગ્યા "બસ હવે બંધ કરો. હું વ
સાંભળવા માગતો નથી. આવા માણસોને આ વાડીમાં કોણે દા
થવા દીધા? બસ હું ચાલ્યો જાઉં છું."

આ શબ્દોની સાથેજ ચારે બાજુ મોટો શોરબકોર થઈ ર
મળેલી મેદનીમાંથી અનેક પ્રકારના ઉદ્દગારો નીકળવા માંડ્યા.

"શું ખોટું લખ્યું છે? દુનિયા તો દેખે તેવું કહેશે, પાદશાહ
પણ પૂંઠ છે."

"દીક્ષા લેવી હતી તો શેઠ જખમારવા આવી યુવાન સ્ત્રીને પરણ્ય

"બસ ચાલવા દો, બોલતા કોણ બંધ કરનાર છે? આચા
ન પાલવે તો જાય, કોણ રોકી રાખે છે?"

એમ ઉપરા ઉપરી વાક્યોનાં બાણો છુટવા લાગ્યાં કે ન્યાત
શેઠે ઉભા થઈ મહારાજને ઉઠતા અટકાવ્યા અને કાનમાં જણા
કે "મહારાજ! આજનો મામલો ગંભીર છે, માટે વિચાર કરી ક
કાઢી લેવાનું છે, બીજી વખત પણ ગમ ખાઓ. હજુ ત્યાંનું ક
અટપી લેવાનું છે. માટે અત્યારે તદ્દન નમતું મુકો. નહીં તો મે
ભવાડો થશે અને કિનારે આવેલું વહાણ ડુબી જશે. આ યુ
ટોળીમાં મોટાઓના હાથ છે માટે શાંત રહો. ગરબડ થશે તો ર
વાત પ્રકાશમાં આવશે અને ફજેતી થશે" આમ ભેદી વાત ક
મહારાજને શાંત કર્યા કે પેલો યુવક બીજું કાવ્ય તેજ રાગમાં ઉ
સ્વરે નીચે પ્રમાણે ગાવા લાગ્યો—

## ભક્તિ કે કાયરતા ?

(પ્રભાતીઉ – જળકમળ છોડી જા તું બાળા – એ રાહ)

હે ચતુર સદ્‌ગુણી સુંદરી! આ ભક્તિ કયાંથી આદરી ?
આ ભક્તિ કયાંથી આદરી ?
વૈરાગ્ય માર્ગે સંચરી, સંસાર શું ગઈ વિસરી ? એ ટેક.
સૌભાગ્યવતી તુજ જીંદગી, પ્રભુની કૃપા તે માનવી,
આ સર્વ શું ભૂલી ગઈ? આંખો ઉઘાડી જો જરી. હે ચતુર૦ ૧
વિચાર કર તું પ્રથમમાં, શો ધર્મ તારો જગતમાં ?
બાજી ગુમાવીશ મમતમાં, ગઈ પળ નહીં આવે ફરી. હે ચતુર૦ ૨
સ્વામીની ભક્તિ સ્વામીસેવા, સ્વામી નિજ સુખ માનવું,
સ્ત્રીને પતિ સાક્ષાત દેવા, શાસ્ત્રવાણી આ ખરી. હે ચતુર૦ ૩
સ્વામી ભલે દુઃખદાયી હો, દુઃખીઓ ભલે કે રોગી હો,
ભોગી ભલે કે જોગી હો, સતિને સદા તે ઈશ્વરી. હે ચતુર૦ ૪
ઘરકામ તું ભૂલી ગઇ, પર કામમાં રાચી રહી,
સેવા પતિની નવ ગમી, દરકાર પતિની નવ કરી. હે ચતુર૦ ૫
પતિભક્તિ વિસારી દઈ પ્રભુભક્તિમાં ડૂબી ગઈ,
પતિદુઃખથી છુટી થઈ, પતિભક્તિ લાગી આકરી. હે ચતુર૦ ૬
આ ભક્તિ પ્રભુ સ્વીકારશે કે ન્યાય શો તે આપશે ?
પરિણામ કેવું આવશે ? વિચાર કર પ્રભુથી ડરી. હે ચતુર૦ ૭
પતિભક્તિ સાચી માનવી, આફત શીરે ઉપાડવી,
ભક્તિ પ્રભુ તે માનશે, લેશે અરજ ઉર તાહરી. હે ચતુર૦ ૮
સુખ દુઃખનો માલીક તું, આ જગતને દરકાર શું ?
તું માન કે નહીં માન તું શિક્ષા મહાસુખની ખરી. હે ચતુર૦ ૯

લી. **જાણભેદુ જૈન.**

કાવ્ય પૂરૂં થયું કે લોકોએ તે યુવકને તાળીઓના અવાજથી વધાવી લીધો. દીક્ષાની ક્રિયાનું કામ સંપૂર્ણ થઈ ગયેલું હોવાથી પ્રભાવના શરૂ થઈ અને મેળાવડો વિસર્જન થયો. ગરદી મટી ગઈ કે આચાર્ય

અને મુનિ મહારાજો બંને શેઠને સાથે લઇ જૈન ધર્મશાળામાં ગયા અને સાધ્વીઓ પોતાના ઉપાશ્રયે ગઇ.

ધર્મશાળાના મેડા ઉપર મહારાજ, ધરમચંદ તથા ન્યાતના શેઠ એમ ત્રણ જણની ત્રિપુટીએ ખાનગી મસલત કરી. ઉઠતાં ઉઠતાં ધરમચંદે મહારાજને હીંમત આપી કહ્યું "હું અને ન્યાતના શેઠ જ્યાં સુધી આપના પક્ષમાં છીએ ત્યાં સુધી આપનો વાંકો વાળ થવા દેવાના નથી. ભલે સંઘમાં બે પક્ષ પડે, પણ તમને નિર્વિઘ્ને વિદાય કરીશું. સરકારી કામમાં અમે બે જણ એવા વાકેફગાર છીએ કે એક વાર પોલીસને પણ કાનપટી પકડી ઉભી રાખીએ. ઉંધું ચીતું કરવામાં, સામા માણસને ફોડવામાં, પોલીસને મારવામાં અમે પાછા પડીએ તેમ નથી. માટે આપ ગભરાશો નહીં. હીંમત રાખો. હું તે ઠેકાણે જઇ આવું છું. બધું પાર પડી જશે. પણ હવે એટલું કરો કે ક્રોધ કરી ધાંટા કાઢશો નહીં. ક્રોધથી વિરોધ વધે છે."

આચાર્ય—"એ તો હું જાણી જોઇને રૉફ રાખું છું. રૉફ રાખીએ એટલે સામાવાળા ડરે."

શેઠ—"એ વાત ખરી પણ તે તો નાના ગામડામાં ચાલે. અહીં ન ચાલે. મેં જણાવ્યું છે કે અત્રે તો રીતસરની દીક્ષા વિરૂદ્ધની ટોળી બંધાઈ છે. તેમાં સમાજનો મોટો ભાગ અને ખાસ કરી કેળવાયેલો ભાગ જોડાયેલો છે. શરૂઆતમાં યુવકોને આગળ કર્યા છે પણ પાછળ પીઠ ઠોકનાર મોટા મોટા આગેવાન અને કેળવાયેલા ગૃહસ્થો છે. તે પ્રસંગ આવે બધા બહાર પડે તેવા છે. પેલું કામ પાર પડી જાય એટલે આપ વિહાર કરી અહીંથી ઉપડી જાઓ ચંદ્રાવતી દેશમાં કે કોઇનો ત્યાં પત્તો લાગે નહીં."

આચાર્ય—"મારો પણ એજ વિચાર છે. કહો તો વદ નવમીના દિવસેજ વિહાર કરૂં."

શેઠ—" દશમના દિવસે દીક્ષાની નવકારશી છે એટલે તે પહેલાં વિહાર કરો તે ઠીક કહેવાય નહીં અને આપણા વિરોધી ગૃહસ્થો

કહેશે કે કેવા ડરીને ઉપડી ગયા. ભલે અગીઆરશે વિહાર કરો.''

આચાર્ય—'અગીઆરશે નહીં પણ બારશે સવારે નીકળીશ.''

શેઠ—"બારશ તો બડબડતી કહેવાય, બડબડાટ કરાવે.''

આચાર્ય—"એ બડબડાટનો ગરબડાટ તમારે સંસારીઓને માટે. બારશનો દિવસ ઉત્તમ છે, સવારે સાત વાગે નીકળીશું. માટે તે દરમીઆન બધું સંભાળી લેજો. મને પેલી વાતની ઘણી ચિંતા રહે છે. સાધ્વીઓને પણ સાથે લેવાની છે. કંચનશ્રીને ખાનગીમાં કહેજો એટલે તે બરાબર તજવીજમાં રહે. પેલી નાની સાધ્વીઓનો કચવાટ ચાલે છે એટલે અહીં રહ્યામાં ફાયદો નથી. જો ઉશ્કેરનાર મળી આવે તો વિનાકારણ વિઘ્ન આવીને ઉભું રહે."

"મહારાજ! બધી તજવીજ કરીશ. બેફિકર રહો" એમ હીંમત આપી કાનમાં ખાનગી વાત કરી ધરમચંદને સાથે લઈ ન્યાતના શેઠ ત્યાંથી વિદાય થયા.

---

# પ્રકરણ ૧૨ મું.

---

## છુપી દીક્ષાની અફવા અને તપાસ.

* First to doubt, then to inquire and then to discover has been the process universally followed by our great teachers. —Buckle.

ભદ્રાપુરીમાં ઘણા ઘણા સ્થળે અને ખાસ કરી જૈનજનતામાં ઘેરે ઘેર દીક્ષાની વાતો થવા લાગી. પ્રજાપોકાર પત્રમાં દીક્ષાસમારંભનો બધો હેવાલ પ્રકટ થયો. પેલી બે પત્રિકાઓનાં કાવ્ય પણ અક્ષરે અક્ષર પ્રસિદ્ધ થયાં અને તેના ઉપર બીજા દિવસે સવિસ્તર ટીકાઓ

---

* પ્રથમ શંકા, પછી તેનો તપાસ અને ત્યાર બાદ તેનો શોધ, એ પદ્ધતિનેજ આપણા મોટા ઉપદેશકો સર્વમાન્ય રીતે અનુસરે છે.

પણ આવી. બપોરે રસિકલાલ છાપું હાથમાં લઈ વાંચતો હતો એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી, રસિકલાલ તરતજ ફોન ઉપર ગયો અને રીસીવર હાથમાં લઈ પુછવા લાગ્યો—

" હેલો! કોણ ? "

" હું ચંદ્રકુમાર, તમે કોણ ? "

" હું રસિકલાલ, કેમ શું કામ છે ? બોલો. "

" કામ ઘણુંજ અગત્યનું છે, હું મારી ઓફીસમાંથી વાત કરૂં છું. તમારી પાસે તો કોઈ નથી ને ? "

" ના, કોઇ નથી, સુખેથી પુછો, જવાબ આપીશ. "

" આપણી રચેલી બાજીમાં આપણે ફાવી ગયા છીએ, પેલી છુપી દીક્ષાની જે અફવા આવી હતી તે વાત પોલીસ સુધી પહોંચી છે, જે કાંઇ તમારા જાણવામાં હોય તે જાણવા માગું છું. છુપી રીતે પેલા દીક્ષાના અખાડા વાળા શેઠ ચીમનલાલને ત્યાં એક નાના છોકરાને દીક્ષા અપાઈ છે તેવી વાત તમારા જાણવામાં આવી છે ? "

" હા, માલતી પાસે તે વાત સ્ત્રીઓમાંથી આવી છે, અને ઘણા ભાગે તે વાત સત્ય છે. "

" અત્યારે મેનેજરને મળવા માટે પોલીસ ઈન્સ્પેકટર મીસ્ટર મેકફર્સન અમારી ઑફીસમાં આવ્યા છે, તેઓ બંને ઉપરના હૉલમાં એકાંતમાં બેઠા છે. મેં તેમને બધી વાત કરી છે. તેમના ઉપર બે નનામા કાગળો પણ આવેલા છે. વધુ ખાત્રી કરવા માટે મારી પાસેથી બાતમી માગી છે. માટે તમે માલતી પાસેથી તમામ હકી-કતથી વાકેફગાર થઇ તાકીદે અત્રે આવો. ઈન્સ્પેકટરને તમારા આવતા સુધી રોકી રાખ્યા છે, જલ્દી આવો. "

" હાલ મોટરમાં આવું છું. સાહેબજી. "

આ પ્રમાણે ટેલીફોનમાં વાત ચાલતી હતી તે વખતે માલતી જોડેજ હતી. રસિકલાલે તરતજ મોટર તૈયાર કરવા નોકરને સૂચના આપી અને તેને ચંદ્રકુમારની વાતથી વાકેફગાર કરી છુપી દીક્ષા

સંબંધી જે જે માલતીના જાણુવામાં આવ્યું હતું તે તે તમામ તેની પાસેથી જાણી લીધું. પોલીસ સુધી દીક્ષાના અખાડાની વાત પહોંચી છે તે હકીકત જાણી માલતીને ઘણોજ આનંદ થયો અને ભાર દઈ કહેવા લાગી. "દીક્ષાના અખાડાવાળા ચીમનલાલ શેઠને ત્યાં એક નાના છોકરાને દીક્ષા અપાઈ છે એ વાત જરા પણ ખોટી નથી. જો બરાબર દાબથી પોલીસ કામ લેશે તો જરૂર ભેદ પકડાઈ જશે."

"તું શાંતિથી જોયા કર, તાલ બરાબર જામશે. આચાર્ય પણ જાણશે કે છાની દીક્ષાઓ શી રીતે અપાય છે? શું સાધુઓ અને અંધ શ્રદ્ધાળુઓના પ્રપંચ!" એમ કહી રસિકલાલ ત્રણ દિવસના પ્રજાપોકારના અંકો હાથમાં લઇ નીચે ઉતરી મોટરમાં બેશી તરતજ ચંદ્રકુમારની ઑફીસમાં પહોંચી ગયો. ચંદ્રકુમાર તો રાહ જોઇને બેઠો હતો. રસિકલાલ આવ્યો કે તેને લઈ ચંદ્રકુમાર ઉપરના હૉલમાં ગયો. ચંદ્રકુમારે ઇન્સ્પેકટરને રસિકલાલની ઓળખાણ કરાવી. ઇન્સ્પેકટર ગુજરાતી ભાષા ઘણી સારી રીતે જાણતો હતો અને તે મેનેજરનો ખાસ મિત્ર હતો. મેનેજરને દીક્ષાની બાબતમાં રસ પડેલો હોવાથી તેણે રસિકલાલને કહ્યું, "હવે જો તમે બરાબર પૂરાવો મેળવી આપો અને પોલીસને મદદ કરો તો બરાબર કેસ ઉભો થાય તેમ છે, પોલીસ પાસે નનામા કાગળો આવ્યા છે તે વાંચો" એમ કહી મેનેજરે ઇન્સ્પેકટર પાસેથી બે કાગળો લઈ રસિકલાલના હાથમાં મુકયા. રસિકલાલ વાંચવા લાગ્યો—

**મહેરબાન સાહેબ,**

અત્રેના રહીશ શેઠ ચીમનલાલ નગીનદાસ જે દીક્ષાના અખાડાવાળા તરીકે અમારી જૈન કોમમાં ઓળખાય છે તેને ત્યાં આજે માહ વદ ૭ના દિવસે એક નાના છોકરાને દીક્ષા આપવામાં આવી છે. દીક્ષા આપનાર સાધુ તથા તે ચેલાને તેમના ઘરમાં છુપી રીતે રાખેલા છે. માટે શેઠ ચીમનલાલને ત્યાં એકદમ છુપી રીતે તપાસ કરવામાં આવે તો પોકળ પકડાશે ? આ છોકરાને દીક્ષા આપવા બાબત સાધુઓમાં પણ અંદર અંદર તકરાર પડી છે.

ભદ્રાપુરી– માહ વદ ૭ લી. જૈન ડીટેકટીવ.

એ કાગળ વાંચી બીજો કાગળ રસિકલાલ વાંચવા લાગ્યો—

**પોલીસખાતાના અધિકારી સાહેબ.**

**હાલમાં જૈનોના સાધુઓ છુપી રીતે મનુષ્યહરણ જેવા કેસો ધર્મના નામે કરે છે. ગઈ કાલે જે વખતે સવારે વીક્ટોરીઆ દરવાજે સાર્વજનિક વાડીમાં એક સ્ત્રીને સાધવણ અને એક પુરૂષને સાધુ બનાવવામાં આવ્યાં હતાં. તે વખતે જૈનોમાં એક કસાઈ જેવો ચીમનલાલ કરીને કોઈ શ્રાવક વાણીઓ છે તેના ઘરમાં ત્રીજે માળે એક છોકરાને છુપી રીતે એક સાધુએ સાધુનાં લુગડાં પહેરાવી દીધાં છે. છોકરો બિચારો રડયા કરતો હતો ત્યારે શેઠ ધમકાવતા હતા. તે બંને જણને ત્રીજા માળે પૂરી રાખેલા છે. આ હકીકત તેમના ઘરની પાછળ આવેલા એક મકાનના નાના જાળીઆમાંથી નજરે જોનારે મને કહી છે તે આપની આગળ રજુ કરૂં છું, માટે તાત્કાળિક તપાસ કરશો તો ખરી હકીકત જણાઈ આવશે. આતે મનુષ્યહરણ નહીંતો બીજું શું?**

**ભદ્રાપુરી,** માહ વદ ૮. **લી. દયાળુ જૈનેતર.**

કાગળ વાંચી રહી રસિકલાલે માથું ઉંચું કરી મેનેજરની સામું જોયું કે મેનેજરે પુછયું, "કહો આની પુષ્ટિમાં તમારી પાસે કાંઈ હકીકત આવી છે?"

રસિકલાલે જવાબ આપ્યો "હા આવી છે. મારી પાસે જે હકીકત આવી છે તે સ્ત્રીઓ દ્વારાએ મળી છે. આ બે કાગળોમાં જે બીના જણાવી છે તે અક્ષરેઅક્ષર ખરી છે. દીક્ષાની આગલી રાત્રે ચીમનલાલ અને તેમની સ્ત્રી વચ્ચે છોકરાને છુપી દીક્ષા આપવા બાબતમાં તકરાર થઈ હતી. બાઇ ના પાડતી હતી અને કહેતી હતી કે તે છોકરાને દીક્ષા આપવી હોય તો વાડીમાં બીજાં લે છે તેની સાથે આપો. છુપી આપવી નથી. દીક્ષા આપનાર સાધુ પણ સાંજના ઘરમાં આવીને ભરાઈ ગયા હતા. આ વાત તેમની પાડોશમાં રહેનાર સ્ત્રીઓના જાણવામાં આવી અને ત્યાંથી તે વાત મારી પાસે આવી. વળી સાધ્વીના ઉપાશ્રયમાં એક કંચનશ્રી સાધ્વી છે તે તેમની ચેલીઓને બહુજ ત્રાસ આપી સતાવે છે, તેમને છુટાંએ પડવા દેતાં નથી અને સંતોષ પણ આપતાં નથી; જોયું હોય તો ગુલામીગીરી

કરાવે છે. તેમાંનાં બે જણાં એક બાઇને ત્યાં વહોરવા ગયેલાં તે તે બાઈ આગળ પોતાના દુઃખની વાત કરતાં હતાં. તે વાતમાં ને વાતમાં સાધુઓમાં થયેલી તકરારની વાત કરી. ને તકરારમાં મુદ્દાની વાત એ હતી કે છુપી દીક્ષા આપવા માટે એક સાધુને કહેવામાં આવ્યું ત્યારે તેણે ના પાડી, બીજાને કહ્યું ત્યારે બીજાએ પણ ના પાડી. તેથી મહારાજ ગુસ્સે થયા અને તકરાર થઇ. પછી એક મનહરવિજય સાધુ હતા તેમને ત્યાં મોકલ્યા અને દીક્ષા અપાઈ. આ વાત તે બાઇએ મારા ઘરમાં કરી. તે વાતમાં પણ ચીમનલાલનું નામ બોલાય છે. વળી ગઈ કાલના માહવદ ૯ ના પ્રજાપોકારપત્રમાં દીક્ષા ઉપર થયેલી ટીકાની થોડીક લીટીઓ આ વાતને ટેકો આપે છે" એમ કહી રસિકલાલ પ્રજાપોકારમાંથી તે ફકરો શોધી વાંચવા લાગ્યો—

"આ દીક્ષામહોત્સવ પ્રસંગે તમામ અયોગ્ય દીક્ષાના હીમાયતી આગેવાન ગૃહસ્થો પધારેલા હતા પરંતુ તેમના ખાસ નેતા શેઠ ચીમનલાલે હાજરી આપેલી નહોતી, તેમજ સાધુમંડળીમાંથી મનહરવિજયજી મહારાજ પણ પધારેલા નહોતા. ખાનગી કામના દબાણને લીધે કદાચ રોકાઈ ગયા હશે."

તે પછી જે જે જાણવા જેવા ફકરા હતા તેને લાલ પેન્સીલથી નિશાની કરી રસિકલાલે ઇન્સ્પેકટરને આપ્યા અને આચાર્યશ્રી અને તેમની પ્રવૃત્તિથી ઇન્સ્પેકટરને માહીતગાર કર્યા.

ઇન્સ્પેકટર જાણી ખુશી થયો અને જણાવ્યું "હું ઑફીસમાં જઇ કેસ તૈયાર કરૂં છું. મારી ઑફીસમાં પણ કેટલીક જૈનોની બાતમી મેળવવાનાં સાધન છે. હું અત્યારથી તેજ કામમાં રોકાઉં છું. પણ આ સાધુઓ આજકાલ જવાના તો નથીને ?"

ચંદ્રકુમારે કહ્યું—"મને ચોક્સ ખબર મળી છે કે તે પરમ દિવસે માહ વદ બારશે અત્રેથી સવારે જવાના છે. સાધ્વીઓ પણ જવાની છે."

"કદાચ જો તે પહેલાં તે જવાના હોય તો મને તરતજ ખબર આપજો. હું પણ બાતમીદારો મુકી તપાસતો રહીશ." એમ કહી ઇન્સ્પેકટર મેનેજર સાથે શેકહૅંડ કરી.ત્યાંથી હસતા મુખે ચાલતો થયો.

તેમના ગયા પછી મેનેજરે રસિકલાલને ધન્યવાદ આપ્યો "આ પ્રમાણે પોલીસને તમે મદદ કરો તો તે સહેલાઈથી ગુન્હાઓ પકડી શકે અને લોકોને થતો ત્રાસ અટકે." એમ સૂચના કરી પોતાના ખાનગી રૂમમાં ચાલ્યો ગયો કે રસિકલાલ અને ચંદ્રકુમાર નીચે ઉતરી પોતાની ઑફીસમાં આવી નોકર પાસે ચા મંગાવી.

ચંદ્રકુમાર—"કેમ રસિકલાલ! ઠીક તાલ જામ્યો છે ને ? તમારા આવતા પહેલાં તો અમારે ઘણી વાતો થઇ હતી. મારી ઑફીસમાં ઘણે ઠેકાણેથી જુદી જુદી વાતો આવે છે. ધરમચંદનો ગુમાસ્તોજ ઘણી વખત ઑફીસના કામે આવે છે અને તે નવાજુના સમાચાર ખાનગીમાં કહી જાય છે. તે શીવાય ચારપાંચ દલાલો છે તે વેપારમાં ધરમચંદના વિરૂદ્ધ પક્ષના છે એટલે ધરમચંદની કાંઇક વાત હોય છે તો તે તરતજ મને કહી જાય છે."

રસિકલાલ—"હવે આપણે આપણો પક્ષ બહુ મજબૂત કરવો જોઈએ. ગફલતમાં રહેવું નહીં, આવેલી તક હાથમાંથી જવા દેવી નહીં, યોગ્ય લાગે તો આપણે અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ મેળવીએ."

ચંદ્રકુમાર—"ના ના, હમણાં કાંઈ કરવું નથી. પોલીસ હવે શું કરે છે તે આપણે જોવાનું છે. મારા મેનેજરે આ વાત ઉપાડી છે એટલે જરૂર તે પાર ઉતારશે. ધોળી ચામડીની જેવી શરમ પડે તેવી આપણી ન પડે. પોલીસ ઈન્સ્પેકટર કોઈનાથી ડરે તેવો નથી. આપણે એટલી ખબર રાખવી કે સાધુઓ એકદમ વિહાર કરી ઉપડી જાય નહીં. બાકી હમણાં આપણે કાંઈ હીલચાલ કરવાની નથી. શાંતિથી જોયા કરવાનું છે."

"ઠીક ત્યારે, તારી સલાહ પ્રમાણે હમણાં કાંઈ હીલચાલ કરતો નથી" એમ મતને ટેકો આપી રસિકલાલ ત્યાંથી ચાલતો થયો. જતાં જણાવ્યું કે "સાંજે તમે બંને તૈયાર રહેજો, ફરવા જઇશું."

બારણામાંથી નીકળે છે કે સામેથી ધરમચંદ શેઠ આવી પહોંચ્યા. ધરમચંદે રસિકલાલનો હાથ પકડી તેને પાછો વાળ્યો અને બંને

ઑફીસમાં આવ્યા. ત્રણ જણની ત્રિપુટી મળી. ધરમચંદ રસિકલાલની પીઠ થાબડી મશ્કરીમાં કહેવા લાગ્યા "આ બડી પહોંચેલી બુટ્ટી છે, આમંત્રણપત્રિકા વાંચવા તૈયાર ને પેલી કવિતાઓ લખવા પણ તૈયાર! બંને બાજુ ઢોલકી બજાવતાં ઠીક આવડે છે. કેમ ચંદ્રકુમાર! ખરી વાતને?"

ચંદ્રકુમારે ઠંડે કાળજે જવાબ આપ્યો—"તમારા જેવા જ્યારે એમની પીઠ ઠોકનાર મળે ત્યારે શા માટે એવા ગુણો તેમનામાં ન આવે? એ તો તમારા જેવાની મહેરબાનીનો પ્રતાપ છે. સારો અભિ-પ્રાય પુછો તો મારે કહેવું પડશે કે તમે બંને સરખા છો, બલ્કે તેવી બે બાજુ ઢોલકી બજાવવામાં તમે ચડીઆતા હશો. જુઓને, તમે ન હોત તો આચાર્યનો સંઘ કેદારજી પહોંચવાનો હતો? તમે હના તો અઠ્ઠાઈ ઉત્સવ ભણાવ્યો, હા ના કરી દીક્ષાઓ અપાવી, મેળાવડામાં પત્રિકાઓ વંચાઈ છતાં તે કામ પણ ગમ ખાઈને સાધી લીધું. નહીં તો તોફાન થાત અને દીક્ષામાં વિઘ્ન આવત. આવા ક્રોધી આચા-ર્યને તો તમેજ સમજાવી શકો. તમે અને ન્યાતના શેઠ જો આ પ્રમાણે કુનેહથી કામ ન લો તો ગામ ગધેડે ચડે. તમારા જેવા કાબેલ અને સમયજ્ઞ મહાપુરૂષો સંઘમાં છે તેથી સૌની શોભા છે. નહીં તો હાલનો યુવકવર્ગ કોઈને ગાંઠે તેવો નથી. સ્હેજ બાબતમાં વિવાદની વરસી કરે છે."

ધરમચંદ શેઠ આવા વખાણના શબ્દો સાંભળી જરા ફુલાયા અને કહેવા લાગ્યા "ભાઈ ચંદ્રકુમાર! એ તો એમ કરીએ ત્યારેજ કામ પાર પડે. હું કાંઈ સમજતો નથી કે હાલના યુવાનીઆઓ અને કેળવાયેલા પુરૂષો આવા સાધુથી વિરૂદ્ધ છે? મને તો બધા અનુભવ થયા છે, તડકાછાંયડા જોયા છે. આચાર્ય તો મોટા રહ્યા એટલે તેમને શું વધારે કહીએ? તેમનો ક્રોધ જાગે છે ત્યારે તે કોઇના નથી. સૌને ગાળો ભાંડે છે, મને પણ કોઈ વખત સંભળાવે છે પણ હું તેમની ગાળોને ખેસથી ખંખેરી નાખું છું. તે વખતે ગમ ખાઉં છું પણ એકાંતમાં એવી ચુંટલી ભરી સમજાવું છું કે તે બકરી બની જાય છે અને સિંહની ગર્જના ભૂલી જાય છે. કુંચી જાણવી જોઇએ."

ચંદ્રકુમાર—"આજે એક ઉડતી ગપ આવી છે કે આચાર્ય અને બે સાધુઓ ખુબ લડયા અને તે સાધુઓ રીસાઇને ચાલ્યા ગયા. કાંક દીક્ષાનો વાંધો આવ્યો હતો. કહેનાર બરાબર સમજાવી શકયો નહોતો. આ બાબત કાંઇ તમારા જાણુવામાં છે?"

ધરમચંદ—"શું તમને કહીએ? કાંઇ કહેવા જેવુંજ નથી. ગાજતું વાજતું માંડવે આવશે. આચાર્યે કાંઇ કામ બતાવ્યું હશે તે તેમને ઠીક નહીં લાગ્યું હોય તેથી ના પાડી હશે. આચાર્યના મનથી એમ આવ્યું કે અમારી આજ્ઞા ઉથાપે છે. આચાર્યનો ક્રોધ કેવો છે તે તમે જાણો છો. બોલ્યા અને તકરાર થઇ. હું તો જાણી જોઇને વચ્ચે પડયો નહીં. આજે નવકારશ્રી થઇ જાય એટલે ગંગા નહાયા. મોટા આચાર્યને બોલાવવા એ હાથી વેરે બાંધવા બરાબર છે. રંગે ચંગે જાય એટલે નિરાંત. હું કાંઇ થોડો કંટાળી ગયો નથી. કેટલીક તમારી બાબતો તો મને ગમે છે પણ ધર્મની હેલના થાય છે તેની ખાતર સહન કરૂં છું અને બોલતો નથી. સાધુઓની પણ બાર ગાલ્લાં ભુલો થાય છે."

ચંદ્રકુમાર—"ત્યારે તમે તેમને ખાનગીમાં શીખામણ ન દો અને સુધારવાનો પ્રયત્ન ન કરો?"

ધરમચંદ—"પુછો પેલા ન્યાતના શેઠ મનસુખલાલને. ખાનગીમાં તો હું તેમને ઝાટકી નાખું છું, કોઈ કોઇ બાબતોમાં તો એવી ભુલો કરે છે કે હું તમને શું કહું? હમણાં ત્રણ દિવસ ઉપરજ બન્યું છે અને તેજ કારણથી પેલા બે સાધુઓ રીસાયા છે. શું તમને ઝાઝું કહીએ? એટલામાં સમજી લેજો. રોકકળ કરાવી છોકરાને સંતાડી દીક્ષા આપવી અમને પસંદ પડતી હશે? પરંતુ શું કરીએ? સાધુની વાત કરવાથી નરકવાસી થઇએ એટલે તેમનાં પોકળ એમ ને એમ દાબી રાખીએ છીએ. ભેંશનાં શીંગડાં ભેંશને ભારે, તેમનાં કર્મ તેમને ખાશે. આપણે તો સાધુની ભક્તિ કરી આપણી શ્રાવકની ફરજ બજાવીએ છીએ."

ચંદ્રકુમાર—"શેઠ ધરમચંદ! આજે તમારા વિચારો જાણી મને ઘણોજ આનંદ થયો છે અને તમારા પ્રત્યે મને ઘણીજ માનની લાગણી ઉત્પન્ન થઈ છે. આ પ્રમાણે તમે બધી રીતનો ઉંડો અભ્યાસ કરેલો છે તેની તો ખરેખર મને આજેજ ખબર પડી. હું તો તમને અંધ શ્રદ્ધાવાળા માનતો હતો પણ તમે તો બરાબર પરીક્ષા કરવાવાળા છો." એમ કહી તેમના માટે ચા મંગાવી.

રસિકલાલ પ્રસન્ન મુખે કહેવા લાગ્યો, "ધરમચંદ શેઠ! જો હું એક મીનીટ વહેલો ઉઠયો હોત તો આ આપણો ભેટો થાત નહીં અને આ હકીકત જાણવાની અને તમારૂં ખરૂં સ્વરૂપ ઓળખવાની મને તક મળત નહીં. સારૂં થયું કે આપણે અચાનક મળ્યા અને મનના મેલ દુર થયા. આપણા આચાર્યશ્રી કયારે જવાના છે તે જાણવામાં છે?"

ધરમચંદ—"પરમ દિવસે મહા વદ બારશના સવારે સાત વાગે વિહાર કરી જવાના છે, તે પહેલાં જવાના નથી, એ વાત નક્કી છે.

ચંદ્રકુમાર વચ્ચે બોલ્યો "કેમ કાંઇ વેપારના નવા સમાચાર?"

શેઠે જવાબ આપ્યો "હું તો હમણાં સાધુઓના કામકાજના વેપારમાં પડચો છું એટલે કશીજ ખબર નથી. અઠ્ઠાઇ ઉત્સવ, દીક્ષાના વરઘોડા અને નવકારશી જમાડવાના કામમાં થોડી મહેનત છે? હું તો ભાવતાલ જાણવા આવ્યો છું."

ચંદ્રકુમારે આવેલા તારો તેમના આગળ મુકયા અને તે વાંચી ત્યાંથી વિદાય થયા. તેમના ગયા પછી ચંદ્રકુમાર અને રસિકલાલ ખુબ હસ્યા.

"ચંદ્રકુમાર! તને પણ વાત ઠીક જમાવતાં આવડે છે અને સામાનું દિલ આકર્ષી લેવામાં સારી બુદ્ધિ પહોંચે છે. તેં જરા તેમને ચડાવ્યા એટલે તે ચડયા અને થોડી ઘણી વાત બોલી ગયા. જરૂર છુપી દીક્ષા અપાઈ હશે. જોઇએ છીએ પોલીસ કેવી રીતે પગલાં ભરે છે" એમ કહી રસિકલાલ પોતાને ત્યાં ગયો.

# પ્રકરણ ૧૩ મું.

## પનાઈની સહેલગાહ, ધારાસભાનો હેવાલ, હૃદયદ્રાવક અને હાસ્યજનક દૃષ્ટાંતો.

દોહરો.

જ્યાં સુધી હદમાં રહે પાપ અને અન્યાય,
ત્યાં સુધી દુનિયા મહીં વાત નહીં ચર્ચાય.
પણ જ્યારે તે જાય છે છોડીને હદ બહાર,
ત્યારે ઢોલ પીટાય છે જાણે સૌ નર નાર. —લેખક.

સંધ્યાસમય થયો કે રસિકલાલ માલતી સાથે નર્મદા નદીના કિનારે ફરવા જવા નીકળ્યો. રસ્તામાંથી ચંદ્રકુમાર અને સરલાને સાથે લીધાં. નદીકિનારે આવી એક ઓવારા ઉપર બેઠાં. આ વખતે વકીલ નવનીતરાય અને તેમની પત્ની સાગરિકા એક પનાઈમાં બેશી નદીની સહેલગાહ કરવાની તૈયારીમાં હતાં, એટલામાં આ બે જોડાં નજરે પડયાં કે તેમને સાથે આવવા આગ્રહ કર્યો. તેમણે તે આગ્રહનો સ્વીકાર કર્યો અને છએ જણ પનાઈમાં ગોઠવાઇ ગયાં.

પનાઈનો શઢ ચડયો. પવન અનુકૂળ હોવાથી હલેસાં વગર પનાઈ ચાલવા લાગી. આવાં સહેલાણીની બીજી પનાઈઓ પણ ઘણી નજરે પડતી હતી. નદીના મધ્ય ભાગમાંથી બંને કિનારાની રચના ઘણીજ મનોહર લાગતી હતી. પવનની લહરીઓ પણ ખુશનુમા વાતી હતી.

વકીલ નવનીતરાયે ખીસામાંથી "કનકનગર સમાચાર" નામનું વર્તમાનપત્ર કાઢી રસિકલાલની આગળ નાખ્યું. સાગરિકાએ હસીને કહ્યું "આજે આ છાપામાં ઘણુંજ વાંચવાનું છે. તમારી જૈનોની દીક્ષા તો કનકનગરમાં ગયા અઠવાડીઆમાં મળેલી ધારાસભામાં ચડી. દીક્ષાના કાયદાનો ખરડો લાવવાની પરવાનગી પણ મળી ચુકી."

માલતી બોલી "ઠીક થયું, તેમ થવાની જરૂર હતી."

સાગરિકાએ કહ્યું "દરખાસ્ત લાવનાર તમારો જૈન છે જૈન."

વકીલે હસીને કહ્યું "જૈન શીવાય એટલા બધા પૂરાવા, દાખલા, દલીલો વીગેરે કોણ લાવે ? મને તો તે વાત ઘણીજ ગમી છે. કદાચ જૈનોને ન ગમે પણ તેવો કાયદો થવાની જરૂર છે. આજનું કનકનગર સમાચાર જે કોઈ વાંચશે તેને જરૂર એમ લાગશે કે કાંઇ પણ કાયદો થવાની જરૂર છે. માલતીબેન ! તમે પૂરેપૂરો હેવાલ વાંચો."

માલતીએ છાપું હાથમાં લીધું અને તેઓ સાંભળે તે પ્રમાણે વાંચવા લાગી—

# ધારાસભામાં જૈનોની દીક્ષા.

## જાણીતા જૈન વકીલ વસંતલાલ જયંતલાલ શેઠ એમ. એ. એલ એલ. બી. ની દરખાસ્ત અને દલીલો.

ધારાસભાની ત્રીજા દિવસની બેઠક મળી. બરાબર બાર વાગે કામ શરૂ થતાં, પહેલી દરખાસ્ત વકીલ વસંતલાલ જયંતલાલની હાથ ધરવામાં આવી હતી. તેમની દરખાસ્ત જૈનોમાં અપાતી દીક્ષા સંબંધી કાયદાનો ખરડો રજુ કરવા પરવાનગી મેળવવા બાબત હતી.

પ્રમુખે હસતા મુખે કહ્યું "મને લાગે છે કે આવી દરખાસ્ત પ્રજાના સભાસદો તરફથી નજ હોઈ શકે. આવી દરખાસ્ત જૈનોના ધર્મમાં હાથ ઘાલવા જેવી છે તેથી કદાચ તમારી દરખાસ્ત આવકારદાયક મનાશે કે કેમ તેની મને શંકા છે. સરકાર પોતે થઈ કદાચ હાથ ઘાલવા પ્રયત્ન કરે તે બનવા જોગ છે પણ તમારા તરફથી મુકાય છે તેથી મને નવાઈ લાગે છે."

મણીલાલ—" હું આ દરખાસ્તે ટેકો આપું છું. "

વસંતલાલ—" આપ નામદાર કદાચ નહીં જાણતા હો તેથી આપના ધ્યાન ઉપર લાવું છું કે હું જૈન છું અને જૈન થઈનેજ આ દરખાસ્ત લાવ્યો છું તે સંબંધી મેં પૂરેપૂરો વિચાર કર્યો છે. ધાર્મિક કામોમાં સરકારની દખલ નજ જોઈએ એ હું સમજું છું. પરંતુ હું કેવા સંયોગોમાં આ દરખાસ્ત લાવવા તૈયાર થયો છું તે જ્યારે આપ નામદાર જાણશો ત્યારે ખાત્રી થશે કે મારી દરખાસ્ત વ્યાજબી છે અને ખરડો રજુ કરવા મને પરવાનગી આપશો. દરેક માણસને, પછી તે ગમે તે ધર્મનો હોય, તેને વૈરાગ્યદશામાં રહેવાની ઈચ્છા થતી હોય તો તેમ કરવા તેને સંપૂર્ણ હક છે, આ હક ઉપર

હું, તલાપ મારવા માગતો નથી. પરંતુ હમણાં કેટલાંક વર્ષોથી કેટલાક એવા જૈન સાધુઓ નીકળ્યા છે કે તેઓ નાની ઉમરના છોકરાં સંતાડે છે, માબાપો શોધ્યા કરે છે પણ તે તેમને આપતા નથી. છુપી જગોએ પછી તેમને દીક્ષા આપી સાધુ બનાવી દે છે.”

પ્રમુખ—“આ સંબંધી થોડા બનેલા દાખલાઓ ટુંકામાં રજુ કરશો તો અમને હાલની પરિસ્થિતિ સારી રીતે સમજાશે.”

વસંતલાલ—“આજે હું કેટલાક દાખલા મોઘમ આપીશ. પરવાનગી મળ્યા બાદ ખરડો રજુ કરતી વખતે નામ અને પૂરાવા સાથે બધી હકીકત સભામાં સાદર કરીશ.”

પ્રમુખ—“યોગ્ય લાગે તેમ રજુ કરો.”

વસંતલાલ—(૧) “એક ગામમાં કોઇ સાધુ બોર્ડીંગમાં ભણતા વિદ્યાર્થીને લાલચ આપી બીજા સ્થળે લઈ ગયો. છોકરો ઘેર નહીં આવવાથી બાપે તપાસ કર્યો. પત્તો લાગ્યો નહીં. છેવટે તે છોકરો કેટલાક માસ પછી અમુક ગામના ઉપાશ્રયના ભોંયરામાંથી પોલીસની મદદથી મેળવવામાં આવ્યો. બાપ બિચારો ખરચમાં ખુવાર થઈ ગયો હતો.

(૨) એક સાધ્વી એવી હતી કે પાઠશાળામાં ભણતી છોડીઓને ભરમાવતી હતી અને કોઈ રાંડીરાંડ નિરાધાર જેવાની છોડી મળી આવતી કે બહારોબહાર ઉપાડી દીક્ષા આપી દેતી હતી. મા રોતી રોતી આવે એટલે શ્રાવકો પાસેથી પૈસા અપાવી ભાવે કે કભાવે તેનું મન મનાવતા. આવી રીતે તેણે ચાર પાંચ છોડીઓ ગુમ કરી છે.

(૩) એક વિધવા પાસેથી તેની છોડી મેળવી પોતાની સાધ્વીની ચેલી બનાવવા એક સાધુએ એક શ્રીમંત ગૃહસ્થ પાસેથી બે હજાર રૂપીઆ તે વિધવાને અપાવેલા, અર્થાત્ માએ બે હજારમાં છોડીને વેચી. ચેલી થવા છોડીની બીલકુલ મરજી નહોતી. પરંતુ તેને રોતી કકળતી સ્થિતિમાં સાધ્વીનાં કપડાં પહેરાવી દીધાં. અત્યારે તે છોડી સાધ્વીઓની દાસી તરીકે કામ કરે છે અને ચોધાર આંસુ નાખે છે. કોઈ મદદ કરનાર ન મળ્યું.

(૪) એવોજ બીજો દાખલો—માએ છોડીને વેચી પણ છોડીની મરજી પરણવાની હતી. તેની ઉમર આશરે સત્તર વરસની હતી. સારા નસીબે તેની મદદમાં સુધરેલા વિચારના ગૃહસ્થો મળી આવ્યા અને છોડી ઉપર આવો દીક્ષાનો બળાત્કાર ગુજરતો જોઈ એક હીંમતવાન ગૃહસ્થ વચ્ચે પડી છોડીને

ત્યાંથી લઇ પોતાને ઘેર લાવ્યો અને લાયક વર શોધી કાઢી તેની સાથે તેને પરણાવી દીધી. તેની પક્ષમાં લાગવગવાળા માણસ હતા તેથી તે બાળા ફાવી. નહીં તો તે પેલી સાધ્વીનું દાસીપણું કરતી હોત અને પેલી ચેલીની માફક આંસુ નાખતી હોત.

(૫) બીજા ત્રણ દાખલા એવા છે કે સુજ્ઞ સભાસદોને સાંભળી આંસુ આવ્યા વિના રહેશે નહીં. એક વીસ વરસનો યુવાન છોકરો સાધુ પાસે સંસ્કૃત ભણવા જતો હતો. લગ્ન થયે માત્ર બેજ વરસ થયાં હતાં, સોળ વરસની યુવાન સ્ત્રી હતી. સાધુ છોકરાને દીક્ષાનો બોધ દેવા લાગ્યા. શરૂઆતમાં તેને ચોથા વ્રતની બાધા આપી. ”

પ્રમુખ—“ચોથું વ્રત એટલે શું ? ”

વસંતલાલ—“ પરણેલો હોવા છતાં પણ તદ્દન બ્રહ્મચર્યવ્રત પાળવું તેને અમારામાં ચોથું વ્રત કહે છે. ”

પ્રમુખ—“ પરણેલી સ્ત્રી હોય છતાં પણ ? ”

વસંતલાલ—“હા” (હસાહસ).

પ્રમુખ—“પછી.”

વસંતલાલ—“ પછી છોકરાને સાધુએ એવી લાલચ બતાવી કે સંસારી માણસો મરીને નરકમાં જવાના, અને સાધુ થાય તેજ મોક્ષમાં જાય. ત્યાં અનેક પ્રકારનાં સુખ ભોગવે, અહીં સ્ત્રીનું જે સુખ દેખાય છે તેના કરતાં કરોડોગણું સુખ ત્યાં મળશે. આવા ઉપદેશથી તે છોકરો ભ્રમિત થયો અને દીક્ષા લેવા તૈયાર થયો. માએ તથા સ્ત્રીએ ઘણા કાલાવાલા કર્યાં છતાં સાધુએ પેલા યુવકને દીક્ષા આપી દીધી. તેની સ્ત્રી છાતીફાટ રૂદન કરવા લાગી કારણ કે ધણીએ દીક્ષા લીધી એટલે તે વિધવા જેવી બની. છતા ધણીએ રંડાપો તે આનું નામ. ઉમર લાયક છોકરો એટલે મા કે સ્ત્રીનું ન ચાલ્યું. વકીલોની સલાહ લીધી પણ જેવી જોઈએ તેવી અને સ્ત્રીનું ઘર મંડાય તેવી કાયદાની કલમ જડી આવી નહીં. સ્ત્રીને કબજે લેવાનો કાયદો મળી આવ્યો પણ ધણી કબજે લેવાનો કાયદો જડી આવ્યો નહી. ” (હસાહસ).

પ્રમુખ—“ છેડાછુટકો માગી ફરી લગ્ન કરે. ”

વસંતરાય—“ અમારા જૈનોમાં સ્ત્રી ફરી લગ્ન કરી શકતી નથી. ”

પ્રમુખ—“ ધણી આ પ્રમાણે ચાલ્યો જાય છતાં પણ સ્ત્રી બીજી વાર ન પરણી શકે ? ”

મણીલાલ—“ ના, નામદાર ! વસંતલાલ કહે છે તે વાત બરાબર છે. ”

પ્રમુખ—"સાધુએ આવા ધણીને દીક્ષા ન આપવી જોઈએ."

વસંતરાય—"આપ નામદારને પણ લાગ્યું કે આવા ધણીને દીક્ષા નહીં આપવી જોઈએ, છતાં સાધુઓ હઠવાદ કરી છુપી રીતે દીક્ષા આપી આવા દયાજનક બનાવો ઉભા કરે છે. તેમને અટકાવવાનું અમારી પાસે કાંઇ પણ કાયદાનું સાધન નહીં હોવાથી તે બાબત કાયદાનો ખરડો રજુ કરવા દરખાસ્ત લાવેલો છું."

પ્રમુખ—"બીજા દાખલા છે ?"

વસંતલાલ—"હા, નામદાર! બીજા ઘણા છે પણ હું મુદ્દાનાજ હવે એક બે રજુ કરૂં છું.

(૬) એક દાખલો હસવા જેવો છે. એક ગૃહસ્થ જરા બુદ્ધિમાં ભોળા હતા અને સ્ત્રી ચાલાક હતી. બૈરીની પ્રકૃતિ જાણ્યા શીવાય તે ભાઈએ ચોથા વ્રતની બાધા લીધી. ચોથા વ્રતની બાધા એટલે બ્રહ્મચર્ય એ પ્રથમ હું સમજાવી ગયો છું. આ પ્રમાણે ભાઇએ બાધા લીધી એટલે આપણે માનીનેજ ચાલવું પડશે કે બાઇને પણ તે બાધા થઇ ચુકી. (હસાહસ). આ બાધા આપ્યા પછી સાધુએ તેને દીક્ષાનો બોધ આપ્યો."

પ્રમુખ—"સાધુ પાત્રતા જોતા હશેને ?"

વસંતલાલ—"ત્યાંજ મોટા વાંધા છે. દીક્ષાની પાત્રતા જોવાતી નથી. કેટલાક સાધુઓ "બસ બાવા બેઠા જપે જે આવે તે ખપે" એ પ્રમાણે ચેલા મુંડવાની પ્રવૃત્તિ લઇને બેઠા છે. ઉપાશ્રયમાં આવી તેમની ગુલામગીરી કરતાં આવડશે કે કેમ એટલીજ પાત્રતા જુએ છે."

પ્રમુખ—"પછી."

વસંતલાલ—"એ ગૃહસ્થ સાધુના ઉપદેશથી દીક્ષા લેવાને તૈયાર થયા અને બૈરી આગળ પોતાનો વિચાર એક રાત્રે જણાવ્યો. બૈરીએ જવાબ આપ્યો. 'તમે દીક્ષા લેશો એટલે હું શું કરીશ ?' ધણી કહે 'જેમ મને સુઝતું હું કરૂં છું તેમ તને સુઝતું તું કર.' આ શબ્દો સાંભળી બૈરી ત્યાંથી ઉઠી પોતાની પેટીમાંથી દરદાગીના પૈસા ટકા કપડાં વીગેરે લઈ નીચે ઉતરી અને પડોશમાં એક રાખેલા ચારની સાથે નીકળી ગઈ તે ગઈ. (હસાહસ). આટલાથી શેઠને સંતોષ ન થયો, તેમણે વર્તમાનપત્રમાં નોટીસ છપાવી કે મારી બૈરી તેના ચારને લઈને નાશી ગઇ છે માટે હવે તેના ભરણપોષણનો મારા ઉપર હક નથી." (ખુબ હસાહસ).

પ્રમુખ—" નોટીસમાં તો એમ લખવું જોઈતું હતું કે શોધી કાઢનારને ઈનામ આપવામાં આવશે."

વસંતલાલ—" વાસ્તવિક રીતે એમજ જોઈએ, પણ ધણીને તો દીક્ષા લેવી હતી તેથી તેના મનમાં એમ હતું કે ગઈ તો પાપ ગયું. વચ્ચે આડખીલ કરતી મટી. ટાઢા પાણીએ ખસ ગઈ. (હસાહસ). થોડા વખત પછી તે ગૃહસ્થે દીક્ષા લીધી. તેની એક નાની છોડી છે તે નિરાધાર થવાથી મોસાળમાં રહે છે.

તે શીવાય છુપી રીતે નસાડીને સંતાડેલા છોકરાઓ ઘણા પાછા મળી આવ્યા છે તેમની આત્મકથાઓ ઘણી છે પણ તે અત્યારે રજુ કરી આ સભાનો અમુલ્ય વખત લેવા માગતો નથી. ઉપર જણાવેલા તથા એવા બીજા બનાવોમાંથી મારામારીના ઘણા કેસો કોર્ટે ચડેલા છે તેમાં ન્યાયાધીશોએ અયોગ્ય દીક્ષા સંબંધી ટીકા કરેલી છે અને અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુઓના વર્તનની પણ સખ્ત ઝાટકણી કાઢેલી છે. સુરત, અમદાવાદ, ખંભાત, વાસદ, પાલીતાણા, વડોદરા, જામનગર વીગેરે સ્થળોમાં આવા ઘણા કેસો બનેલા છે. તે ખરડો રજુ કરતી વખતે જરૂર જણાશે તો રજુ કરીશ.

આવા બનાવો બનતા હોવાથી દીક્ષાનો કાયદો કરવા અમે સંઘને અનેક વખત વિનંતી કરીએ છીએ, ખરડા પણ રજુ કરીએ છીએ છતાં કોઈ ધ્યાન ઉપર લેતુંજ નથી. ઉલટા અમારા જેવાને મારવા તૈયાર થાય છે. જો સાધુનું રાજ હોય તો અમારા જેવાને ફાંસીને લાકડે લટકાવી દે. સાધુઓ ધોળા દિવસે રડાપીટ કરાવી દીક્ષા આપી દે છે અને કહે છે કે " દીક્ષા આપવી એ તો અમારો ધંધો છે. અમે તો ગમે તેને ગમે તે રીતે દીક્ષા આપીશું " એમ કહેતાં જરા પણ શરમાતા નથી. લાચાર છીએ કે અમારા કેટલાક ભાઈઓજ તેમને ઉત્તેજન આપી રહ્યા છે. જો તેઓ મદદ ન કરે તો હમણાં તેઓ પાછા હઠે અને આવી દીક્ષાઓ અટકે.

જ્યારે અમારા ભાઈઓ અને સાધુઓ આટલું બધું કહ્યા છતાં માનતા નથી ત્યારેજ અમે સરકાર પાસે દીક્ષા સંબંધી કાયદો કરાવવા માગીએ છીએ. જો મને તેનો ખરડો રજુ કરવાની પરવાનગી આપવામાં આવે તો કાયદો કેવા પ્રકારનો કરવો અને સાધુઓ પર કેટલો અંકુશ મુકવો તે તે વખતે કલમવાર જણાવીશ.

આજ તો પરવાનગી મળવા પૂરતીજ મારી દરખાસ્ત છે. સુજ્ઞ સભાસદો! મને આશા છે કે મેં જે હકીકત, દાખલા, દલીલો વીગેરે આપના

**આગળ રજુ કર્યા છે તેથી ખાત્રી થઈ હશે કે દીક્ષા સંબંધી કાંઈક કાયદો કરી સાધુઓ ઉપર અંકુશ મુકવાની ખાસ જરૂર છે. હાલમાં કોઈ પણ કાયદાની અગર કાયદાની કલમની મદદ મળી શકતી નથી તેથી સાધુઓ અને તેમને મદદ કરનાર ગુન્હામાંથી છટકી જાય છે, માટે મારી દરખાસ્તને અનુમોદન આપી પસાર કરશો એવી આશા છે."**

**ઉપરની દરખાસ્ત ઉપર મત લેતાં પોણાભાગની બહુમતીથી દરખાસ્ત મંજુર થઇ હતી. આ વખતે ગેલેરીમાં બેઠેલા જૈન પ્રેક્ષકોમાં મોટા ભાગે ખુશાલી પેદા થયેલી જણાઇ આવતી હતી.**

**ઉપર પ્રમાણે મુદ્દાની દરખાસ્તનું કામ પુરૂં થયા પછી બધા સભાસદો ચા પાણી લેવા ઉઠયા. (તે પછીનો હેવાલ આવતા અંકમાં).**

આ પ્રમાણે છાપામાં આવેલો હેવાલ માલતી વાંચી રહી કે સાગરિકા તાળી પાડી "હીયર! હીયર!" ના પોકાર કરી કહેવા લાગી "મીસ્ટર વસંતલાલને ખુબ ધન્યવાદ ઘટે છે. ખરેખર તેમણે ટુંકામાં એવા દાખલા રજુ કર્યા કે આખી સભા ઉપર ઉંડી છાપ પડી ગઇ. તમારા જૈનોમાં આવા જ્યારે પાકશે ત્યારેજ સાધુઓની જ્યોહુકમી અને ધર્મસત્તાનો અભિમાન દુર થશે. કેટલાક સારા સાધુઓ હશે પણ આવા કેટલાક સ્વચ્છંદી સાધુ હોવાથી સારા ઉપરથી પણ લોકોનું મન ઉઠી જાય."

રસિકલાલ—"ભાઈ! નવનીતરાય! આજે આપણો ભેટો ઠીક થયો. જો ન મળ્યા હોત તો આજે આ હેવાલ વાંચવામાં આવત નહીં."

ચંદ્રકુમાર—"રસિકલાલ! છાપું તમારી પાસે રાખી લો. આપણને ઘણું ઉપયોગી થઇ પડશે. આજની પનાઇની સહેલગાહ બહુજ આનંદદાયક લાગી."

આમ આનંદમાં વખત ગુજારતાં અંધારૂં થવાથી તેઓ કિનારા તરફ વળ્યાં. પનાઇ કિનારે ઉભા રહી કે તેઓ એક બીજાનો હાથ પકડી કિનારે ઉતરી સાથે સાથે ચાલતાં થયાં અને સાહેબજી કહી પોતપોતાની મોટરમાં બેશી ઘેર ગયાં.



# પ્રકરણ ૧૪ મું.

## વ્યાખ્યાનમાં આચાર્યનો બાધાનો ઉપદેશ અને બપોરે ધર્મશાળામાં પોલીસની ધમાલ.

( હરિગીત ).

અભિમાનનો નીશો ચડે ત્યાં ભાન ઉડી જાય છે,
આચાર ને વિચાર છોડી પાપને પોષાય છે,
જ્યારે ઘડો નિજ પાપનો પરિપૂર્ણ રીત ભરાય છે,
ત્યારે ફુટી તે જાય છે, આખર ફજેતી થાય છે. —લેખક.

અગીઆરશનો મોટો પવિત્ર દિવસ હતો, બારશના દિવસે સવારે આચાર્યશ્રી વિહાર કરવાના હોવાથી તેમને માટે પોતાનાં પરાક્રમો પૂરેપૂરા પ્રદર્શિત કરવાની છેલ્લી તક હતી તેથી વ્યાખ્યાન વખતે શ્રોતાજનોની હાજરી મોટી સંખ્યામાં જણાતી હતી.

આચાર્યશ્રીએ તો હંમેશની માફક ત્યાગમાર્ગ ઉપર પોતાનું વ્યાખ્યાન જુસ્સાભેર ચલાવ્યું. આગળ બેઠેલા ચુસ્ત ભક્તો પણ તેવાજ જુસ્સાથી વાક્યે વાક્યે "જી, જી સાહેબ" કહી જીકારો ભણવા લાગ્યા. થોડુંક વ્યાખ્યાન થયું કે પોતાની પડેલી પ્રકૃતિ પ્રમાણે આચાર્ય જીકારો ભણનારા ગૃહસ્થોની સામું જોઇ કહેવા લાગ્યા. " એમ મોટા અવાજે ખોટો જીકારો ભણો તે શા કામનો ? જીકારો તો ક્યારે ખરો ગણાય કે જ્યારે તમે બધા દીક્ષા લેવાને બાધા લો ત્યારેજ. જ્યારે ગરજ હોય છે ત્યારે 'મહારાજ પધારો, મહારાજ પધારો, દસ દિવસ રહો, ચોમાસું રહો' એમ વિનંતી કરી વિવેક કરો છો પણ તેવા ખોટા વિવેકથી શું વળ્યું ? આ અમે પંદર વીસ દિવસ રહ્યા. ફક્ત બે જણાંએ જ દીક્ષા લીધી, તે અટકાવવા પણ કેટલાક વિઘ્નસંતોષી અને અભવી માણસો પ્રયત્ન કરી ચુક્યા, પણ તેમનું કાંઈ વળ્યું નહીં. ધૂળ ફાકતા રહ્યા. સૂર્યની સામે ધૂળ ઉડાડનારને પોતાની આંખોમાંજ

ધૂળ પડે છે. મારો આટલો બધો ઉપદેશ છતાં તમો કાંઈ પણ પ્રકારની બાધા ન લો તો એ નવાઈ જેવી વાત છે ! કાં તો મારી ઉપદેશ દેવાની કમતાકાદ, કાં તો તમારા હૃદયની કઠોરતા. બીજાં અમુક સ્થળે તો મેં ઘણા લોકોને દીક્ષા આપી એ જગજાહેર છે એટલે મારી શક્તિની ખામી તો તમે નહીં જ કાઢી શકો. માત્ર તમારા હૃદયની કઠોરતા શીવાય બીજું કાંઈ સમજી શકતો નથી. આવી કઠોરતા એ નરકની નિશાની છે. આવતા ભવમાં તમારી શી દશા થશે તેનો વિચાર કરૂં છું ત્યારે મને તમારી દયા આવે છે. અફસોસ !"

આ પ્રમાણે મહારાજની વાણી સાંભળી આગળ બેઠેલા બેત્રણ અંધશ્રદ્ધાળુ પુરૂષો બાધા લેવા ઉભા થયા કે ગાડરીઆ પ્રવાહની માફક બીજા પણ ઉભા થયા અને સ્ત્રીઓ પણ ઉભી થઈ. કેટલાકે ચોથા વ્રતની, કેટલાકે દીક્ષાની ભાવના રાખવાની, કેટલાકે દીક્ષા કોઇ લેતું હોય તો વચ્ચે નહીં આવવાની, કેટલાકે લીલોતરીની, કેટલાકે સામાયિક કરવાની એમ વિધવિધ પ્રકારની બાધા લેવા જણાયું. આચાર્યે દરેકને વિધિપૂર્વક પચ્ચખાણ આપ્યાં. આટલું બધું થયું પણ મહારાજના મુખ ઉપર પ્રસન્નતા જણાઇ નહીં. સર્વ બાધા લઇ રહ્યા કે એક યુવાન ૩૦ વરસનો પુરૂષ પાછળના ભાગમાં ઉભો થઈ હાથ જોડી મહારાજને વિનંતી કરવા લાગ્યો "મહારાજ સાહેબ ! મેં અત્યાર સુધી ઘણાં પાપ કર્યાં છે, રાત્રિભોજન કર્યા છે, કંદમૂળ ખાધાં છે, જ્યારથી આપનાં વ્યાખ્યાનની રસધારા મારા કાનમાં પડી છે ત્યારથી મારૂં દિલ સાફ થવા માંડ્યું છે. મન ઉપર જબરી અસર થઈ છે. મને હવે જરા પણ સંસાર ઉપર રૂચી થતી નથી, નોકરી કરી દિવસ ગુજારૂં છું. હવે મારા હૃદયમાં આપના બોધથી જ્ઞાનનો પ્રકાશ થયો છે અને તે પ્રકાશથી મારૂં મન દીક્ષાના માર્ગ તરફ દોરાયું છે. દીક્ષા લેવાનો મને સંપૂર્ણ ભાવ થયો છે. બનતા સુધી ચોમાસા પહેલાંજ દીક્ષા લઈશ અને મારી સાથે બીજા ત્રણ ચાર મિત્રો છે તેમને પણ સાથે લેતો આવીશ. જ્યાં સુધી આ મારો અ-

ભિગ્રહ પાર ન પડે ત્યાં સુધી મને છ વિગયની બાધા આપો. હું વીસાપોરવાળ શ્રાવક છું. મારાં માબાપ દક્ષિણમાં રહેતાં હતાં તેથી હું દક્ષિણમાં નાનો મોટો થયેલો તેથી આ તરફના લોકો મને ઓછું ઓળખે છે. મા અને બાપ ક્યારનાં સ્વર્ગે સીધાવી ગયાં છે. ભાઇ બેન પણ નથી. સ્ત્રી હતી તે મરી ગઇ છે. આગળપાછળ કોઈ ચિંતા કરે તેમ નથી.

આ પ્રમાણે દીક્ષાનો ઉમેદવાર બહાર પડેલો જોઇ આચાર્ય પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા " જુઓ ! આ ખરેખરો ધર્મી જીવ ! કેવા તેના વિચારો પલટાઈ ગયા છે ! તેનોજ ઉદ્ધાર થવાનો. આવા જીવોને ઉત્તેજન આપવાથી ફાયદો છે. પોતે તો દીક્ષા લેવા તૈયાર થયો છે પણ સાથે ત્રણ ચાર મિત્રોના આત્માનો પણ ઉદ્ધાર કરવા તૈયાર થયો છે. આજ ખરો મિત્ર કહેવાય, પોતે તરે અને બીજાને તારે. હવે મારૂં મન ખરેખર પ્રસન્ન થયું છે." એમ કહી આચાર્ય તેને પુછવા લાગ્યા—

" ભાઇ ! તમારૂં નામ શું ? "

" મહારાજ સાહેબ ! મારૂં નામ ગોપાળદાસ મગનલાલ. "

" ગોપાળદાસ ! હાથ જોડો " એમ કહી મહારાજે છ વિગય ત્યાગનું પચ્ચખાણ આપ્યું કે ન્યાતના શેઠે ખુશાલીમાં "જીનશાસનકી જય ! બોલો બોલો, સૂર્યવિજય આચાર્ય મહારાજકી જય !" એમ ઉપરા ઉપરી જય બોલાવી ધર્મશાળા ગજાવી મુકી. પછી આચાર્યશ્રીએ દીક્ષાનાં પરાક્રમોની આત્મશ્લાઘા કરી વ્યાખ્યાનની પૂર્ણાહૂતિ કરી. શ્રોતાજનો પ્રભાવના લઇ ઘેરે ગયા.

આહારપાણી કરી બપોર થયા કે બધા સાધુઓ આવતી કાલના વિહારની તૈયારીઓ કરવા લાગ્યા. સાધુઓ મેડા ઉપર એકઠા થયેલા હતા, સાધ્વીઓ પણ વાંદવા માટે, તેમજ વિહાર સંબંધી આચાર્યની શી શી આજ્ઞા છે તેની સૂચનાઓ મેળવવા માટે મેડા ઉપર આવેલાં હતાં. આમ વિહાર સંબંધી વાતો ચાલી રહી હતી, એટલામાં નીચેથી

ફોજદાર, નાયબ ફોજદાર તથા કેટલાક પોલીસના સીપાઈઓ ઉપર આવ્યા અને આચાર્યને પ્રણામ કરી તેમની આગળ બેઠા અને ધીમે રહી વિવેક મર્યાદાથી ફોજદારે પુછયું "આચાર્ય મહારાજ! અમારા ઉપર ઉપરી અમલદારોનો હુકમ થયો છે કે જેટલા સાધુઓ અને સાધ્વીઓ આવ્યાં હોય તેમની જુબાની લો. આ ઉપરથી આપની પાસે અમો આવ્યા છીએ."

આચાર્ય તો પોલીસને દેખી આભાજ બની ગયા. વળી કોઇ પણ શ્રાવક આ વખતે પાસે નહીં હોવાથી વધારે ગભરામણ છુટી. આમ તેમ ફાંફાં મારી એક ચેલાને કહેવા લાગ્યા "અલ્યા મણીવિજય! ધર્મશાળાના નોકરને કહે કે તે ન્યાતના શેઠ અને ધરમચંદને એકદમ બોલાવી લાવે. તાકીદે જવા કહેજે."

આચાર્ય—"જે પુછવું હોય તે સુખેથી પુછો, હું જવાબ દેવા તૈયાર છું."

ફોજદાર—"પોલીસખાતામાં ઘણી અરજીઓ આવી છે તે સંબંધી તપાસ કરવાનો છે. આપ ધર્મગુરૂ છો એટલે જુઠું તો નહીં જ બોલો. કહો અહીંઆં ભદ્રાપુરીમાં આપે કોઇને દીક્ષા આપી છે?"

આચાર્ય—"હા, બે જણને માહ વદ ૭ના દિવસે આપી છે, કસ્તુરચંદ શેઠને અને ચતુરા નામની સ્ત્રીને."

ફોજદાર—"તે શીવાય બીજા કોઇને દીક્ષા આપી છે?"

આચાર્ય—"બીલકુલ નહીં."

ફોજદાર—"આપે નહીં તો આપના કોઈ સાધુએ આપેલી છે?"

આચાર્ય આ પ્રશ્ન સાંભળી જરા ચમકયા પણ ધર્મના કામમાં જુઠું બોલવાથી પાપ નથી એવો પોતાનો સિદ્ધાંત તરતજ સાંભરી આવવાથી જવાબ આપ્યો "ના, અમારા કોઇ સાધુએ પણ આપી નથી."

ફોજદાર—"એ બે શીવાય ત્રીજા કોઇને દીક્ષા અપાઇ છે એવું આપના જાણવામાં છે?"

આચાર્ય—"હું ત્રીજી દીક્ષા સંબંધી કાંઈ પણ જાણતો નથી."

ફોજદાર—" આપે હમણાં બે જણને દીક્ષા આપી તે ક્યાં છે ?"

આચાર્ય—" જુઓ, આ કસ્તુરવિજયજી જેમનું સંસારીપણાનું નામ કસ્તુરચંદશેઠ હતું અને જુઓ પેલાં દૂર બેઠેલાં ચતુરશ્રી સાધ્વી જેમનું સંસારીપણાનું નામ ચતુરાબાઇ હતું. અમારા ધર્મ પ્રમાણે દીક્ષા લઇ તરતજ બહાર ગામ વિહાર કરવો જોઇએ તે પ્રમાણે તેમણે વદ ૭ના રોજ પાસેના ગામમાં વિહાર કરી વદ ૯ના રોજ અત્રે આવેલાં છે."

ફોજદાર—"તે બંને જણે રાજીખુશીથી દીક્ષા લીધી છે ?"

આચાર્ય—"હા. ખાત્રી કરવી હોય તો મહાજનને પુછી જુઓ. કાગળોના પણ પૂરાવા છે."

ફોજદાર—"ચંપકલાલ નામના છોકરાને દીક્ષા આપી છે ?"

આચાર્ય—"ના. મેં તેના ગુમ થયા સંબંધી છાપામાં નોટીસ વાંચી છે. જુઓ આ બધા ચેલા, તેમાં હોય તો ફોટા પ્રમાણે જોઇ ઓળખી લો."

ફોજદાર—"કોઇ બે સાધુ તમારાથી તકરાર કરી અહીંથી ચાલ્યા ગયા છે ?"

આચાર્ય—"હા. અમારી આજ્ઞામાં ન રહેવાથી કાઢી મુકયા."

ફોજદાર—"અમારા જાણવામાં આવ્યું છે કે તમારા કોઈ ચેલાએ અહીંઆં મહા વદ ૭ ના રોજ એક નાના છોકરાને દીક્ષા આપી છે, તે દીક્ષાની ક્રિયા કરાવા સંબંધી વાંધો પડવાથી તમારા બે ચેલાઓ તમારાથી છુટા પડ્યા છે તે વાત ખરી કે ખોટી ?"

આચાર્ય—"બીલકુલ બનાવટી વાત છે. તે ચેલા તદન નાલાયક હતા તેથી કાઢી મુકયા છે."

ફોજદાર—"તમારે ત્યાં ઉત્તમશ્રી કરીને સાધ્વી છે તેમને દીક્ષા લીધે કેટલાં વર્ષ થયાં ?"

આચાર્ય—"તેમને તો ઘણાં વર્ષ થઈ ગયાં. જુઓ પેલાં બેઠાં તે. તેમની જોડે પેલાં ચંદનશ્રી બેઠાં છે તે તેમનાં ચેલી છે, તેમને

ગઇ સાલમાંજ દીક્ષા આપી છે. તે શીવાય પેલાં કુમુદશ્રી, કમળાશ્રી, કેસરશ્રી કાંતિશ્રી વીગેરે સાધ્વીઓ બેઠી છે તે બધાંને હમણાં બે ચાર વર્ષોમાં દીક્ષાઓ આપેલી છે."

ફોજદાર—"આ બધાંએ રાજી ખુશીથી દીક્ષાઓ લીધેલી ?"

આચાર્ય—"હા, અમો કોઇને સંતાડીને કે કોઇને કલેશ કરાવીને દીક્ષા આપતા નથી."

ફોજદાર—"કૃપા કરી તમામ સાધુઓ અને સાધ્વીનાં નામ વીગેરે લખાવશો ? "

આચાર્ય—"ભલે સુખેથી લખી લો. "

પછી ફોજદારે પુછીને સાધુ સાધ્વીનાં નામ, ગુરૂનાં નામ સંસારીપણાનાં નામ ઠામ ગામ વીગેરે લખી લીધાં.

આ પ્રમાણે જવાબ લેવાઈ રહ્યા કે ન્યાતના શેઠ મનસુખલાલ તથા ધરમચંદ આવ્યા, તેમને જોઈ ફોજદારે કહ્યું " આપ શ્રીમંત ગૃહસ્થ છો, આપને એટલી વિનંતી કરવાની છે કે આ સાધુઓ અને સાધ્વીઓ અમારો હુકમ થતાં સુધી અહીંથી જાય નહીં તેવી તમારે જામીનગીરી આપવી પડશે. અમે જ્યારે બોલાવીએ ત્યારે તેમને હાજર કરવા. "

આચાર્ય—"અમારે સૌને કાલ તો વિહાર કરવાનો છે."

ફોજદાર—"તે બધી વાત તો ખરી, પણ મારે તો જે હુકમ છે તેનો અમલ કરવો પડે. આપ મોટા આચાર્ય છો તેથી આપના મોભાને છાજે તેવી રીતે કામ લઇએ છીએ અને તે કારણથી શેઠને જામીન માટે વિનંતી કરીએ છીએ, એમાં કાંઇ હરકત નથી."

શેઠ મનસુખલાલ તથા ધરમચંદ આ સાંભળી ગભરાયા. આચાર્યને જરા દૂર બાજુના ઓરડામાં લઈ જઇ કાનમાં કહેવા લાગ્યા " કેમ શું કરવું ? આ તો સરકારી કામ ? આપણું અહીંઆં નહીં ચાલે, કહો જામીન થઇએ કે નહીં ? નહીં તો કાયદા પ્રમાણે સૂચનાપત્ર કાઢી અટકાવશે. અમે જામીન થઇએ છીએ, પણ જોજો

આપનાથી વિહાર નહીં થાય. જે પ્રમાણે સરકાર કહેશે તે પ્રમાણે વર્તવું પડશે. "

આચાર્ય—"હા, તમે કહેશો તે પ્રમાણે કરીશું, પણ આ પોલીસનું પાપ કાઢો. આટલેથીજ પટયું."

ત્યાંથી તેઓ ફોજદાર પાસે આવ્યા. બંને શેઠે જામીનદાર થવાની હા પાડી, ફોજદારે રીતસર લખાણ કરી તેમની સહીઓ લીધી, અને આચાર્યને નમસ્કાર કરી, "અવિનય થયો હોય તો માફ કરશો, અમે તો ચીઠીના ચાકર" એમ વિવેક કરી ત્યાંથી ફોજદાર પોતાના માણસો લઈ ચાલતો થયો અને પોલીસના એક માણસને ત્યાં મુકતો ગયો.

આચાર્ય મુંઝાયા. વિહાર અટકયો અને હવે શું થશે, સરકાર શું કરવા માગે છે, એની ચિંતામાં પડયા.

---

# પ્રકરણ ૧૫ મું.

---

## • શેઠ ચીમનલાલના ઘર ઉપર પોલીસનો દરોડો. પકડાયેલી છુપી દીક્ષા.

* He who tells a lie is not sensible how great a task he undertakes; for he must be forced to invent twenty more to maintain one. –Pope.

જે વખતે પોલીસ ધર્મશાળામાં સાધુઓનો તપાસ કરવા ઉપડી તેજ વખતે ફોજદાર, પૂરતા માણસોના બંદોબસ્ત સાથે શેઠ ચીમનલાલ નગીનદાસને ત્યાં જઇ પહોંચ્યો. ઘરમાંથી કોઈ માણસ નાશી ન જાય તે માટે ઘરની આસપાસ માણસો મુકી દીધા.

---

* જે માણસ જુઠું બોલે છે તે માણસ પોતાને માથે કેટલી મોટી જોખમદારી વ્હોરી લે છે તેને તેનું ભાન હોતું નથી. કારણ કે એક જુઠાને ટકાવવા તેને બીજાં વીસ જુઠાં બોલવાની ફરજ પડે છે.

શેઠ ચીમનલાલ પોતાના ઘર આગળ પોલીસની આવી ધમાલ જોઈ દિગ્મૂઢ થઈ ગયા "આવો સાહેબ પધારો" એમ કહી ફોજદારને ઘરમાં લાવી પાટ ઉપર બેસાડી શેઠે પુછ્યું "મારે ત્યાં આ શું ?"

"શેઠ ચીમનલાલ! શું કરવા ગભરાઓ છો ? પારકાં છોકરાંને સંતાડી દીક્ષા આપીએ તે તો ધર્મનું કામ છે, ધર્મના કામમાં ગભરામણ હોય જ નહીં." એમ મશ્કરી કરી ખીસામાંથી ફોજદારે ચાર પાંચ અરજીઓ કાઢી.

"શેઠ સાહેબ તમારા સંબંધી આટલી બધી અરજીઓ આવી છે. ઘણીખરી તો તમારા જૈન ભાઇઓએ જ લખેલી છે. બધી વાંચતાં વાર લાગશે. માટે તેનો મુદ્દાનો સાર તમને કહી સંભળાવું છું—

માહ વદ ૭ ના રોજ સવારે તમારા આ ઘરમાં એક નાના ૧૨–૧૩ વરસના છોકરાને છુપી રીતે દીક્ષા આપી છે. દીક્ષા આપવા માટે સૂર્યવિજય મહારાજના એક ચેલા તમારે ત્યાં આગલા દિવસે આવેલા છે. કહો, આ વાત ખરી છે ?"

ચીમનલાલ—"સાહેબ! આ બધું જુઠું. હાલ એક એવી ટોળી શહેરમાં ઉભી થઈ છે કે આવી ખોટી ખોટી નનામી અરજીઓ કરી અમારા જેવાને ખરાબ કરે છે. મારે ત્યાં એવું કાંઇ પણ બનેલું નથી. શહેરમાં તે દિવસે બે જણને જાહેર દીક્ષાઓ આપવામાં આવી હતી તે તો આખું શહેર જાણે છે."

ફોજદાર—"તમે તે જાહેર દીક્ષામાં ભાગ લેવા ગયા હતા ?"

ચીમનલાલ—(યાદ કરીને) "ના સાહેબ."

ફોજદાર—"ના કહેવામાં કેમ આટલી વાર લાગી ?"

ચીમનલાલ—"મને તે દિવસે સવારે તાવ આવ્યો હતો તેથી જોવા જઈ શકાયું નહોતું. શાથી હું નહોતો ગયો તેનું કારણ શોધવામાં વાર લાગી."

ફોજદાર—"અમે નનામી અરજીઓ સમજી શકીએ છીએ. અરજીઓ આવ્યા પછી અમે બારીક તપાસ કર્યો. તપાસને અંતે જણાઈ

આવ્યું કે તેમાં સત્ય છે માટે તમારૂં ઘર તપાસવા આવ્યા છીએ."

ચીમનલાલ શેઠ ગભરાઇ કહેવા લાગ્યા "આવા બદમાસ માણુસોની અરજી ઉપરથી મારી આબરૂ ઉપર હાથ નાખો તે ઠીક નહીં."

ફોજદાર—"અમને ખાત્રી થઈ છે કે તમારે ત્યાં ગુપ્ત દીક્ષા એક છોકરાને અપાયેલી છે. છોકરો તમારે ત્યાં છે. માટે ડાહ્યા હો તો છોકરાને રજુ કરો. નહીં તો આખું ઘર શોધવું પડશે. માણુસની ફોજ લઈને આવ્યો છું તે જુઓ."

ચીમનલાલ શેઠ ધ્રુજતાં ધ્રુજતાં બોલ્યા "સાહેબ! જુઓ મારૂં ઘર. પણ આથી મારી આબરૂ ઉપર પાણી ફરશે."

ફોજદારે શેઠના કહેવા ઉપર ભરોંસો નહીં રાખતાં ઠામઠામ માણુસો મુકી દીધાં. તેઓ નીચે તમામ સ્થળો જોઇને ઉપર ગયા. તપાસ કરતાં કરતાં ત્રીજા માળે ગયા તો એક મોટો સાધુ અને એક નાનો સાધુ એમ બે જણા એક ઓરડીમાં બેઠેલા જોવામાં આવ્યા. તે તો પોલીસના માણુસોથી આભાજ બની ગયા. નાનો સાધુ તો રડવા લાગ્યો.

તેમને આમ ગભરાયેલા અને રડતા જોઈ ફોજદારે ધીરજ આપી કહ્યું "મહારાજ ગભરાશો નહીં, રડશો નહીં, તમે બંને નીચે ચાલો.'

તેઓ બંને ઠેઠ નીચે આવ્યા. આમ તેમને પકડાએલા જોઇને શેઠના મોતીઆજ મરી ગયા.

ફોજદાર—"શેઠ શું કરવા મુંઝાઓ છો? તમારો કાંઈ વાંક નથી. તમે તો માત્ર એક હથીઆર રૂપ છો. બધો વાંક તમારા ગુરૂને છે. તમે તેમની શીખવણુથી ચાલો છો અને અવિચારી પગલું ભરે છો તેનું આ પરિણામ."

ચીમનલાલ—"સાહેબ આ બંને સાધુ તો અત્રે વહોરવા આવ્યા હતા

આ સાંભળી ફોજદાર હસી ગયો અને બોલ્યો "શેઠ સાહેબ! તે વહોરવા આવ્યા હતા કે શું કરવા આવ્યા હતા તે હમણાં જણાશે. મહેરબાની કરી હવે વચ્ચે બોલશો નહીં, નહીં તો સખ્તાઈનાં પગલાં ભરવાં પડશે." એમ કહી નાના સાધુને દિલાસો આપી ફોજદાર

પુછવા લાગ્યો "મહારાજ! સાચું બોલજો. સાચું બોલશો તો તમને જરા પણ હરકત થવાની નથી. બોલો તમારૂં નામ શું?"

કલ્યાણ—"મારૂં નામ કલ્યાણ."

ફોજદાર—"સાધુ થયા પછી શું નામ રાખ્યું છે?"

કલ્યાણ—"સાહેબ! મને "કલ્યાણવિજય" કહે છે પણ હું તે નામથી બોલતો નથી."

ફોજદાર—"તમે કયારે દીક્ષા લીધી?"

યાદ કરી કલ્યાણે જવાબ આપ્યો "સાહેબ ચાર દિવસ થયા."

ફોજદાર—"કોની પાસે લીધી?"

જોડે ઉભેલા સાધુને બતાવી કલ્યાણે જવાબ આપ્યો "આ મહારાજે મને આ કપડાં પહેરાવ્યાં છે."

ફોજદાર—"આ કપડાં કયાં પહેરાવ્યાં?

કલ્યાણ—"સાહેબ! ત્રીજે માળે જ્યાં અમે બેઠા હતા ત્યાં."

ફોજદાર—"તમારાં માબાપ છે?"

કલ્યાણ—"હા. સાહેબ."

ફોજદાર—"નામ શું?"

કલ્યાણ—"બાપનું નામ ભગવતીદાસ, માનું નામ જમના."

ફોજદાર—"તમારૂં ગામ કયું?"

કલ્યાણ—"અમારૂં ગામ અમરાપુર."

ફોજદાર—"તમે તમારા માબાપથી કયારે છુટા પડયા?"

કલ્યાણ—"ત્રણ ચાર વરસ થયાં હશે."

ફોજદાર—"તે પછી માબાપને મળ્યા છો?"

કલ્યાણ—"તે પછી બીલકુલ મને મળવા દીધો નથી. હું મળવાની વાત કરૂં ત્યારે ના પાડે."

ફોજદાર—"તમે અહીં શી રીતે આવ્યા?"

"સાહેબ! મારા બાપ મને અહીં પાઠશાળામાં ભણવા તથા રહેવાનું કહી ચાલતા થયા. હું ગરીબ હતો એટલે હું રહ્યો." એમ

કહી કલ્યાણ રોવા લાગ્યો.

ફોજદાર—"છાના રહો, ગભરાશો નહીં. તમારા બાપને આ શેઠે પૈસા આપેલા કે ?"

કલ્યાણ—"મને શી ખબર પડે ? તે તો આ મારા શેઠ અને મારા બાપ જાણે."

ફોજદાર—"તમારે કોઇ ભાઈ કે બ્હેન છે ?"

કલ્યાણ—"ભાઇ નથી પણ એક બેન છે. તેનું નામ સરિતા છે. મારાથી મોટી છે."

ફોજદાર—"તમને કેટલાં વર્ષ થયાં ?"

કલ્યાણ—"સાહેબ ! તેર થયાં છે."

ફોજદાર—"તમને આ કપડાં સાધુએ પરાણે પહેરાવ્યાં છે કે તમે તમારી રાજીખુશીથી પહેર્યાં છે ?"

આ સાંભળી કલ્યાણ કાંઇ નહીં બોલતાં શેઠની સામે જોવા લાગ્યો અને ખુબ રડી પડ્યો.

ફોજદારે જરા કડક નજર કરી કહ્યું "મહારાજ ! તમારે જવાબ મારી સામું જોઇને સાચે સાચો આપવાનો છે. જુઠું બોલશો તો શિક્ષા થશે. તમે હવે શેઠથી જરા પણ ડરશો નહીં. તમને તમારા માબાપને સોંપી દઈશું, માટે સાચે સાચું બોલો." આથી કલ્યાણવિજય ગભરાયો અને થોડી વાર શાંત રહ્યો.

ફોજદાર—"મહારાજ ! કેમ જવાબ આપતા નથી ?"

કલ્યાણ—"સાહેબ ! પરાણે મારા તમામ વાળ હજામ પાસે કાઢી નંખાવ્યા, મને નવરાવ્યો, હું રોવા લાગ્યો, પછી મને પરાણે સાધુનાં કપડાં પહેરાવ્યાં, આ સાધુએ (મનહરવિજયને બતાવીને), મારા માથામાં રાખેલા થોડા વાળ એકદમ ચુંટી લીધા, હું ચમક્યો અને રોવા લાગ્યો. પછી મારા માથા ઉપર કાંઇક નાખી મારા હાથમાં આ ઓઘો અને દંડ આપ્યો."

ફોજદાર—"તમારા માબાપને ત્યાં જવાનું મન થાય છે ?"

કલ્યાણ—" મારે તો હવે માબાપને ઘેર જવું છે, મને ત્યાં લઇ જાઓ, મારે સાધુનો વેશ રાખવો નથી "

આ પ્રમાણે કલ્યાણની જુબાની લઈ ફોજદારે શેઠ ચીમનલાલની અને પેલા મનહરવિજયની સવિસ્તર જુબાનીઓ લખી લીધી. તેમની જુબાનીથી કેસ ઉપર ઘણું અજવાળું પડયું.

ફોજદાર આ પ્રમાણે વિધિ કરી ચીમનલાલને પુછવા લાગ્યો "બોલો શેઠ ! આ છોકરો તેના બાપને ઘેર જાય તો તમને વાંધો છે?"

ચીમનલાલ—" વાંધો તો રૂપીઆનો, બીજો શો વાંધો ? પીઆ ચાર હજાર રોકડા કલદારનું પાણી થયું અને ફજેત થયો તે નફામાં. સરકાર આગળ આપણું શું ચાલે ? "

ફોજદાર—" જુઓ શેઠ ! તમારે બે હજારના જામીન આપવા પડશે. આ બંને સાધુને જ્યારે અમે તમારી પાસે માગીએ ત્યારે અમને સોંપવા. જો તેમ કરવામાં કસુર કરશો તો તમને કાયદેસર શિક્ષા થશે, માટે જાઓ બે હજારના લાયક જામીન ખડા કરો, અગર બે હજારની નોટો મુકી હાથ મુચરકો લખી આપો. "

ચીમનલાલ શેઠે થોડી વાર વિચાર કર્યો અને પછી મેડા ઉપર જઈ તીજોરીમાંથી બે હજારની નોટો લાવી રજુ કરી હાથ મુચરકો લખી આપ્યો. પાવતી વીગેરે જે જે કાગળો કરવા ઘટતા હતા તે કરી ફોજદાર વીગેરે ત્યાંથી ચાલવા લાગ્યા. જતાં જતાં ફોજદારે કલ્યાણને પુછયું " કેમ ! તમારે કયાં રહેવું છે ? મરજી હોય તો ચાલો મારી સાથે. "

"સાહેબ ! મારે તો તમારી સાથે આવવું છે. મને આ શેઠ હવે મારશે. મને મારા બાપને ઘેર મુકી આવો" એમ કહી કલ્યાણ પાછો રોવા લાગ્યો અને તેમનો હાથ પકડયો. આ દેખાવથી સૌની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. ફોજદારને પણ :દયા આવી, અને બોલ્યો." કેમ શેઠ ! આ છોકરાને બરાબર સંભાળશો કે કેમ ?

ચીમનલાલ—" કેમ નહીં સંભાળીએ ? હવે તો સરકારી મીલકત થઇ. "

આ વખતે ફોજદારની જોડે એક જૈન કારકુન હતો તે કહેવા લાગ્યો "સાહેબ! હવે આ કલ્યાણને અહીં રાખવો ઠીક નથી, માટે આપની પાસે રાખો. હું તેમની સંભાળ લઇશ."

ચીમનલાલ—"તમારી ધ્યાન પહોંચે તે પ્રમાણે કરો."

"મારે તો હવે કોઈ પણ રીતે આ ઘરમાં રહેવું નથી અને આ કપડાં રાખવાં નથી" એમ કહી ઓઘો ફેંકી દઇ કલ્યાણ કહેવા લાગ્યો "મારો કોટ ખમીસ ધોતીઉં ટોપી વીગેરે છે તે મારી પેટીમાંથી મંગાવી આપો તો હું પહેરી લઉં."

ફોજદારે તેનાં કપડાંની પેટી મંગાવી પરંતુ તેનાં કપડાં નહીં બદલતાં મહારાજના પોશાકમાં મોટરમાં બેસાડી પોતાની સાથે ઑફીસમાં લઇ ગયો અને પેટી સાથે લીધી.

આ વખતે આચાર્યની તપાસ કરવા ગયેલા બીજા ફોજદાર વીગેરે ઑફીસમાં આવી ગયા હતા. સર્વે એકઠા મળી જે જે સ્થળોએ તાર મુકવાના હતા તે તે મુકી દીધા અને ઘટતી તજવીજ કરી દીધી.

ધર્મશાળામાં તથા શેઠ ચીમનલાલને ત્યાં પોલીસનો દરોડો પડ્યાની વાત તથા છુપી દીક્ષાવાળા નાના ચેલાને મોટરમાં બેસાડી પોલીસ લઈ ગઇ તે વાત ખુબ ચર્ચાવા માંડી. રસિકલાલ અને માલતી પણ તેજ વાતો કરવા લાગ્યાં. તેઓ હમેશના નિયમ પ્રમાણે મોટરમાં બેશી ફરવા જવાની તૈયારીમાં હતાં તેવામાં ટ્રેડીંગ કંપનીના મેનેજરના બંગલેથી ટેલીફોન આવવાથી રસિકલાલ ચંદ્રકુમારને તેડીને એકદમ મેનેજરના બંગલે ગયો. મેનેજર બંગલા ઉપર અગાશીમાં બેઠો હતો તેમને જોઇને બોલ્યો "મારા ઉપર પોલીસ ઈન્સ્પેકટરનો ટેલીફોન હતો કે 'તેમને બોલાવો હું આવું છું.' તેથી મેં તમને ટેલીફોન કરી બોલાવ્યા છે તે હમણાં આવતા હશે.

એટલામાં તો તેમની મોટર ભૂં ભૂં કરતી આવી. ઉપર આવી પોલીસ ઇન્સ્પેકટર ખુબ હસી પડી મેનેજરને કહેવા લાગ્યો "આજે તેમના સાધુની છુપી દીક્ષા પકડી કાઢી છે અને નાના સાધુને અમારી

ઑફીસમાં લાવ્યા છીએ, પોલીસ અમલદારોએ સારી હીંમત બતાવી કામ કર્યું છે" એમ વધામણી ખાઇ બંને તપાસના તૈયાર થયેલા કાગળો ચંદ્રકુમારના હાથમાં મુકી કહેવા લાગ્યો. "વાંચી જુઓ તમામ કાગળો. આવા ધર્માચાર્યો અને શ્રીમંત ગૃહસ્થો કેવું જુઠું બોલે છે તે જણાઇ આવશે."

રસિકલાલ અને ચંદ્રકુમાર ઘણીજ ઇન્તેજારીથી કાગળો વાંચવા લાગ્યા. નવા ચેલાની જુબાનીમાંથી નવી વાત નીકળી આવી. સરિતાનું નામ જણાયું, આથી ચંદ્રકુમારે શંકાથી જણાવ્યું "જેનાં માબાપ મરી ગયાં છે અને નિરાધાર સ્થિતિ થવાથી જે મારા ઘેરે રહે છે તે આ સરિતા તો નહીં? અમરાપુર ગામ તે વાત સાચી, બાપનું નામ મને યાદ નથી." રસિકલાલે કહ્યું "કદાચ તે પણ હોય. આપણે તમારા પિતાને અમરાપુર તાર કરીએ કે 'સરિતાને લઇને જલ્દી આવો.' જો તેજ સરિતા હોય તો ભાઈ બેન ભેગાં થાય." આમ ધીમે ધીમે વાત કરી બંને જણે તમામ કાગળો વાંચી લીધા.

રસિકલાલે આ બાબત પોલીસ ઈન્સ્પેકટરને ધન્યવાદ આપી પુછયું "તે કલ્યાણ મહારાજને કયાં રાખ્યા છે?"

ઈન્સ્પેકટર—"મેં મારા એક જૈન કલાર્કને સોંપેલા છે, તે બહુજ લાયક છે એટલે તેમને જરાપણ હરકત આવશે નહીં.

રસિકલાલે વિવેક કરતાં કહ્યું "જો ત્યાં હરકત જેવું લાગે તો સુખેથી મારે ત્યાં મોકલજો."

ચંદ્રકુમાર—"હવે આગળની શી તજવીજ કરી છે?"

ઈન્સ્પેકટર—"અમોએ અમરાપુર તાર કરી કલ્યાણ મહારાજના માબાપને તેડાવ્યાં છે."

ચંદ્રકુમાર—"કોના ઉપર તાર કર્યો છે?"

ઇન્સ્પેકટર—"ફોજદાર ઉપર તાર કરેલો છે તે ખબર આપશે."

ચંદ્રકુમાર—"હું જે ધારૂં છું તે જો હોય તો તેનાં માબાપ મરી ગયેલાં છે. હું તેની બેન સરિતા ઉપરથી અટકળ કરૂં છું. તેની

બેન સરિતા તેનાં માબાપ મરી જવાથી અમરાપુરમાં મારા બાપને ત્યાં રહે છે. તે કુટુંબ સંબંધી મારા પિતાશ્રી વાકેફગાર છે."

ઈન્સ્પેક્ટર—"ત્યારે તમે તમારા પિતાજીને તે સરિતા સાથે અત્રે તેડાવો એટલે ઠીક પડશે."

રસિકલાલ—"તેમના પિતાજી આવી વાતોથી વાકેફગાર છે. તે બધી માહીતી પૂરી પાડશે."

ઇન્સ્પેક્ટર—"જરૂર તાર મુકો."

ચંદ્રકમારે કાગળ કાઢી તાર લખી સીપાઇને તાર કરવા મોકલ્યો.

ઇન્સ્પેક્ટર—"અમોએ તમારી સાધુઓની આવી દીક્ષાઓ તોડી નાખવા ગયા અઠવાડીઆથી સખ્ત ઉપાયો લેવા માંડયા છે. છુપી પોલીસને પણ હુકમો મળી ચુકયા છે. ધારાસભામાં આ વાત થોડા વખતથી ચર્ચાઇ છે અને અમારા ઉપર છુપા હુકમો છુટયા છે તેનું પરિણામ તમે કેટલાક વખત પછી જોશો. આજથીજ તેનો અમલ થવા લાગ્યો છે. હાલમાં સુપરીન્ટેન્ડંટનો ચાર્જ મારી પાસે છે. પોલીસ કમીશ્નર બહુજ સખ્ત છે. આમાં જેવી રીતે બાતમી મળી તેવી બાતમીઓ આવા ગૃહસ્થો તરફથી મળી આવે તો જરૂર તેમનો સડો કાઢી નાખીએ. આ વાત નહીં લંબાવતાં કાલે માહ વદ ૧૨ ના રોજ કલેક્ટરની ઑફીસમાં એક વાગે હાજર થવા તમામ ઉપર સમન્સ કાઢવા નક્કી કરવામાં આવ્યું છે."

રસિકલાલ—"આપે ઉઠાવેલી તસ્દી માટે આપને ખરેખર ધન્યવાદ ઘટે છે, આપના માણસોએ બાહોશીથી અને ચાલાકીથી કામ લીધું છે. અમે આપને દરેક પ્રકારની મદદ કરવા તૈયાર છીએ. અમારા પક્ષમાં સમાજનો મોટો ભાગ છે અને તે જીગરથી કામ કરે છે. આપે લીધેલી તસ્દી માટે આભાર માનીએ છીએ."

એમ આભારદર્શક લાગણી પ્રદર્શિત કરી રસિકલાલ અને ચંદ્રકુમાર ત્યાંથી ઉઠી ઘેર વિદાય થયા.

---

# પ્રકરણ ૧૬ મું.

---

## છુપી દીક્ષાનો તાંત્રિક તપાસ, કચેરીમાં આચાર્યશ્રીની પધરામણી, લાભાલાભના વિચારમાં અસત્ય જુબાની, કલેકટરની ઉદારતા, કલ્યાણ અને સરિતાનો મેળાપ.

* Truth can hardly be expected to adopt herself to the crooked policy, and wily sinuosities of worldly affairs; for truth like light, travels only in straight lines.—*Colton.*

§ An excuse is worse and more terrible than a lie, for an excuse is a lie guarded. —*Pope.*

માહ વદ ૧૨ ના રોજ બપોરના એક વાગે કલેકટરની કચેરીમાં હાજર થવાની મંગળકારી આમંત્રણ પત્રિકાઓ આચાર્યશ્રી સૂર્યવિજયજીને તેમના ભક્તરાજ ધરમચંદ મારફત પોલીસ તરફથી પહોંચાડવામાં આવી. પોલીસના તપાસ પછી આચાર્ય તરફ લોકોનો ઘણોજ અણગમો જાહેર રીતે જણાઇ આવતો હતો અને ઠામ ઠામ તેજ વાતો થતી હતી. તેમના ભકતોએ કેટલાક શ્રીમંતોને બહાર ગામથી મદદ માટે બોલાવવા તાર છોડી દીધા હતા. પોલીસે આચાર્યને પકડ્યા એવી અફવા કેટલાક અંધ શ્રદ્ધાળુઓએ ચલાવી અતિશયોક્તિ કરી ગંભીર સ્વરૂપ આપી દીધું હતું. સાધુઓને કલેકટરની કોરટમાં એક વાગે બોલાવ્યા છે એવી વાત જાહેર થવાથી લોકો તે દિવસે બપોરથી

---

*સત્ય એવું હોય છે કે તે ભાગ્યેજ વક્ર પદ્ધતિને અને દુનિયાદારીના ખટલાની કપટી પ્રપંચી વક્રતાને બંધ બેસતું હોય છે. કારણ કે પ્રકાશનાં કિરણોની માફક સત્ય હમેશાં સીધીજ ગતિ કરે છે.

§ બ્હાનું તે જુઠાના કરતાં વધારે ભયંકર હોય છે. કારણ કે બ્હાનું તે સંભાળપૂર્વક છુપાવેલું જુઠાણું હોય છે.

કોરટમાં ભરાવા લાગ્યા. કલેકટર રજા ઉપર હોવાથી તેમનો ચાર્જ ડેપ્યુટી કલેકટર પાસે હતો, તે ગુજરાતી હતો. આચાર્ય અને તેમની સાથેના તમામ સાધુઓને તથા પેલા ચીમનલાલ શેઠને તથા તેમને ઘેર દીક્ષા આપનાર મનહરવિજય સાધુને બપોરના એક વાગે કોરટમાં હાજર રહેવાનું જણાવેલું હોવાથી ધર્મશાળામાંથી સાધુમંડળ કચેરીમાં જવા નીકળ્યું. આ વખતે મોટા સરઘસ જેવો દેખાવ થઈ રહ્યો હતો. આગળ આચાર્ય અને પાછળ પંદર સાધુનું અને તેમના ભકતોનું ટોળું ચાલતું હતું. ભકતો તરફથી કોરટમાં તેમને માટે પાટોની ગોઠવણ કરવામાં આવી હતી. બધા મુનિ મહારાજો તે ઉપર બિરાજમાન થયા. કચેરી ચીકાર ભરાઈ ગઇ. ગરબડ કે તોફાન ન થાય એટલા માટે પોલીસે સારો બંદોબસ્ત રાખ્યો હતો.

બરાબર એક થયો કે કલેકટર ચેમ્બરમાંથી આવી ન્યાયાસન પર બેઠા. તમામ પક્ષકારો હાજર થયેલા હોવાથી દીક્ષાકેસનો તપાસ શરૂ કર્યો. કલેકટરે પ્રસન્નતાથી આચાર્ય તરફ જોઈ કહ્યું "મહારાજ ! આજે આપને તસ્દી આપવી પડી છે. તેથી કદાચ આપને ખોટું લાગ્યું હશે પણ કાયદાનું બંધારણ એવું છે કે ન્યાયને માટે ઉંચા નીચાનો ભેદ રાખ્યો નથી. આપના જેવા આચાર્યને કોરટમાં બોલાવવા તે પણ અમને ઠીક લાગતું નથી. પોલીસના તપાસમાં જે હકીકત મારા જાણવામાં આવી તે જોઈ મને દિલગીરી થાય છે. આપના જેવા આચાર્યે આવું વર્તન રાખવું જોઇએ નહીં. સરકાર તરફ દીક્ષા સંબંધી થયેલા ઝઘડાઓની ઘણી અરજીઓ આવે છે, વળી હમણાં ધારાસભામાં પણ આ વાત ચર્ચાઈ છે. આવી પરિસ્થિતિમાં બંદોબસ્ત અને તપાસ માટે અમારી તરફ કામો આવ્યાં છે એટલા માટે પોલીસ ઇન્સ્પેકટરને હુકમ આપી તપાસ કરાવ્યો છે જેમાં આપના સાધુપણાને બીલકુલ નહીં છાજે તેવી હકીકત બહાર આવી છે તેથી વધુ ચોકશી માટે આપને તસ્દી આપી છે. આશા છે કે સાધુ પુરૂષો જુઠું નહીંજ બોલે અને ખરી હકીકત જાહેર કરશે.

આપે પોલીસની તપાસમાં જણાવ્યું છે તેનો સાર એ છે કે "મારૂં નામ વિજયસૂર્યસૂરીશ્વર છે, ગુરૂનું નામ વિજયપરમાનંદ સૂરીશ્વર છે, અહીં આવ્યા પછી મેં બે જણને દીક્ષાઓ આપી છે. એક કસ્તુરચંદને અને બીજી ચતુરાબાઇને. આ શીવાય બીજા કોઇને મેં દીક્ષા આપી નથી. અમારા કોઇ સાધુએ પણ દીક્ષા આપી નથી. કોઇને આપ્યાનું પણ અમારા જાણવામાં નથી" આ પ્રમાણે હકીકત આપે પોલીસમાં જણાવી છે ?

આચાર્યે જવાબ આપ્યો "હા, તે પ્રમાણે મેં લખાવી છે."

કલેકટર—"તે હકીકત આપે સાચી લખાવી છે ?"

આચાર્ય—" હા, સાચી લખાવી છે. "

કલેકટર—" શું આ આપ હડહડતું જુઠું બોલતા નથી ? ":

આચાર્ય—" ના, બીલકુલ નહીં. "

કલેકટર—" કદાચ ધર્મના કામમાં જુઠું બોલવાનો પ્રસંગ આવે તો આપ જુઠું બોલો ખરા ?"

આચાર્ય આ શબ્દો સાંભળી ઉંડા વિચારમાં પડયા."

કલેકટર—" આમ શા માટે વિચાર કરવો પડે છે ? આપને પાળવાના સિદ્ધાંતો નક્કી થયેલા છે તો પછી વિચાર કરવાનો હોય જ નહીં. "

આચાર્ય—" લાભાલાભનો વિચાર કરવો પડે. "

કલેકટર—" ધારો કે જુઠું બોલવાથી આપને ધર્મનો વધારે લાભ થાય તો તે વખતે આપ જુઠું બોલો કે ? "

આચાર્ય—(વિચાર કરીને) " જેવો સમય. "

કલેકટર—" હું આપને ખાસ ભાર દઈને અને ખાસ આપના ધ્યાન ઉપર લાવીને કહું છું કે ઉપરના આપના સિદ્ધાંતને વળગીને પોલીસ આગળ હકીકત લખાવી છે તે ખરેખરી સત્ય લખાવી છે ? "

આ શબ્દોથી આચાર્યની મુંઝવણ વધતી ગઈ. લાભાલાભ શબ્દ મોંઢામાંથી નીકળી ગયો તે હવે શી રીતે પાછો પેસે ? વ્યાખ્યાનમાં તો

ગમે તેવો તડાકો મારી હાજી હા કહેનારા શ્રાવકોને ઉંધુંચીતું સમજાવાય, પણ અહીં તો સત્તાધીશોની કચેરી રહી એટલે બીજું શું બોલે ? જવાબ દેતાં વિલંબ થયો એટલે કલેકટરે જરા ક્રોધ કરી પુછ્યું "આચાર્ય મહારાજ ! કેમ તમે જવાબ દેતાં વાર લગાડો છો ? જેવું હોય તેવું કહી દો. કહો કે ધર્મને લઈને જુઠું બોલું છું."

કલેકટરના આવા કડક શબ્દો સાંભળી આચાર્યના કપાળમાંથી પરસેવાનાં બિંદુ છુટવા લાગ્યાં. પોલીસઅમલદાર આગળથી તો છુટયા હતા પરંતુ કલેકટર આગળ વાત વધી પડી. સાપે છછુંદર ગળ્યા જેવું બન્યું. આચાર્યની મુખાકૃતિ અને જવાબ દેવાની પદ્ધતિથી કલેકટરના મનમાં તેમના પ્રત્યેનું માન ઉડી ગયું, આચાર્યને "આપ" શબ્દથી સંબોધવું બંધ કરી કલેકટરે "તમે" શબ્દ વાપરવો શરૂ કર્યો.

વિચાર કરી આચાર્યે જવાબ આપ્યો "હું સાચે સાચું કહું છું. જુઠું બોલતો નથી."

કલેકટર—"મહારાજ ! તમારા સત્યની વ્યાખ્યા મેં જાણી લીધી. તમે સાચું બોલો છો કે જુઠું તેના તમામ પૂરાવા મારી પાસે છે. હું હવે તમને પુછું છું કે "તમારે મનહરવિજય નામનો ચેલો છે ?"

આચાર્ય—"હા, પણ તે મારી સાથે નથી."

કલેકટર—"હાલ તે કયાં છે ?"

આચાર્ય—"હું જાણતો નથી."

કલેકટર—"તે અત્ર ચીમનલાલ શેઠને ત્યાં છે તે તમે જાણો છો ?"

આચાર્ય—"ના, હું જાણતો નથી."

કલેકટર—"ચીમનલાલ શેઠને ઘેર મનહરવિજય સાધુએ એક નાના તેર વરસના કલ્યાણ નામના છોકરાને છાની રીતે દીક્ષા આપી છે તે વાત તમે જાણો છો ?"

આચાર્ય—"ના, આ વાત બનાવટી છે."

કલેકટર—"બનાવટી છે કે કેમ તે જોવાનું કામ મારૂં છે. હવે તમે કેટલા સાચા છો તે તમને બતાવું છું." એમ કહી મનહર-

વિજય સાધુને કોરટમાં હાજર કરવા પોલીસઅમલદારને હુકમ કર્યો. તે કચેરીમાં હાજર થતાં તેમને એક પાટ ઉપર બેસાડવામાં આવ્યા.

કલેકટર—"આચાર્ય મહારાજ! આ મનહરવિજય સાધુ જે તમારો ચેલો થાય છે તેને તમે ઓળખો છો ?"

આચાર્ય—"હા, ઓળખું છું. પણ તે હાલ મારા ચેલા તરીકે નથી."

પછી કલેકટરે મનહરવિજય તરફ નજર કરી તેમને પુછ્યું "મનહરવિજય! તમારી પાસે પોલીસ તપાસ કરવા આવી હતી ?"

મનહરવિજય—"હા સાહેબ! શેઠ ચીમનલાલને ત્યાં હતો તે વખતે પોલીસ તપાસ કરવા આવી હતી."

કલેકટર—"તમે પોલીસ આગળ નીચે પ્રમાણે લખાવ્યું છે તે સાંભળો—

"મારૂં નામ મનહરવિજય છે, વિજય સૂર્ય સૂરીશ્વરનો ચેલો થાઉં છું. હું હાલમાં તેમની સાથે અત્રે આવેલો છું. તેમણે મને ચીમનલાલ શેઠને ઘેર મોકલેલો તેથી તેમને ત્યાં હતું. મેં એક કલ્યાણ નામના બાર તેર વરસના છોકરાને શેઠ ચીમનલાલ ઘરના મેડા ઉપર માહ વદ ૭ ના સવારે ૯ા વાગે દીક્ષા આપી છે. તે છોકરો દીક્ષા લેવા માટે આનાકાની કરતો હતો અને રડતો પણ હતો, પણ શેઠ લાલચ આપી સમજાવતા હતા તેથી તે શાંત રહેતો. દીક્ષા આપ્યાના આગલા દિવસે બીજા સાધુઓને દીક્ષા આપવા મોકલવાના હતા પણ તેમણે ના પાડી તેથી મને મોકલ્યો. તે પહેલાં હું આચાર્યની પાસે ધર્મશાળામાં હતો." આ પ્રમાણે તમે પોલીસ આગળ લખાવ્યું છે ?"

મનહરવિજય—"હા લખાવ્યું છે."

કલેકટર—"તે સાચી વાત લખાવી છે ?"

મનહરવિજય—"હા સાહેબ! સાચે સાચું લખાવ્યું છે."

આ વખતે બધી કચેરી શાંત અને સ્તબ્ધ બની ગઈ અને કોઇ કોઇ ઠેકાણેથી ઉદ્દગાર નીકળવા લાગ્યા કે 'હવે આચાર્ય સપડાયા, મર્યા, આવી બન્યું.' કલેકટરે જરા મોં મલકાવી કહ્યું "કેમ આચાર્ય

મહારાજ? તમે કેટલા સત્યવાદી છો તે તમારા ચેલાની જુબાની ઉપરથી નથી સમજાતું?"

આચાર્ય—"એ તો જુઠો છે. તે મારો ચેલોજ નથી. તેણે તો નવો ગુરૂ કરેલો છે. તેમની સાથે અમારે અણબનાવ છે તેથી મને સપડાવવા માગે છે."

કલેકટર—"મહારાજ! તમે જાણો છો કે એક જુઠું બોલવામાં તેના ટેકામાં અનેક જુઠાં બોલવાં પડે છે, પણ તમને તો ધર્મના ઓઠા નીચે જુઠું બોલવામાં હરકત નથી તેથી હજારો જુઠાં બોલવાની તમને છુટ હોય એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. આટલેથી હજુ તમને સંતોષ થયેલો જણાતો નથી" એમ કહી ચીમનલાલ શેઠને હાજર કરવા પોલીસ ઈન્સ્પેકટરને સૂચના આપી. ચીમનલાલ શેઠ ધ્રુજતા ધ્રુજતા આવ્યા અને સલામ કરી કલેકટરની આગળ ઉભા રહ્યા.

કલેકટર—"તમારા ઘેરે તપાસ કરવા પોલીસ આવેલી?"

ચીમનલાલ—"હા સાહેબ!"

કલેકટર—"તમારે ત્યાં કલ્યાણ નામના છોકરાને છુપી રીતે દીક્ષા આપવામાં આવી છે?"

ચીમનલાલ—"હા સાહેબ! મેં પોલીસમાં ખરેખરૂં લખાવ્યું છે. તે સઘળું કાગળમાં છે તે વાંચવાથી સમજાશે. ફરી પુછવાની તસ્દી લેવાની આપ નામદારને જરૂર નથી.

કલેકટર—"હું તો બધું સમજેલો છું પણ તમારા આચાર્યને ખાત્રી કરાવવાની જરૂર છે."

ચીમનલાલ—"આચાર્ય મહારાજ ક્યારે જાણતા નથી? તે છોકરાની ભાંજગડમાં તો તે હતા. વળી દીક્ષા આપવા માટે મનહરવિજયને પણ તેમણેજ મોકલેલા છે. વિનાકારણ પેલી સુધરેલી ટોળીથી આચાર્ય બ્હીન્યા, ઉઘાડા છોગે દીક્ષા આપી હોત તો કોણ રોકનાર હતું?"

કલેકટર—"આચાર્ય તો બધું જાણે છે પણ કબુલ કરતા નથી એટલા માટેજ તમને બોલાવ્યા છે. તમે કહો છો કે તમે પોલીસમાં

ખરેખરૂં લખાવ્યું છે તો તેનો સારાંશ વાંચી બતાવું છું."

ચીમનલાલ—" હા સાહેબ! વાંચી બતાવો, મારે આચાર્યની રૂબરૂ બોલવું મટયું" એમ કહી બે હાથ જોડી નમસ્કાર કર્યા. (હસાહસ)

કલેકટરે તિરસ્કારભરી નજરે આચાર્યની સામું જોઇ કહ્યું "આચાર્યશ્રી! તમારા ભક્ત ચીમનલાલે પોલીસ આગળ સત્ય હકીકત લખાવી છે તે સાંભળો—

મારૂં નામ ચીમનલાલ નગીનદાસ છે. કલ્યાણ નામના છોકરાને મારા ઘરમાં છાની દીક્ષા આપવામાં આવી હતી, હમણાં અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ સુધરેલા લોકોનો નીકળ્યો છે. તેના સભાસદો ધાંધલ મચાવે અને સુલેહનો ભંગ થાય તેવા ડરથી છુપી દીક્ષા આપી હતી. હું કાંઈ કલ્યાણને છાની રીતે ઉપાડીને લાવ્યો નથી કે કોઈ મારા ઘેર છુપી રીતે મુકી ગયું નથી. પણ તેના બાપ ભગવતીદાસ અમરચંદ પાસેથી વેચાતો રાખેલો છે. તેમનું ઘર અમરાપુરમાં છે. તેની પાસે હું એક હજાર રૂપીઆ માગતો હતો તે માટે તેના ઉપર મેં દાવો કર્યો હતો. તે વખતે સૂર્યવિજય આચાર્ય અમરાપુરમાં ચોમાસું હતા. ભગવતીદાસ મહારાજ પાસે આવતા હતા, અને તેમના દુઃખની વાતો કરતા હતા. તે સઘળી ભાંજગડ મહારાજ પાસે આવી. મહારાજે મને ખુબ સમજાવ્યો. છેવટે એમ ઠરાવવામાં આવ્યું કે ભગવતી-દાસના માથે બીજું ત્રણ હજારનું દેવું હતું તે દેવું મારે ચુકાવી આપવું અને મારો દાવો પાછો ખેંચી લઈ મારૂં લહેણું લખી વાળવું; તેને બદલે તેના છોકરા કલ્યાણને આચાર્યને ચેલા તરીકે આપવો. આ પ્રમાણે નક્કી થવાથી ભગવતીદાસ કલ્યાણને મારે ત્યાં મુકી ગયા અને તેમનું દેવું રૂપીઆ ત્રણ હજારનું ચુકાવી આપ્યું. તે વખતે કલ્યાણની ઉમર આશરે દસ વરસની હશે. છોકરાને ભણવા માટે પાઠશાળામાં મુકયો. ત્રણ વરસથી અહીં પાઠશાળામાં ભણે છે. હાલ તેની ઉમર તેર વરસની છે. આચાર્યશ્રી અત્રે આવ્યા, તેમની ઈચ્છા દીક્ષા આપવાની થઈ તેથી મારા ઘરમાં દીક્ષા આપી. હકીકત ખોટી હોય તો આચાર્યશ્રીને પુછવાથી ખાત્રી થશે.

ઉપર પ્રમાણે જુબાની વાંચી રહી કલેકટરે કહ્યું " શેઠ! આ પ્રમાણે તમે લખાવ્યું છે?"

શેઠ ચીમનલાલે તરતજ જવાબ આપ્યો "હા સાહેબ! બધું ખરેખરૂં લખાવ્યું છે. સાહેબ! આચાર્યને પુછોને! તે ખુલાસો આપશે, ભાંજગડમાંજ તે હતા. અમારી સાથે તેમણે પણ બે દિવસના ઉજાગરા કરેલા છે, તે પૂરા વાકેફગાર છે. કહો, મેં આમાં શો ગુન્હો કર્યો છે?" આ શબ્દોની સાથે કોરટમાં ખુબ હસાહસ ચાલી રહી, આચાર્યનું મ્હોં વ્હીલું પડી ગયું, નૂર ઉડી ગયું, શેઠ ઉપર જરા ગુસ્સો થયો પણ શું કરે? શેઠ પણ આઘાપાછા થાય તેમ નહોતું. આ કાંઈ જૈનોની વ્યાખ્યાનની સભા નહોતી કે આચાર્ય સિંહગર્જના કરી શ્રોતા જનોને દબાવે!

કલેકટર—"શેઠ! તમે કલ્યાણને ઓળખો છો?"

ચીમનલાલ—"ત્રણ વરસથી ખવરાવી પીવરાવી, પાળી પોષી, ભણાવી ગણાવી મારી પાસે રાખી મોટો કરેલો છે તેને કેમ ન ઓળખું? તે તો મારા દીકરા કુમારપાળ કરતાં પણ ઘણો વહાલો છે, (ત્યારે એને શું કરવા દીક્ષા આપી? એવો ધીમો ઉદ્ગાર–હસાહસ) આવા મારા દીકરા જેવા કલ્યાણને મેં દીક્ષા આપી તેમાં મેં શો ગુન્હો કર્યો? મેં તો ધર્મનું કામ સમજી આ આચાર્ય મહારાજના આગ્રહથી તેમણે કાઢી આપેલા ઉત્તમમાં ઉત્તમ મુહૂર્ત અનુસાર માહ વદ ૭ ના સવારે ચોઘડીઉં, ઘડી પળ બરાબર સાધી પાસે રહી દીક્ષા અપાવી કલ્યાણના આત્માનો ઉદ્ધાર કર્યો છે અને આચાર્યશ્રીને પણ પૂરેપૂરો સંતોષ આપ્યો છે, છતાં પોલીસ મારે ત્યાં ધાંધળ કરી મારા જામીન લે અને મને ફજેત કરે તેમાં મારો શો અપરાધ તે મને સમજાતું નથી. મોટા લોકોની લડાઈમાં હું નિર્દોષ માણસ માર્યો જાઉં છું." (ખુબ હસાહસ)

કલેકટર—"શેઠ ચીમનલાલ! તમે આ પ્રમાણે જુબાની આપો છો તેથી આચાર્ય મહારાજ તમારા ઉપર નાખુશ નહીં થાય?"

ચીમનલાલ—"સાહેબ! નાખુશ થાય તો તેમાં હું શું કરૂં? મારો શો દોષ? મેં તો તેમણે કહ્યું તે પ્રમાણે કર્યું અને સાચે સાચું

લખાવ્યું. મારે કેટલા કાળ કાઢવા છે? બ્હોત ગઈ થોડી રહી. શા માટે જુઠું બોલું?" એમ કહી શેઠ ગળગળા થઇ ગયા.

કલેકટર—"શેઠ! કચવાશો નહીં. હું જાણું છું કે તમે જુઠું બોલવામાં પાપ સમજો છો. આચાર્યની વિરુદ્ધ સત્ય બોલવામાં તમે જે હીંમત બતાવી છે તે માટે તમને ધન્યવાદ ઘટે છે."

ચીમનલાલ—"સાહેબ! અમારા આચાર્ય રોજ અમને બોધ આપે છે કે જુઠું બોલવામાં પાપ છે, તેથી નરકમાં જવાય, તો શા માટે જુઠું બોલી હાથે કરી નરકમાં જાઉં? જેને નરકમાં જવું હોય તે બોલે જુઠું (હસાહસ)" આમ કહી જાણે કલેકટરની મહેરબાની મેળવવા પ્રયત્ન કરતા હોય તેવો દેખાવ કરી મુકયો.

કલેકટરે ગંભીર સ્વરૂપ પકડી કડક સ્વરે કહ્યું "મહારાજ! હવે તમને જણાય છે કે તમે કેટલા બધા સત્યવાદી છો?"

આચાર્ય—"આ વાણીઓ તદન જુઠો છે. વાણીઆ હમેશાં પ્રપંચી, દગાબાજ અને જુઠા હોય છે, ખોટા સોગંદ ખાય છે, સંબંધીઓને ફસાવે છે, અમારા જેવા મોટા આચાર્યથી પણ દગાથી રમે છે, જુઓને તે શ્રાવક થઈ આચાર્યને સપડાવવા નીકળ્યો છે. એવા અધર્મી જીવો નરકમાં જવાના."

કલેકટર—"જયારે ઇશ્વર તે ગુન્હાનો ન્યાય કરવાનું કામ તમને સોંપે ત્યારે તેને નરકમાં મોકલજો પણ અત્યારે તમારે સાવધ રહેવાનું છે, સમજ્યા? આટલેથી તમને ખાત્રી થતી નથી તો જુઓ હું તમારી આગળ એક વધુ પૂરાવો રજુ કરૂં છું." એમ કહી કલ્યાણને હાજર કરવા પોલીસને હુકમ કર્યો. આથી તમામ પ્રેક્ષકોને તે છોકરાને જોવાની આતુરતા થઈ. પોલીસ ઈન્સ્પેકટરે તે છોકરાને કોરટમાં હાજર કર્યો.

તેને જોઇ કલેકટરને મંદ હાસ્ય આવ્યું અને સામી બાજુ ખુરશી ઉપર બેસવા સૂચના કરી. લોકો ઉભા થઈ તેને જોવા લાગ્યા.

કલેકટર—"તમારૂં નામ કલ્યાણને?"

કલ્યાણ—"હા સાહેબ. મારૂં નામ કલ્યાણ ને બાપનું નામ ભગવતીદાસ."

કલેકટર—"કલ્યાણ! બીજા સાધુઓની માફક કેમ તમારા બગલમાં ઓઘો રાખેલો નથી?"

કલ્યાણ—"સાહેબ! તે તો મેં ગઇ કાલે શેઠ ચીમનલાલના ઘેરે ફેંકી દીધો છે. હું તો આ પીળો કપડો કાઢી ધોતીઉં કોટ અને ટોપી પહેરવા માગતો હતો પરંતુ ફોજદાર સાહેબે તેમ કરવા ના પાડી."

કલેકટર—"તમને આવાં સાધુનાં કપડાં કોણે અને કેવી રીતે પહેરાવ્યાં?"

કલ્યાણ—"સાહેબ એક સાધુ આગલા દિવસે આવેલો તેણે કપડાં પહેરાવ્યાં છે. પહેલાં મારૂં માથું હજામ પાસે સાફ કરાવ્યું, અને માથામાં થોડા વાળ રાખ્યા. મને પછી પરાણે નવરાવ્યો અને સાધુએ આ કપડાં પહેરાવી મારા માથામાં રાખેલા થોડા વાળ ખેંચી નાખ્યા."

કલેકટર—"આ બધું તમે રાજી ખુશીથી કરાવ્યું?"

કલ્યાણ—"ના સાહેબ! મને તો તે વખતે ખુબ રડવું આવતું હતું. હજામને પણ ગાળો દીધી હતી. પણ મારૂં તેમના આગળ શું ચાલે? મને તો કહેતા હતા કે તું મોક્ષમાં જઇશ, ત્યાં તને ખુબ સુખ મળશે એમ કહી સમજાવતા હતા, પણ મને કાંઇ ચેન પડતું નહોતું તેથી હું રડતો, રડતો એટલે મને ધમકાવી લપડાક મારતા અને મોંઢુ દબાવી રડવા દેતા નહીં. રખેને કોઇ પાડોશી જાણે." એ શબ્દોની સાથે આંખમાં ઝળઝળીયાં ભરાયાં.

કલેકટર—"કલ્યાણ! રડશો નહીં. તમને હવે કોઈ મારશે નહીં તમારી ઇચ્છા તમારા માબાપ પાસે જવાની છે કે આ વેશ કાયમ રાખવાનો છે?"

કલ્યાણ—"સાહેબ! મારે મારાં માબાપ પાસે જવું છે. મને તેમની પાસે મોકલાવો." એમ બોલી ખુબ રડવા લાગ્યો. આ બનાવથી આખી કચેરીમાં ગમગીની ફેલાઇ ગઇ. કેટલાકોની આંખો

આંસુથી ભરાઈ ગઈ અને ઉદ્દગાર નીકળવા લાગ્યા કે સાધુઓ કેવાં નિર્દય કામ કરે છે? આટલા નાના છોકરાને દીક્ષા શી? શું જૈનધર્મમાં આવો બળાત્કાર કરવાનું કહેલું છે?"

કલેકટર—"કલ્યાણ! તમને અત્યારે તમારૂં ધોતીયું, પેરણ, કોટ ટોપી આપવામાં આવે તો તમે પહેરવા ખુશી છો?"

કલ્યાણ—"મને તે આપવામાં આવે તો આ ફેંકી દઉં.

આ પ્રમાણે કોરટ સ્વાલ પુછે છે એટલામાં ઈન્સ્પેકટરે એક લેખી રીપોર્ટ રજુ કર્યો. કલેકટરે તે રીપોર્ટ વાંચી તે ઉપરથી વિચાર કરી કલ્યાણને પ્રશ્ન કર્યો "કલ્યાણ! તમારે બેન છે?"

કલ્યાણ—"હા સાહેબ."

કલેકટર—"તેનું નામ શું?"

કલ્યાણ—"તેનું નામ સરિતા છે."

કલેકટર—"તેને તમે ઓળખો છો?"

કલ્યાણ—"કેમ ન ઓળખું? તે મને ભણાવતી હતી."

કલેકટર—"તમારાં માબાપ જીવે છે?"

કલ્યાણ—"હા સાહેબ."

કલેકટર—"તમે તેમનાથી કયારે છુટા પડયા?"

કલ્યાણ—"સાહેબ ત્રણ વરસ થયાં."

કલેકટર—"તે પછી મળ્યાજ નથી?"

કલ્યાણ—"ના સાહેબ! મને ઘણુંએ મળવાનું મન થતું, પણ શેઠ મળવા જવા દેતા નહોતા."

કલેકટર—"કલ્યાણ! તમે ગભરાશો નહીં. તમે કહેશો તેમ કરીશું. જરા તમે બાજુની ઓરડીમાં બેસો. હમણાં તમને પાછા બોલાવું છું અને તમને તમારાં કપડાં પહેરાવી તમારા ઘેર મોકલું છું." એમ કહી કલેકટરે તેમને જોડેની ચેમ્બરમાં બેસાડવા હુકમ કર્યો અને ચંદ્રકુમાર તથા તેમની સાથે આવેલી છોકરી તથા બીજા માણસોને કોરટરમાં રજુ કરવા ઈન્સ્પેકટરને જણાવ્યું. તે ત્રણે જણ હાજર થતાં

તેમને બેસવા ખુરશીઓ આપવામાં આવી. છોકરી નવાનવી કોરટમાં આવેલી હોવાથી ગભરાતી હતી. પણ તેની સાથે ચંદ્રકુમાર તથા ચંદ્રકુમારના પિતા અવંતીલાલ હતા તેથી તેનામાં હીંમત હતી.

કલેકટરે ધીમે રહી તે છોડીને પુછ્યું "બેન! તમારૂં અને તમારા બાપનું નામ શું?"

સરિતા—"સાહેબ! મારૂં નામ સરિતા છે અને બાપનું નામ ભગવતીદાસ અમરચંદ છે."

કલેકટર—"તમારી માનું નામ શું?"

સરિતા—"બાઇ જમના."

કલેકટર—"તમારે કોઈ સગો ભાઈ છે કે?"

સરિતા—"હા સાહેબ પણ........"

"પણ"શબ્દ બોલતાંની સાથે તેની આંખમાંથી આંસુ ખરવા માંડયાં.

કલેકટરે દિલાસો આપી કહ્યું "બેન! ગભરાશો નહીં. "પણ" કહી કેમ અટકી પડયાં? શું કહેવા માગો છો?"

સરિતા—"સાહેબ! મારા બાપે દેવા પેટે કોઈ સાધુને મારા ભાઇને વેચી દીધો છે એમ મારી બા એક દિવસ કહેતી હતી."

કલેકટર—"તેનું નામ તમને આવડે છે?"

સરિતા—"હા, તેનું નામ કલ્યાણ."

કલેકટર—"ક્યાં વેચેલો છે તે તમે જાણો છો?"

સરિતા—"સાહેબ! સાધુને વેચેલો છે એટલુંજ જાણું છું."

કલેકટર—"હાલ ક્યાં છે તે તમારા જાણવામાં છે?"

સરિતા—"ના, સાહેબ! મને શી ખબર પડે? સાધુ આવા નાના છોકરાને ઉપાડી લઇ જઈ ચેલા બનાવે છે એમ મારી બા તથા પાડોશીનાં બૈરાં કહેતાં હતાં."

કલેકટર—"તમારાં માબાપ હાલ ક્યાં રહે છે?"

આ પ્રશ્નની સાથે સરિતા રડી પડી. રડતાં રડતાં ભાગ્યા તુટયા શબ્દે બોલી "બંને જણ મરી ગયાં છે, બાપ ગઇ સાલ મરી ગયા

અને મા હમણાં થોડા દિવસ ઉપર મરી ગઈ" એમ કહી બોલતી બંધ થઈ, મન ઘણુંજ ભરાઇ આવ્યું, મા સાંભરી આવી. લાચાર અવસ્થાનું ભાન થયું અને દુખીઆરી જેવી બની ગઈ. બાજુમાં બેઠેલા અવંતીલાલે તેને દીલાસો દઇ ધીરજ આપી.

આ વખતે કલેકટરની આંખો પણ ભીની થઈ. મન શાંત કરી કલેકટરે આશ્વાસન આપ્યું "બેન ગભરાશો નહીં, હીંમત રાખો, એમ ન કરીએ, હાલ તમે કયાં રહો છો ?

સરિતા—" સાહેબ! હું આ અવંતીલાલ કાકાને ત્યાં રહું છું. તે અમારા પાડોશમાં રહે છે. મા મરી ગયા પછી હું એકલી હોવાથી તે મને તેમના ઘેર રાખે છે. કાકીનું મારા ઉપર ઘણું હેત છે. હાલમાં તો તે બંને મારાં માબાપ તુલ્ય છે."

કલેકટર—" બેન ! તમે તમારા ભાઈને ઓળખી શકશો ? "

સરિતા—" હા, કેમ ન ઓળખું ? અમે ભેગાં રમતાં હતાં. હું તેને ભણાવતી."

આ સાંભળી કલેકટરે કલ્યાણને ચેમ્બરમાંથી લાવવા ઇન્સ્પેકટરને આંગળીથી ઈસારો કર્યો કે ઇન્સ્પેકટરે ચેમ્બરમાં જઈ કલ્યાણને તરતજ કોરટમાં રજુ કર્યો. તેની ખુરશી આગળજ સરિતાને જોઈ એકદમ કલ્યાણ બોલી ઉઠયો. "બેન સરિતા ! તું કયાંથી ?" એમ કહી તેની પાસે ખુરશી ઉપર બેઠો. સરિતા આમ એકદમ પોતાના ભાઈને સાધુ વેશમાં જોઈ વિસ્મય પામી. " ભાઈ કલ્યાણ ! તું અહીં આ વેશમાં કયાંથી ? " એમ કહી રડવા લાગી. આ દેખાવથી જોનારની આંખોમાંથી આંસુ ખરવા લાગ્યાં. કલેકટરને પણ ખીસામાંથી રૂમાલ કાઢી આંસુ લ્હોઇ આંખો સાફ કરવાની ફરજ પડી.

જ્યારે આ પ્રમાણે તમામનાં હૃદય દયાથી પીંગળી ગયેલાં જોવામાં આવ્યાં ત્યારે પેલા આચાર્ય તો ક્રોધના આવેશમાં પેલા મનહરવિજય અને ચીમનલાલ શેઠ તરફ કરડી નજરથી જોતા હતા. પાટો ઉપર

બિરાજમાન થયેલા ચાર પાંચ સાધુઓની આંખમાંથી પણ આંસુ ટપકતાં હતાં. આ દેખાવથી આસપાસ શાંતિ ફેલાઈ રહી.

બંને ભાઈ બેનને ભેટવાનું મન થયું પરંતુ કોરટમાં હતાં તેથી મર્યાદા રાખી પોતાના સ્થળે રહી એક બીજાની સામું અશ્રુમય આંખે વારંવાર જોવા લાગ્યાં.

કલેકટર—" કલ્યાણ! હવે તમારી શી મરજી છે ?"

કલ્યાણ—" હવે હું મારી બેનની સાથે ઘેર જઇશ. આ કાકાને પણ ઓળખું છું. તેમના ઘરમાં અમે ભાઇબેન ખુબ રમતાં હતાં."

આ વખતે તેના મુખ ઉપર આનંદની ઝાંખી છાયા જોવામાં આવી. આગળ પ્રશ્ન પુછતાં કલેકટરના હૃદયને વિચાર થયો કે "જેવો આ છોકરાને પોતાની બેનને મળવાનો આનંદ થયો છે તેવોજ મા-બાપના મરણના સમાચાર જાણી તેના હૃદય ઉપર આઘાત થશે. " આ પ્રમાણે વિચાર ઉત્પન્ન થાય છે એટલામાં કલ્યાણના મોંઢામાંથી સ્વાભાવિક નીકળી ગયું કે " બેન સરિતા ! આપણી બા આવી છે?" આ પ્રશ્નની સાથેજ સરિતા રડી ગઈ અને રડતાં રડતાં બોલી "ભાઈ કલ્યાણ! બા તો હમણાં મરી ગઈ" કલ્યાણ આ માઠા સમાચાર જાણી રડી ગયો. અવંતીલાલ બંનેને છાનાં રાખવા લાગ્યો. જરાવાર કલ્યાણ શાંત રહી સરિતાને કહેવા લાગ્યો "સરિતા ! બાપા કયાં છે ?" ધીરજ આપી ગદગદ સ્વરે સરિતા બોલી "ભાઈ કલ્યાણ! બાપા તો ગઈ સાલ ગુજરી ગયા છે." આ સાંભળી બંને વધારે રૂદન કરવા લાગ્યાં. આ ભાઇબેનનું રૂદન બધાંને હૃદયદ્રાવક અને અસહ્ય લાગ્યું. અને તમામ લોકોને સાધુ ઉપર ખુબ તિરસ્કાર છુટયો. ઘડીભર કોરટનો દેખાવ મટી નાટકના કરૂણરસનો દેખાવ થઈ રહ્યો. શોકનું આવ-રણ છવાઇ રહ્યું. લોકોમાંથી ઉદ્દગાર નીકળવા લાગ્યા કે " આ તે સાધુ કે કસાઇ ? છે જરાએ દયાનો છાંટો! આવી રીતે દીક્ષા આપી લોકોમાં ત્રાસ વર્તાવી રહ્યા છે. ધિક્કાર છે એવા સાધુઓને !" આવી રીતે તિરસ્કારના શબ્દો વાતાવરણમાં પડઘા પાડી રહ્યા.

પછી ઇન્સ્પેકટર પાસે કલ્યાણના કપડાંની પેટી મંગાવી કલેકટરે કહ્યું "કલ્યાણ ! તમારી ઇચ્છા હોય તો આ કપડાં કાઢી નાખી તમારાં કપડાં આ પેટીમાંથી પહેરી લો." આવો હુકમ થતાં કલ્યાણે પીળાં કપડાં ફેંકી દઇ ધોતીઉં, પેરણ કોટ ટોપી પહેરી લીધાં. બળાત્કારે બનાવેલો સાધુ ચાર દિવસમાં પાછો સંસારી બની ગયો. તેના હૃદયમાં આનંદ અને શોક છવાઈ રહ્યા. દીક્ષાની જાળમાંથી છુટી પોતાની સગી બેનને મળવા ભાગ્યશાળી થયો અને કમનસીબે માબાપના દેવગત થયાના સમાચાર બેનના મોંઢેથી સાંભળી દિલગીર થયો. આ વખતે તેના હૃદયની કેવી સ્થિતિ હશે તેની કલ્પના ભાગ્યેજ થઈ શકે !

કલેકટર—"કલ્યાણ ! હવે તમારે તમારી બેન પાસે રહેવું હોય તો સુખેથી રહો. સરિતા બેન ! તમને તમારો ભાઈ સોંપવામાં આવે છે. તમારા કમનસીબે તમારાં માબાપ મરી ગયાં છે પણ પ્રભુકૃપાએ આ તમારા અવંતીલાલ કાકા તમારા પિતારૂપ છે તે તમારી સંભાળ રાખશે, ભણાવશે અને ઠેકાણે પાડશે.

ચંદ્રકુમાર ! જાઓ આ બંને ભાઇબેનને લઈ જાઓ. તમારા પિતાશ્રી પાસેથી મારે કેટલોક ખુલાસો લેવાનો છે માટે તેમની હમણાં મારે જરૂર છે."

પછી બંને ભાઈબેનને લઈ ચંદ્રકુમાર કચેરીમાંથી વિદાય થઈ ગાડીમાં બેશી પોતાને ત્યાં ગયો. ત્યાર બાદ કલેકટરે અવંતીલાલની જુબાની લેવી શરૂ કરી.

કલેકટર—"અવંતીલાલ ! તમે આ આચાર્યને ઓળખો છો ?"

અવંતીલાલ—"હા સાહેબ ! ઘણાં લાંબા વખતથી ઓળખું છું."

કલેકટર—"તમે અહીં ક્યારે આવ્યા ?"

અવંતીલાલ—"આજે સવારે દસની ટ્રેનમાં અમરાપુરથી આવ્યો."

કલેકટર—"કલ્યાણને દીક્ષા આપ્યાની વાત તમે ક્યાંથી જાણી ?"

અવંતીલાલ—સાહેબ ! ગઈ કાલ રાત્રે પોલીસનો માણસ સરિતાના બાપ ભગવતીદાસનો તપાસ કરવા આવ્યો હતો. તે તો મરી

ગયા હતા એટલે પુછતો પુછતો તે મારી પાસે આવ્યો. એટલામાં મારા દીકરા ચંદ્રકુમારનો તાર આવ્યો તેમાં જણાવ્યું હતું કે સરિતાને લઇને જલ્દી આવો. તે ઉપરથી તેને લઈ અત્રે આવ્યો. અત્રે આવ્યા બાદ ચંદ્રકુમારે મને સઘળી હકીકત કહી તેથી આપને પાછલો હેવાલ સાદર કરવા આપને વિનંતી કરી."

કલેકટર—"તમે કલ્યાણને દીક્ષા આપ્યા સંબંધી કાંઇ જાણો છો?"

અવંતીલાલ—"ના, તે હું જાણતો નથી."

કલેકટર—"ત્યારે તમે પહેલાંની વાત જે જાણતા હો તે કહો."

અવંતીલાલ—"કલ્યાણને ત્રણચાર વરસથી મેં જોયો નથી. તે પહેલાં તે મારે ઘેર આવતો. સરિતા પણ આવતી. તેમના માબાપની આર્થિક સ્થિતિ ઘણી જ નબળી હતી, માથે દેવું હતું. કોઈ ગૃહસ્થે તેના બાપ ભગવતીદાસ ઉપર દાવો કરેલો તેથી તે ઘણો મુંઝવણમાં રહેતો, તે વખતે આ આચાર્ય અમારા ગામમાં ચોમાસું હતા. એક બાજુ પેલા ગૃહસ્થ ભગવતીદાસને પૈસાની બાબતમાં ખુબ સતાવવા લાગ્યા અને બીજી બાજુ આચાર્ય મારફત છોકરાની માગણી કરી. પૈસાની મુશ્કેલી દુર કરાવીને સુખી કરવાની મોટી લાલચ આપી. કેટલાક દિવસ સુધી આવી ભાંજગડ ચાલી. ઘણી વખત ક્લેશ પણ થયો પણ છેવટે ભગવતીદાસ પૈસાથી લલચાઈ છોકરાને આ આચાર્યને ચેલો કરવા પેલા ગૃહસ્થને સોંપ્યો. તે પછી તેની હકીકત શું બની તે મારા જાણવામાં નથી. અહીંઆં આવ્યા પછી જાણ્યું કે તેને સદર ગૃહસ્થને ઘેર છુપી રીતે દીક્ષા આપવામાં આવી છે અને તેમની કપટજાળ સરકારે પકડી છે."

કલેકટર—"સદર ગૃહસ્થનું નામ શું?"

અવંતીલાલ—"તેમનું નામ શેઠ ચીમનલાલ નગીનદાસ."

કલેકટર—"તે ચીમનલાલ શેઠને ઓળખો છો?"

અવંતીલાલ—"હા સાહેબ. આ બાજુમાં બેઠા છે તે. તેમનાં પરાક્રમોથી હું તેમને ઘણા વખતથી ઓળખું છું."

કલેકટર—" પરાક્રમોથી એટલે શું ?"

અવંતીલાલ—" સાહેબ ! આ ભદ્રાપુરી શહેરમાં જેટલી છુપી દીક્ષાઓ અપાય છે તેની તમામ ગોઠવણ તે શેઠ તરફથી તેમના ઘેરે થાય છે તેથી તેમનું ઘર દીક્ષાના અખાડા તરીકે અમારી જૈન કોમમાં ઓળખાય છે, તેમાંથી આવા દીક્ષાના પહેલવાનો પાકે છે. (હસાહસ) કેટલાક લોકો તેમને દીક્ષાની ફેકટરીવાળા પણ કહે છે. ( ખુબ હસાહસ ) દુનિયા તો દેખે તેવું કહે."

કલેકટર—"આવું કામ ચીમનલાલ શેઠ શું સમજીને કરતા હશે ?"

અવંતીલાલ—" ધર્મનું કામ સમજીને કરતા હશે. સાધુઓ એવા મંત્ર ભણાવે છે કે સાધુને ચેલા આપવામાં જૈનધર્મનો ઉદ્ધાર છે. ચેલો થનારના આત્માનો ઉદ્ધાર થાય છે અને અપાવનારને ખુબ પુણ્ય બંધાય છે, અને પાપનો નાશ થાય છે."

કલેકટર—" ત્યારે તે કામમાં જુઠું બોલવું પડતું હશે ? "

અવંતીલાલ—" સાહેબ ! ડગલે ને પગલે જુઠું બોલવું પડે છે."

કલેકટર—" ત્યારે જુઠું બોલવામાં પાપ ન લાગે ? તમે જૈનો તો પાપથી ઘણા ડરો છો."

અવંતીલાલ—" પણ સાહેબ ! આવા મોટા આચાર્યો એવા સમર્થ અને વિદ્વાન્ હોય છે કે શાસ્ત્રોમાંથી પાપ કરવામાં પણ પુણ્ય શોધી કાઢી પાપના રસ્તા ખુલ્લા મુકે છે. અને તેમ કરતાં પાપ થવાનો સંભવ લાગતો હોય તો તેને આલવણ યાને પ્રાયશ્ચિત કરાવે છે તેથી તે શુદ્ધ થાય છે."

કલેકટર—" ત્યારે તો આ હિસાબે તમે જૈનો પાપમાં પુણ્ય માની પાપનાં કૃત્યો કરી શકો!"

અવંતીલાલ—"અમે તો એમ નથી માનતા. પણ આવા આચાર્યોની તેવી માન્યતા છે. આ આચાર્ય બહુ વિદ્વાન છે, અમારા તમામ સૂત્રોના અભ્યાસી છે, તમામ આગમો—અમારા ધર્મના ગ્રંથો—જોઈ ગયા છે. અને તે ગ્રંથોમાંથી એવા સિદ્ધાંતો વાક્ચાતુર્ય અને દાખલા

દલીલોથી બંધ બેસતા કરે છે કે અમારા અંધશ્રદ્ધાળુ શ્રાવકો હાજી હા કહી તે પ્રમાણે વર્તન ચલાવે છે."

કલેક્ટર—"ત્યારે તમારા જેવા કેમ વિરૂદ્ધ પડતા નથી."

અવંતીલાલ—"સાહેબ! અમો વિરૂદ્ધ પડીએ છીએ. અમારામાં ઘણા આચાર્યો આવી અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિથી તદ્દન વિરૂદ્ધ છે. તે કદાપિ પાપનું કામ આદરતા નથી."

કલેકટર—"ત્યારે તો તમારામાં બે ભેદ પડેલા જણાય છે."

અવંતીલાલ—"હા સાહેબ. આવા અયોગ્ય દીક્ષાના હીમાયતીઓએ 'દીક્ષારક્ષક' મંડળ સ્થાપી 'દીક્ષાવાજીંત્ર' પત્ર કાઢેલું છે. તેથી આવા ત્રાસદાયક કેસો બનવાથી તેમની વિરૂદ્ધ અમારા પક્ષે 'અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ' સ્થાપેલો છે. આવા દીક્ષાના હીમાયતી સાધુની પક્ષમાં જો શેઠ ચીમનલાલ જેવા ગૃહસ્થો ન હોય તો હમણાં તેમની પ્રવૃત્તિ બંધ થાય પરંતુ કહેવત છે કે કુહાડીમાં ઝાડના લાકડાનો હાથો મળે તો જ ઝાડનું નિકંદન જાય. દીક્ષાના બ્હાને નહીં કહેવાય એવા અનર્થોનો ઉપદેશ દેવા પણ ચુકતા નથી."

કલેકટર—"એવા તે કેવા અનર્થો?"

અવંતીલાલ—સાહેબ! તે કહેવામાં અમે અમારા હાથે અમારી જાંગ ઉઘાડી કરીએ છીએ. તેથી કહેવું ઠીક લાગતું નથા."

કલેકટર—"અહીં કહેવામાં શું હરકત છે! ઉલટ તેથી ફાયદો થશે, સરકારના ધ્યાન ઉપર વાત આવશે તો સરકાર તેનો સખ્ત બંદોબસ્ત કરશે. માટે તમારા જેવા અનુભવી વિદ્વાન અને પરિપકવ વિચારવાળા ગૃહસ્થે તો સત્ય વસ્તુ જાહેરમાં મુકવી જોઇએ."

અવંતીલાલ—"સાહેબ! હમણાંજ થોડા માસ ઉપર આજ આચાર્યશ્રીએ જાહેર વ્યાખ્યાનમાં કહ્યું કે "નવા મુંડેલા ચેલાને કોઈ પકડવા આવે તો તેને સંતાડવા માટે અમે ગમે તે ઉપાયો લઇ શકીએ. એક છેદ સૂત્રમાં એવો દાખલો નીકળી આવે છે કે તે ચેલાને સાધ્વીનાં કપડાં પહેરાવી સાધ્વીના ઉપાશ્રયમાં રાખીએ અને સાધ્વી તેની સેવા કરે

છતાં પણ પાપ લાગે નહીં," આવું કથન જાહેરમાં કહેવા જરા પણ પાછા હઠયા નહીં. (હસાહસ). સાહેબ! વિચાર કરો કે જ્યારે આચાર્યો આવા ઉપદેશ કરે ત્યારે શેઠ ચીમનલાલ જેવા ગૃહસ્થ પોતાને ત્યાં દીક્ષાના અખાડા ઉઘાડે અને ચેલા બનાવવાની ફેકટરી ચલાવવા માટે ગરીબ માણસોનાં કુમળાં છોકરાંની ખરીદી કરે એમાં શું નવાઈ? (હસાહસ) માત્ર તેમના મંડળના કેટલાક આચાર્યો આવું દીક્ષાનું ધતીંગ લઇ બેઠા છે. આ કારણથી એંશી ટકા જેટલો સમાજ તેમની વિરૂદ્ધ થઈ પડયો છે."

કલેકટર—"અવંતીલાલ! તમે તો આ કેસ ઉપર ઘણું સારૂં અજવાળું નાખ્યું."

અવંતીલાલ—"સાહેબ! આ સંબંધી ઘણા દિવસથી વાતો ચર્ચાય છે. દીક્ષાને લીધે ઘેર ઘેર ઝેરનાં બીવવાયેલાં છે, જે અમારા ધર્મગુરૂ, જે અમારા પાલક, જે અમારા રક્ષક તેજ અત્યારે અમારા ભક્ષક થઇ પડ્યા છે, અને તેજ કારણથી હવે રીતસર બંધારણ બાંધી યુવકોએ અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ સ્થાપેલો છે, તે મંડળમાં ઘણા લોકો જોડાયા છે એમ મારા જાણવામાં છે. આ આચાર્યશ્રીને મેં ઘણી વખત એકાંતમાં કહેલું કે મહારાજ આવી અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિ છોડી દો, તેમાં સાર નથી. ધર્મ વગોવાય છે, અને જૈનેતર પ્રજા હાંસી કરે છે, પણ તે તો યોગી પુરૂષ રહ્યા એટલે યોગીમાં હઠવાદ હોય તે કોણ મુકાવે?"

કલેકટર—"અવંતીલાલ! તમે તમારા અનુભવનો અને માહીતીનો લાભ આપી કોરટને ન્યાયના કામમાં જે અમુલ્ય મદદ કરી છે તે માટે કોરટ તમારો ઉપકાર માને છે."

આ પ્રમાણે કહી કલેકટર આચાર્યની સામું જોઇ સહેજ તિરસ્કારયુક્ત કહેવા લાગ્યા "ગુરૂ મહારાજ! આથી પણ વધારે પૂરાવાની જરૂર છે? તમને પસ્તાવો થતો નથી? આટલાથી તમારી આંખો ઉઘડી શકે તેમ નથી?"

આચાર્ય—"સાહેબ! આ બધી હકીકત ખોટી છે. ચીમનલાલ શેઠ પોતાને ઘેર ગમે તે સાધુને બોલાવી દીક્ષાઓ આપે તેથી મારે શું? મને તેમાં સંડોવી ખોટી રીતે ફજેત કરવા માગે છે. આ તો અમારી સાથેના દ્વેષનું કારણ છે. કેટલાક આચાર્યો સુધારક પાકેલા છે, તે બસ હાલના જમાના પ્રમાણે વર્તન રાખવા, શિક્ષણ આપવા અને દરેક કામ આદરવા પ્રયત્ન કરી રહ્યા છે. હું તો તેમને અધર્મી અને નાસ્તિક માનું છું. આ અવંતીલાલ તે પૈકીના છે, એટલે તેમના ઉપર આધાર રાખી અમારા વિરૂદ્ધ ખોટો અભિપ્રાય બાંધવાનો નથી, તે કોરટની ધ્યાન ઉપર લાવું છું."

કલેકટર—" આ તો તાંત્રિક તપાસ ચાલે છે, હું તમને ગુન્હેગાર ઠરાવી શિક્ષા કરવા માગતો નથી. તમારા ઉપર આરોપ ઘડી કેસ પોલીસે રજુ કરેલો નથી. તે તો મેજીસ્ટ્રેટ અને ન્યાયાધીશ આગળ કેસ ચાલે ત્યારે તમને પુછવાનો અને તમામ હકીકત રજુ કરવાનો અધિકાર છે, તેવો પ્રસંગ કદાચ આવે ત્યારે તમારા વકીલો લઇને કોરટમાં હાજર થજો. પણ આટલા તપાસ ઉપરથી એટલો હુકમ કરવાની મને ફરજ પડે છે કે તમારે દસ હજારના બે સારા જામીન આપવા પડશે અને તે એટલા માટે કે જ્યારે સરકાર તમને બોલાવે ત્યારે તમારે હાજર થવું અને અમારી રજા શીવાય તમારે કોઇને દીક્ષા આપવી નહીં. હાલ તો તમારા જામીન તરીકે મનસુખલાલ શેઠ તથા ધરમચંદ શેઠ છે. પાંચ દિવસમાં ઉપર કહ્યા પ્રમાણે જામીન રજુ કરવાના છે. હવે તમને જવાની છુટ છે."

આ જામીનની બંધોગીરી જો કે સખ્ત હતી તો પણ તેમના ઉપર આવેલું આફતનું વાદળું આટલેથી વીખરાઇ ગયું એમ સંતોષ માની આચાર્યશ્રીએ ઉઠતાં ઉઠતાં જણાવ્યું, " જેવો કોરટનો હુકમ. કેસનો પ્રસંગ આવશે ત્યારે કોરટને ખાત્રી થશે કે અમે કેવા નિર્દોષ છીએ." એમ કહી ત્યાંથી વિદાય થયા. કોરટનો વખત થઇ જવાથી બધી કચેરી પણ વિસર્જન થઇ.

---

# પ્રકરણ ૧૭ મું.

## રસિકલાલ અને લાલભાઈ. નર્મદાકિનારે યુવકમંડળ. જાગૃતિ અને પ્રેરણા.

*Are you not willing to suffer? Then you are not willing to do good. The degree with which you are willing to do good is according to the degree in which you are to take misconstruction, opposition, and suffering in the world.

વાળુ કરી તરતજ રસિકલાલ અને માલતી, કલ્યાણ અને સરિતાને મળવા માટે ચંદ્રકુમારને ત્યાં ગયાં. અરધા કલાક પછી ત્યાં મોટર લાવવા સૉફરને સૂચના આપતાં ગયાં.

માલતી નીચે સરલા અને સરિતા પાસે બેઠી અને રસિકલાલ ઉપર અવંતીલાલને મળવા ગયો. તેઓ ચાલતા પ્રસંગની વાતો કરવા લાગ્યાં. એટલામાં કલ્યાણ ઉપર આવ્યો અને અવંતીલાલની પાસે બેઠો, તેને જોઈ રસિકલાલે મશ્કરીમાં કહ્યું "કેમ મુનિ કલ્યાણ-વિજયજી મહારાજ? કાલે મારે ત્યાં વહોરવા પધારજો."

કલ્યાણે હસતા મુખે જવાબ આપ્યો, "હવે હું ક્યાં સાધુ છું કે વહોરવા આવું."

"ચાલો ત્યારે આજે અમારી સાથે ફરવા, ઘણા દિવસથી પાઠશાળામાં અકળાઇ ગયા હશો." એમ કહી રસિકલાલે આડકતરી રીતે ચંદ્રકુમારને ફરવા જવા માટે સૂચના કરી.

---

* તમે ભોગ આપવાને ખુશી નથી? જો તેમ હોય તો તમે કલ્યાણ કરવાને ખુશી નથી. જેટલા પ્રમાણમાં તમે દુનિયામાં સમજફેર વિરોધ અને ભોગ સહન કરવા તૈયાર છો તેટલાજ પ્રમાણમાં કલ્યાણ કરવાની તમારી ઈચ્છાનું માપ થાય છે.

ચંદ્રકુમારે સૂચના ઉપાડી લેતાં જણાવ્યું "કલ્યાણની સાથે સરિતાને પણ ફરવા લઈ જઇએ, બૈરાં સાથે આવશે એટલે હરકત નથી. અહીં સ્ટૅંડ આગળથી ગાડીઓ કરી લઇશું."

રસિકલાલ—"ભાડાની ગાડીની જરૂર નથી. મોટર હમણાં આવતી હશે, અહીંઆં લાવવા કહેલું છે. આપણે છ જણાં સારી રીતે સમાઇ શકીશું. તમે નીચે તૈયાર કરો. પહેલાં આપણે પાર્શ્વનાથના દેરે જઈ દર્શન કરી ત્યાંથી નર્મદા કિનારે જઈએ. થોડીવાર ત્યાં બેશી પાછા ફરીશું."

સાંજના ફરવા જવાના પોશાકમાં તેઓ તૈયાર થઇ ગયાં. એટલામાં તો મોટર ત્યાં આવી અને તેઓ તેમાં બેશી દેરાસર તરફ ગયાં. પાર્શ્વનાથનું દેવાલય આવ્યું કે તે દર્શન કરવા માટે ઉતર્યાં. આ વખતે ઘણાં સ્ત્રીપુરૂષો દર્શન માટે આવજા કરતાં હતાં. કલ્યાણને જોઇ કોઇ બોલતાં કે, "સરકારે દીક્ષા મુકાવી તે આ છોકરો," કોઈ આંગળી કરી બતાવતાં કે "મહારાજે વેચાતો રાખેલો આ છોકરો." અને કોઇ કોઇ તો તેને ધારી ધારીને જોવા માટે ઉભાં રહેતાં. વળી કોઇ તો વિરૂદ્ધ ઉદ્દગારો કાઢી કહેતાં કે "આ સુધરેલી ટોળી આવી, ચારિત્રનો ભંગ કરાવ્યો તેથી શું તેમનું કલ્યાણ થવાનું છે! દીક્ષા કાયમ રાખી હોત તો તેનો મોક્ષ થાત."

રસિકલાલ વીગેરે દર્શન કરી પાછાં ફરતાં હતાં એવામાં ગાઢ પરિચયવાળા અને પરમ સ્નેહી જેવા પુખ્ત ઉમરના શ્રીમંત ગૃહસ્થ આવતા જણાયા. પાસે આવતાં રસિકલાલને દેખી હાથનો અંગુઠો અને આંગળી ભેગી કરી મશ્કરીમાં તે કહેવા લાગ્યા "વાહ! મીસ્ટર રસિકલાલ! ભણ્યા એટલે નાસ્તિક બની જવું? તમે જ્યારથી આ ચંદ્રકુમારની સોબતમાં ભળ્યા છો ત્યારથી તમારી ધર્મ પ્રત્યેની લાગણી કમી થવા લાગી છે. તમે પણ પેલી **વર્દ્ધમાન વિદ્યાલયમાં** વિદ્યા પ્રાપ્ત કરી છે એટલે તમે અંગારા પાકો એમાં શી નવાઇ? તમારો દોષ નથી, એ તો એ વિદ્યાલયનો પ્રભાવ છે."

રસિકલાલે આવી ઠંડી મશ્કરીનો જવાબ આપતાં જણાવ્યું " લાલભાઇ શેઠ ! જો જો અમને અડકતા, ભૂલે ચૂકે હેતથી કે વગર હેતથી જો અમને જરા અડયા તો જરૂર ફોલ્લો ઉઠશે. અમે રહ્યા અંગારા. જો અમારી સાથે વાત કરશો તો તમે નાસ્તિક અને અધર્મી બની જશો, માટે બોલતાં ચાલતાં કે અડકતાં તમારે સંભાળ રાખવાની છે, પણ એ તો કહો કે કયારે તમે આ શહેરમાં પગલાં કર્યાં ? "

લાલભાઇ—" હું અત્યારે પાંચ વાગ્યાની ટ્રેનમાં આવ્યો, અને બઝારમાં થઈ ધરમચંદને ત્યાં જઇ વાળુ કરી અત્રે દર્શન કરવા આવ્યો છું એટલામાં તમારાં દર્શન થયાં."

રસિકલાલ—" મારા મહેરબાન ! મને ખબર તો આપવી હતી ? સ્ટેશન ઉપર ગાડી મોકલત. વળી મારે ત્યાં ઉતરવાનો રોજનો સંબંધ તોડીને બીજે સ્થળે ગયા તે તમને શોભે છે ? "

લાલભાઇ—" શું કરીએ ? શેઠનો એકદમ મારા ઉપર તાર આવ્યો કે 'આચાર્ય ઉપર આફત માટે જલ્દી આવો ' તેથી આવ્યા વિના છુટકો ? તમે સળગાવી વેગળા રહો."

આ વાતવિનોદ દરમીઆન સરલા માલતી સરિતા અને કલ્યાણ મોટરમાં બેશી ગયાં હતાં. મોટર સ્હેજ દૂર ઉભી રહી હતી અને રસિકલાલ તથા ચંદ્રકુમારની રાહ જોતાં હતાં.

રસિકલાલ—" સળગાવીને કયાં વેગળા રહીએ છીએ ? જુઓ પેલો છોકરો–કલ્યાણ મોટરમાં બેઠેલો છે તેને વદ ૭ ના રોજ શેઠ ચીમનલાલને ત્યાં છાની દીક્ષા આપવામાં આવી હતી. તેની જોડે બેઠી છે તે તેની બેન સરિતા છે. "

લાલભાઇ મોટર તરફ નજર કરી ધારી ધારીને જોઈ કહેવા લાગ્યા " એમ કે ? તે તો અવંતીલાલને ત્યાં ઉતરેલાં છેને ? "

રસિકલાલ—" પણ તે અવંતીલાલ આ તમારા પરમ સ્નેહી મીસ્ટર ચંદ્રકુમારના પિતા થાય છે તે તમે કેમ ભૂલી ગયા ? "

ચંદ્રકુમાર કટાક્ષમાં બોલ્યો “મોટા લોકો ભૂલી જાય, ન ભૂલે તો મોટા લોકોના લક્ષણમાં ખામી ગણાય! આપ સાહેબે તો બધા સમાચાર સાભળ્યા હશે.”

લાલભાઇ—“હા. મને હવે ખ્યાલ આવ્યો, ચંદ્રકુમાર! માફ કરજો. કલ્યાણની થોડીઘણી વાત સાંભળી, પણ તમે બધા આમ કરી શું કરવા ધારો છો?”

રસિકલાલ—“અમે કે તમે? કરો તમે અને વગોવો અમને તે કોના ઘરનો ન્યાય? આવી તે વળી દીક્ષા અપાતી હશે? આવી દીક્ષાને તમારા જેવા ઉત્તેજન આપવા લાગ્યા તેથી અમો સામા થઇએ છીએ. જો આવી દીક્ષાઓ ન અપાતી હોત તો અમારે બોલવાનું કાંઇ કારણ છે? તમે જાહેર રીતે દીક્ષાને ઉત્તેજન આપવા દીક્ષા રક્ષક સભા સ્થાપી અને તેના તમે પ્રમુખ બન્યા ત્યારે અમારે તેની વિરૂદ્ધ અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજની સ્થાપના કરવી પડી. તમે મહારાજને ખાનગીમાં શીખામણ દો નહીં, અને ઉલટા તેમને મેરૂ પર્વતની શીખરે ચડાવો, અને પૈસાની મદદ કરો, તેથી તે વધારે આંવાં દીક્ષાનાં ધતીંગો ઉભાં કરે છે.”

લાલભાઇ—“અરે રસિકલાલ! દીક્ષા તે વળી ધતીંગ કહેવાય?”

રસિકલાલ—“દીક્ષાના નામે તમે આવી ત્રાસદાયક પ્રવૃત્તિઓ આદરો તે ધતીંગ નહીં તો બીજું શું કહેવાય? પણ ઠીક, તે વાત પડતી મુકો, કાલે જમવાનું મારે ત્યાં રાખશો?”

લાલભાઇ—“ના ના, કાલ તો નહીં. પછી તમને જણાવીશ.”

ચંદ્રકુમાર—“ભાઈ રસિકલાલ! આપણે હમણાં બોલશો નહીં, આપણે ત્યાં તેમનાથી ન અવાય. આપણે રહ્યા નાસ્તિક અને અધર્મી એટલે આપણા ઘરનું અન્ન અને પાણી વાપરે તો તેમનામાં નાસ્તિકપણું દાખલ થઈ જાય. આહાર એવો ઓડકાર એ કહેવત ભૂલી ગયા? માટે હમણાં તેમને જમવાનું કહેશો નહીં!”

લાલભાઇ—" ક્યારના આ ભાઇ આ વાતમાં બોલતા નહોતા. બોલ્યા એટલે સામટો દાવ વાળી નાખ્યો. કાલે તો બીજા ઘણા ગૃહસ્થો આવવાના છે. આ સૂર્યવિજય આચાર્યને બચાવવા કાંઇ પ્રયત્ન કરવો પડશેને ?"

ચંદ્રકુમાર—" ભાઈ રસિકલાલ ! આપણે ચાલો, આપણા ઉપર તે લોકોની મોટી ચડાઈ થવાની છે અને ચડાઇમાંથી મોટી લડાઇ થવાની છે માટે ચાલો." એમ હસતા મુખે કહી રસિકલાલનો હાથ ખેંચી સાહેબજી કહી છુટા પડયા અને મોટરમાં બેશી નદી કિનારે એક સુંદર ઓવારા ઉપર જઈને ગોળ આકારમાં તેઓ ગોઠવાઇ ગયાં.

રસિકલાલે આજના દૃશ્યનો વિષય ઉપાડયો. " આજનો કોરટનો દેખાવ જોવા જેવો હતો. હું તો કોઈ જાણે નહીં તેવી રીતે કારકુન મંડળમાં ગોઠવાઇ ગયો હતો. અથથી ઇતિ સુધી કેસ મેં સાંભળ્યો છે. હું ભૂલતો ન હોઉં તો કોઇ પ્રેસવાળો આજના દેખાવનો ફોટો લેતો હતો. આજનો દેખાવ નાટક અને સીનેમામાં મુકવા જેવો છે. પ્રભુએ સારૂં કર્યું કે ચારે બાજુએથી સારા સંયોગો મળી ગયા. સરિતાના આવવાથી કોરટની લાગણી સાધુ વિરૂદ્ધ સખ્ત થઇ ગઇ છે. જો તેનું ચાલશે તો તેમના ઉપર બરાબર કેસ ઘડી શિક્ષા કરાવશે."

માલતી—" ભાઇ ચંદ્રકુમાર ! હવે આ સરિતા અને કલ્યાણને અહીં તમારી પાસેજ રાખજો, અમરાપુરમાં રાખશો નહીં. કલ્યાણને અંગ્રેજી શાળામાં દાખલ કરાવો."

રસિકલાલ—" મરજી થતી હોય તો મારે ત્યાં બન્નેને રાખો."

સરલા—" એ તો બન્ને ભાઇ બેન મારે ત્યાંજ રહેવાનાં. અમારો એક બીજાનો જીવ મળી રહેલો છે. અમે પણ તેમનાં ભાઈ બેન જેવાં છીએ."

આ શબ્દોની સાથે સરિતાની આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. માલતી સરિતાનું હૃદય સમજી ગઇ તેથી તેનું ધ્યાન ફેરવવા તે બોલી "બેન સરિતા ! જો નદીમાં પેલી બે જર્યોલી બોટોની કેવી સરત ચાલે છે ? જે આગળ જાય તે ઇનામ લે. આવી ઘણી વખત નદીમાં જર્યોલી બોટોની સરતો ચાલે છે. આપણે એક બે દિવસ પછી એવી બોટમાં ફરી આવીશું અને આખું શહેર પણ બતાવીશું. સરિતાબેન ! તમે કયાં સુધી અભ્યાસ કર્યો છે !"

સરિતા—"ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો છે."

માલતી—"અંગ્રેજી અભ્યાસ નથી કર્યો ?"

સરિતા—"ના, વિચાર તો હતો પણ શી રીતે ભણાય !"

માલતી—"અહીં ભણવાની ગોઠવણ કરીએ તો ભણો ?"

સરિતા—"એ અવંતીલાલકાકા જાણે."

આમ વાર્તાવિનોદ કરી રહ્યાં છે એટલામાં પંદર વીસ યુવકોનું ટોળું તે તરફ આવ્યું. તેમનો નાયક આગળ આવી રસિકલાલને કહેવા લાગ્યો "પ્રમુખ સાહેબ ! હવે તૈયાર થાઓ. લડાઈ જાહેર કરવાનો વખત આવ્યો છે. દીક્ષારક્ષક સભાના પ્રમુખ શ્રીયુત લાલભાઈ શેઠ આજે આવ્યા છે, ધરમચંદ શેઠના મકાન આગળ ૧૦–૧૨ શાસનપ્રેમી ગૃહસ્થો ભેગા થયા હતા અને સભ્યતા ભરેલા શબ્દોમાં તમને ચંદ્રકુમારને અને તેમના પિતાશ્રી અવંતીલાલને પેટ ભરી ગાળો દઈ રહ્યા હતા. અમને તો તે સાંભળી સહન થયું નહીં."

રસિકલાલ—"અમને પણ તે શેઠ સાહેબ મળ્યા. સાંજે પાર્શ્વનાથના દેરે દર્શન કરવા ગયા હતા ત્યાં તેમનો ભેટો થયો. અમને પણ કટાક્ષમાં એ શબ્દો સંભળાવ્યા છે. એટલે અમારી ગેરહાજરીમાં તે ગમે તેમ બોલે એમાં કાંઇ નવાઈ નથી. કહો હવે તમે શું કરવા માગો છો ?"

નાયક—"તમે આપણા અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજના પ્રમુખ છો, એટલે અમે યુવકો તમને પુછીએ કે તમે અમને પુછો?

અમે તો તમારા હુકમની રાહ જોઇ રહ્યા છીએ. અમે એક વાર આ સ્થળે આવી ગયા હતા પણ તમને ન દેખ્યા એટલે જરા આગળ આંટો મારી ફરી આવ્યા."

રસિકલાલ—"અમને દેરાસર આગળ વાર લાગી. મારી ઇચ્છા એવી છે કે આપણે શાંતિથી જોયા કરવું. સૌ સારાં વાનાં થશે. ધાંધલ કરવાની જરૂર નથી, તે જે કરે તે કરવા દો."

માલતી વચ્ચે બોલી "તમારી આ વાત મને બીલકુલ પસંદ પડતી નથી. સાધુઓ આવા ( કલ્યાણને બતાવી ) નાના છોકરાને માબાપથી વિખુટો પાડી છાની રીતે દીક્ષા આપી દે અને હવે શાંતિ રાખો એવો ઉપદેશ કરો તે શા કામનું ? તેનાં માબાપ મરી ગયાં છે, એ તો ઠીક થયું કે સરકારે કેસ ઉપાડ્યો અને આ તેની બેન સરિતાનો મેળાપ થયો, નહીં તો શું પરિણામ આવત ? તેને ક્યાંહી નસાડી મુકત. માટે તમારા મંડળને આવી શાંતિનો પાઠ ભણાવી નિરૂત્સાહી ન બનાવો. આવા વખતે તમારી શાંતિ તે "અશક્તિમાન ભવેત્ સાધુ." જેવી શાંતિ માનું છું. જો તમે હવે નરમ પડશો તો જરૂર તેમના ભક્ત શેઠીઆઓ તમારા માથા ઉપર પ્રપંચ કરીને ચડી બેસશે, માટે હવે તો "શઠં પ્રતિ શાઠ્યં કુર્યાત્" એ સિદ્ધાંત હાથમાં લીધા વિના છુટકો નથી. તે હથીઆરથીજ આવા હઠીલા આચાર્યો પાંસરા થશે. "શઠં પ્રતિ સત્યં કુર્યાત્" કર્યાથી કેટલીક બિચારી સ્ત્રીઓ છતા ધણીએ વિધવા જેવી બની રહેલી છે, ધણીઓને ભરમાવી છાની રીતે નસાડી સ્ત્રીઓને રોતી કકળતી મુકી ચેલા બનાવી ઉપાડી જાય છે માટે હવે તો આ યોદ્ધાઓને જોર આપો, તેમના ઉત્સાહને નરમ ન પાડો. એક વખત ધાક બતાવ્યા વગર આવા હઠીલા સાધુઓ સીધા થવાના નથી."

આ શબ્દો સાંભળતાંજ બધા યુવકોએ ખુબ જોરથી તાળી પાડી અને માલતીના શબ્દો ઉપાડી લીધા. જોઇતું હતું ને વૈદ્યે કહ્યું. તેમની મનોવાંચ્છનાને ટેકો મળવાથી હર્ષિત થયા.

નાયક—"માલતી બેન! અમારા પ્રમુખ સાથે હમેશની આજ ફરીઆદ છે. તેઓ શાંતિથી કામ લેવા માગે છે તે અમને પાલવતું નથી. જે વખતે કોરટમાંથી છુટી આચાર્ય ધર્મશાળામાં આવ્યા તે વખતે તેમનો હાંકાટો જોયો હોય તો જાણે મીયાં પડયા પણ હજુ તેમની ટાંગડી ઉંચી ને ઉંચી. તે કહે છે કે કલેકટરે શું કર્યું? તેના માથામાં વાગે તેવા જવાબ આપ્યા એટલે તે કાંઇ કરી શકયોજ નહીં, આવવા દો બહારગામથી બધા શેઠીઆઓને, તે પછી બતાવું કે સરકાર શું કરે છે? ધારૂં તો એક વખત કલેકટરને પણ ઉથલાવી નાખું. આ પ્રમાણે તેમના તડાકા સાંભળો તો ખ્યાલ આવશે કે તે કેટલા બધા મક્કમ છે, આપણે તેવા મક્કમ થવાની જરૂર છે."

માલતી—"ભાઇ ચંદ્રકુમાર! મને તમારા પ્રમુખ સાહેબ ખાનગીમાં કહે છે કે જેવી રીતે અયોગ્ય દીક્ષાપ્રતિબંધક સમાજ પુરૂષોનો છે તેવી રીતે સ્ત્રીઓનો સમાજ બનાવો, એક બાજુ આવી રીતે કહે છે અને બીજી બાજુ પોતે શાંતિ ધારણ કરવાનું કહે છે. હવે કયાં સુધી શાંતિ? "લશ્કર આતા હે તો આને દો" ઠેઠ મહેલ સુધી લશ્કર આવ્યું છતાં પણ "આને દો" એ ઠીક નહીં. હવે કયાં સુધી રાહ જોવી?"

માલતીની આવી ગર્જનાથી યુવકોમાં ખુબ જાગૃતિ આવી. નસે નસ નવું ચેતન રેડાયું હોય તેવો અપૂર્વ ઉત્સાહ તમામના મુખ ઉપર પ્રકાશી રહ્યો.

રસિકલાલ—"આપણે તો બોલવા કરતાં કામ કરી બતાવવું. બોલવું થોડું અને કરવું ઘણું. વળી વિશેષમાં શેકસપીઅર કહે છે કે Give every man thine ear but few thy voice."

ચંદ્રકુમારે દલીલ કરી "ભાઇ રસિકલાલ! અહીં આપણો મતભેદ થશે. સંયોગો ઉપર ધ્યાન આપો. આ સાધુઓની પ્રવૃત્તિ તરફ તમે લક્ષ આપો. તેઓ વ્યાખ્યાનમાં બોલી બોલી કામ કાઢી લે છે. અંધ-શ્રદ્ધાળુ ધર્મ ઘહેલા શ્રાવકો તેમના અવાજથી અને તાડુકાથી અંજાય

છે, અને કહે છે કે "શું તેમની સુંદર વાણી ! શું તેમનો કંઠ ! શું તેમનો જુસ્સો ! શું તેમનું જ્ઞાન ! શું તેમનો ઉપદેશ !" આમ સાધુઓ અજ્ઞાન ભોળા માણસોને વાક્‌ચાતુર્યથી ફસાવે છે માટે આપણે પણ તેમના જેવા બરાડા પાડતાં શીખવું, સભાઓ ભરવી, લોકોને સમજાવવા, લેખો લખી ખૂબ પ્રજામત કેળવવો અને ખરી વસ્તુ પ્રકાશમાં લાવવી, માટે યુવકો કહે તે પ્રમાણે આપણે પગલાં ભરવાં."

રસિકલાલે હસીને જવાબ આપ્યો "ચાલો આજથી ચંદ્રકુમાર કહે તેમ કરવું. બોલો યુવક બંધુઓ ! શી મરજી છે ?"

આ શબ્દો સાંભળી યુવકો ત્યાં બેઠા, અને તેમણે વાત ઉપાડી "જે પ્રમાણે તે લોકો મહાજન મેળવે તે પ્રમાણે આપણે આપણો સમાજ મેળવવો, ઠામઠામ ભાષણો આપવાં, છાપામાં પતિત સાધુનાં સત્ય પોત જાહેરમાં મુકવાં, જેથી તે ફીટકારને પાત્ર થાય. જે જે સાધુઓ અને આચાર્યો પોતાના આચારમાં રહી જૈનસમાજનો ઉદ્ધાર કરી રહ્યા છે તેમની પાસે વ્યાખ્યાનો કરાવવાં અને લોકોની આંખો ઉઘાડવી. આ અમારા પોકારનો સાર છે."

રસિકલાલ—"તમારી હકીકત સમજ્યો. સાંભળો, કલેકટરના હુકમ પ્રમાણે પાંચ દિવસ સુધીમાં દસ હજારના બે જામીન આચાર્યે આપવાના છે એટલે તેમની મદદમાં ઘણા શ્રીમંતો આવશે, તેમને આવવા દો, મહાજન ભરવા દો, આપણે પણ તે સભામાં જવું અને સામા થવાનો પ્રસંગ આવે તો સામા થવું. હું લગભગ આખો દિવસ ઘર આગળ હોઉં છું. ગમે તે વખતે આવો અને ઘડીઘડીની ખબર આપતા રહો. ખરચ કરવા માટે તમારે કાળજી કરવાની નથી. જેટલાં એ પગલાં ભરશે તેથી આપણે બમણાં પગલાં ભરીશું. કાલે મારે ત્યાં આવો અને શું કરવું તે નક્કી કરીએ."

રસિકલાલના આવા ઉત્સાહના શબ્દો સાંભળી યુવકોએ તાળીઓ પાડી અને સંતોષ પામી ત્યાંથી ચાલતા થયા. થોડી વાર પછી રસિકલાલ માલતી વીગેરે પણ ચંદ્રકુમારના ઘર તરફ વિદાય થયાં. ત્યાં જઈ

ચંદ્રકુમાર રસિકલાલ અને અવંતીલાલ અગાશીમાં ખુરશીઓ નાખી બેઠા. અવંતીલાલ ઠરેલ વિચારના અને પૂરા અનુભવી હતા. વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ હતા. લગભગ તમામ સાધુઓના સહવાસમાં આવેલા હતા, તેથી કેટલાક પતિત સાધુઓની પોલ સારી રીતે જાણતા હતા. તેમાંના કેટલાક તો તેમનાથી દબાયેલા હતા, કારણ કે સાધુ સમજી, બહાર ધર્મની હેલના થશે તે જાણી જવા દીધેલા હતા, વાતનો પ્રસંગ નીકળતાં તે બોલ્યા "આ આચાર્ય વિનાકારણ ખોટી ધમાલ કરે છે, તે કેટલા આચારમાં છે તે તેમના સંબંધમાં આવનાર દરેક જાણે છે, તેમની પાસે જે ચકોરવિજય સાધુ છે તે સર્વ અવગુણ સંપન્ન છે. તેમના ભવાડાનો પાર નથી. અમારે ત્યાં તે ચોમાસું હતા ત્યારે મેં આચાર્યને ખાનગીમાં સાફ કહેલું કે ચકોરવિજયને કાઢો, નહીં તો તમે પણ વગોવાશો, પણ તે ક્યાં કોઇનું માને તેવા છે ? તેમના ગુમાનમાંથી હાથ કાઢતા નથી. તેમના પક્ષમાં કેટલાક શેઠીઆ છે તે તેમને ચડાવે છે એટલે તે ચડે છે અને અવિચારી પગલાં ભરે છે. હું ધારૂં છું કે એક બે દિવસમાં તેમના કેટલાક ખાંધીઆ આવશે અને ધાંધળ મચાવશે પણ ખરા. સંઘમાં કલેશ કરાવશે. બાકી તેમનાથી બીજું કાંઈ પણ થવાનું નથી. પોલીસ આગળ શું કરી શક્યા ? કલ્યાણને આપવો પડ્યો. કલેકટર ઉદાર દિલનો હોવાથી આચાર્ય જાણી કેટલુંક દરગુજર કરતો હતો. કડક હોત તો તેમને સમજ પડત. આપણા શ્રીમંત ભકતો એવા ધહેલા છે કે સાધુ આચારમાં ન હોય, પતિત હોય તો પણ તેને નિભાવી તેમના દુરાચારોને ઢાંકી રાખે છે, આથી તેઓ જોરમાં આવે છે અને દુરાચારોમાં વધારો કરતા જાય છે, અને પ્રસંગ આવે ભગવતીદાસ જેવા ગરીબ માણસની બેકારીનો લાભ લઇ તેને દબાવી પૈસાના બળે છોકરો ઉપાડે છે."

આ પ્રમાણે તેમના અનુભવની કેટલીક વાતો સાંભળી પરિસ્થિતિથી વાકેફગાર થઇ રસિકલાલ નીચે આવી માલતીને લઈ ઘેર ગયો.

---

# પ્રકરણ ૧૮ મું.

## જૈન મહાજન અને આચાર્યની ઉશ્કેરણી.

* Pride goeth before destruction and an haughty spirit before a fall. —( Bible-Proverbs )

†न निर्मिता केन न दृष्टपूर्वा । न श्रूयते हेममयी कुरंगी ।
तथापि तृष्णा रघुनंदस्य । विनाशकाले विपरीत बुद्धिः ॥

કલેકટરની કચેરીમાં દીક્ષાપ્રકરણ પૂરૂં થયા પછી બીજા દિવસે "પ્રજા પોકાર" વર્તમાનપત્રમા તે તપાસનો સંપૂર્ણ હેવાલ સાંજે પ્રકટ થયો, તંત્રીએ અગ્રલેખ લખવામાં અને ટીકા કરવામાં બાકી રાખી નહીં. કલ્યાણની ગુપ્ત દીક્ષાનો ભવાડો જાહેરમાં આવ્યો. આચાર્ય અને ચીમનલાલની પૂરી ફજેતીનો ચંદરવો બંધાયો. " આચાર્યના દસ હજારના જામીન – અયોગ્ય દીક્ષાનું ધતીંગ – આચાર્યનાં પરાક્રમો – અસત્યમાં પણ સત્ય – ભાઇ બેનનો મેળાપ" એવા આકર્ષક મથાળાવાળા લેખો તે અંકમાં ઉભરાઇ ગયા. જાણે દીક્ષાપ્રકરણનો ખાસ અંક કાઢયો હોય તે પ્રમાણે તે અંકમાં દીક્ષાના અને સાધુના લેખો પાને પાને જોવામાં આવ્યા. શહેરમાં જૈનેતર પ્રજા આ બનાવથી આચાર્યને અને ચીમનલાલ શેઠને ખૂબ તિરસ્કાર કરવા લાગી. કેટલાક તો ખાસ કલ્યાણને જોવા માટે ચંદ્રકુમારને ત્યાં જતા હતા.

બે દિવસમાં બહારગામથી આચાર્યના શ્રીમંત ભકતો આવી પહોંચ્યા. તેમની સાથે તેમના આશ્રિતો યાને ખાંધીઆઓ પણ આવ્યા.

---

* વિનાશ પહેલાં અભિમાન અને પડતીના પહેલાં ગુમાની મિજાજ ઉત્પન્ન થાય છે, અર્થાત્ અભિમાન એ વિનાશનું અને ગુમાનીમિજાજ એ પડતીનું આગામી સૂચન છે.

†સોનાનો મૃગ ઉત્પન્ન થયેલો નથી, કોઈએ જોયો કે સાંભળ્યો પણ નથી છતાં તે મેળવવા રઘુનંદનની ઇચ્છા થઈ. માટે મનુષ્યને વિનાશના વખતે અવળીજ બુદ્ધિ સુઝે છે.

એક શ્રીમંત તો પોતાની સાથે વકીલને પણ લેતા આવ્યા. આ પ્રમાણે આચાર્યને આફતના પંઝામાંથી બચાવવા તેમનું ભક્તમંડળ એકઠું થયું, પણ અત્રેનું વાતાવરણ જોઇ તેમના ટાંટીઆ ટાઇટ ટકી રહ્યા નહીં. ચારે બાજુથી ફીટકારના ધ્વનિ કાને પડતા હતા. "પ્રજા પોકાર"માં સંપૂર્ણ હેવાલ પ્રકટ થયો હતો તેથી લોકો આચાર્યનાં પરાક્રમોથી વાકેફગાર થયેલા હોવાથી આખી જનતા જવાબ આપવાને શક્તિવાન થયેલી હતી. આથી શેઠ લાલભાઇએ જાહેર સભા ભરવાનો વિચાર કરેલો તે માંડી વાળ્યો. માહ વદ ૧૪ ના રોજ ધર્મશાળાના મેડા ઉપર પોતાના પક્ષના માણસોની સભા ભરાઇ. જ્યાં દીવાનો સીધો પ્રકાશ પડતો નહોતો એવા સ્થળે આચાર્ય અને તેમના સાધુઓ આવીને બિરાજમાન થયા. સંવત્સરી પ્રતિક્રમણ વખતના ચાળીસ લોગસના કાઉસગ જેવી શાંતિ ફેલાઇ રહી, જેવા ઉમંગથી બહારથી આવ્યા હતા તેવીજ નિરાશા લોકોના ઉદ્ગારો ઉપરથી ઉત્પન્ન થયેલી હોવાથી શું બોલવું તેનો દરેકને વિચાર થઇ પડ્યો હતો. મનસુખલાલ શેઠ, ધરમચંદ શેઠ, ચીમનલાલ શેઠ વીગેરે નારાજ થયેલા હતા. આ પ્રમાણે પાંચ મીનીટ સુધી જ્યારે કોઇ બોલ્યું નહીં ત્યારે આચાર્યશ્રીએ પોતાની કઠોર ભાષાના શબ્દોની લહાણી શરૂ કરી—

"ક્યારના ભેગા થયા છો પણ કેમ કોઇ બોલતું નથી ? દરેકના મોંઢામાં મગ ભર્યા છે કે શું ? અહીંના શેઠીઆ પાણીમાં બેઠા એટલે તમે બહારગામના પણ તેમની શરમમાં તણાઇ પાણીમાં બેઠેલા જણાઓ છો. ધિક્કાર છે તમને ! તમો આવા શ્રીમંતો અને તમારા આચાર્યના માથા ઉપર આટલી બધી આફત ? તમારો પૈસો શા કામમાં આવશે ? અસલના શ્રાવકો સાધુ માટે મરી ફીટતા હતા, અને હાલના તમે બધા બાયલા હીજડા જેવા થઇને બેઠા છો. ભર કોરટમાં પેલો સાળો બદમાસ અત્રંતીડો ગમે તેમ બોલી ગયો તેને તમે કોઈ કાંઇ કરી શકો નહીં ? શરમ છે તમને ? તમે તે શ્રાવક છો કે કોણ છો ? જૈન ધર્મ માટે અમે પ્રાણ આપી ધર્મ ટકાવીએ અને તમે અમને

ટેકો આપો નહીં! પહેરો બધા હાથે બંગડીઓ અને ઓઢો સાડીઓ! ધર્મ માટે તો લોહી છાંટવું જોઇએ."

આવી મધુર વચનામૃતની વૃષ્ટિઓ વરસવાથી લાલભાઇ શેઠ ધીમે રહી બોલ્યા "મહારાજ! આટલા બધા ગુસ્સે ન થાઓ. અમે કાંઈ મરી ગયા નથી. વખત આવે જોઇ લેવાશે! તે લોકોને છુંદી નાખતાં વાર શી? લાખ બે લાખ રૂપીઆ તોડી નાખીશું પણ તેમને ખરાબ કરીશું. તમે જરા પણ ગભરાશો નહીં, શાંતિ ધારણ કરો."

આચાર્ય—"શાંતિ તે શી રીતે રહે? આ સાળો બાયલો ચીમનલાલ શેઠ પોલીસે ધમકાવ્યો અને દાબ દીધો એટલે બધું બકી વળ્યો. ફોજદારને ઘરમાં શું કરવા પેસવા દીધો? મારી લાતને કાઢી મુકવો હતો. પેલો સાળો મનહરીઓ સાધુ પણ પોલીસથી ડરી ગયો. મને આવી ખબર હોત તો આ ગામમાં પગ મુકત નહીં. 'સાહેબ રહો, સાહેબ રહો, આમ કરીશું તેમ કરીશું,' એમ કરી મને વળગ્યા અને મને રોકયો. પેલો સાળો ધરમચંદ શેઠ અઠ્ઠાઇઓત્સવ લઇ બેઠો અને હાથે કરી આ તોફાન કરાવ્યું. બાયલાથી કાંઈ બને નહીં અને મોટી મોટી વાતો કરે. અણી વખતે સૌ નાશી જાય. લાલભાઈ શેઠ! આ શહેર મને હવે કડવું ઝેર જેવું થઈ ગયું છે માટે તમે કાલે જામીન આપી અમને છુટા કરો એટલે અહીંથી વિહાર કરી ઉપડી જઇએ. હવેથી અહીંનું પાણી પીવામાં મહા પાપ છે. જ્યાં આવા અધર્મી અને નાસ્તિકો રહે ત્યાં કયાંથી સુખ હોય? આ તમામ તોફાનને માટે ધરમચંદ જોખમદાર છે. આ શહેરમાં આવા ભયંકર માણસો હતા તો જખ મારવા મને અહીંઆં રોકવા આગ્રહ કર્યો? મીઠું મીઠું બોલી નાશી જાય, મોટી મોટી બડાઇઓ હાંકયા કરે પણ અણીનો વખત આવ્યો કે તેમનું પોકળ જણાઈ આવ્યું. ધરમચંદ! હું તમને ઓળખું છું, તમે માત્ર બોલવામાંજ છો. આ બનાવનું પાપ તમારા માથે છે, સમજ્યા? તમારા જેવા દગાબાજ ભકતો મારે જોઈતા નથી. જાઓ તમારૂં કાળું કરો. શું મ્હોં બતાવતા હશો?"

લાલભાઇ—"મહારાજ! આમ ક્રોધ ન કરીએ, સંઘમાં કાંઇ સૌ સરખા હોય? માટે તમારે મોટું દિલ રાખવું જોઈએ."

આચાર્ય—"શું મોટું દિલ રાખીએ? આ સાળો ધરમચંદજ એવો છે. તેને લીધેજ આ ભવાડો થયો."

અત્યાર સુધી તો ધરમચંદ શેઠ ગમ ખાઇને શાંત બેશી રહ્યા હતા પણ વારંવાર ગાળોના પ્રહાર થવાથી ક્રોધાયમાન થઈને બોલ્યા "મહારાજ! સાળા, સાળા, શબ્દો ન વાપરો, તમે તે સાધુ છો કે કોણ છો? તમારા માટે મરી મટીએ અને પરિણામે આવાં ખાસડાં મારો તે અમને શી રીતે સહન થાય? પાસે રહી ધામધુમથી બે દીક્ષાઓ અપાવી, વરઘોડો ચડાવ્યો, અઠ્ઠાઇઉત્સવ ભણાવ્યો, એ રીતે આ શહેરમાં ચોથો આરો વર્તાવી દીધો તેમાં તમને શું વિઘ્ન આવ્યું? વાંક તમારો છે અને ગાળો મને આપો છો? ચીમનલાલ શેઠને ત્યાં છાની દીક્ષા આપી અને તે વાત પકડાઇ, તેમાં રજનું ગજ થયું, શું આ મારૂં કામ છે? ચીમનલાલને ત્યાં છાની દીક્ષા આપવાનું સ્થળ રાખેલું છે, ત્યાં કેટલી બધી છાની દીક્ષાઓ અપાય છે અને ઝગડા ઉભા થાય છે તે તમે નથી જાણતા? પાપનો ઘડો ભરાય એટલે ફુટયા વગર રહે? તમને ચેલાનો લોભ કયાં ઓછો છે? જે આવ્યો તેને મુંડયો, જે આવ્યો તેને મુંડયો, પાછળ વળીને જોતાજ નથી, મને ઝાઝું બોલાવશો નહીં" એમ કહી ધરમચંદ ત્યાંથી રીસાઇને ઉઠવા લાગ્યા.

લાલભાઇએ તેમનો હાથ પકડી બેસાડયા. લાલભાઇ મનમાં સમજ્યા કે હવે બાજી હાથથી ગઇ, ઘર ફુટે ઘર જાય, એવો કીસ્સો ઉભો થયો. તેથી ધીરજ રાખી લાલભાઈ કહેવા લાગ્યા "ધરમચંદ શેઠ! આમ ગુસ્સે ન થાઓ. મહારાજનો સ્વભાવ તમે નથી જાણતા? આપણે તેમના શબ્દો ઉપર ધ્યાન આપવું ન જોઇએ. આ શહેરમાં તમે ધર્મના થાંભલા રૂપ છો તે અમે નથી સમજતા? અત્યાર સુધી તમે ધર્મ જાળવી રાખ્યો છે. મહારાજનો સત્કાર કર-

વામાં પણ તમે આગેવાની ભર્યો ભાગ બજાવ્યો છે તે મહાજનના જાણવામાં છે. માટે આમ રીસાઈને જશો તો બહાર ખરાબ દેખાવ થશે અને આપણા વિરોધીઓ ખુશી થશે. મહારાજ સાહેબ ! હવે તમે પણ બોલશો નહીં. તમે ક્રોધમાં જરા આકરા શબ્દો બોલી જાઓ છો એટલે તેમને ખોટું લાગે છે."

વચ્ચે ધરમચંદ બોલ્યા "શું લાલભાઇ ! આ તે બોલવાની રીત ? આ તો સેવાનો બદલો આપતા હશે. રાતદિવસ અમે બધા તેમની સેવામાં હાજર રહીએ છીએ, દાસની માફક કામ કરીએ, જે જોઇએ તે તમામ લાવી આપીએ, તમે બે દિવસથી આવ્યા છો, જુઓ આ ધર્મશાળામાં કેવી તેમને સવડ કરી આપી છે ? મહારાજના મુખમાંથી શબ્દ નીકળ્યા કે " રાત્રે મચ્છર કરડે છે માટે ન કરડે તેવી ગોઠવણ થાય તો ઠીક " આટલા શબ્દો નીકળતાંની સાથેજ જુઓ ઝીણા મલમલની મચ્છરદાનીઓ દરેક સંથારાએ બાંધી દીધી છે તેમને વાંદવા આવનાર ગૃહસ્થ અને બાઈઓ માટે ખાસ રસોડું આજ ધર્મશાળામાં ઉઘાડેલું છે. દરરોજ ઉમદા ભોજન બનાવવામાં આવે છે, ઉકાળેલા પાણીની પણ તજવીજ રાખેલી છે. કાપ કાઢવા માટે સાબુનો કોથળો પણ ઓરડીમાં ભરી રાખ્યો છે. જંગલમાં દલ્લે જવાની તસ્દી પડે તે માટે જુઓ અરીસાભુવન જેવું દલ્લે જવાનું સ્થાન બાજુમાં બનાવી આપ્યું છે, ચેલાઓને ભણાવવા માટે એકના બદલે બે પંડિતોની જોગવાઇ ચાર માસ માટે કરી આપી છે. તે તેમની સાથે વિહારમાં રહેશે. આટલું બધું કરી આપ્યા છતાં પણ બદલામાં આવો અમને આશીર્વાદ ! ! અમને ખોટું ન લાગે લાલભાઇ શેઠ ?"

લાલભાઈ—" જુઓ ધરમચંદ શેઠ ! આપણે તો આપણી ફરજ બજાવવી જોઇએ. જે આપણે કરીએ તે બધું ધર્મ સમજી કરવાનું છે. હવે તમે શાંત રહો. અત્યાર સુધી નિભાવ્યું તેવું એક બે દિવસ નિભાવી લો. પેટ મોટું કરો."

ધરમચંદ—"શું પેટ મોટું કરૂં? પેટ મોટું કર્યાનીજ આ મ્હો-કાણુ ઉભી થઇ છે! જેમ જેમ મહારાજ માગતા ગયા તેમ તેમ અમે આપતા ગયા તેથી તે વધારે ચડતા ગયા, મને ઝાઝું બોલાવશો નહીં. જૈનેતર પ્રજામાં મારે કેવું સાંભળવું પડે છે તેનો મહારાજને ક્યાંથી ખ્યાલ હોય? મને બહુ નહીં છેડવામાંજ ફાયદો છે. લાલભાઈ! મારૂં પેટ અંદરથી તો બળી જાય છે, મહારાજના નિમિત્તે આ શહેરના સંઘે પાંચ સાત હજાર રૂપીઆ ખરચ્યા અને છેવટે આશીર્વાદ આપ્યો કે "આ શહેરનું પાણી પીવું નહીં." આચાર્યને બોલતાં કાંઇ વિચાર પણ આવતો નથી. એમ કહો કે અમે ચાર પાંચ જણા હતા તે આટલું કરી શકયા. નહીં.તો વિરોધીઓનું મંડળ એવું છે કે તેમને ઠેઠ પહોંચાડી દેત, સમજ્યા લાલભાઇ?"

લાલભાઇ—"હવે બંનેને હાથ જોડી કહું છું કે શાંત થાઓ. પાછલી તમામ વાત ભૂલી જાઓ અને કાલ આપણે શું કરવું તે મુદ્દાની વાત ઉપર આવી જાઓ."

ન્યાતના શેઠ—"કલેકટરના કહેવા પ્રમાણે જામીન થાઓ એટલે પરવાર્યા. જ્યારે જ્યારે સરકારને જરૂર જણાશે ત્યારે ત્યારે બોલાવશે, તે સંબંધી આગળ ઉપર વિચાર કરી લેવાશે."

આચાર્ય—"લાલભાઈ! કાલ જે કરવાનું હોય તે કરી લો, મારે હવે અહીંઆં રહેવું નથી. મેં સૌને જોઈ લીધા. ધરમચંદ બોલ્યા એ સાંભળ્યુંને? તેમનો એકે એક શબ્દ ટાંકી લેજો. જ્યારે તે આવું બોલે ત્યારે વિરોધીઓ બોલે તેમાં શું આશ્ચર્ય? હું તો સમજતો હતો કે તમે સૌ ભેગા થઈ પેલા વિરોધીઓનું વેર વાળવા તેમને સંઘ બહાર મુકશો અને તમારી લાગવગનો અને પૈસાનો ઉપયોગ કરી તે તોફાની અધર્મી લોકો ઉપર કેસ કરી તેમને જેલજાત્રાએ મોકલશો, જેથી પાછા બોલી શકેજ નહીં. પણ જ્યાં તમારામાંજ આવી ફુટા ફુટ અને ધરમચંદ જેવાજ મને ગમે તેમ બોલી જાય ત્યાં પછી બીજી શી વાત કરવી? લાલભાઈ! એ કામ તમારાથી ઉપડશે,

દીક્ષા રક્ષક મંડળને હવે બરાબર જાગૃત કરો, તમે તેના પ્રમુખ છો. સુસ્ત કામ ન રાખો. પડતી બુમે હાજર થાઓ."

લાલભાઈ—"ન્યાતના શેઠનો તાર આવવાથી મીલના તમામ કામો પડતાં મુકી કનકનગરથી તરતજ હું અત્રે આવી આપની સેવામાં ખડો થયો, આપણું મંડળ સુસ્ત નથી, અહીઆં આપણા મંડળ વિરૂદ્ધ અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ સ્થપાયો છે તે હું જાણુ છું."

આચાર્ય—"તેના પ્રમુખ કોણ છે તે તમે જાણો છો?"

લાલભાઈ—"હા સાહેબ. પ્રમુખ પેલા રસિકલાલ છે. તે માણસના વિચાર ખોટા નથી."

આચાર્ય—"તમે ભૂલો છો, તે તો આપણી પાસે આવે છે, મીઠું મીઠું બોલે છે અને આપણો ગાળ લઈ જાય છે, વિદ્વાન અને હોંશિઆર છે, પણ તે બધું અવળા રસ્તે દોરવાઈ ગયું છે. છેવટે તો તે અંગારા, મીઠું તોએ તેલ, વર્ધમાનવિદ્યાલયમાંથી પાકેલાને? તેથી તેમને આપણા શબ્દો ઉપર કયાંથી શ્રદ્ધા બેસે? તે સર્વને અભવી જીવો સમજવા. મને તો રાત દિવસ વિચાર થાય છે કે આ અભવી જીવોની શી દશા થશે? આવી વિદ્યાલયો સ્થાપવાથી શું પુણ્ય થતું હશે? શું સમજીને તેમાં લોકો પૈસા આપતા હશે? મને તો આ બાબત ઘણીજ દિલગીરી થાય છે. એ રસિકલાલને વર્ધમાન વિદ્યાલયનો ચેપ ન લાગ્યો હોત તો જરૂર જૈનમાં હીરો પાકત હીરો! પણ તેનો ચેપ લાગવાથી પથરો પાકયો છે."

લાલભાઈ—"તે ભાઇ સાહેબ મને બે દિવસ ઉપર પાર્શ્વનાથના દેરાસર આગળ મળ્યા હતા. મારે તેમની સાથે મેળાપ છે. મશ્કરીમાં પણ આ સંબંધી ઘણી વાતો થઈ હતી. સાથે અવંતીલાલના ચીરંજીવી ચંદ્રકુમાર પણ હતા. તેઓ હાલના જમાનાના પવનના વંટોળીઆમાં પડી ગયા છે. મારે રસિકલાલને ત્યાંજ ઉતરવાનો વ્યવહાર છે પણ અત્યારે આ પ્રવૃત્તિને લઇને તેમને ત્યાં ઉતર્યો નથી. અને જમવાનું પણ કહેલું છતાં મેં ના પાડી. હવે તો સંઘમાં બે પક્ષ

પડી ગયા છે, અને દિલગીરી સાથે કહેવું પડે છે કે આપણા પક્ષમાંથી ઘણા લોકો ખસતા જાય છે, કારણ સમજાતું નથી.”

આચાર્ય—“કારણ ઉઘાડું છે. કોઇને ધર્મ વહાલો નથી. આચાર્યોના શબ્દો ઉપર શ્રદ્ધા નથી. દરેકને જમાના પ્રમાણે ચાલવું અને જુની વાતોને મારી નાખવી છે. આ તેનું કારણ. વળી આવા લોકોને સુધરેલા આચાર્યો ટેકો આપે, ગૃહસ્થાશ્રમ ચલાવવા તેઓ ઉપદેશ કરે, “વર્ધમાન વિદ્યાલય” જેવી સંસ્થાઓ સ્થપાય તેને મદદ કરવા આચાર્યો ભાગ લે, વ્યાયામ શાળાઓ ઉઘડે, કસરત શાળાઓ સ્થપાય, સુવાવડખાનાં નીકળે, આ કારણોથી તેમનો પક્ષ વધે એમાં શું નવાઈ? પણ તેથી શું? આપણે થોડા હઇશું, પણ ચુસ્ત જૈનધર્મી અને પૂરા આસ્તિક હઇશું તો છેવટે આપણોજ જય છે. મહાવીરના પક્ષમાં ફક્ત દોઢ લાખ જૈનો હતા, અને ગોશાળાના પક્ષમાં સાડા-અગીઆર લાખ જૈનો હતા. તેથી શું થયું? છેવટે મહાવીરનોજ જય થયો અને અત્યારે તેમનુંજ નામ અમર રહેલું છે. ગોશાળાનું નામ કે નિશાન રહેલું નથી. માટે લાલભાઈ! તમારા જેવા પુણ્યશાળી શાસનપ્રેમી, ધર્મના સ્તંભ, જૈનોમાં રત્ન સમાન, જ્ઞાનના ઉદ્ધારક, અનાથના નાથ, ધર્મના નામે પ્રાણ પાથરનાર, લાખો બલ્કે કરોડો પૈસા સાધુ સાધ્વીના બચાવ માટે ખરચનાર જ્યાં સુધી હયાત છે ત્યાં સુધી જૈનધર્મ જરા પણ નીચો પડવાનો નથી.”

લાલભાઇ—“સાહેબ! એ બધો આપનો પ્રતાપ છે.”

આચાર્ય—“લક્ષ્મી શા કામની છે? વૈભવ શા કામના છે? જુઓ વૈષ્ણવોની ભક્તિ! તેમના ધર્મગુરૂઓ માટે કેટલું બધું કરે છે? કેવી શ્રદ્ધા રાખે છે? ‘પડ કુવામાં’ કહેતાંની સાથે કુવામાં પડવા ભક્ત તૈયાર થાય છે, તેમની ભક્તિ જેવી ભક્તિ જૈનોમાં હોત તો સમાજનો ઉદ્ધાર કયારનો થઇ ગયો હોત, સવારે વ્યાખ્યાનો વાંચવા પણ અમારે તસ્દી લેવી ન પડત, શ્રદ્ધા હોય તો વ્યાખ્યાનનો સાર ગળે ઉતરે પણ અત્યારે તો તર્કવાદીઓ ભેગા થયા છે, કાંઇ કહે-

વામાં આવે તો તર્ક ઉઠાવી વાતો તોડી નાખે. આચાર્યોના શબ્દો ઉપર શ્રદ્ધાજ નહીં."

લાલભાઈ—"સાહેબ! હવે તો શ્રદ્ધાની વાત કરશો નહીં. મહાવીર ભગવાન કહી ગયા છે કે 'ધર્મ ચારણીની માફક ચળાશે' તેની આ બધી નિશાનીઓ છે, પડતો કાળ આવ્યો છે, માટે મહારાજ સાહેબ! હવે આરામ લો. બહુ પરિશ્રમ ન લો."

આચાર્ય—"પણ એટલું તો ધ્યાનમાં રાખવું કે પ્રસંગ આવે આપણા વિરોધીઓને જોઇ લેવા. ધર્મની વિરૂદ્ધ પડનારની સાથે તો આપણે તેમના જેવા થઈ તેમને દબાવી દેવા જોઇએ અને જેમ બને તેમ મોટી સંખ્યામાં દીક્ષાઓ આપી સાધુની સંખ્યામાં વધારો કરવો, જેથી ઠામ ઠામ વ્યાખ્યાનો આપી અધર્મી જીવોને ધર્મી બનાવે, નાસ્તિકને આસ્તિક બનાવે, અને તેમના આત્માનું કલ્યાણ કરી મોક્ષપદને પ્રાપ્ત કરાવી શકે, તે માટે છુટા હાથથી ખરચ કરો, વિહાર કરવામાં સાધુઓને પૂરતી મદદ કરો, તેમના માટે પ્રાણ પાથરો, તમારો વૈભવ શા કામનો છે? તેમના પ્રત્યેક શબ્દને શાસ્ત્રપ્રમાણ રૂપ માનો. તેમાં જરાપણ શંકાને સ્થાન ન આપો. તેમની આજ્ઞા માથે ચડાવો. તેમના બોલ ઉપાડી લો. તેમ કરશો તોજ તમારૂં કલ્યાણ છે. નહીં તો ભવસાગરમાં રખડયા કરશો. લાલભાઈ શેઠ! હું તો આ શ્રાવકોથી કંટાળ્યો. માટે કાલે કોરટની જે વિધિ કરવાની હોય તે કરો એટલે અત્રેથી વિહાર કરી અમે બીજા ગામ જઇએ."

રાત વધારે વીતી જવાથી ગૃહસ્થો ત્રિકાળ વંદના કરી ત્યાંથી વેરાઇ ગયા. બીજા દિવસે અમાસ જેવો અશુભ દિવસ હોવાથી તે જવા દઈ ફાગણ સુદ ૧ ના રોજ કલેકટરની પાસે શેઠ લાલભાઇ તથા બીજા બે ગૃહસ્થો જઈ જામીન સંબંધી તમામ તજવીજ કરી આવ્યા અને કલેકટરે સાધુ સાધ્વીઓને વિહાર કરવાની રજા આપી.

# પ્રકરણ ૧૯ મું.

## અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ.

## રચનાત્મકકાર્યક્રમ. ભગિનીસમાજની સ્થાપના.

* Let courage be proved by deeds and not by words.

વિકટોરીઆ દરવાજે જ્યાં દીક્ષામહોત્સવ ઉજવવામાં આવ્યો હતો તેજ સાર્વજનિક ધર્મશાળામાં ફાગણ સુદ ૧ ની રાત્રે આઠ વાગે અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજનો એક મોટો ભવ્ય મેળાવડો રચનાત્મક કાર્યક્રમ ઘડવા માટે ભરવામાં આવ્યો. સમાજના સભાસદો ઉપરાંત પ્રેક્ષક તરીકે સરકારી અમલદારો અને ઘણા જૈન તેમજ જૈનેતર ગૃહસ્થોને આમંત્રણ કરવામાં આવ્યાં હતાં. આશરે એક હજાર પુરૂષો અને સો સ્ત્રીઓએ હાજરી આપી હતી. દરખાસ્ત મુકાતાં અને સર્વાનુમતે અનુમોદન મળતાં તાળીઓના ગડગડાટ વચ્ચે રા. બા. અશ્વિનીકુમાર વિજયકુમાર એમ. એ. એલએલ. બી. વકીલે પ્રમુખસ્થાન લીધું અને બુલંદ અવાજે પોતાનું ભાષણ શરૂ કર્યું—

મારા જૈન બંધુઓ, સુશીલ બેનો અને ગૃહસ્થો !

આ ભદ્રાપુરી શહેરમાં આ અઠવાડીઆથી ઘેર ઘેર જૈનદીક્ષાની વાતો ચાલી રહી છે, વર્તમાન પત્રોમાં પણ દીક્ષાના ભવાડા વાંચીએ છીએ, દીક્ષાના ખટલા સરકાર દરબારમાં પણ ચડયા. આમ દેશ પરદેશમાં જૈનોની નાલાશી થઇ રહી છે. આનું મૂળકારણ જે અયોગ્ય દીક્ષા છે તેને એકદમ નાબૂદ કરવા માટે પ્રજામત કેળવવા વ્યવહારૂ પગલાં ભરવા, રચનાત્મકકાર્યક્રમ ઘડવાના ઉદ્દેશથી આજે આ અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ ભરવામાં આવ્યો છે. હાલમાં કેવી પરિસ્થિતિ ઉત્પન્ન થઇ છે તેનો થોડોક ખ્યાલ આપવાની જરૂર હોવાથી તે સંબંધી કેટલુંક વિવેચન કરવાની આવશ્યકતા છે.

---

* વાણીથી નહીં પણ વર્તનથી હીંમત અને બળ સાબીત કરી બતાવો.

સુજ્ઞ સભાસદો અને પ્રેક્ષક સજ્જનો! જો કોઇના મનને એવો ખ્યાલ હોય કે આ સમાજ દીક્ષાની વિરૂદ્ધ છે તો તે ખ્યાલ મનમાંથી કાઢી નાખજો. પરંતુ કેટલાક મુનિ મહારાજો અને આચાર્યો જેઓ શિષ્ય પરિવાર વધારી ગણધર પદવી લેવા તીવ્ર અભિલાષા રાખે છે, પોતાને ધર્મોદ્ધારક કહેવડાવવા માગે છે અને ચેલા માટે અયોગ્ય વર્તન ચલાવે છે તેમણે પવિત્ર દીક્ષાને તદન અધોગતિમાં લાવી મુકી છે. તેમની પ્રવૃત્તિથી દીક્ષા શબ્દ ઠામે ઠામ તિરસ્કાર પાત્ર થઈ પડયો છે. કયાં મહાવીર સ્વામી ભગવાને લીધેલી ભાગવતી દીક્ષા અને કયાં હાલના કેટલાક સાધુઓએ ચલાવેલી અયોગ્ય દીક્ષા? આકાશ પાતાળ જેટલો ફેર છે. એકમાં દયા બીજામાં નિર્દયતા, એકમાં શાંતિ બીજામાં કલેશ, એકમાં અહિંસા બીજામાં હિંસા, એકમાં સત્ય બીજામાં અસત્ય, એકમાં હૃદયની શુદ્ધિ બીજામાં કપટ અને પ્રપંચ, એકમાં વચનનું પાલન બીજામાં વચનભંગ, એકમાં માતૃભક્તિ બીજામાં માતૃભક્તિનું ખૂન, એકમાં ઘેર ઘેર આનંદ બીજામાં શોક, અશ્રુપાત અને હાયપીટ; કેટલો બધો ફેરફાર?! આ પ્રમાણે કેટલાક સાધુઓએ દીક્ષાની આ દુર્દશા બનાવી મુકી છે ત્યારેજ આવી દીક્ષા માટે આટલો બધો વિરોધ ઉભો થયો છે. આપણા છેલ્લા ચોવીસમા તીર્થંકર મહાવીર ભગવાનની પવિત્ર દીક્ષાને ઠોકરે મારી કેટલાક અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુઓ મનસ્વી દીક્ષાની પ્રવૃત્તિઓ ચલાવી રહ્યા છે. "બાવા બેઠા જપે જે આવે તે ખપે" એ પ્રમાણે પાત્રતા જોયા શીવાય ગમે તેનું માથું મુંડી કપડા પહેરાવી ઉપાશ્રયમાં ગોઠવી દે છે. મા પાછળ છાતી કુટી કલ્પાંત કરતી હોય તોપણ તેની તે દરકાર કરતા નથી. યુવાન બૈરી છાજીઆં લેતી હોય તો પણ તેમનું હૃદય પીંગળતું નથી, છોકરાં ટળવળનાં હોય તો પણ દયા આવતી નથી (શરમ! શરમ!). બસ દીક્ષા દીક્ષા અને દીક્ષા. યેન કેન ઉપાયેન દીક્ષા આપવામાં અધર્મ ચલાવી જૈનધર્મને વગોવી રહ્યા છે. વર્તમાનપત્રોમાં તેની દીક્ષાના કેટલા બધા બનાવો વાંચીએ

છીએ તે આપ જાણો છો. આવી અયોગ્ય દીક્ષા અટકાવવા માટેજ આ અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજની સ્થાપના કરવામાં આવી છે. તે માટે તેના ઉત્પાદકને ખરેખર ધન્યવાદ ઘટે છે.

આ સ્થળે મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે કેટલાક મુનિ મહારાજો પાટે ચડી જે વખતે વ્યાખ્યાન વાંચે છે તે વખતે એવી ડાહી ડાહી વાતો કહે છે કે જાણે તે સર્વ ગુણો તેમનામાં ભરેલા હશે અને તે પ્રમાણે વર્તન રાખતા હશે. પણ ઘણી વખત 'પોથી-માંનાં રીંગણાં' જેવું જોવામાં આવે છે. વાંચતી વખતે કહેશે કે જુઠું બોલવું નહીં, જુઠું બોલવામાં પાપ છે, પણ નીચે ઉતર્યા કે મૃષાવા-દનું સેવન કરે છે. ગુમ થયેલા છોકરાનો બાપ આવીને પુછે કે મહારાજ! મારો છોકરો બતાવો! ત્યારે જાણતા હોય તો પણ કહેશે કે હું જાણતો નથી. વાંચતી વખતે કહેશે કે ચોરી કરવી નહીં, ચોરી કરવામાં પાપ છે. નીચે ઉતર્યા કે ગુમ થયેલા પતિની સ્ત્રી આવીને પુછે કે મહારાજ! મારો ધણી બતાવો. પોતેજ ઓરડીમાં સંતાડેલો હોય છતાં સાધુ જવાબ આપશે કે તારા ધણીને કાંઈ મેં સંતાડ્યો છે કે શાંડ તું મારી પાસે માગવા આવી છે? કોણ તારા ધણીની વાત જાણે છે? પાટે ચડી ઉપદેશ દેશે કે હિંસા કરવી નહીં, કોઇનું દિલ દુઃખાવવામાં પણ પાપ થાય છે, પોતાના આત્મા જેવો પારકાનો આત્મા માનવો, અહિંસાધર્મ પાળવો, તેમ નહીં કરવાથી ઘણુંજ પાપ લાગે છે અને આ જીવને નરક અને નિગોદનાં દુઃખ ભોગવવાં પડે છે. મહારાજ પાટેથી નીચે ઉતર્યા કે મા, સ્ત્રી છોકરાં અને સગાં વહા-લાંને રોતાં રઝળતાં મુકી યુવાન છોકરાને દીક્ષા આપી દેવામાં જરા પણ આંચકો ખાતા નથી. (શરમ! શરમ!) શું આ હિંસા નહીં? આ તો બોલવું કાંઇ અને ચાલવું કાંઇ! તેમના શબ્દો ઉપર શી રીતે શ્રદ્ધા રહે? માટેજ આવા કેટલાક સાધુઓની પ્રવૃત્તિ સામે આપણે કટી બદ્ધ થયા વિના છુટકો નથી. આપણે જોઈએ છીએ કે આવી રીતે એકઠા કરેલા ચેલાઓમાંથી કેટલાક નાશી જાય છે, કેટલાક

દુરાચારી થાય છે, કેટલાક આચારમાં શિથિલ થાય છે અને પરિણામે તમામ સાધુઓની વગોવણી થાય છે. નઠારાની સાથે સારા પણ ધિક્કારાય છે.

ગૃહસ્થો ! આચાર્યના વૈભવની વાત તો પુછશોજ નહીં. ખાત્રી કરવી હોય તો અત્રેની જૈનધર્મશાળામાં નજર કરી આવો. ચેલાઓ પાસેથી કેવી ચાકરી ઉઠાવવામાં આવે છે તેનું અવલોકન ચોવીસે કલાકનું કરી વિચાર કરશો તો ગુલામગીરીનો ખ્યાલ આવશે. સાધ્વીઓ પણ ચેલીઓ પાસેથી એવું કામ લે છે. દરેક કામ નાના ચેલાએ અને નાની ચેલીએ કરવુંજ જોઇએ એવી ફરજ પાડેલી હોય છે. એવા ઘણા સાધુઓ જોવામાં આવે છે કે જેઓ દીક્ષા લીધા પછી ઘણા પસ્તાય છે. પણ શું કરે ? "અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ" જેવી સ્થિતિ બનવાથી મુંગે મોંઢે સહન કરી આર્ત ધ્યાનમાં જીંદગી ગુજારે છે. કેટલાક સંસારીપણામાં બેકારી યાને ભુખમરાના ભોગ થઇ પડેલા તો દીક્ષાને આજીવિકાનું સાધન મળેલું જાણી સંતોષ માની નિત્ય કર્મ કરી જીવન ચલાવે છે. આવી ભિન્ન ભિન્ન પ્રકારની અવસ્થા ભોગવનાર સાધુઓ આપણે જોઇએ છીએ.

ગૃહસ્થો ! મારા અનુભવ ઉપરથી હું કહી શકું છું કે મોટા મોટા આચાર્યો કરતાં સામાન્ય સાધુઓ પોતાના આત્માનું કલ્યાણ વધારે કરી શકતા હશે. કારણ કે જ્ઞાન એ એવી વસ્તુ છે કે જે તેને જીરવી શકે છે તેજ આત્મકલ્યાણ સાધી શકે છે, તેજ ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરવાને શક્તિમાન થાય છે. અને જે તેને જીરવી શકતા નથી, અર્થાત્ જેને જ્ઞાનનો અપચો થાય છે તેમનામાં અભિમાન રૂપી બળવાન શત્રુ પ્રવેશ કરે છે, જેના પરિણામે તે અધમ ગતિના પંથે જાય છે. જ્ઞાનની સાથે અભિમાન થયો કે બસ બધી બાજી બગડી. જે જ્ઞાન મોક્ષ પદ આપે છે તેજ જ્ઞાન અભિમાન થવાથી નરકને રસ્તે લઈ જાય છે. જે મુનિ મહારાજો ખપ પૂરતું ભણેલા છે તે તો એમ સમજે છે કે આપણે વધારે ભણ્યા નથી, આપણે કાંઈ

મોટા આચાર્ય કે પન્યાસ નથી. આથી તે નમ્રતા ભરેલું જીવન ગુજારતા હોવાથી તેમનામાં અભિમાનના દુર્ગુણો આવતા નથી. સાધારણ બુદ્ધિથી અવલોકન કરતાં આવા દાખલાઓ મળી આવે છે. આ તો હું મારા અનુભવ ઉપરથી અનુમાન કરૂં છું.

સુજ્ઞ બંધુઓ અને બેનો ! હું શાસ્ત્રજ્ઞ નથી. જૈન સિદ્ધાંતોનો અભ્યાસી પણ નથી. પણ મારી સામાન્ય બુદ્ધિથી હું જે જોઈ રહ્યો છું તે આપને જણાવી રહ્યો છૂં. પ્રાચીન કાળની જેટલી વાતો હાલ બંધ બેસતી હોય તે અલબત સ્વીકારવી. "જુનું એટલું ખોટું અને નવું એટલું સારૂં" તે મારો સિદ્ધાંત છેજ નહીં. હું તો એટલુંજ કહેવા માગું છું કે પ્રાચીન કાળમાં આપણે ગમે તેવા હઈશું પણ હાલમાં આપણી સ્થિતિ કેવી છે, આપણે કેટલી સંખ્યામાં છીએ, દિવસે દિવસે ઘટતા જઇએ છીએ કે વધતા જઇએ છીએ, બીજાઓ કરતાં આગળ છીએ કે પાછળ છીએ, બીજાઓ ઉપર આપણે સત્તા ભોગવીએ છીએ કે બીજા આપણા ઉપર સત્તા ભોગવે છે, આપણો કોઇ ભાવ પુછે છે કે "ત્રણમાં નહીં, તેરમાં નહીં, છપનના મેળમાં નહીં" એવી કહેવત જેવી આપણી સ્થિતિ છે, જુની પ્રણાલિકાથી ફાયદો છે કે નુકસાન છે, લક્ષ્મી વધે છે કે બેકારી વધે છે, વીગેરે વીગેરે અનેક બાબતનો વિચાર કરી આ અપાર સંસારસાગરમાં આપણી જીવનનૌકાને હંકારવી જોઇએ.

પ્રાચીન કાળમાં આપણી જીવનનૌકાના જે રસ્તા નિર્ભય અને સહીસલામતી ભરેલા જણાતા હતા તે કદાચ હાલના સંયોગોને લઇને પવનના વાવાઝોડાથી તોફાની બની ગયા હોય, અને વચ્ચે ડુંગર સમાન મોટા ખડકો ઉભા થઇ વિઘ્નરૂપ થઈ પડયા હોય ! જે નૌકા એક વખત પ્રાચીન કાળમાં જલ્દી ચાલવાને શક્તિમાન હતી, તે હાલમાં સંચાના ઘસારાથી શિથિલ બની મંદગતિથી કદાચ ચાલતી હોય, મૂળ સ્થિતિમાં કાયમ રાખવા માટે તેમાં જે જે સુધારા વધારા કરવાની આવસ્યકતા હોય તે તે વખતોવખત કદાચ ન થયા હોય

તો તે બધાનું એજ પરિણામ કલ્પી શકાય કે આપણી નૌકા ભવિષ્યમાં એક દિવસે મહાસાગરમાં ડુબી જાય તો તેમાં આશ્ચર્ય નથી.

આ પ્રમાણે પ્રાચીન અને અર્વાચીન પરિસ્થિતિનો ખ્યાલ કર્યા શીવાય અને તેની સાથે આપણી પોતાની સ્થિતિની સરખામણી કર્યા શીવાય માત્ર જુની પ્રણાલિકાનેજ વળગી ચાલવાથી મને તો શંકા છે કે આપણી કોમની શી દશા થશે !

સમયાનુસાર આપણા રીવાજો, વર્તન અને ધર્મનું બંધારણ રહેશે તોજ ફાયદો થવાનો છે. આપણે જોઇએ છીએ કે આવા વિચારવાળા કેટલાક આચાર્યો અને ઘણા મુનિમહારાજો છે તેથી આપણે ખુશી થવા જેવું છે (તાળીઓ) પણ દિલગીરી એટલી થાય છે કે અયોગ્ય દીક્ષાવાળા આચાર્યોએ આવા આચાર્યોથી અસહકાર કર્યો છે અને તેમને સુધરેલા સાધુ કહી વગોવે છે. તેઓ કનકનગરમાં કેટલાંક વર્ષોથી સ્થાપન થયેલી "વર્ધમાન વિદ્યાલય" જેવી ઘણીજ ઉપયોગી સંસ્થાને તોડી નાખવા પ્રયત્ન કરી રહ્યા છે, લોકોને ઉપદેશ કરે છે કે તે સંસ્થામાં બધા અધર્મી અને અંગારા પાકે છે માટે તેમાં પૈસા આપવાથી પાપ છે. હશે તેની ચિંતા નહીં. આપણે તો તેવીજ સંસ્થાઓને તન મન અને ધનથી મદદ કરવાની છે. (તાળીઓ) આપણે તો સમયાનુસાર ચાલનાર સાધુઓની પ્રવૃત્તિને ટેકો આપવાનો છે. આપણા ગૃહસ્થાશ્રમને સુધારવા જે મુનિમહારાજો પ્રયત્ન કરશે અને આપણી જીવનનૌકાને સહીસલામતી ભરેલા રસ્તે લઈ જશે તેજ પૂજાશે એવું મારૂં ચોકસ માનવું છે. જે ગૃહસ્થાશ્રમ ઉપર સાધુસમાજ અવલંબીને રહેલો છે તે ગૃહસ્થાશ્રમને ધિક્કારનાર સાધુઓનો સત્કાર થવાનો નથી. ઝાડની જે ડાળ ઉપર બેસવું તેજ ડાળ કાપવાથી બેસનારનું શું પરિણામ આવે તે નાનાં છોકરાં સમજી શકે તેવી સહેલી વાત છે.

ગૃહસ્થો ! અતિ લોભ તે પાપનું મૂળ. જ્યાં સુધી દરેક વસ્તુ હદમાં હોય છે ત્યાં સુધી ઠીક છે, પરંતુ જ્યારે તે હદ મુકે છે ત્યારે

ગંભીર પરિણામ આવે છે. પ્રાચીન કાળનો દાખલો રાવણ અને અર્વાચીન કાળનો દાખલો જર્મન કૈસર છે. કૈસરે દરેક સાથે બગાડ્યું, છેવટે અમેરીકાને પણ સંભળાવ્યું કે તું પણ લડવા આવી જા. લોભની મર્યાદા રહી નહીં. અમેરીકા લડાઈમાં ઉતર્યું, અને આખરે કૈસરને સખ્ત હાર ખાવી પડી. આ શાનું પરિણામ? ચક્રવર્તી થવાની લાલસાનું. આજ પ્રમાણે અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુઓની દીક્ષાની લાલસા એવી વધી ગઇ છે કે તેનું પરિણામ કૈસર જેવું આવશે. મારા જેવા કે રસિકલાલ જેવા ઉપર ભલે હુમલા કરે પણ હવે તો તેવા આચાર્યથી અસહકાર કરી યુવકો તેમની સામે ચડાઈ કરી વિજયનો વાવટો ફરકાવવા તૈયાર થયા છે. મને લાગે છે કે સૂર્યવિજય આચાર્યને વિનાશકાળે વિપરિત બુદ્ધિ સુઝી છે.

હું સાધુ સમાજને ચલાવાવાળો છું, તેમની આવસ્યકતા પણ છે, પણ આવા અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુઓનો અને ગૃહસ્થાશ્રમને ધિક્કારનાર સાધુઓનો તો વિરોધી છું. આવા સાધુઓની દીક્ષાપ્રવૃત્તિ તોડી નાખવાજ આ સમાજની સ્થાપના થઇ છે અને કામ કરનાર ઉત્સાહી યુવકોને શું કામ આપવું તેનો નિર્ણય કરવા આ સભા મળી છે. મને પણ આ સમાજની સેવા કરવા અને ઉદ્દેશ પ્રમાણે કામ કરવા અધિષ્ઠાતા દેવો સંપૂર્ણ તાકાદ આપે (તાળીઓ). આટલું કહી આજનું કામ શરૂ કરવા વિનંતી કરી બેશી જવાની રજા લઉં છું. ઓમ્ શાંતિ! શાંતિ! શાંતિ!

આ પછી સમાજના સેક્રેટરી રા. દિનકરલાલે વીગતવાર નીચે પ્રમાણે રચનાત્મક કાર્યક્રમનો ઠરાવ રજુ કર્યો.

૧ હાલમાં જે અયોગ્ય દીક્ષાઓ અપાય છે તે અટકાવવા આ સમાજના અંગે ગામે ગામ પ્રચાર સમિતિઓ સ્થાપવી.

૨ આ સમિતિના સભ્યોએ જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં ભાષણો આપવાં, લોકમત કેળવવો અને સ્ત્રી પુરૂષો કે છોકરા છોકરીઓને સંતાડ્યાની ખબર પડે કે તરતજ તેમની હકીકત મેળવી

લોકોની જાણ માટે વર્તમાનપત્રોમાં પ્રકટ કરવી અને યોગ્ય લાગે તો પોલીસમાં જાહેરાત આપવી.

૩ એવી રીતે ગુમ થયેલા ઇસમનાં માબાપ કે સગાં વહાલાંને દરેક પ્રકારની મદદ કરવી. કદાચ વિરૂદ્ધ પક્ષવાળા વાંધો ઉઠાવે અને સરકારની મદદ મેળવવા જેવું હોય તો તે મેળવવી. કદાચ સાધુઓનો ખોટો પક્ષ લઇ તેમના ભક્ત શ્રાવકો લડવા આવે તો તેમની સામે યોગ્ય પગલાં ભરવાં. કોરટે કેસ ચડે તો આપણા પક્ષને સર્વથા મદદ કરવી.

૪ આવી સ્થપાયેલી પ્રચાર સમિતિઓએ પોતાના હેવાલો ભદ્રાપુરીની હેડ ઑફીસમાં મોકલી આપવા.

૫ આ સમાજ તરફથી જો જરૂર જણાય તો "અયોગ્ય દીક્ષા-નિષેધ" નામનું અઠવાડીક પત્ર કાઢવું. પ્રચાર કામ કરવામાં જો કોઇના ઉપર આફત આવે તો તેને આ સમાજે દરેક પ્રકારની મદદ કરવી.

૬ ગુરૂઓના અયોગ્ય ત્રાસથી પીડાતાં સાધુ સાધ્વીને સહાય આપવી અને તેમને દુખમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરવા.

ઉપરના ઠરાવ ઉપર જુદા જુદા ગૃહસ્થોનાં વિવેચન થયા બાદ તે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

તે પછી પ્રમુખની આજ્ઞા લઇ માલતી બેન ભાષણ કરવા ઉભાં થયાં કે તાળીઓનો ગડગડાટ થઈ રહ્યો. તેમણે મધુર કંઠે જણાવ્યું–

પ્રમુખ મહાશય, ભાઇઓ અને બેનો !

આજે મારૂં હૃદય ખાલી કરવાનો મને જે અચાનક લાભ મળ્યો છે તે માટે પ્રમુખનો ઉપકાર માનું છું. હું સ્ત્રી છું તેથી સ્ત્રીઓનું હૃદય કેવું નરમ હોય છે તે સારી રીતે જાણું છું. પુરૂષોએ અમને એવી સ્થિતિમાં મુકી છે કે ચું કે ચેં કરવાનો અમને અધિકાર નથી. હું તો એમ સમજતી હતી કે અમારા પક્ષમાં સાધુઓ હશે, કારણ કે તેઓને દયાળુ કહેવામાં આવે છે, રાગદ્વેષથી રહિત ગણવામાં આવે છે પણ હું તો જ્યારથી સમજણી થઈ છું ત્યારથી જોઇ રહી છું કે કેટલાક સાધુઓમાં તો દયાનો છાંટો પણ જોવામાં આવતો નથી.

તેમનાં હૃદય કાળા પથર કરતાં પણ કઠણ હોય છે. નવપરણિત સ્ત્રીઓના ધણી ઉપાડી જઇ તેમને આડું અવળું સમજાવી ચેલા બનાવી દે છે. બિચારી સ્ત્રીઓ તેમનાં છાજીઆં લે છે. છતાં સાધુને દયા આવતી નથી. યુવાનીથી ખીલતી તરૂણ સ્ત્રીઓને છતા ધણીએ રંડાપો આપે છે. ઘણીજ દિલગીરી સાથે કહેવું પડે છે કે સાધુની પક્ષમાં પુરૂષો રહી બિચારી રડતી બાળાને ધક્કા મારી કાઢી મુકે છે. લાચાર છીએ કે ધારાસભામાં ધારા ઘડવાની લગામ સ્ત્રીઓના હાથમાં આવી નથી (હસાહસ). પુરૂષો પોતાના હક્કો જાળવી રાખે છે. પુરૂષોને પોતાની સ્ત્રી કબજે લેવાનો અધિકાર, સ્ત્રી ઘેર ન આવે તો કોરટે જાય અને કોરટ તેને કબજે સોંપે. પરંતુ સ્ત્રીઓના ધણીને સાધુ ઉપાડી જાય અને કોરટ સ્ત્રીની દાદ ફરીઆદ સાંભળે નહીં. શું આ તે ન્યાય કે હડહડતો અન્યાય? (એક અવાજ—અન્યાય) શરમ છે આવા કાયદાઓ ઘડનાર પક્ષપાતી પુરૂષોને?

હમણાં થોડા દિવસ ઉપર ધારાસભામાં દીક્ષાનો કાયદો ઘડવા કોઇ જૈન બંધુએ દરખાસ્ત કરેલી છે તે માટે ખરેખર તેમને ધન્યવાદ ઘટે છે. દરખાસ્ત રજુ કરતાં તેમણે જે જે દાખલાઓ આપ્યા છે તે વાંચતાં કોઇને પણ આંસુ આવ્યા વિના રહેશે નહીં. જે દાખલાઓ આપ્યા તેથી વધારે હૃદયભેદક બનાવો બનેલા છે અને હાલ બને જાય છે. પ્રમુખશ્રી રા. બા. અશ્વિનીકુમાર જેવા બાહોશ વિદ્વાન વકીલ આપણી જ્ઞાતિમાં હયાતી ભોગવે અને અમારા જેવી સ્ત્રીઓ ઉપર સાધુઓ તેમના ધણી છોકરાં વીગેરે ઉપાડી જઇ ત્રાસ વર્તાવે એ થોડું શરમાવા જેવું છે! (હસાહસ). હું ધારૂં છું કે આ શબ્દોથી પ્રમુખ મહાશયને ખોટું નહીં લાગે. તેઓ અમારા વડીલ છે. હું જાણું છું કે સ્ત્રીઓના ઉદ્ધાર માટે તેઓ આગેવાની ભર્યો ભાગ લે છે પણ આ તરફ તેમણે નજર ફેરવી હોય એમ જણાતું નથી. મને ખાત્રી છે કે જો પ્રમુખ સાહેબ આ ઉપર ધ્યાન આપશે તો જરૂર સાધુઓની આવી પ્રવૃત્તિ નરમ પડશે. ધારાશાસ્ત્રીઓને અને

ધારાસભાના સભ્યોને મારી ખાસ નમ્ર વિનંતી છે કે પુરૂષો સ્ત્રીઓ સાથે હસ્તમેળાપ કરી વચનથી બંધાય છે છતાં આવી રીતે સ્ત્રીને રઝળતી મુકી લગ્નનો વચનભંગ કરી દીક્ષા લે છે તે બંધ થવું જોઇએ એટલુંજ નહીં પરંતુ વચનભંગ માટે શિક્ષા ઠરાવવી જોઇએ. (હસાહસ). હાલના ચાલુ કાયદામાં એવો સુધારો થવો જોઇએ કે સ્ત્રીઓ પોતાના ધણીને કબજે લેવો હોય તો લઇ શકે અને દીક્ષા અટકાવી શકે. આ શિવાય આ દીક્ષાની ઘેલછા મટવાની નથી. સાધુઓ અમારા ધર્મગુરૂઓ છે, પૂજ્ય છે, પણ જ્યારે તેજ રક્ષકો અમારા ભક્ષકો થાય, અમારાં છોકરાં ઉપાડી જાય, ધણીને ઉપાડી જઈ ભીખ માગતાં કરે, ત્યારે એવા ધર્મગુરૂઓને હજાર ગાઉ દૂરથીજ નમસ્કાર છે. અમે સારૂં સારૂં વહોરાવીએ, અને હું ઘણે સ્થળે જોઉં છું તો સ્ત્રીઓ પોતાનાં છોકરાંને ગળે ટુંપો દે પણ ઉમદા વસ્તુ મહારાજને આગ્રહ કરી વહોરાવે. કદાચ કાંઈ ચૂક આવે અને મુનિમહારાજ વહોર્યા વિના પાછા જાય તો આંખમાં આંસુ લાવે અને આખો દિવસ જીવ બાળે. આવા ભાવથી સ્ત્રીઓ ગોચરી આપે અને તેના બદલામાં તેમના ધણીને કે છોકરાને ફોસલાવી લઈ જઈ મુંડી નાંખે! કેવો ઉપકારનો બદલો!! છે કાંઇ બાકી? (શરમ! શરમ!)

મને માફ કરજો, કહ્યા વિના છુટકોજ નથી કે સાધુઓ વ્યાખ્યાન વખતે ભોળી સ્ત્રીઓને એવાં દૃષ્ટાંત આપે છે કે જુઓ અમુક માણસે મુનિ મહારાજને ભાવપૂર્વક અમુક ભોજન વહોરાવ્યું માટે તેમની સદ્ગતિ થઇ. આ પ્રમાણે ભોજન વહોરાવવાથી મુક્તિનું ફળ મળે છે, એવી તેમની ઉદર પોષવાની યુક્તિઓ વ્યાખ્યાન દ્વારાએ પ્રસંગોપાત ભોળી સ્ત્રીઓ આગળ રજુ કરે છે. મોક્ષ અને સ્વર્ગનું સુખ મેળવવું કોને ન ગમે? મળશે કે નહીં તે તો જ્ઞાની મહારાજ જાણે પણ સાધુના શબ્દો ઉપર ભરોસો રાખી ભોળી સ્ત્રીઓ સારૂં સારૂં ઉમદા ભોજન વહોરાવે છે. પછી ભલે ધણી કે છોકરાં ભુખે મરે તેની દરકાર કરતાં નથી—ઉલટ આજની રસોઇ સફળ થઈ એમ

માની મનથી હરખાય છે. આવું ભોળપણુ સ્ત્રીઓના હૃદયમાંથી દૂર કરવાની જરૂર છે.

વળી ઘણે સ્થળે એવું પણ જોવામાં આવે છે કે કોઇ છોકરાં વિનાની શ્રીમંત વિધવા સાધુની જાણમાં આવે છે તો સાધુઓ તેમને ત્યાં ત્રણ ચાર વખત જાય છે, સવારે પાણી લેવા, પછી ચા દુધ લેવા, પછી દશ વાગે અને સાંજે ગોચરી લેવા. એ પ્રમાણે ત્રણ ચાર વખત જઇને બાઇને ધર્મક્રિયા કરવાનો બોધ કરશે. જો સ્ત્રી જરા માથાની મળી અગર મારા જેવાના સહવાસમાં આવી પહોંચેલી (હસાહસ) બનેલી જોવામાં આવી તો તે પ્રયોગ બે ત્રણ દિવસ અજમાવી પાછા હઠશે. પણ જો ભોળા દિલની મળી તો તો તેના ભોગજ મળ્યા. ઉકાળેલું પાણી નહીં પીતી હોય તો તે પીવા આગ્રહ કરશે. અને એ આગ્રહ કેવો ! "જો પચ્ચખાણ નહીં લો તો તમારા ઘરનું નહી વહોરૂં" એવા આગ્રહ સાથે ધમકી. મહારાજને ખોટું લાગશે અને પાછા જશે એવું ધારી સ્ત્રીઓ બાધા લે છે. પછી લીલોતરી બંધ કરાવે. એમ ધીમે ધીમે તેને ભોળવી દીક્ષાના પાટા ઉપર ચડાવવા સિદ્ધ સાધકો મગી પ્રયત્ન કરશે, તેમની સાધ્વીઓને વળગાડશે અને પછી તેના પૈસાની ગાંસડી ઉપર નજર કરશે, "જો બેન ! સાત ક્ષેત્રમાં પૈસા ખરચવાથી ધણીની કમાણીનો સદ્દુપયોગ થશે, સાત ક્ષેત્રમાં સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, દેવાલય, પ્રતિમા અને જ્ઞાન" એમ આંગળીના વેઢા ઉપર ગણાવી પ્રથમ સાધુ સાધ્વી ઉપર ભાર મુકી કોઇ ઠગભક્ત ઉભો કરી તેની મારફત પૈસાની વ્યવસ્થા કરવા આડકતરી સૂચના કરશે. એમ કહી તેનું મન પલાળી દીક્ષા આપવાની તૈયારી કરશે અને છેવટે દીક્ષા આપી તે પૈસાની ગાંસડી પેલા ભકત મારફત હોઇઆં કરી જશે. (ખુબ હસાહસ) અલબત સાધુ પૈસાને ન અડે એ વાત સાવ સાચી છે પણ જોડે પ્રાઇવેટ સેક્રેટરીઓ જેવા ઠગ ભકતો રાખ્યા હોય તે બધી વ્યવસ્થા કરે. એટલે સાધુને પૈસાને અડવાનો કે જોવાનો સંભવ પણ કયાં છે ? માફ કરજો મારા બંધુઓ !

મારે કહેવું પડે છે કે આ પ્રમાણે સાધુઓ ખાનગી પેઢીઓ ચલાવે છે પેઢીઓ!! ખાય તેનુંજ ખોદે છે! સારૂં સારૂં વહોરાવે તેનેજ લુંટે છે, આવી રીતે કેટલાક સાધુઓ ભોળી સ્ત્રીઓને ત્રાસ આપી રહ્યા છે એ અમારાથી બીલકુલ સહન થતું નથી. અત્રે આવેલી સાધ્વીઓમાં પણ એવી દુઃખી સાધ્વીઓ છે કે તેમની સ્થિતિ સાંભળીને આંસુ આવે છે.

આ સ્થળે મારે શ્રીમંત ગૃહસ્થોને પણ બે શબ્દો કહેવાની જરૂર છે. ગૃહસ્થો! બેકારી એ બુરામાં બુરી બલા છે. ઘણી વખતે તે સ્ત્રી પુરૂષોને પોતાના ધર્મથી પતિત કરે છે. એવી બેકાર અવસ્થાનો લાભ તાકીને બેઠેલા શિકારીઓ લઇ લે છે. તમામનાં હૃદય એક સરખાં હોતાં નથી. દરેકમાં સહન કરવાની અને આત્મભોગ આપવાની શક્તિ હોતી નથી. તેથી જેનામાં જેટલી નિર્બળતા તેટલી તેનામાં નીતિથી શિથિલતા પ્રવેશ કરે છે. ધર્મઘેલા શ્રીમંતો સાધુને ખુશ કરવા ચેલા આણી આપે છે, તેમની પાસે લોકોને ફસાવવા પૈસાનું જબરૂં સાધન તેથી બેકાર અવસ્થા ભોગવનાર પુરૂષો તેમના ભોગ થઇ પડે છે. તે બિચારા દેવાથી ડુબી ગયા હોય, ખાવાને તકલીફ પડતી હોય, કુટુંબનો નિર્વાહ કરવા સાધન ન હોય, ધંધો કે નોકરી ન હોય, અને સાધુ પાસે જતા આવતા હોય એટલે ભક્ત શ્રીમંતોના પરિચયમાં આવે, સાધુ બીજા સાધકો દ્વારાએ દીક્ષાની વાતો ચલાવે, આમ યુક્તિ પ્રયુક્તિથી તેઓ પૈસાથી ભોળવાઇ દીક્ષાની જાળમાં બેકારીની લાચારીથી સપડાય. સ્ત્રી રડતા મુખે બેકારીથી મુંગે મોંઢે સહન કરી લે અને પોતાના સૌભાગ્યને વેચે. ધણીના બદલામાં પૈસા મળ્યા એટલે તે સૌભાગ્યવિક્રય નહીં તો બીજું શું? શ્રીમંત ગૃહસ્થો બેકારીનો આમ લાભ લે છે. સ્ત્રીઓને ધણી વગરની કરે છે. તેમની પવિત્ર ફરજ તો એ છે કે એવી ગરીબાઇમાં આવેલા ધણીને ધંધે લગાડવો જોઈએ, તેને લાયક નોકરીએ વળગાડવો જોઇએ, તેમાંજ ખરૂં પુણ્ય સમાયેલું છે. આવા ધર્મ ઘહેલા શ્રીમંતો બેકા-

રીનો લાભ લઈ ગરીબને દીક્ષા અપાવી તેમની સ્ત્રીઓને પૈસા આપી વિધવા જેવી બનાવી પુણ્ય બાંધતા નથી પરંતુ પાપના પોટલા બાંધે છે, તેમના નિશાસાના છાંટા આ ભવમાં નહીં તો બીજા ભવમાં ઉડયા વિના રહેવાના નથી. બેકારીનો આવી રીતે સાધુઓ અને શ્રીમંતો ઉપયોગ કરે તે અમારા જેવી સ્ત્રીઓથી તો બીલકુલ સહન થતું નથી. હું જો કદાચ મોટી મીલનો એજંટ હોઉં તો જરૂર આવાં ગરીબ કુટુંબના મુખ્ય પુરૂષોને નોકરીએ ચડાવું, તેમના માટે શિક્ષણનો કલાસ ઉઘાડું, (સાંભળો) અને તેમને ભણાવી મીલોમાં રાખું, પણ તેમની સ્ત્રીઓ અને બાળબચ્ચાંથી વિખુટા નજ પાડું. (તાળીઓ) વિરહવેદના, વૈધવ્ય, વ્હાલાના વિયોગ, એ કેવાં હૃદયઘાતક દુઃખ છે તે સ્ત્રીઓજ જાણી શકે. પ્રસૂતિની વેદના વંધ્યા સ્ત્રીઓ કદી ન જાણી શકે. શ્રીમંત ભકતોને પુછું છું કે તમારી સ્ત્રીઓ તમારો વિયોગ સહન કરી શકે છે? વાડી, વૈભવ, મોટર, બાગબગીચા વીગેરે હોય છે, પછી ધણીથી શું વધારે છે? (હસાહસ). આ તેમને નથી પાલવતું તો ગરીબ સ્ત્રીઓના ધણી પડાવી લઈ તેમને પૈસા આપી મન મનાવો તેથી શું વળ્યુ? તે પૈસાથી ધણીનું સુખ મળી શકે તેમ છે? (હસાહસ) શ્રીમંત ભકતો! સાધુઓના ભમાવ્યા ન ભમો. પૈસા આપી સ્ત્રીઓના ધણી ન પડાવો, તેમાં તો ઘોર પાપ સમાયેલું છે, સાધુઓ તો ગૃહસ્થાશ્રમીઓનાં ઘર ભાગવા કુહાડાના પ્રહારો મારી રહ્યા છે, દર સાલ કેટલાં ઘર ભાગે છે તેનો વિચાર કરો.

ગૃહસ્થો! આવા સાધુઓ ઉપર દાઝ તો એવી ચડે છે કે – જો કે કહેવું શોભતું નથી પણ કહેવાઇ જાય છે કે – એવી વિધવા જેવી બનેલી સ્ત્રી બીજાઓની સાથે ઘર બાંધી અગર જાહેર પુનર્લગ્ન કરી ઉપાશ્રયની સામેજ ઘર લઇને રહે અને સાધુને રોજ સતાવે ત્યારે વેર વળે (ખુબ હસાહસ). પણ લાચાર!! તેમ કરવામાં જાતને ભ્રષ્ટ કરવી પડે છે. વેર વાળવાની ખાતર જાતને ભ્રષ્ટ કરી જીવન પતિત કરવું બીલકુલ ઉચિત લાગતું નથી તેથી તે વિચાર દબાવી રાખવો પડે

છે. પણ જરૂર સમજજો કે એવો પ્રસંગ પણ ઉભો થશે. તેવા નહીં તો તેના જેવા એક બે દાખલા પણ બનેલા છે. તે વર્તમાનપત્રોમાં વાંચવામાં આવ્યા હશે. જે વિચાર મેં ઉપર દર્શાવ્યો તે વિચાર નવો જન્મ પામ્યો નથી. પણ કેટલાંક ફળદ્રુપ ભેજાંમાંથી ક્યારનો બહાર પડી ચુકેલો છે. અંગ્રેજીમાં કહેવત છે કે Necessity is the mother of invention અર્થાત્ જરૂરીઆત યાને આવશ્યકતા એ નવી નવી શોધખોળને જન્મ આપનાર માતા છે. મતલબ કે જરૂરીઆત પોતાનો રસ્તો પોતાની મેળે સીધી કે આડકતરી રીતે શોધી લે છે. વળી કહ્યું છે કે Necessity has no law અર્થાત્ જરૂરીઆત કાયદાકાનૂનો રીતરીવાજ અને વ્યવહારનાં બંધન કોરે મુકી પોતાનું કામ સાધી લે છે. આપણામાં પણ કહ્યું છે કે "ખપ તેનો શોપ નહીં." કહેવાનો સારાંશ એ છે કે જ્યારે આવા સાધુઓ છતા ધણીએ સ્ત્રીઓને રંડાપો આપે ત્યારે કુદરત તેમાંથી નવા નવા રસ્તા શોધી કાઢવા સ્ત્રીઓને પ્રેરણાકરાવે તેમાં શું આશ્ચર્ય?

આ ઉપરથી ખ્યાલ આવશે કે સ્ત્રીઓના હકમાં સાધુઓ ભયંકર નુકસાન કરી રહ્યા છે. તેથી આવા વિચારો જન્મ પામે છે. માટે સાધુઓનાં આવાં કૃત્ય અટકાવવા માટે જેવી આ સંસ્થા સ્થાપન થઇ છે તેવી સંસ્થા અમો સ્ત્રીઓ પણ સ્થાપવા તૈયાર છીએ. જો આ કામ પ્રમુખ મહાશયનાં ધર્મપત્ની અ૰ સૌ૰ મહાશ્વેતા કે જેઓ ગ્રેજ્યુએટ છે અને જે મારી જોડેજ બેઠલાં છે તે ઉપાડે તો જરૂર અમે ફત્તેહમંદ નીવડી શકીએ (તાળીઓ). જો પ્રમુખશ્રીની આજ્ઞા હોય તો તેવી સંસ્થા આજેજ સ્થાપીએ અને તેનું નામ "ભગિનીસમાજ" રાખીએ. આવી સંસ્થા સ્થાપ્યા શીવાય છુટકો નથી. (તાળીઓ).

સ્ત્રીજાતિને માટે સળગતી સીતમની ભઠ્ઠી કાયમ જ છે. ચારે બાજુથી સ્ત્રીઓ તેમાં હોમાઈ રહી છે. ભાઇઓ! માફ કરજો, મારે તમને કહેવું પડે છે કે તમે પુરૂષો અમારી જરા પણ દયા ખાતા નથી. સાઠ વરસનો ડોસો થાય છે તો પણ તેને ઘોડે ચડવાનું મન થાય

છે અને બિચારી બાર તેર વરસની કન્યા સાથે લગ્ન કરી કુમળી કળીને ઘાતકી બની છુંદી નાખે છે. આવા દાખલાઓ દર વરસે કેટલા બને છે તે તમે જુઓ છો. એક બાજુ તમે ગૃહસ્થાશ્રમીઓ આમ અમને સતાવો અને બીજી બાજુએ અમારા ધર્મગુરૂઓ અમને સતાવે. ઘરડા ડોસા મરીને સ્ત્રીને રંડાપો આપે ત્યારે સાધુઓ છતા ધણીએ રંડાપો આપે. ન્યાત સાંભળે નહીં, સરકાર દાદ આપે નહીં, ત્યારે હવે અમારે શું કરવું ? હવે જાહેર પોકાર કરી દુઃખ રડયા શીવાય છુટકો જ નથી. આવી સંસ્થા ઉઘાડી પ્રમુખશ્રીનાં ધર્મપત્ની અ૦ સૌ૦ મહાશ્વેતાને મોખરે ખડાં કરી અમે સ્ત્રીઓ અમારા ઉપર ગુજરતા ત્રાસમાંથી મુક્ત થવા પ્રયત્ન કરીશું અને તમારા જેવા કે જે અમારા પ્રત્યે દયાની લાગણીથી જુએ છે અને અમારા હીતનું કામ કરી રહ્યા છે તેમની મદદથી ફત્તેહમંદ થવા ભાગ્યશાળી નીવડીશું. પુરૂષો માનશે તો ભલે નહીં તો પછી અમારૂં હથીઆર જે રૂસણાનું યાને અસહકારનું છે તે ઉગામીશું. જોઇએ છીએ પુરૂષો સ્ત્રીઓ વિના કેવી રીતે ગૃહસ્થાશ્રમ ચલાવી શકે છે ? (ખુબ હસાહસ).

ભાઇઓ ! આ વાતથી આપને હાસ્ય આવે તેમાં નવાઈ નથી. પણ આપ જાણી શકશો કે આ મારા હૃદયના બળાપાનો ઉભરો છે. તે ઉભરો ઘણા દિવસથી ભરાઈ રહ્યો હતો તે બહાર કાઢવાની આજે મને તક મળી છે તેનો હું લાભ લઇ રહી છું. બળાપાથી કદાચ મારાથી કઠોર શબ્દો બોલાઈ ગયા હોય તો શબ્દોની કઠોરતા ઉપર ધ્યાન નહીં આપતાં તેનો અંદરનો ભાવ સમજી તે ઉપર ધ્યાન આપશો. આશા છે કે પ્રમુખશ્રીના હાથે જ અમો આજે અમારો "ભગિનીસમાજ" ઉઘાડેલો જાહેર કરવા ભાગ્યશાળી થઇશું. તે સંબંધી શું કરવું તે વિદ્વાન દંપતીને ભળાવીએ છીએ. ભાઇઓ ! આજે બોલવામાં કદાચ મારાથી અવિવેક થયો હોય તો મને ક્ષમા કરશો. મેં મારો હૃદયનો ઉભરો બહાર કાઢયો છે. આટલું કહી બેશી જવાની રજા લઉ છું. (જોશભેર તાળીઓ)

તે પછી પ્રમુખશ્રીએ નીચે પ્રમાણે ઉપસંહારનું ભાષણ શરૂ કર્યું-

ગૃહસ્થો અને સુશીલ બેનો !

હું ધારતો હતો તે કરતાં બમણો આનંદ પ્રાપ્ત થયો છે. એક તો જે કામ મને રૂચતું હતું તે કામ ઉઠાવવાની આજે મને તક મળી અને બીજો આનંદ એ કે "ભગિનીસમાજ"ની સ્થાપના થઈ. આપણો સ્ત્રી વર્ગ જે ઘણો પાછળ છે, કહો કે જેને આપણે આગળ વધવા દીધો નથી તે વર્ગ આજે પોતે થઈ પોતાનું રક્ષણ કરવા બહાર પડ્યો છે. આ સમાચાર જાણી અયોગ્યદીક્ષાના હીમાયતી ગૃહસ્થો ઘણા દિલગીર થશે. કારણ કે "નારી નરકની ખાણ છે,"—"બાળ પશુ ઔર નારી એ સબ તાડનકે અધિકારી" એવા સિદ્ધાંતના તે ગૃહસ્થો છે.

આજનું માલતી બેનનું ભાષણ ભાષણ નથી પણ મનનો — ખરા જીગરનો — બળતા હૃદયનો — ઉભરો છે. તેમણે સ્ત્રીઓના દુઃખનો પોકાર પુરૂષો આગળ રજુ કર્યો છે. તેમણે જણાવેલી એકે એક વાત ખરી છે. "સ્ત્રીઓ ભણે એટલે વંઠી જાયછે" એ માન્યતા કેટલાક ઘરડા-ઓએ અને ધર્મગુરૂઓએ પુરૂષોના મગજમાં એવી ઠસાવી દીધી છે કે તે બિચારી અજ્ઞાનને લીધે પોતાનાં દુઃખ કહી શકતી નથી. શરી-રમાં ગમે તેવાં રૂપાળાં દેખાતાં હોય પણ હીમતમાં એવાં કે જો કોઈ ડરાવે તો તરતજ ઘરમાં નાશી જઈ હાય હાય કરી બુમો પાડે. એજ કારણથી કહેવત પડી છે કે 'બાર સ્ત્રીએ બગલાનું જોર — શેકેલો પાપડ ભાગવા જેટલી શક્તિનો પણ અભાવ હોય છે.' એવી તેમની શક્તિની કલ્પના કરવામાં આવે છે. આથી એ પરિણામ આવ્યું છે કે આપણી સંતતિ દિન પ્રતિ દિન નિર્માલ્ય થતી જાય છે. આ બધું કયારે સમ-જવામાં આવે છે કે જ્યારે જ્ઞાન થાય ત્યારેજ. પણ ભણે તો સ્ત્રીઓ વંઠી જાય એવી મોટી હજાર મણની શીલા આપણી પ્રગ-તિના પંથમાં પડેલી છે તે દૂર કયારે થશે કે જ્યારે આવાં માલતી બેન જેવાં સ્ત્રી રત્નો સમાજમાં પાકશે ત્યારેજ (તાળીઓ). એવી સ્ત્રીઓજ પુરૂષોની આંખો ઉઘાડશે. કેળવણી લીધાથી સ્ત્રીઓ વંઠી

જાય છે તે ભાવના તદ્દન ખોટી છે. કેળવણી લીધા વગરની સ્ત્રીઓ પણ વંઠી ગયેલી જોઈએ છીએ તેનું શું? કેળવણી શીવાય મગજ કેળવાતું નથી. સમજવાની શક્તિ આવતી નથી. સત્ય સ્વરૂપ સમજાતું નથી. હીંમત આવતી નથી. જાણવા છતાં પણ બોલવાને કે સમજાવવાને જીભ ઉપડતી નથી. આ તમામ ખામીઓ જ્ઞાન સંપાદન કરવાથી દૂર થાય છે. હું સ્ત્રીકેળવણી ઉપર આમ વિવેચન કરી આપનો વખત લેવા માગતો નથી પરંતુ માલતી બેનનું દૃષ્ટાંત આપી જણાવવા માગું છું કે કેળવણી પામવાથી સ્ત્રી પોતાનો બચાવ કરવા તાકાત મેળવી શકે છે. (તાળીઓ)

ગૃહસ્થો અને બેનો! માલતી બેને જેમને માટે ભગિનીસમાજના પ્રમુખ થવાની સૂચના કરી છે ને તેમની જોડેજ બેઠેલાં છે અને તેમણે ઘણીજ ખુશીની સાથે સ્વીકાર કર્યો છે (તાળીઓ) પણ તે સાથે મારી સૂચના પણ એવી છે કે તે સંસ્થાના સેક્રેટરી તરીકેની પદવી આપણાં માલતી બેન સ્વીકારશે એવી ખાત્રી છે (તાળીઓ) હું આશા રાખું છું કે આ ભગિનીસમાજ હવે પોતાનું બંધારણ બાંધી કામ આવતી કાલથી શરૂ કરશે, અને તે આ અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજની સાથે જોડાઇનેજ કરશે જેથી કામ કરવાની સરળતા પડે.

વળી જાણીને આનંદ થાય છે કે આ સમાજના કાયમના પ્રમુખ રા. રસિકલાલ છે, માલતી બેન તે તેમનાં ધર્મપત્ની થાય છે. આવો તેમનો પતિપત્નીનો સંબંધ બંને સંસ્થાને સુખરૂપ કલ્યાણકારી અને ફળદાયી નીવડો એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

આ અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજના રચનાત્મક કાર્યક્રમનું કામ કાર્યવાહકો કાલથીજ હાથમાં લેશે એવી આશા છે. આ સંસ્થાના ફંડમાં હું એક હજાર રૂપીઆ બક્ષીસ આપું છું. (તાળીઓ) હવે વિશેષ નહીં બોલતાં આજની સભાનું કામ પૂરૂં થયેલું જાહેર કરૂં છું.

પ્રમુખ, માલતીબેન તથા ગૃહસ્થોનો ઉપકાર મનાયા બાદ સભા વિસર્જન થઇ.



# પ્રકરણ ૨૦ મું.

## સુવર્ણપુરમાં આચાર્ય સૂર્યવિજય અને દીક્ષામહોત્સવ.

(ગઝલ)

મદઅશ્વથી નીચે ઉતર, વિચાર કર દુઃખી ઉપર,
કુદરત ઉપર તું કર નજર, નસીહત તને દે સાનમાં.
ચેતન ! સમજ હરદમ લઈ આલમતમાશા ખ્યાલમાં.
ફુલ જીગર ખેંચે છે ફઝર, કરમાય જાતાં દિનકર,
તેવી દશા વિચાર કર અસ્થિર આ સંસારમાં.
ચેતન ! સમજ હરદમ લઈ આલમતમાશા ખ્યાલમાં.

—લેખક કાવ્ય સરિતા.

આચાર્યશ્રી સૂર્યવિજયજી કલેકટરની કોરટની ઉપાધિમાંથી ફાગણ સુદ ૧ ના રોજ મુક્ત થયા કે શિષ્યપરિવાર સહિત સુદ ૨ ના દિવસે પ્રભાતે છ વાગે સુવર્ણપુર તરફ જવા નીકળ્યા. તેમને વળાવવા માટે ઘણાં સ્ત્રી પુરૂષો દરવાજા સુધી ગયાં. તેમના ખાસ ભકતોની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. આચાર્ય દરવાજા બહાર એક સ્થળે ઉભા રહી સર્વને દેશના આપી મંગળાચરણ સંભળાવી ચાલતા થયા. તેમની સાથે દીક્ષાનો અભિલાષી ગોપાળદાસ મગનલાલ તથા દીક્ષાના ઉમેદવાર તેના ચાર મિત્રો સાથે જોડાયા. બહાર ગામથી આવેલા જૈન ગૃહસ્થો મહારાજને વળાવી ટ્રેનમાં પોતપોતને ગામ વિદાય થઇ ગયા. કેટલાક ચુસ્ત ભકતો જોડેના એક ગામ સુધી આચાર્યની સાથે પગે ચાલતા ગયા.

સાધ્વીઓએ પણ તેજ વખતે સાધ્વીઓના ઉપાશ્રયથી વિહાર કર્યો અને તે પણ આચાર્યની પાછળ સુવાર્ણપુર તરફ જવા ઉપડયાં. ઉઘાડા પગે ચાલવું, ઉપકરણ તથા પુસ્તકોના ભાર શરીર ઉપર બાંધવા, વળી મોટાં સાધ્વીનો સામાન પણ લેવો વીગેરે સાધ્વીપણાના

આચારની ઉપાધિઓ વિહારમાં પેલાં નવદીક્ષિત સાધ્વી ચતુરશ્રીને આકરી લાગી. દીક્ષા લીધા પહેલાં તો "આવો બેન બેસો, પધારો" વીગેરે માનભરેલા શબ્દો મોટાં સાધ્વીના મુખથી સાંભળતાં પણ હવે તેને બદલે કટુ શબ્દનાં બાણો છુટવા લાગ્યાં. "અલી ચતુરશ્રી કયાં ગઇ ? કયારની શું કરે છે ? મહારાજને થાક લાગ્યો છે સમજણ નથી પડતી ?" એવી ગુલામગીરી કરાવવાના ઇસારા અને સૂચનાઓ જોડેની સાધ્વીઓ કરવા લાગી. હવે તો દાસી તરીકે તેની પાસેથી કામ લેવા માંડયું. વિહાર કરતાં કરતાં એક મોટું ગામ આવ્યું કે ત્યાં બધા સાધુઓ અને સાધ્વીઓ રોકાયાં અને કસ્તુરવિજય તથા ચતુરશ્રીને તેમની દીક્ષા વખતે પેલી બે પત્રિકાઓ બહાર પડી હતી તેના ડરથી એકદમ ઉતાવળ કરી તેમના સગા સંબંધીઓને ખબર આપ્યા શીવાય વડી દીક્ષા આપી દીધી.

ચતુરશ્રીએ વડી દીક્ષા લીધી એટલે તેના માથે કામનો બોજો વધી પડયો, અત્યાર સુધી તો તેને માટે બીજી સાધ્વીઓ આહાર પાણી વહોરી લાવતી તેમાંથી તેને આહાર પાણી મળતાં, પણ હવે તો તેનું વહોરી લાવેલું બધાંને ઉપયોગમાં આવતું હોવાથી તેના માથે પાણી તથા ગોચરી વહોરી લાવવાનો બોજો પડયો. ઉઘાડા પગે ચાલી વિહાર કરવો અને મુકામ કરતાંની સાથે મોટી સાધ્વીઓ માટે ઉકાળેલા પાણીના મોરીઆ ભરી લાવવા, ગોચરી લાવવી, તેમની ભક્તિ ઉઠાવવી, પગ દાબવા, કાપ કાઢવા ઇત્યાદિ ફરજ્યાત કામોનો બોજો આ ચતુરશ્રીના માથે આવી પડયો. દીક્ષામાં તેમનો નંબર છેલ્લો હતો તેથી તે દરેકની દાસી, દરેકના હુંકારા સાંભળવા પડે, દરેકનું કામ કરવું પડે, અને જો વાર લાગે તો મોટાં સાધ્વી મોટા સાદે તાડુકે, રોવરાવે અને ત્રાસ આપે. તેમનાં ગુરૂ કંચનશ્રીનો સ્વભાવ ઘણોજ ઉગ્ર હતો, નવી ચેલી મુંડવામાં ઘણાં કુશળ હતાં, તેથી ઘણી બિચારી બેરીઓ અને કુમારિકાઓ તેમની દીક્ષાની જાળમાં સપડાતાં હતાં. અત્યાર સુધીમાં એવી ઘણી ઘણી સ્ત્રીઓના ભવ બગાડયા છે,

કેટલાંકે તો દીક્ષા છોડી દીધેલી, કેટલાંક તેમનાથી છુટાં પડેલાં અને કોઇ કોઇ જતાં રહેલાં. દરેક સ્થળેથી શ્રાવિકાઓ તેમને ઠપકા આપે પણ તે માનેજ નહીં. પોતાનું ધાર્યુંજ હોંકયા કરે. આખા દિવસનો હેવાલ આચાર્યે સૂર્યવિજયની આગળ પૂરેપૂરો તે રજુ કરે અને તેમની મારફત પુરૂષોને લડાવે, સાધ્વીઓને પણ ઠપકા અપાવે અને કેટલીક વખત તો ખૂબ આંસુ પડાવે. આવા પ્રકારના કંચનશ્રીના સ્વભાવથી આ બિચારી ચતુરશ્રી વાકેફગાર નહોતી, તેથી તે ફસાઇ પડી. જે ઉમંગ અને હોંશ દીક્ષા લેવામાં હતાં તેનો અંશ પણ તેના મુખ ઉપર દીક્ષા લીધા પછી જણાતો નહોતો. સુશિક્ષિત મળેલા ધણીની ચાકરી કરવાથી કંટાળેલી ચતુરશ્રી દીક્ષા લઇ આરામમાં વખત ગાળવા ઇચ્છા રાખતી હતી તે બધું ઉડી ગયું એટલુંજ નહીં પરંતુ હતી તેના કરતાં દસગણી આપદામાં આવી પડી. પણ હવે શું કરે? ફસાઇ પડી, દિવસે દિવસે તેનું શરીર ઘસાતું ચાલ્યું. પગે ફોલ્લા પડવા લાગ્યા. ઉઘાડા પગે ચાલી શકાય નહીં, છતાં પણ ચાલવાને ફરજ પડતી, હા ના કરતી તો ગાળો સાંભળતી, એવાં સંકટોની શરૂઆત થવા લાગી. પરિશ્રમથી તાવ પણ આવતો, પગે કાંટા વાગવાથી અને ફોલ્લા ફુટવાથી હેરાન થતી પણ કોણ તેની ચાકરી કરે? ઉલટ તેની પાસેથી ચાકરી લેવામાં આવતી, તાવથી શરીર ન ચાલી શકે છતાં લથડીઆં ખાતી ખાતી કામ કરતી. મહા પરિશ્રમે તેઓ નાના નાના ગામે વિહાર કરતાં કરતાં ફાગણ સુદ ૧૨ ના દિવસે સુવર્ણપુર આવી પહોચ્યાં.

આચાર્ય સૂર્યવિજય તથા તેમની સાધ્વીઓ સુવર્ણપુર પહોંચ્યાના સમાચાર જાણ્તા તેમના ભક્ત લાલભાઇ શેઠ કનકનગરથી મોટરમાં બેશી ત્યાં આચાર્યશ્રીને વાંદવા આવ્યા. સુવર્ણપુર રેલ્વેસ્ટેશન નહોતું પરંતુ મોટરની આવજા વધારે હોવાથી લોકોને રેલ્વે જેવીજ મુસાફરીની સવડ થઇ હતી. સુવર્ણપુર સાધારણ રીતે ઠીક ગામ હતું, જૈનોની વસ્તી સારી હતી. અહીંઆં પણ સંઘમાં બે પક્ષ જોવામાં

આવ્યા. કારણકે આચાર્યશ્રીના કોરટે ચડેલા ખટલાનો સંદેશો વર્તમાન પત્રોએ ગામે ગામ અને ઘેરે ઘેર પહોંચાડી દીધો હતો તેથી અત્રે પણ આચાર્યશ્રીના મુખમાંથી બોલ પડે તેવા ઝીલી લેનાર ભકતો ઘણાજ ઓછા હતા. પણ કનકનગરથી લાલભાઇ જેવા શેઠ આવી પહોંચવાથી આચાર્ય મહારાજનું માન ઠીક જળવાયું હતું.

આચાર્ય અને લાલભાઇ શેઠ એકાંતમાં વાતો કરતા હતા તેવામાં પેલો દીક્ષાનો ઉમેદવાર ગોપાળદાસ આચાર્યની આજ્ઞા મેળવી તેમની પાસે ગયો અને વિનંતી કરી "મહારાજ! હવે તો મારો અને આ મારા બે મિત્રો રજ્જુલાલ અને મસ્તુલાલનો સાથે દીક્ષા લેવાનો વિચાર થયો છે. બીજા બે જણા હમણાં ના પાડે છે પણ તે આપની સાથે રહેવા માગે છે, જ્યારે તેમને અમારા જેવો બરાબર ભાવ પ્રકટ થશે ત્યારે તે દીક્ષા લેશે. ત્યાં સુધી આપની સાથે વિહારમાં રહેશે! અમને આ ગામમાંજ દીક્ષા આપો. જેટલા દિવસ ચારિત્ર વગર કાઢીએ છીએ એટલું અમને નુકશાન થાય છે. અમારી પાછળ કોઇ નથી, ત્રણે પંડપથારી છીએ. અમારે કાંઇપણ જોઇતું નથી."

• આચાર્ય—"તમારે અહીંજ દીક્ષા લેવાનો ભાવ હોય તો અમે તૈયાર છીએ. તમારા સારા નસીબે લાલભાઇ શેઠ પણ અત્રે આવેલા છે તે મોટી ધામધુમ સાથે દીક્ષા અપાવશે. કેમ લાલભાઇ શેઠ?"

લાલભાઈ—"તે કામમાં હું તો તૈયાર છું. મુહૂર્ત શોધી કાઢો."

આચાર્ય—"ગોપાળદાસ! તમારી સાથે દીક્ષા લેવા ઇચ્છા રાખનાર તમારા મિત્રોને બોલાવો."

મિત્રો તો નીચે બેઠાજ હતા. ગોપાળદાસ તેમને બોલાવી લાવ્યો. આચાર્યશ્રી તેમને જોઇ ખુશ થયા, ત્રણે જુવાન હતા, મહારાજની ભક્તિ સારી રીતે ઉઠાવી શકે તેવા હતા. આ પ્રમાણે તેમની મુખાકૃતિ જોઇ પાસ કરી ત્રણેને નીચે જવા સૂચના કરી.

આચાર્ય—"લાલભાઇ! આપણે એક અરજ આપી ભદ્રાપુરીથી કલેકટરની રજા મંગાવવી પડશે, તમે મારા જામીનદાર રહ્યા એટલે

તમને જરા પણ હરકત ન આવે એ રીતે મારે કામ લેવું જોઇએ. એટલી વિવેકબુદ્ધિ રાખવાની ફરજ છે."

લાલભાઇ—"વાહ! એમાં શું? ભદ્રાપુરી જઇ રજા મેળવતાં કેટલી વાર? કહો તો આજે તેમને લઇ જઇ રજા મેળવી આવું. ધર્મના કામમાં ઢીલ શી?"

એમ સલાહ મેળવી ત્રણે ઉમેદવારોને આચાર્યે ઉપર બોલાવ્યા અને લાલભાઇની સાથે ભદ્રાપુરી જઇ તે કહે તેમ કરવા જણાવ્યું.

ગોપાળદાસ—"અમે તો તમે કહેશો તે પ્રમાણે ત્યાં લખાવીશું. અમે અમારી રાજીખુશીથી ભાવપૂર્વક દીક્ષા લઇએ છીએ એમાં બીજાને બોલવાનો કે વચ્ચે આવવાનો હક શો છે? નથી માબાપ કે નથી બૈરી. કોણ વાંધો ઉઠાવવાનું છે? આપ કહો તે વખતે તેમની સાથે જઇએ."

આ રીતે નક્કી કરી લાલભાઇ શેઠ વાળુ કરી પેલા ત્રણ જણને લઇ મોટરમાં કારી સ્ટેશને જઇ ત્યાંથી ટ્રેનમાં ભદ્રાપુરી ગયા. ધરમચંદ શેઠને ત્યાં મુકામ કર્યો. પેલા દીક્ષાના ઉમેદવારો પોતાને મુકામે ગયા અને જ્યાં મળવા જવા જેવું હતું ત્યાં મળી આવી પાછા સવારે શેઠને મળ્યા. તેઓને ખાનગી રીતે સૂચના આપી કે "તમે કલેકટરને બંગલે જાઓ, અમે પાછળથી આવીએ છીએ." તે તેમની સૂચના પ્રમાણે ગયા અને થોડીવાર પછી લાલભાઇ શેઠ અને ધરમચંદ કલેકટરને બંગલે ઉપડયા. બહાર પટાવાળાને લાલભાઇએ પોતાના નામનું કાર્ડ આપ્યું. આવવાની વરદી મળી કે તે અંદર ગયા. કલેકટરે આવકાર આપ્યો. લાલભાઇએ બધી વાત રજુ કરી. કલેકટરે ટેલીફોનથી પોલીસ ઇન્સ્પેકટરને બોલાવ્યો. થોડીવારમાં તે આવી પહોંચ્યો. તે અને કલેકટર અંદરના હૉલમાં જઇ ખાનગી મસલત કરી બહાર આવ્યા. કલેકટરે લાલભાઇ પાસેથી મહારાજની વતી અરજી લીધી અને પેલા ત્રણ ઉમેદવારોને બોલાવી તેમના ખુલાસા લઇ સહીઓ લઇ કામની પૂર્ણાહૂતિ કરી. કલેકટરનો ઉપકાર માની બંને જણ

ત્યાંથી વિદાય થયા. કાંઇ પણ વાંધો ઉઠાવ્યા શીવાય એકદમ કલેક્ટરે અરજીનો સ્વીકાર કરી રજા આપી તેની ખુશાલીમાં પરવાનગી મળ્યાના સમાચાર તારથી આચાર્યને આપ્યા અને કારી સ્ટેશને મોટર મોકલવા જણાવ્યું. હરખમાં ને હરખમાં શેઠ પેલા ત્રણ જણને લઇ સુવર્ણપુર ઉપડી ગયા.

આચાર્યશ્રી ટીપણું કાઢી મુહૂર્ત જોવા લાગ્યા, માત્ર વૈધૃતિ કે વ્યતિપાત જેવો મોટો અવજોગ ન આવતો હોય તેજ દૃષ્ટિથી જોવા લાગ્યા. ત્રીજે દિવસ એટલે કે ફાગણ વદ ૧ નો ધૂળેટીનો દિવસ અવજોગ વગરનો અને દુનિયાની દૃષ્ટિએ ઉત્તમમાં ઉત્તમ જડી આવ્યો. દીક્ષા લેનાર પોતાના હેતુમાં સફળ થાય તેવો તેમાં ઉત્તમ સિદ્ધિયોગ જણાયો.

લાલભાઇ શેઠ આવી પહોંચ્યા અને જાણે ઇડરીઓ ગઢ જીતી આવ્યા હોય તેમ મહારાજ આગળ મોટી મોટી વાતો કરવા લાગ્યા. આચાર્ય સાંભળીને ખુશ થયા. કલેકટરે દીક્ષા આપવાની મનાઇ કરી છે એવી લોકોમાં જે વાત ફેલાઇ રહેલી છે તે ખોટી પાડવા ચડસને લઇને આ દીક્ષામહોત્સવ મોટા ઠાઠથી ઉજવાય એવી આચાર્યને મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ અને તે લાલભાઇને જણાવતાં લાલભાઇએ તે વાત ઉપાડી લીધી, અને વચ્ચે આખો એકજ દિવસ બાકી હોવાથી લાલભાઇ તેની તજવીજ કરવા લાગ્યા. કનકનગરથી કુટુંબને બોલાવવા તથા બેંડ લાવવા તાર કર્યો. આચાર્યશ્રીના મુસદ્દા પ્રમાણે મોટી કંકોત્રીઓ છપાવી, તે દિવસે નવકારશ્રી ઠરાવી અને આજુબાજુના ગામડાના લોકો આવી શકે તે માટે ખેપીઆ મોકલી સંદેશા પહોંચાડી દીધા. તાર છુટતાં મોટા શહેરોમાંથી કેટલાક તેમના ભકતો આવી પહોંચ્યા. લાલભાઇશેઠ આવા પુણ્યના કામમાં કાંકરાની માફક રૂપીઆ ખરચ કરવા લાગ્યા. પત્રથી નહીં પણ તારથી જ તમામ સાથે વ્યવહાર રાખ્યો. એક ધર્મશાળામાં મોટું રસોડું ઉઘાડવામાં આવ્યું. વદ ૧ ના સવાર સુધીમાં તમામ લોક આવી ગયા, લાલભાઇનું કુટુંબ પણ આવ્યું. દીક્ષાના દિવસે આ સુવર્ણપુર એક મોટી જૈન-

પુરી બની ગયું. પરંતુ આ આવનારમાં મોટો ભાગ તમાસો જોવા જ મળ્યો હતો. વર્તમાનપત્રોમાં આવેલા ભવાડા લોકોની જાણ બહાર નહોતા. કોઇ કોઇ સ્થળે તો કોઈ કોઈ વચ્ચે શબ્દોની લડાઇઓ પણ ચાલતી. આચાર્યે હુકમ કર્યો હતો કે કોઇએ કોઈ પણ જાતનું છાપું ઉપાશ્રયમાં કે ધર્મશાળામાં લાવવું નહીં. મુહૂર્ત સાંજના ૪ વાગે હતું. દૈવયોગે ત્યાં કોઈ મોટા બાવાની જમાત આવેલી તેમાં હાથી હતો. કોઈ ખરચે લાલભાઈ શેઠે તે હાથી મંગાવી તેના પર પેલા ત્રણે દીક્ષાના ઉમેદવારોને શણગારી બેસાડયા અને મોટા ઠાઠથી વરઘોડો આખા શહેરમાં ફેરવી દીક્ષાભિલાષીઓને ખૂબ સંસારનો લહાવો લેવડાવ્યો. આચાર્યશ્રી પણ ચડસના માર્યા જેમ બને તેમ વધારે ઠાઠ કરવા લાલભાઇને ઉશ્કેરતા. લાલભાઈ શેઠ પણ વાયરે ચડયા હતા. વરઘોડો ધર્મશાળામાં ઉતર્યો અને ત્રણે જણને આચાર્યે વિધિપૂર્વક દીક્ષાઓ આપી. ગોપાળદાસનું "ગુપ્તવિજય," રજ્જુલાલનું "રહસ્યવિજય" અને મંજુલાલનું "મર્મવિજય" એ પ્રમાણે નામો રાખવામાં આવ્યાં અને તેમને સૂર્યવિજય આચાર્યના શિષ્ય તરીકે જાહેર કરવામાં આવ્યા. તેઓ તેજ દિવસે અરધા ગાઉ દૂર આવેલા એક નાના ગામમાં વિહાર કરી બીજે દિવસે પાછા આવ્યા. આ પ્રમાણે દીક્ષા મહોત્સવ ઉજવી લાલભાઈ શેઠ મહાવીર જયંતી કનકનગરમાં ઉજવવા મહારાજને આગ્રહપૂર્વક વિનંતી કરી તેમની આજ્ઞા લઇ સહકુટુંબ કનકનગર ગયા. આ પ્રસંગે આચાર્યના પરિવારના ઘણા સાધુઓ આજુબાજુના ગામોમાંથી ત્યાં આવ્યા હતા. ફાગણ વદ ૫ ના રોજ સવારે આચાર્યશ્રી કનકનગર તરફ જવાને નિકળ્યા. કેટલાક બીજા સાધુઓ તેમની સાથે જોડાયા અને કેટલાક છુટા પડયા. ચકોરવિજયે પણ પોતાના ખાસ ચેલાને તથા ભદ્રાપુરીવાળા નવદીક્ષિત શિષ્ય કસ્તુરવિજયને સાથે લઇ આચાર્યથી છુટા પડી બીજા ગામ તરફ વિહાર કર્યો.

# પ્રકરણ ૨૧ મું.

## ચતુરશ્રી સાધ્વીનો વિહારપરિશ્રમ.

(દોહરો.)

દિવસ ફરે તેવે સમે, સમજણ સઘળી વ્યર્થ,
ધર્મરાજ જુગટું રમ્યા, એવો કર્યો અનર્થ.
સવળે દિન સવળું પડે, અવળે અવળું થાય,
અણ ઇચ્છ્યું આવી મળે, ઇચ્છિત અળગું જાય.

—કવિ દલપતરામ.

આચાર્ય સૂર્યવિજયની સાથે સાધ્વીઓએ પણ સુવર્ણપુરથી વિહાર કરવાની તૈયારી કરી પણ તેમને મોટું વિઘ્ન આવી પડ્યું. નવદીક્ષિત સાધ્વી ચતુરશ્રી ચાલી શકે તેવી સ્થિતિમાં રહી નહીં, પગે વાગેલા કાંટાની અને ફૂટી ગયેલા ફોલ્લાની એવી વેદના તેને થતી હતી કે તેનાથી સહન થતી નહોતી પરંતુ તેમનાં ગુરૂ કંચનશ્રીએ તેવા પગે કપડાં બંધાવી ધમકી આપી પરાણે પરાણે સાથે લીધાં. મહા મહેનતે વચ્ચે બેસતાં બેસતાં તેઓ ગાંધારી ગામમાં આવી પહોંચ્યાં. આ ગામ પણ સુવર્ણપુર જેવું હતું. સાધુ અને સાધ્વીના ઉપાશ્રય હતા. બે જૈન દેવાલયો હતાં. સાધુઓએ સાધુના ઉપાશ્રયમાં અને સાધ્વીઓએ સાધ્વીના ઉપાશ્રયમાં મુકામ કર્યો. આ વખતે આચાર્યના શિષ્ય શુદ્ધિવિજય, તેમના કેટલાક શિષ્યો સહિત રહેલા હતા, તે શશીકાન્ત નામના એક યુવકને દીક્ષાની જાળમાં સપડાવવા પ્રયત્ન કરી રહ્યા હતા. અહીં ચતુરશ્રી સાધ્વીની તબીઅત ઘણી બગડી, પગ સુઝી ગયા, એક ડગલું પણ ચાલવાની શક્તિ રહી નહીં અને ઠલ્લે જવું પડે તે ઘણુંજ ત્રાસદાયક થઇ પડ્યું.

આચાર્યને ખબર પડતાં તેમણે શ્રાવકોને બોલાવી વૈદ્યની દવા કરાવવા કંચનશ્રીને સૂચના કરી. વૈદ્યે દૂરથી તબીઅતના સમાચાર પુછી

દવા આપી. ઉપાશ્રયમાં જાણે ચતુરશ્રી નકામું માણસ થઇ પડયું હોય તેવું તેમના પ્રત્યે ધણાંનું વર્તન જણાયું. બિચારીને મરડાની આંકડી આવે, કોઈ હાથ પકડી ઠલ્લે જવા લઇ જાય નહીં, નિરૂપાયે પગ ધસતી ધસતી બાજુમાં ઠલ્લા માટે રાખેલી જગોમાં જાય. કદાચ કંચનશ્રી બહાર ગયાં હોય તો કોઇ સાધ્વી મદદ કરે, પણ તેમની હાજરીમાં તો મદદ કરવાની કોઇની હીંમત ચાલે નહીં.

એક બાજુ આવું તેમને શારીરિક દુઃખ થાય ત્યારે બીજી બાજુ કંચનશ્રી એવાં વાક્બાણ છોડે કે તેનું હૃદય ભેદાઇ જાય. "સાહેબી કરવી હતી તો જખ મારવા દીક્ષા લીધી ? અહીં તો દુઃખ ભોગવવાનું છે, દુઃખ પડે તે તો સહન કરવું જોઇએ, કાયા પંપાળવાની નથી, કાયાને કષ્ટ આપી મોક્ષપદ મેળવવાનું છે" એમ કહી ત્રાસ આપે. .એવામાં કોઇ શ્રાવિકા આવી સમાચાર પુછે તો તે બમણાં ફાળે ચડે અને જવાબ આપે કે "ખાવાનું ભાન રાખે નહીં, જે જે વહોરી લાવે તે તે ખૂબ ખાય, પછી માંદી પડે એમાં શી નવાઇ ?" એમ જુઠું બોલી તે બિચારીને વગોવે. મરડાની બિમારીથી ઠલ્લાવાળી જગો બગડે તેમાં પણ તે ચેલીનો દોષ કાઢે. ચેલી શું કરે ? ચાલવાની શકિત હોય તો બહાર જંગલમાં જાય.

આ પ્રમાણે કંચનશ્રીએ ઠલ્લાની અગવડનું બહાનું કાઢી બીજી સર્વ સાધ્વીઓને સાથે લઇ ગામમાં એક સગવડવાળી ધર્મશાળા હતી ત્યાં રીસમાં ને રીસમાં ચાલવા માંડયું. પેલી ચતુરશ્રીની પાસે બીજી એના જેવી દાસીનું કામ કરનાર સાધ્વી હતી તેને ચાકરી કરવા માટે મુકી. આ જોઈ ઉત્તમશ્રી જે આધેડ ઉમરનાં હતાં તેમને દયા આવી તેથી તે તથા તેમની ચેલી ચંદનશ્રી ત્યાં રોકાયાં. આ જાણી કંચનશ્રી ગુસ્સે થયાં અને તેમણે પેલી રાખેલી ચેલીને પાછી બોલાવી લીધી અને ઉત્તમશ્રીને સંભળાવી દીધું કે "કરજો ચતુરશ્રીની ચાકરી." આ સાંભળી ઉત્તમશ્રીએ પણ રોકડો જવાબ પરખાવી દીધો કે "અમે ચાકરી કરીશું, હવે અમે તમારી સાથે રહેવા પણ માગતાં નથી.

થાય તે કરી નાખજો." આ પ્રમાણે છુટાં પડી ઉત્તમશ્રી અને તેની ચેલી ચંદનશ્રી ચતુરશ્રીની પાસે રહી તેમની બરદાસ રાખવા લાગ્યાં, વૈદ્યોના કહેવા પ્રમાણે દવા કરતાં અને એમને અનુકૂળ આહાર પાણી લાવી આપતાં. આ રીતે થયેલી ખટપટ સાધુઓના ઉપાશ્રયે પહોંચી અને વાત ચર્ચાવા લાગી.

આચાર્યશ્રી ઉત્તમશ્રી ઉપર ક્રોધાયમાન થયા અને સાધ્વીના ઉપાશ્રયે જઇ લડવા લાગ્યા. ઉત્તમશ્રીએ વિનયપૂર્વક જવાબ આપ્યો "મહારાજ! આપને અહીં આવવું શોભતું નથી, આ રીતે કંચનશ્રીનો પક્ષ લઇ અમને ખોટી રીતે ઠપકો આપો તે વ્યાજબી નથી. આ બિચારી ચતુરશ્રી મરવા પડી છે, ચાલી શકાતું નથી, તાવ આવે છે, મરડો થયો છે, આવી દુઃખી દશામાં તેની પાસે એક ચેલીને મુકીને ધર્મશાળામાં રીસાઇને ચાલ્યાં જતાં હતાં તે શું સારૂં કહેવાય? મરડાને લીધે ઠલ્લાવાળી જગો બગડે તેમાં તે શું કરે? જો પગે ચલાય તેમ હોત તો શું કરવા અહીંઆં બેસે? તેના પગ તો જુઓ! મહારાજ મને તેમની દયા આવી માટે અમે બંને તેમની ચાકરી કરવા રહ્યાં છીએ."

આચાર્ય—"દીક્ષામાં તો દુઃખજ ભોગવવાનાં હોય! દીક્ષામાં કાંઇ એશઆરામ કરવાનો નથી. દુઃખ થાય તે સહન કરવું જોઇએ, દુઃખ ભોગવવું તે તો દેહનો ધર્મ છે, દુઃખ પાપને ધુએ છે."

ઉત્તમશ્રી—"દુઃખ સહન કર્યા શીવાય છુટકોજ નથી, જેને દુઃખ થાય છે તે તેજ ભોગવે છે. પણ તેની સંભાળ તો લેવી જોઇએ ને? દીક્ષા લીધી છે ત્યારથીજ તેના ઉપર કેટલો બધો ત્રાસ વર્તાવવામાં આવે છે તે મારી જાણ બહાર નથી. તેની આંખમાંથી આંસુ સુકાતાં નથી. ગુલામટી કરતાં પણ વધારે નોકરી ઉઠાવી છે તેનું આ ફળ મળે છે. હું કયાં ભૂલી ગઇ છું? જ્યારે હું તેમના માથાની થઈ ત્યારે મને જંપીને બેસવા દીધી છે. મારી પણ તેનાથી વધારે ભુંડી હાલત હતી. તેમના ત્રાસથી વેશ છોડી દેવા હું તૈયાર

થઈ હતી તે તમે કેમ ભૂલી જાઓ છો ? માટે મહારાજ! કંચનશ્રીનો આવી રીતે પક્ષ ન ખેંચો, તેમાં તમારી હલકાઇ છે. સાધ્વીઓના કામમાં હવે વધારે માથું મારવાથી પરિણામ ખરાબ આવશે. તમારી હીલચાલ હું જોઇ રહી છું. નાલાયક ચેલાઓને પણ તમે સાથે રાખો છો. સરકારે આટલે સુધી તમને પહોંચાડ્યા છતાં હજુ સુધી ટેવો ભૂલી જતા નથી. માટે અમારા ઉપાશ્રયમાં પગ દેશો નહીં. તમારી અને તમારા માનીતા ચેલાઓની હીલચાલથી અમો ધરાયાં છીએ. માટે અમારા ઉપાશ્રયમાંથી ચાલ્યા જાઓ."

આ રીતે ઉત્તમશ્રીએ આંખ ચડાવી ગર્જના કરી કે આચાર્ય ઝટ પાછા વળ્યા. આ વખતે તેમની સાથે બીજા સંઘાડાના ત્રણ ચાર સાધુઓ જોવા માટે આવ્યા હતા તે કાંઇ નહીં બોલતાં સીધા પોતાના ઉપાશ્રયે આચાર્યની સાથે ચાલ્યા. તેમના ગયા પછી ચતુરશ્રી ખૂબ રડવા લાગી અને બોલી "ઉત્તમશ્રી ! તમે મારા માટે આટલું બધું દુઃખ ન ભોગવો ! મેં હાથે કરી પથરો ઉછાળી માથું ધરી લોહી કાઢેલું છે, કોઇનો પણ દોષ નથી. દોષ મારા નસીબનો છે. હવે તો પ્રભુ મારું મોત લાવે તો સારું. મારો ખરો દુશ્મન કંચનશ્રી છે. અને તેને મદદ કરનાર મારા બાપ છે. હવે પસ્તાવો કરે શું થાય ? બાજી મેં મારા હાથેજ બગાડી છે. મારા હાથેજ મારી જીંદગી ધૂળ કરી છે." એમ કહી રડવા લાગી.

તેને આમ રડતી દેખી ઉત્તમશ્રી દિલાસો આપી કહેવા લાગી "ચતુરશ્રી ! ચતુરશ્રી! રડીશ નહીં ! ઉલટું શરીર વધારે બગડશે. હવે પસ્તાવો કરે શું થાય ?"

રડતાં રડતાં ચતુરશ્રી બોલી "હવે મને ખ્યાલ આવે છે કે દુઃખમાં માણસની કેવી જરૂર પડે છે. અને તે વખતે જે મદદ કરે છે તેજ ખરા સ્નેહી ગણાય છે. દુઃખજ મિત્ર અને સ્ત્રીની પરીક્ષા કરે છે. હું કેવી કમનસીબ અભાગણી સ્ત્રી કે મારા પતિના દુઃખની વખતે — ચાકરી કરવાના અણી વખતના પ્રસંગે પરિશ્રમથી કંટાળી

કંચનશ્રીના પક્ષમાં પેઠી. માબાપે તે વાતને ટેકો આપ્યો. "પતિ તો સ્વાર્થના સગા, તે કાંઇ પરભવમાં મદદ કરનાર નથી." આવી આવી શીખામણોથી મને ભ્રમિત કરી આ દીક્ષાની જાળમાં સપડાવી મારા પતિથી વિખુટી કરી દુઃખના મહાસાગરમાં ડુબાવી દીધી છે. કોણ જાણે પતિની શી દશા હશે ? મારા જેવા પથારીવશ હશે. માણુસ વિના મને દુઃખ થાય છે તો હું તેમની પત્ની છતાં તેમને છોડીને અહીં આવી તેથી તેમને કેટલું બધું દુઃખ થયું હશે ? આનો વિચાર મને તે વખતે બીલકુલ આવ્યો નહીં. હે કમબખ્ત નસીબ" એમ કહી કપાળે હાથ મારી નસીબને ધિક્કાર આપ્યો.

"અરે ચતુરશ્રી ! તું આ શું કરે છે ?" એમ ઠપકો આપી ઉત્તમશ્રીએ તેનો હાથ પકડ્યો અને કપડાવતી આંસુ સાફ કરવા લાગી.

ચતુરશ્રી—"ઉત્તમશ્રી ! હવે આ આંસુ મને મારા દુઃખનાં નથી આવતાં. મને તો મારા પતિનાં આંસુ સાંભરી આવે છે, તેમના દુઃખની કલ્પનાઓ મનમાં ખડી થાય છે, તેમના દુઃખનું સ્મરણ મને દુઃખ રૂપ થઇ પડ્યું છે અને તે દુઃખનાં આંસુ નીકળી રહ્યાં છે. અત્યારે મને કોઇ કહે કે 'તમારા પતિ સાજા થયા છે, દુઃખમાંથી મુકત થયા છે' એટલાજ શબ્દો કાને પડે તો હું મારૂં તમામ દુઃખ વિસરી જાઉં."

આ તેના શબ્દોથી ઉત્તમશ્રીને પણ લાગી આવ્યું, જોડે બેઠેલી ચંદનશ્રીની આંખમાંથી તો આંસુ ટપકવા લાગ્યાં.

જરા વાર શાંત રહી ઉત્તમશ્રીએ કહ્યું "ચતુરશ્રી ! તારા કહેવા પ્રમાણે તારો પૂર્વ ઇતિહાસ કોઈ જુદાજ પ્રકારનો છે. હું એટલુંજ જાણતી હતી કે તારો પતિ વ્યસની, દરિદ્રી ને મવાલી જેવો હોવાથી તને ત્રાસ આપતો હતો માટે તેનાથી કંટાળી દીક્ષા લઇ તેના પાપમાંથી તું છુટી છે."

ચતુરશ્રીએ જવાબ આપ્યો "ઉત્તમશ્રી ! મેં તો અમૃતના પ્યાલાને હાથે કરી ફોડી નાખી અમૃત ઢોળી નાખ્યું છે. તે એક

મોટી પેઢીમાં નોકર છે, બી. એ. સુધી અંગ્રેજી ભણેલા છે. સારો પગાર મળે છે. પરંતુ છ માસથી તેમને ગળતીનું દરદ લાગુ પડવાથી બીછાનાવશ છે હું ઉપાશ્રયે સાધ્વી પાસે જતી આવતી એટલે તે રોજ શીખવણી કરે કે ધણી તો સ્વાર્થી છે, માબાપ પણ તેવીજ શીખામણ આપે. હવે મને તેનો ખ્યાલ આવે છે કે માબાપ મારા સ્વાર્થ માટે નહીં પણ તેમના સ્વાર્થ માટે કહેતાં હતાં. ધણી મરી જશે એટલે છોડી વિધવા થવાથી પીયરમાં સંભાળવી પડશે, માટે છોને દીક્ષા લે, જેથી સંભાળવી મટે. આમ સૌ પોતપોતાના સ્વાર્થ તાકતું હતું. પણ મારો સ્વાર્થ બગડે છે તેનું ભાન ન રહ્યું. સંસારીપણામાં ધણીને પાણીનો લોટો ભરીને પાવો ન પાલવ્યો અને અહીં મોરીઆ ભરી ભરીને થાકી ગઈ, આહાર પાણી લઈ આવવામાં અને પગ દબાવવામાં મારા હાથ દુખવા માંડયા, ગાળો સાંભળી મારા કાન બ્હેર માર્યા ગયા; અને છેવટે મારી આ ભુંડી દશા થઈ. મેં મારા ધણીને લોટો ભરી પાણી પાયું હોત, હાથ પગ પંપાળ્યા હોત, જોઇએ તેવી રસોઇ બનાવી આપી હોત, મધુર શબ્દોમાં તેમની આજ્ઞા પાળી હોત, તો મેં હાલ જેટલી ગુલામગીરી ઉઠાવી છે તેનો સોમો ભાગ પણ થાત નહીં. તેમને સંગ્રહણીનું દરદ હોવાથી પરાણે પરાણે ઉઠી જાજરૂમાં જતા, પણ મેં અભાગણીએ એક દિવસ એટલું પણ ન કહ્યું કે "તમે બહાર જશો નહીં, ખાટલા પાસે વાસણમાં બેસો, હું સાફ કરીશ." અને અહીંઆં માત્રુ પરઠવામાં અને કપડાં ધોવામાંથી ઉંચી આવી નહીં. અફસોસ !! હવે હાયપીટ કરે શું થાય ?"

ઉત્તમશ્રી—"તે હાલ જીવે છેને ?"

ચતુરશ્રી—"માંદગી ગંભીર હતી તેથી કોણ જાણે શું બન્યું હશે. અત્યારે કોઇ મને કહે કે તે જીવતા છે તો હું.....શું કહું ? મારી જીભ ઉપડતી નથી."

ઉત્તમશ્રી—"ધીરજ રાખ ! મને પણ દુઃખ પડવામાં બાકી રહ્યું નથી. અમારી તદન ગરીબ અવસ્થા હતી. નાની ઉંમરમાં રાંડી તે

વખતે મને પાંચ વરસનો દીકરો હતો. બાર વરસનો કરતાં કરતાં મને આંખે પાણી આવ્યું. એટલું વળી સારૂં હતું કે ચંદ્રાવતી ગામમાં અમારી માલકીનું ઘર હતું તેમાં રહેતાં હતાં. આવકનું કાંઈ સાધન નહોતું. કોઇને ત્યાં રસોઈ કરવા રહું તો દુનિયા વાતો કરે. દુનિયાના મારથી છેવટે ધંટીનો ધંધો હાથમાં લીધો હતો. દળણાં દળીને મારૂં અને છોકરાનું પૂરૂં કરતી હતી. છોકરો ચૌદ વરસનો થયો કે ખરાબ સોબતને લઇને બગડી ગયો, પૂરૂં ભણ્યો પણ નહીં, મને પણ ગાળો દે, તેથી મને ખૂબ કંટાળો આવ્યો. હું ઉપાશ્રયમાં જતી હોવાથી મને જરા બાળબોધ વાંચવાનો અભ્યાસ હતો. સાધ્વીઓ પાસે પ્રતિક્રમણ શીખી હતી. એવામાં અમારા ચંદ્રાવતી શહેરમાં આ કંચનશ્રી સાધ્વી આવ્યાં. તેમણે મને દીક્ષાનું પાણી છાંટવા માંડયું, તે વખતે પણ આ સૂર્યવિજય આચાર્ય જોડે હતા. તે લાગવગવાળા હોવાથી તેમણે છોકરાને ઠેકાણે પાડવા માટે કોઈ શેઠને ભલામણ કરી. પણ શેઠ એવો મળ્યો કે "તમે દીક્ષા લો તો છોકરાને નોકરી રાખું" આથી મારા મનને એમ લાગ્યું કે છોકરો ઠેકાણે પડે છે, તે મોટો થશે એટલે પરણી પોતાનો સંસાર ચલાવશે અને હું પોતે દીક્ષા લઉં તો શું ખોટું ? ધંટી છોડી છોકરાને મોટો કરવાની ઉપાધિમાંથી મુક્ત થઇ ઉપાશ્રયમાં ધર્મ-ધ્યાન કરી જીવન ગુજારીશ. એ નિશ્ચય ઉપર આવી છેવટે મેં દીક્ષા લીધી. મારો છોકરો હાલ ક્યાં છે તેની મને ખબર નથી. કારણકે તે બેદરકાર અને ઉદ્ધત હોવાથી તેનું નસીબ હોય તો સુધર્યો હોય. હાલ તે વાતને આશરે આઠ વરસ થઇ ગયાં; આ આઠ વરસમાં જ્યારથી હું કંચનશ્રીને ઉંચે સ્વરે બોલી છું ત્યારથી મને જરા કળ વળી છે. નહીં તો લાગટ ચાર વરસ સુધી તારા કરતાં મારી વધારે ભુંડી અવસ્થા હતી. કંચનશ્રીના ભવાડાની તો શી વાત કરૂં ? આ બિચારી ચંદનથી મારી ચેલી સત્તર વરસની છે તેને દીક્ષા આપે બે અઢી વરસ થયાં. તેનાં માબાપ મરી ગયેલાં હોવાથી તે મામાના ઘેર રહેતી હતી. તેને જ્યારે તેર વરસ થયાં ત્યારે તેને પરણાવવા માટે તમામ

તૈયારીઓ થઇ રહેલી. તે પણ પરણવાને તૈયાર હતી પણ તેનો મોટો મામો નિર્દય હતો તે પૈસાના લોભમાં પડયો. એક શેઠીઆએ ત્રણ હજારની નોટો તેના હાથમાં મુકી કે છોડીને કંચનશ્રીના તાબે સોંપી દીધી. કંચનશ્રી પ્રપંચ કરવામાં અને છોકરીઓ સંતાડવામાં એવાં જબરાં છે કે ભલભલાનો પત્તો લાગતો નથી. તેમણે ગુપ્ત સ્થાનો એવાં શોધી રાખેલાં છે કે ગુમ કરતાં વાર લાગતી નથી. કંચનશ્રીએ તેને બાર માસ સુધી છુપા સ્થળે રાખી, પાંચ માસ સુધી તો એક જણના ભોંયરામાં રાખી. તેનો બીજો મામો જે તેને પરણાવવાની તરફેણમાં હતો તેણે ખૂબ તપાસ કર્યો પણ કંચનશ્રીની પ્રપંચજાળ આગળ તેનું ફાવ્યું નહીં. ઓચિંતો તે મરણ પામ્યો. પૈસા લેનાર મામો પણ દેવગત થયો. વાત જરા શાંત પડી કે તેને દીક્ષા આપી દીધી. તે સંસારીપણામાં સારૂં ભણેલી હતી, હમણાં પણ ભણે છે, પણ હમેશાં ચિંતાગ્રસ્ત રહે છે. આવી છોડીને દીક્ષા આપ્યાથી શું ફાયદો થાય? શરૂઆતમાં પણ આના ઉપર ખુબ ત્રાસ થવા માંડયો. તે તો રોજ પોકેપોક મુકીને રડે. હું રોજ તેને મારી પાસે રાખી ધીરજ આપતી, જ્યારે વધારે ત્રાસ કરવા લાગ્યાં ત્યારે મારે કંચનશ્રીને કહેવું પડ્યું કે ' જુઓ તે મારી ચેલી છે, તમારે ડહાપણ કરવું નહીં." જ્યારથી આ પ્રમાણે સંભળાવી દીધું છે ત્યારથી આ ચંદનશ્રી દુઃખમાંથી મુક્ત થઇ છે. તારા દુઃખની આ શરૂઆત છે તેથી તને વધારે લાગે છે. અમે તો રીઢાં થઇ ગયાં છીએ એટલે આટલું બોલી શકીએ છીએ. "થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ" એ કહેવત ખોટી નથી. માટે ચતુરશ્રી ધીરજ રાખ અને તારૂં મન કર કઠણ. મને ઘણી વખત દીક્ષા છોડી દેવાનું મન થાય છે, પણ શું કરૂં? લાચાર અવસ્થામાં છું. તારા જેવું હોત તો આવી ઉપાધિ હાથે કરી નહીં વહોરી લીધી હોત! ભાવી આગળ કોઇનો ઉપાય ચાલતો નથી. તારી ચાકરી અમારાથી થશે તેટલી કરીશું. કંચનશ્રીનો મને જરા પણ ડર નથી, તું હવે ડરીશ નહીં. કદાચ તે આવે અને હું બહાર ગઇ હોઉં તો

તું રોકડો જવાબ તેમને આપી દેજે. શરમમાં રહીશ નહીં."

આ પ્રમાણે વાતચીત કરે છે એટલામાં કેટલાંક બૈરાં ચતુરશ્રીની ખબર પુછવા આવ્યાં અને તે પણ વાતમાં જોડાયાં.

અહિંઆં આચાર્ય તથા કંચનશ્રી ૩-૪ દિવસ રોકાયાં. વધારે રહેવાનો વિચાર આચાર્યનો હતો; કારણકે અત્રે શશીકાંતને દીક્ષાની જાળમાં સપડાવવા શુદ્ધિવિજયનો વિચાર ચાલતો હતો પણ અત્રે ધાંધલ થવાનો સંભવ હોવાથી તેને અત્રે દીક્ષા આપવાનો વિચાર માંડીવાળી માલિકા ગામે દીક્ષા આપવાનું નક્કી કર્યું. તેથી તમામ સાધુઓએ ત્યાંથી વિહાર કર્યો અને સાધ્વીઓએ પણ પેલી ચતુરશ્રી ઉત્તમશ્રી અને ચંદનશ્રીને ગાંધારીમાં મુકી આચાર્યની સાથે વિહાર કર્યો

# પ્રકરણ ૨૨ મું.

## સરિતાનાં મામા માસી.

(દોહરો)

ભેદ કદી નિજ ભાગ્યનો પ્રથમથી નવ પરખાય,
સારૂં નરસું એ બધું પરિણામે સમજાય. —લેખક.
સમય સમય બળવાન હે, નહીં પુરૂષ બળવાન,
કાબે અર્જુન લુંટીઓ, એહી અર્જુન એહી બાણ.

ચંદ્રકુમાર, સરલા, સરિતા અને કલ્યાણ એમ ચાર જણ સવારે જોવાની ખાતર બાગમાં આંટો મારી ત્યાંથી વળતાં એક ફોટોગ્રાફરની સ્ટુડીઓ આગળ આવ્યાં કે ચંદ્રકુમારને ભાઈ બેનનો ફોટો પડાવવાનો વિચાર થયો, સરલાની સલાહ લીધી, અભિપ્રાય મળતો થયો કે તેઓ સ્ટુડીઓમાં દાખલ થયાં. જુદા જુદા પ્રકારના પાંચ છ ફોટા પડાવી નજીકમાં આવેલા શાંતિનાથના દેરાસરમાં જઇ દર્શન કરી ઘેર આવ્યાં. ત્રણ ચાર દિવસમાં સરિતાને કકડે કકડે આખું શહેર દેખાડવામાં

આવ્યું. માના અકાળ મૃત્યુથી તેના કામળ હૃદય ઉપર પડેલા ઘાને ભાઈના મેળાપથી અને આવી રીતે નવું નવું જોવાથી સહેજ રૂઝ વળતી હાય તેવું કાઈ કાઇ વખત આનંદથી વિકાસિત થતા તેના મુખ ઉપરથી જણાઈ આવતું. વધારે સહવાસમાં આવવાથી "સરલા ભાભી, સરલા ભાભી કહી" છુટથી વાતામાં ભાગ લેતી. ઘણા વરસે મળેલા કલ્યાણને ભાઈ ભાઇ કહી વારંવાર બાલાવતી અને તેના મોંઢેથી વીતેલી આત્મકથા સાંભળતી.

અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ તરફથી ભરાયેલા મેળાવડામાં માલતીએ આપેલા ભાષણથી અવંતીલાલ ઘણાજ ખુશી થયા હતા, તેમના હૃદય ઉપર ઉંડી છાપ પડી હતી. બીજા દિવસે સાંજે પ્રજાપોકારમાં મેળાવડાના પૂરેપૂરા હેવાલ પ્રકટ થયા, તેમાં ભગિની સમાજના પ્રમુખ મહાશ્વેતા અને સેક્રેટરી માલતીના ફાટા પણ આવ્યા. માલતીનું ભાષણ અયાગ્ય દીક્ષાના હીમાયતીઓને ઘણુંજ આકરૂં લાગ્યું, પણ શું કરે? તેના ત્રણ દિવસ અગાઉ સાધુના કારટના ભવાડા બહાર પડયા હતા. આમ ઉપરા ઉપરી બનાવા બનવાથી તેઓ માથું ઉપાડી બાલતા હતા તે બંધ થયા.

ચંદ્રકુમાર જમીને ઑફીસમાં જવાની તૈયારી કરતા હતા એટલામાં ટપાલવાળા કાગળ આપી ગયા. ચંદ્રકુમાર પત્ર ફાડી વાંચી અવંતીલાલને કહેવા લાગ્યા "બાપુજી! અમરાપુરથી મારી બાના પત્ર છે. તેમાં લખે છે કે સરિતાના ભાઈ કલ્યાણને દીક્ષાના દુઃખમાંથી છોડાવી સરકારે તમને સોંપ્યા તે જાણી અમે ખુશી થયાં છીએ. આજે બક્ષીપુર ગામથી સરિતાનાં મામા તથા માસી સરિતાને મળવા માટે આવ્યાં છે માટે જો હવે ત્યાં ખાસ કામ જેવું ન હોય તા સરિતાને લઈને આવવાનું કહેજો."

સરિતાને બાલાવી ચંદ્રકુમારે પુછ્યું "બેન! તારા મામા અને તારી માસી અમરાપુર તને મળવા આવ્યાં છે, તે તને અમરાપુર તેડાવે છે માટે જવાની મરજી છે?"

સરિતા જરા હસીને બોલી "તેમાં મને શી ખબર પડે? કાકા કહે તો તેમની સાથે ત્યાં જાઉં, અહીં કહો તો અહીં રહું."

ચંદ્રકુમાર—"તારા મામાને અને માસીને ઓળખે છે?"

સરિતા—"મળે તો ઘણો વખત થયો, તેઓ કોઇક દિવસ આવતાં."

ચંદ્રકુમાર—"આ તારાં સગાં મામા માસી છે?"

સરિતા—"ના, સગાં તો કોઈ નથી, પણ દૂરનાં સગાં હશે, હું બરાબર જાણતી પણ નથી."

ચંદ્રકુમાર—"તે ઘરના સુખી છે?"

સરિતા—"મને કશીએ ખબર નથી."

અવંતીલાલ—"સરિતાને કયાંથી ખબર હોય? પણ હવે અત્રે મારે કાંઇ કામ જેવું નથી. આચાર્ય પણ ગઇ કાલે ઉપડી ગયા એટલે કાંઇ નવાજુની સાંભળવા જેવું નથી. માટે કાલે સવારની ગાડીમાં સરિતાને લઈને જાઉં. લોકાચારે અને ભાણીને મળવા માટે તે બંને આવ્યાં છે તો વિના કારણ તેમને ત્યાં રોકી રાખવાં ઠીક નહીં. કલ્યાણને લઇ જવાની જરૂર નથી."

સરિતા—"કલ્યાણને ચંદ્રકુમારભાઈની પાસેજ રાખવો છે. અહીંઆં ભણશે."

એ રીતે નિશ્ચય કરી બીજા દિવસે સવારે અવંતીલાલ સરિતાને લઈ અમરાપુર ગયા. સાંજે અમરાપુર પહોંચ્યાં. ગાડી કરી ઘેર ગયાં. ઘરમાં સરિતા પગ મુકે છે કે તેને દેખી બાહ્ય પ્રેમનો આડંબર કરી તેની માસી નવલકુંવર રોવા લાગી અને "આવ મારી ભાણી તને ખુબ દુઃખ પડયું" એમ કહી વળગી, તેની માને સંભારી મોં વાળવા લાગી. સરિતા પોતાનું દુઃખ જરા જરા વિસરી ગઈ હતી, તે તેને પાછું સ્મરણ કરાવી રડાવી. આ અવંતીલાલને પસંદ પડયું નહીં, પણ તેમને ખોટું લાગશે એટલા વિવેકની ખાતર તે બોલ્યા નહીં. માસી તો ટુંકામાં નહીં પટાવતાં જુના બાપદાદાના પરીઆના પરીઆ સંભારી મોટો ઘાંટો કાઢી ખૂબ મોં વાળવા લાગી, અવંતીલાલનાં પત્ની મેના-

બાઇએ આવીને છાનાં રહેવા ઘણુંએ કહ્યું પણ તે તો ઉચ્ચું જુએજ નહીં, આથી આજુ બાજુનાં પાડોશી ભેગાં થયાં અને આશ્ચર્યપૂર્વક પુછવાં લાગ્યાં “છે શું?” અવંતીલાલે કહ્યું “કાંઇ નહીં, આ તો સરિતાની મા મરી ગઈ છે તેથી તેની માસી કાણે આવી છે.”

આ પ્રમાણે ધાંધળ થવાથી મેનાબાઇએ કહ્યું “બેન તમે આમ ન કરો, છાનાં રહો, લોકો આમ ભેગા થાય તે ઠીક ન કહેવાય, સરિતા તમને મળવા આવી ત્યારે તમે તેને ઘરમાં પગ મુકતાંજ રોવા બેસાડી.” મેનાબાઈના આ શબ્દો સાંભળી બીજાં બૈરાંએ પણ તે વાતને ટેકો આપી મહા મહેનતે મોં મુકાવ્યું. અવંતીલાલે તેના મામા કેસરીમલને પણ છાના રાખ્યા.

આ પ્રકારે મામા માસી રોવાની વિધિમાંથી પરવાર્યા ત્યાર પછી સરિતાનાં સુખ દુઃખની વાતો પુછવાનો અવસર મળ્યો. નવલકુંવરે વાતોમાં પણ સરિતાને રોવરાવવાની વાતનો આરંભ કર્યો. તે મેના-બાઇને સહન ન થવાથી બોલી “નવલકુંવર! તમે વખત ઓળખતાં નથી. રસોઇ ઠંડી થઇ ગઇ, ગાડીમાંથી જેવાં આવ્યાં તેવાં તેમને જમાડી લેવાની વાત કોરે મુકી અને આ રોવાની ધાંધળ કરી મુકી, માંટે હમણાં તે વાતો રહેવા દો અને તેમને જમવા દો. ભાણીને તે હીંમત આપવી કે આવી આવી વાતો કરી તેને રડાવવી? તમારો આ રીવાજ મને તો ગમતો નથી” એમ કહી મેનાબાઇએ અવંતીલાલ, કેસરીમલ અને સરિતાને વાળુ કરવા બેસાડયાં. આ પ્રમાણે જ્યારે મેનાબાઇએ જરા ઉંચા સાદે કહ્યું ત્યારે તેઓ શાંત થયાં.

જમી રહ્યા પછી સાંજે અવંતીલાલ નામ ઠામ સગપણ વીગેરેની માહીતી મેળવવા કેસરીમલ સાથે વાતો કરવા લાગ્યા.

અવંતીલાલ—“તમારે કયાં રહેવું?”

કેસરીમલ—“અમે બક્ષીપુર રહીએ છીએ. બક્ષીપુર અહીંથી પૂર્વદિશામાં આવ્યું. અહીંથી સીધા ભુસાવળ જવાની પાકી સડક છે તેની વચ્ચે બક્ષીપુર આવે છે. હમેશાં રીતસર ભાડાની મોટરો જા

આવ કરે છે. અહીંથી ૨૫-૩૦ ગાઉ થતું હશે. નાનું ગામ છે પણ વેપાર રોજગારમાં ઠીક છે."

અવંતીલાલ—"તમારૂં નામ શું ?"

કેસરીમલ—"મારૂં નામ કેસરીમલ છે. બેનનું નામ નવલકુંવર છે, તે બિચારી બાળ વિધવા છે. અમને કોઇએ સમાચાર કહ્યા કે તમારી બેન જમનાબાઇ અમરાપુરમાં દેવગત થઈ છે તે જાણી અમે એકદમ કાણે બેસવા અત્રે આવ્યાં."

અવંતીલાલ—"લખ્યા વિના ક્યાંથી ખબર પડે ? સરિતાને શી ગમ પડે ? ઘરના માલીકે તાકીદ કરી એટલે ઘર ખાલી કરી નાખી સામાન મારે ત્યાં મુકયો છે અને ભાડું અમે ચુકાવી આપ્યું છે. સરિતા અમારે ત્યાં રહેશે. તમે સરિતાના સગા મામા થાઓ ?"

કેસરીમલ—"ના, સગા તો નહીં, પણ ત્રણ પેઢીએ સગા થઇએ. અહીંઆં કોરટના કામે કોઇ વખત આવવાનું થાય ત્યારે મળવા માટે ભગવતીદાસની પાસે આવતો હતો."

અવંતીલાલ—"સરિતાના ભાઇ કલ્યાણને તમે ઓળખતા હશો. હમણાં સાધુ તેને દીક્ષા આપતા હતા તેમની પાસેથી સરકારે છોડાવી અમને સોંપ્યો છે."

કેસરીમલ—"કલ્યાણને જોયે ઓળખું. તેને ઘેર લાવ્યાના સમાચાર અમે સાંભળ્યા. મને તે બાબતની પૂરી માહીતી નથી પણ એટલું જાણવામાં છે કે સરિતાને એક ભાઈ હતો તે કોઇ શેઠને ત્યાં ભણવા મુકયો હતો, એવું તેના બાપ ભગવતીદાસ કહેતા હતા. સારૂં થયું કે સરકારે તેને દીક્ષામાંથી છોડાવી તમને સોંપ્યો. સરિતાની સાથે તેને અત્રે લાવવો હતોને ?"

અવંતીલાલ—"ના, હમણાં ન લવાય ! કદાચ કોઇ સાધુના ભકતો તોફાન કરે ! માટે હમણાં તો તેનો બરાબર બંદોબસ્ત રાખવો પડશે. આ નવલકુંવર તમારાં સગાં બેન થાય ?"

કેસરીમલ—"હા, સગી બેન થાય. મારાથી નાની છે."

પછી જરા વાર શાંત રહી વિચાર કરી ગંભીર સ્વરૂપે કેસરીમલ કહેવા લાગ્યો "આ બે છોકરાં અમારે ઘેર ન મોકલો? અમે તેમને સંભાળીશું અને અમારાં છોકરાં જેવાં રાખીશું."

જોડે બેઠેલાં મેનાબાઇએ તરતજ જવાબ આપ્યો "ના, બા, એ છોકરાં મારે ત્યાં મોટાં થશે. નાનપણથીજ મારે ઘેર રહેલાં છે. અમારી સાથે તેમનો જીવ મળી રહ્યો છે માટે અમે તેમને ક્યાંઇ મોકલવાનાં નથી."

નવલકુંવર બોલી "કેમ ભાણી! મામાને ઘેર આવવું છે ને? ત્યાં તને ગમે તેવું છે. મામાને બે છોડીઓ અને બે મોટા છોકરા છે, મોટા છોકરાનું અને છોડીનું આ સાલ લગ્ન છે. બક્ષીપુર આ અમરાપુર જેવું મોટું શહેર નથી. નાનું ગામડું છે."

સરિતાએ જવાબ આપ્યો "મારે તો આ ઘર મુકી બીજે ઠેકાણે જવું નથી. મને અહીં શીવાય ક્યાંઇ ગમે નહીં. ભાઇ કલ્યાણ ચંદ્ર-કુમારભાઇને ત્યાં છે તે ત્યાં ભણશે."

આ પ્રમાણે સરિતાનો જવાબ સાંભળી કેસરીમલે અવંતીલાલને જણાવ્યું. "તમારી હકીકત જાણીને અમે લઇ જવાને વધારે આગ્રહ કરતાં નથી પરંતુ એટલી અમારી માગણી છે કે વૈશાખ માસમાં છોકરાનું અને છોડીનું લગ્ન છે તે ઉપર જરૂર ભાઈ બેનને મોકલજો. આગળથી તમને ખબર આપીશું અને ખાસ તેડવા માટે માણસ મોકલીશું."

અવંતીલાલે જવાબ આપ્યો "તે વાત બરાબર છે. લગ્ન ઉપર સરિતાને જરૂર મોકલીશું. કલ્યાણને માટે કહેવાય નહીં. જેવો સમય! ચંદ્રકુમાર અને તેના મિત્રો હા પાડશે તો મોકલીશું."

આ પ્રમાણે વાતચીત કરી બીજા દિવસે મામા માસી મોટરમાં પોતાને ગામ બક્ષીપુર રવાના થયાં.

# પ્રકરણ ૨૩ મું.

## કનકનગરમાં જયંતીલાલ અને વીરબાળાનો નવો ગૃહસંસાર, બસંતીલાલની દોસ્તી. બસંતીલાલનું બુલબુલ.

( દોહરો )

ભોળી ભલી ભામિનીને, ભરમાવે ભરથાર.
અવળા રસ્તે દોરીને જીવન કરે ખુવાર;
સદ્‌ગુણી નારી સાંપડી ગુણની નહીં દરકાર,
હીરાની કીંમત નહીં તે નરને ધિક્કાર. —લેખક.

"અરે! તમે મને ક્યાં અહીંઆં લાવ્યા? દિવાનખાનું અને બે ઓરડીઓ તો સારી સવડવાળી છે, પણ તમે કહેતા હતા કે પાડોશ ઘણોજ સારો છે, તેમાં વસ્તી પણ સારી છે, પણ મને તો કાંઈ સમજણ પડતી નથી."

"વીરબાળા! હમેશાં દરેક નવું સ્થાન એવુંજ લાગે, જેમ જેમ સહવાસ થશે તેમ તેમ પાડોશી સાથે ઓળખાણ થશે એટલે અતડાપણું નીકળી જશે, પછી તને ગમશે."

"પણ મને તો આ જગો ભયભરેલી લાગે છે."

"જો તેમ તને લાગશે તો આપણે બદલી નાખીશું. આપણા આ જોડેના પાડોશી ભાઇ બસંતીલાલ ઘણાજ માયાળુ છે. તેમનાં બૈરાં પ્રેમાળ અને સારા સ્વભાવનાં છે, તેમના આગ્રહથીજ અહીંઆં આવ્યો છું. બસંતીલાલ પણ શેરબઝારમાં કામ કરે છે. તેમણે મને કહ્યું છે કે શેરબઝારમાં નોકરીની જરૂર ગોઠવણ કરી આપીશ. તેમ છતાં કદાચ બઝારમાં જો કોઈ નોકરી ધાર્યા પ્રમાણે સારી નહીં મળે તો દર માસે સો રૂપીઆ પ્રમાણે મને નોકરી આપવા તેમણે ઇચ્છા બતાવી છે. વળી અત્રે લાલભાઈ શેઠ છે તેમની પણ મહેરબાની છે. તેમણે પણ દર માસે પચાસ રૂપીઆ રળાવવા કહ્યું છે."

ઉપર પ્રમાણે ધણીધણીઆણી ઓરડીમાં બેશી વાતો કરે છે એટલામાં તેમના પાડોશી બસંતીલાલ ત્યાં આવી વિવેકભરી દૃષ્ટિથી કહેવા લાગ્યો "કેમ ભાઇ જયંતીલાલ! તમારાં પત્ની આટલાં બધાં કેમ ઉદાસ જણાય છે? ગઇ કાલનાં તમે બંને આવ્યાં છો છતાં હજુ કેમ બરાબર ઠેકાણું પડયું નથી? તમારા બંને જણ માટે ત્રણ હૉલ પૂરતા છે. વળી આ ચોથો માળ છે એટલે એકાંત જેવું છે. કોઈની આવજા નથી. આ મજલે આપણે ત્રણ ચાર કુટુંબો રહીએ છીએ, સર્વનો ભાઇચારા જેવો સંબંધ છે માટે જયંતીલાલ! તમે તેમને મદદ કરી પાસે રહી બધો સામાન ગોઠવી આપો, અને વિશેષ મદદ જોઇતી હોય તો મારા ઘરમાંથી મોકલું" એમ કહી પોતાની ઓરડીમાં જઇ તેમની સ્ત્રી બકુલને મોકલી.

આ બકુલ તો બહુજ ચાલાક હતી, ગામડીઆપણાનું એક રૂવાટું પણ તેનામાં નહોતું, અપ ટુ ડેટ ફેશનમાં રહેતી હતી, બોલવામાં પ્રેમાળ અને કંઠ મધુર હોવાથી તેને બુલબુલ પણ કહેતા. તે આવી કહેવા લાગી "ભાઇ જયંતીલાલ! તમારી પત્ની તો બહુજ શરમાળ જણાય છે. મને ઘરમાંથી સૂચના આપી કે તું પાસે રહી ઘરવાખરાની વસ્તુઓ ગોઠવી આપ અને મદદ કર. તે માટે હું આવી છું. ભાઇ જયંતીલાલ! તેમનું નામ શું?

"તેમનેજ પુછોને?"

"તમને બૈરીનું નામ દેતાં શરમ આવતી હશે? તમારા જેવા સુધરેલાને બૈરીનું નામ દેવામાં શરમ શી?"

જયંતીલાલ તરફથી જવાબ નહીં મળવાથી બકુલે વીરબાળાને પુછયું "બેન! તમારૂં નામ શું?"

"મારૂં નામ વીરબાળા."

"નામ ઘણું સુંદર છે, હાલના જમાનાનું છે. પણ તમે કેમ ઉદાસ બેશી રહ્યાં છો? નવાનવી તો એવુંજ લાગે. જ્યારે હું નવાનવી અત્રે રહેવા આવી ત્યારે તો હું રો રો કરતી હતી, જરા પણ ગમતું નહોતું. પણ

થોડા દિવસ થયા કે સૌની સાથે મેળાપ થયો ત્યારે ગમવા લાગ્યું અને હવે તો એવું ગમે છે કે અહીંથી બીજા સ્થળે જવુંજ ગમતું નથી, માટે વીરબાળા બેન ! ચાલો હું તમને પાસે રહી બધી વસ્તુઓ ગોઠવી આપું અને જે કાંઇ ખુટતું હોય તે તમામ તમને મારી ઓરડી-માંથી લાવી આપું. ભાઇના કહેવા પ્રમાણે આજે તો તમારે તમારા સગાને ત્યાં જમવાનું છે, કાલથી અત્રે રસોઇ બનાવો. રસોડાની ઓરડી પણ સારી અજવાળાવાળી છે, સુવાનો ઓરડો પણ ઘણોજ સારો એકાંત અને હવાઅજવાળાવાળો છે. આ દિવાનખાનું પણ સારૂં સવ-ડવાળું છે. ફરનીચર તો ગોઠવેલું છે જ. તમારે બંનેને આથી શું વધારે જોઇએ ? " એમ કહી વીરબાળાને ધીરજ આપી કામે લગાડી.

જયંતીલાલ—" બકુલબેન ! આજે તો મારે તમારો ઉપકાર માનવો પડશે. તમે ન આવ્યાં હોત તો આ ઘર વાખરો ઠેકાણે ન પડત. તેની મુંઝવણને લીધે મારી મુંઝવણ પણ વધત. હું તો કનક-નગરનો ભોંમીઓ, પણ આ તો પહેલ વહેલી આ શહેરમાં પગ દે છે તેથી મુંઝાય તેમાં નવાઈ નથી. "

બકુલ—" અરે ભલભલા મુંઝાય છે તો તેમનું શું ગજું ? પણ ચિંતા નહીં, અમારા પાડોશમાં છે એટલે જરાપણ મુંઝવણ રહેશે નહીં. પણ દેશના જેવી અત્રે લાંબી લાજ નહીં કઢાય. લાજ કાઢી તો દાદર ચડતાં ઉતરતાં, ટ્રામમાં બેસતાં ઉતરતાં અથડાઇ પડાશે અને લોકો મશ્કરી કરશે એ જુદું. માટે વીરબાળા ! મારી તો તમને પહેલી શીખામણ એ છે કે લાજ ધીમે ધીમે ખસતી કરવી, બોલવામાં શરમાવવું નહીં, કોઈ આવે તો પુછે તેનો જવાબ આપવો, મોટાની હાજરીમાં કેમ બોલાય એવો ખોટો વિવેક રાખી મૌનવ્રત ધારણ ન કરવું. કામ હોય તો મોટાથી સુખેથી વાતચીત કરવી. આ તો મુંબઇ જેવી બીજી નગરી છે. તમે મુંબઇ જોયેલું કે ? "

વીરબાળા—" મુંબઈ તો બે વખત ગયેલી છું, મુંબઇમાં પણ આવાજ માળાઓ, રસ્તાઓ અને ગાડીઓની ધમાલ છે. "

બકુલ—"ત્યારે તો ઠીક થયું. મુંબઇ જોયું છે તેથી તમને અહીંઆં કાંઇ નવાઇ જેવું લાગશે નહીં."

આમ બંને જણ વાતમાં ને વાતમાં સામાન ગોઠવવાના કામમાં ગુંથાયાં એટલે જયંતીલાલ ઉઠીને બસંતીલાલની ઓરડીમાં ગયો. બસંતીલાલે મશ્કરીમાં કહ્યું "જયંતીલાલ! તારૂં બુલબુલ કાંઇ મારા બુલબુલ કરતાં કમી ઉતરે તેમ નથી. જરા શિક્ષણની ન્યૂનતા જણાય છે. પણ બકુલ તેને શિક્ષણ આપી અપ ટુ ડેટ બનાવી મુકશે. બકુલમાં એ કારીગરી વધારે છે. ખરેખર હું તો જ્યારથી બકુલને અત્રે લાવ્યો છું ત્યારથી સુખી થયો છું, મોટા સારા સારા માણસોના પરિચયમાં આવ્યો છું, પૈસા પણ સારા મળે છે, તું પૈસાની ચિંતા કરીશ નહીં. મારા કરતાં તારી પાસે સાધન સારૂં છે, પણ યુક્તિથી કામ લેવાનું છે. આવા કામમાં ઉતાવળ કરવાથી મામલો બગડે છે. તે યુક્તિઓ બકુલ શીખવશે. બકુલ ગુરૂ અને વીરબાળા શિષ્યા."

બકુલ વીરબાળાને બધું ગોઠવી આપી બસંતીલાલ પાસે આવી અને ઓરડી બંધ કરી. જયંતીલાલને માથે ટપલી મારી મશ્કરી કરી બકુલ કહેવા લાગી "જયંતીલાલ! ભાભી સાહેબ તો અલબેલાં છે, હું તો સમજતી હતી કે તે ઠીક ઠીક હશે પણ આ તો ભલભલાને ચળાવે તેવાં કામણગારાં છે."

બસંતીલાલ—"કેમ જયંતીલાલ! મારો અને તેનો અભિપ્રાય મળ્યોને? મેંતો કહ્યું કે મારા બુલબુલ કરતાં તમારૂં બુલબુલ કમી નથી."

"ત્યારે તો એમ કહોને બે બુલબુલની જોડી બની" એમ કહી બકુલ ખુબ હસવા લાગી."

બસંતીલાલ—"બકુલ! જો હવે તારે એક કામ કરવું. તે શરમાળ છે, તેની શરમ ધીમે ધીમે છોડાવ, છુટથી વાતો કરતાં, હસતાં, તાળી આપતાં શીખવ, જુદી જુદી ઢબથી કપડાં પહેરાવતાં શીખવ, પીનો કેવી રીતે ભરાવવી તેનો પાઠ ભણાવ."

બકુલ—"જુઓ તો ખરા! પંદર દિવસમાં ખરેખર બુલબુલ

બનાવી દઉં છું, પણ ભાઇ જયંતીલાલ તેમ કરવા મને છુટ આપે તો. તે મારા ઉપર ક્રોધાયમાન થાય તો તે મને ન ગમે."

જયંતીલાલ—"તમારા કહેવાથી હું તેને અહીંઆં તેડી લાવ્યો છું તે તમે કેમ ભૂલી જાઓ છો ? તમે તેને ફેશનેબલ લેડી બનાવી દો. પણ જરા ધીમે ધીમે ગાડી પાટા ઉપર ચડાવજો. રીસાય નહીં તેવી યુક્તિ કરવી."

બકુલ—"મારાથી તો નહીં રીસાય પણ તમે રહ્યા તેના સ્વામીનાથ એટલે તમારાથી કદાચ રીસાય, માટે તમારે સંભાળવાનું છે. જેમ તે રાજીમાં રહે તેમ તમારે વર્તવું. હું રાજીમાં ને રાજીમાં સઘળું કામ કાઢી લઇશ." એમ કહી આંખના પલકારાથી મશ્કરી કરવા લાગી.

થોડા દિવસ ગયા કે જયંતીલાલની ઓરડીનું બરાબર ઠેકાણું પડી ગયું. વીરબાળાની મુંઝવણ ધીમે ધીમે કમી થવા લાગી. કોઈ કોઇ વખત ચારે જણાં સાથે નાટકમાં અને સીનેમામાં જવા લાગ્યાં. આ નગરમાં પતિપત્નીનાં યુગલોની છુટ, બંને સાથે ફરવા જવાની રૂઢીઓ, બોલવાની ભાષા, વીગેરે આધુનિક સુધારાઓ વીરબાળાની નજર આગળ રમવા લાગ્યા અને તેવા સુધારા તરફ લઇ જવાની જયંતીલાલની પ્રેરણા હોવાથી વીરબાળા તે તરફ દોરાઈ. જયંતીલાલ પણ દેખાવડો યુવક હતો તેથી વીરબાળાને બીજાઓની ઇર્ષા કરવાનું કારણ નહોતું, વળી તેના મનમાં જયંતીલાલના કહેવાથી એમ પણ ઠસી ગયું હતું કે હવે સટ્ટાનો વેપાર છોડી દીધો છે, સારો પગાર છે, પૈસાની તંગીના દુઃખનો અંત આવ્યો છે, તેથી તે સંતોષમાં રહેતી અને પતિને નારાજ નહીં કરવા અને તેને ખુશ રાખવા પ્રયત્ન કરતી. જયંતીલાલ કહે તેમ વીરબાળા કરતી. ફરવા જતી વખતે અમુક ફેશનથી કપડાં પહેરવાં, અમુક પ્રકારનું પોલકું પહેરવું, છેડા છુટા મુકવા, વીગેરે જયંતલાલ કહેતો તે પ્રમાણે તે કરતી. જો કે બકુલ પાસેથી આ શિક્ષણ લીધું પણ જયંતીલાલનું મન પારખવાનું શિક્ષણ મેળવી શકી નહીં. સામા

માણસની દૃષ્ટિ પારખવાની તેનામાં શક્તિ નહોતી. અત્યાર સુધી પતિના ત્રાસથી દુઃખીઆરી જેવી બની ગઈ હતી, તેથી તે રખેને ફરી એવો દુઃખી થવાનો વખત આવે એવા ડરથી પતિને હસતા મુખે જોવાને તે પતિના હુકમ ઉઠાવતી. પોતાનો દિવસ ઘેર આવ્યો હોય એમ સમજી પ્રભુનો ઉપકાર માનતી. આ બધું બસંતીલાલ અને બકુલને લઇને આભારી છે એવું તેના મનમાં હોવાથી તે તેમના તરફ ખરા ભાવથી જોતી હતી. આવી તે ભોળી અને ભલી બાઈ હતી.

દિવસે દિવસે વીરબાળા બકુલના ગાઢા સંબંધમાં આવી ગઇ, બકુલ પણ ખાનગીમાં ઉઘાડી મશ્કરીઓ કરતી. પણ હજુ સુધી બધું મર્યાદામાં હતું. કોઇ કોઈ વખત બસંતીલાલની ગેરહાજરીમાં કોઇ સહેલાણી ગૃહસ્થો બકુલની પાસે આવતા, બકુલ ઓરડીનાં બારણાં તરતજ બંધ કરી દેતી અને લાંબા વખત સુધી અંદર રહેતાં. થોડાક દિવસથી આ બધું વીરબાળાના જાણવામાં આવ્યું, પણ તે વાત તેનાથી બ્હાર પાડી શકાઇ નહીં. છતાં તેને તો તે વાત રોજની થઇ પડી તેથી તે હકીકત જયંતીલાલની આગળ જાહેર કરવાનો વિચાર થયો, " કહું કે ન કહું? કદાચ તેમને ખોટું તો નહીં લાગે? કહેવાથી મેળવેલી મહેરબાની પાછી જતી તો નહીં રહે? એવી શંકાથી તેની જીભ ઉપડી નહોતી."

એક રાત્રે વીરબાળા અને જયંતીલાલ સીનેમા જોઈ ઘેર આવી સુઇ ગયાં. સીનેમામાં જોયેલાં દૃશ્ય પ્રમાણે બકુલનો હેવાલ હોવાથી વીરબાળા જયંતીલાલને ધીમે રહી કહેવા લાગી " મારે તમને એક ખાનગી વાત કરવી છે, ખોટું ન લગાડો તો કહું."

" ખોટું નહીં લગાડું સુખેથી કહે!"

" મારા સમ ખાઓ!"

" તારા ગળાના સમ" એમ કહી જયંતીલાલે તેના ગળે હાથ મુકી વચન આપવાની સાથે ભેગાભેગી મશ્કરી પણ કરી નાખી.

" ગળાના સોગન ખાવામાં પણ આવી મશ્કરી હોય?"

"એ તો મને સીનેમાનું પેલું દશ્ય યાદ આવી ગયું તેથી તે વિચારમાં કુદરતી રીતે અડપલું થઇ ગયું."

"ત્યારે હું પણ સીનેમાના એક દેખાવની વાત કરવા માગું છું. જરા પણ ખોટું લગાડશો નહીં."

"સોગન ખાધા પછી તારા ઉપર ખોટું લગાડાતું હશે ?"

"ત્યારે જુઓ સાંભળો, ઘણા દિવસથી તમને કહેવાનું કરતી હતી, પણ આજે જે સીનેમામાં જોયું તે હું કેટલાક દિવસથી આપણી જોડે જોયા કરૂં છું."

"સીનેમામાં શું જોયું ?"

"પેલા ખાનબહાદુરનું ઘર. બાઈ સાહેબને કેટલા બધા મળવા આવતા, ખાનબહાદુરની ગેરહાજરીમાં બાઇ સાહેબ બીજાઓની સાથે બાજી રમતાં, મશ્કરીઓ કરતાં, દારૂ પીતાં, અને વીજળીની બત્તી બંધ કરી સંતાગો રમતાં. તેમનાં કપડાં કેવાં દેખાતાં હતાં ? મને તો જોતાં શરમ આવતી."

"આવું સીનેમા જેવું કયાં જોયું ?"

"આપણી જોડેજ. આ બસંતીલાલ બહાર જાય છે કે સારા પોશાકમાં કેટલાક શેઠીઆઓ આવે છે અને કોણ જાણે તેઓ અંદર સાંકળ વાશીને શું કરે છે ! ! હું તો રાત્રે પણ તેવું કોઇ કોઇ વાર જોઉ છું. મને તો લાગે છે કે સીનેમામાં જેવું બને છે તેવું તેઓ કરતાં હશે. બબ્બે કલાક સુધી ઓરડી વાશી અંદર રહે છે. હું ધારૂં છું કે તેને ધણીની બીક નહીં હોય ! કદાચ ઓચિંતા બસંતીલાલ આવે તો ફારસ થાય અને બકુલના બાર વાગે."

"બસંતીલાલના ઘણા મિત્રો છે. તે સૌની સાથે બકુલ છુટથી બોલે છે. વળી બકુલને શેત્રંજબાજી સરસ રમતાં આવડે છે તેથી કેટલાક રમવા અને કેટલાક વાતો કરવા આવતા હશે. બસંતીલાલે એવી છુટ આપી હશે."

"પણ બારણાં શું કરવા બંધ કરતાં હશે ?"

"બારણાં બંધ કરવાનું તો કારણ એટલુંજ કે ઘણા લોકો ઇર્ષાની દષ્ટિથી જુએ છે, તેમને આવી તેવી છુટ ગમતી નથી તેથી કદાચ છુટથી વાતો કરતાં કે મશ્કરી કરતાં કોઇના જોવામાં આવે તો ટીકા કરે તેથી બંધ રાખતાં હશે."

"વળી હું અટવાડીઆથી નવું જોઉં છું, કોઇ વખત રાતના મારા જેવી જુવાન એક બે સ્ત્રીઓ પણ આવે છે, થોડી વાર પછી બસંતીલાલની સાથે બીજા પુરૂષો પણ આવે છે. ક્યારે પાછા જાય છે તેની સમજણ પડતી નથી. મને લાગે છે કે અહીંઆંજ તેઓ સુઈ રહેતાં હશે. આવો સીનેમા હું તો રોજ અત્રે જોઉં છુ. એક વખત તો હું તમને કહેવાનું કરતી હતી કે તમારે રાત્રે બહાર જવું નહીં, પણ તમને ખોટું લાગે તેથી કહેલું નહીં."

"એ તો મિત્રાચારીમાં ચાલે છે, મને તો એમાં કાંઇ નવાઇ લાગતી નથી. કનકનગર જેવા શહેરમાં કોઇ કોઇને પુછે તેમ નથી. સૌ પોતપોતાનો ધંધો કરે કે નિંદા કરે?"

"મને તો નવાઇ લાગી. બકુલના ચાળા પણ એવાજ લાગે છે, ગમે તેવાને શીશીમાં ઉતારી દે તેવી છે."

"પણ હવે તારા ચાળા બકુલ કરતાં વધે તેવા છે. હવે તો તું બદલાઇ ગઇ છે. તું શાથી બદલાઇ ગઇ તે મને સમજાતું નથી."

"તમે બદલાયા એટલે હું પણ બદલાઇ. તમે બદલાયેલા નથી જણાતા? પહેલાંની તમારી રીસ, તમારો ત્રાસ, તમારો માર, એ બધું સંભારોને? તે તમે છોડી દઈ હવે મારી સાથે કેવું આનંદી વર્તન રાખો છો?

"આ પ્રમાણે તમે બદલાયા એટલે હું પણ બદલાઇ."

"તું પણ હવે બરાબર પરીક્ષા કરતાં શીખી ગઇ."

"એટલી પરીક્ષા કરતાં હું શીખી ગઇ માટેજ મને શંકા પડે છે કે બારણાં બંધ કરી અંદર કાંઇ ગોટાળો કરતાં હશે. આપણે સીનેમામાં પાછળથી જોયું તેવુંજ હોવું જોઇએ."

"હોય તો શું બગડી ગયું? ધણી ધણીઆણી રાજી તો કયા કરે મીઆં કાજી? બંનેને પાલવતું હશે, એટલે આંખ આડા કાન કરી ચલવતા હશે. તેમાં બસંતીલાલનું શું બગડી ગયું? તેમના આહકો એ ઘડી આવી શેત્રંજ રમતા હશે, મોજ મારતા હશે અને ખીસું ખાલી કરતા હશે. પૈસા વગર થોડીજ કાંઈ બકુલ પેસવા દે એવી છે? આવી બુલબુલ જેવી બકુલને મેળવવા માટે તો ઘણા શ્રીમંતો ફાંફાં મારે છે અને દલાલોને દલાલી આપે છે."

"આના પણ દલાલો હશે કે?"

"અરે ઘણાએ. આ કનકનગર કાંઇ મુંબઇથી ઉતરે તેમ નથી. દરેક જાતના ધંધા. જુગારના ધંધા, વ્યભિચારના ધંધા, લુચ્ચાઇના ધંધા, દરેક જાતના ધંધાદારીઓ અને તેના દલાલો તૈયાર છે. ધંધામાં ઉતરનાર જોઇએ, દુનિઆ ઝુકતી હૈ ઝુકાનેવાલા ચઇએ."

"આ ધંધાની અને દલીલોની મને આજજ ખબર પડી."

"ભોગ માત્ર અમારા પુરૂષના છે કે કોઇ અમારો ધડો કરે નહીં. સ્ત્રીઓને તો મજા છે, અને તેમાં વળી તારા જેવી ફાંકડીને તો ઘણીજ મજા. જરાક આંખનો ઇસારો થયો કે શ્રીમંતો આવીને પગે પડે. મુનિવરો ચળી ગયા તો સામાન્ય માણસ શા હિસાબમાં? અમે મહા મહેનતે સો રૂપીઆ એક માસમાં પેદા કરીએ અને તમે ધારો તો તેટલી કમાણી એક દિવસમાં કરી લો. તમારા ઉપર ફીદા થનાર જેવો આશક તેવી તમારી કમાણી!"

"ત્યારે તો તમારા કહેવા ઉપરથી મને લાગે છે કે આ બકુલ બાઇ તેવો ધંધો કરતાં હશે."

"એ તો બધું ચાલે."

"ત્યારે આ બસંતીલાલ દલાલી જેવું કામ કરતા હશેને?

"ના ના, દલાલી શાની? એ તો બધા પોતપોતાની ખુશીના સોદા થાય અને બક્ષીસ મળે."

"ત્યારે આ જે બીજાં ઐરાં આવતાં હશે તે?"

"તે બધાં મોજશોખ માટે આવે. અમુક સાથે પ્રેમ થયો હોય અને તેમને મળવું હોય ત્યારે ક્યાં મળાય? તે માટે આવું એક મેળાપીનું સ્થાન રાખ્યું હોય તો વાયદા પ્રમાણે મળી શકાય. તેમાં તેમનું શું બગડી ગયું? તે બંને તરફથી બકુલને અને બસંતીલાલને બક્ષીસ મળે. એટલા માટે તો તેમણે ખાસ તે કામ માટે ચાર દીવાનખાનાં રાખ્યાં છે. સૌ પોતપોતાને ફાવે તે વખતે આવી આનંદ ભોગવી ચાલ્યા જાય. કહે, બસંતીલાલનો આ ધંધો શો ખોટો? મોટાઓથી ઓળખાણ થાય અને પૈસા મળે, પાઇનું નુકસાન નહીં અને હજારોનો ફાયદો. જ્યારે મેં આ કારસ્થાન જોયું ત્યારે મને તો લાગ્યું કે એવું પૈસા કમાવાનું ખાતું ઉઘાડયું હોય તો મોટો લાભ થઇ જાય અને સારી રકમ ભેગી થાય, ચાર પાંચ વરસમાં વીસ પચીસ હજાર રૂપીઆ કમાઇ જઇએ તો દેશમાં જઇ લહેર મારીએ?"

"અરે આ શું બોલ્યા? એવું આપણાથી થાય? બકુલ તો કરે."

"ના ના, તારી વાત નથી, હું તો પેલી કમાણીની વાત કરૂં છું. બહારો બહાર કોઇનાં ચોકઠાં બેસાડી આપવાની વાત છે. પારકી પત્ની અને પારકો પતિ એ બંનેને મેળવી આપવાના ધંધાને હું તો પરોપકારનું કામ ગણું છું, તે બાપડાં બંને સંતોષ પામે. જો તું બારીકાઇથી જોઈશ તો તને જણાશે કે કેટલાક કુંવારા, કેટલાક રાંડેલા, અને કેટલાક શોખીન માંડેલા પુરૂષોના સંબંધમાં, કેટલીક શીંગમાંથી સડેલી શોખીન સધવાઓ, અવળે રસ્તે ઉતરેલી અને લાલચમાં ફસાયેલી કેટલીક વિધવાઓ કેવી રીતે જોડાય છે અને તે માટે કેવી કેવી યુક્તિઓ રચાય છે; તેમને સંસારવિલાસની ઇચ્છા થાય, યુવાનીનો મદ ઉભરાતો હોય, અને મન ઉપર અંકુશ હોય નહીં, વેશ્યાવાડે કે હલકી જગોએ જવાય નહીં, તો તે પછી શું કરે? છાની રીતે આવાં સ્થળો શોધે અને મનકામના પૂરી કરે. મને આ બધું જોઇને એમ લાગ્યું કે આવો ધંધો કરવામાં ફાયદો છે. બોલ

તને હવે આટલી વાત ઉપરથી શું સમજાયું ? આવો ધંધો કરવા સલાહ આપે છે ?"

"મને સલાહ આપવાની સમજણ ન પડે, પુરૂષના કામની પુરૂષને સમજણ પડે."

"બરાબર, તારી વાત ખરી છે, પુરૂષના કામની મને સમજણ છે પણ સ્ત્રીના કામની તો તને સમજણ પડશેને ? જે સ્ત્રીઓ આવે છે તેની સરભરા બકુલ કરે છે તે તારા જાણવામાં છે એટલે જે સ્ત્રીઓ આવે તેની સરભરા તો તારે કરવાની છે."

"પણ પુરૂષો આવશે તેની સરભરા કોણ કરશે ?"

"તેની સરભરા હું કરીશ."

"પણ તમે ન હો તે વખતે ?"

"બસંતીલાલની ગેરહાજરીમાં કોણ કરે છે ?"

"બસંતીલાલની ગેરહાજરીમાં બકુલ કરે છે."

"ત્યારે મારી ગેરહાજરીમાં કોણ કરે તેનો ખુલાસો તારા હાથેજ થઇ ગયો. જેમ બકુલ કરે તેમ તું પણ કર."

"પણ તે તો બકુલને આવડે, મને ન આવડે. પારકા પુરૂષની સરભરા કરતાં શરમ ન આવે ? હાય હાય ! આ શું બોલ્યા ?"

આટલા બધા ભોળપણમાં વીરબાળા પોતાના ખરા સ્વરૂપમાં આવી ગઇ, તેનું શુદ્ધ અને દઢ હૃદય એકદમ ચમકી ઉઠયું. આવા તેના ઉદ્દગારથી જયંતીલાલને લાગ્યું કે હવે આગળ ન વધવું. વધારે ઉતાવળ કરવાથી કદાચ બાજી બગડી જાય અને થોડી ઘણી પાટા ઉપર ગાડી ચડી છે તે પાછી ઉતરી જશે. હજુ વધારે પાણી છાંટવાની જરૂર છે. માટે તે વાત ઉલટાવી તે કહેવા લાગ્યો, "ના, ના, બકુલની માફક વર્તવાનું કહેતો નથી, વળી બકુલ જેવું તને કરતાં પણ ન આવડે. તેમાં તો ઘણી ચાલાકીની જરૂર છે. સારા માણસને શીસામાં કેમ ઉતારવો તેની વિદ્યા શીખવી પડે, છે તે વિદ્યા તને

એટલામાં ક્યાંથી આવડી જાય ? પણ તે સાથે બીજી બૈરીઓ પાસેથી કેમ કામ લેવું તે તો શીખવા જેવું છે. ધારો કે આપણે કોઇ બૈરીને નોકર રાખી તેની પાસેથી તેને લાયક કામ લેવામાં ઓછી હોંશીઆરી નથી. તું તો હજુ ભોળી ને ભોળી રહી. જો તને ખાનગી વાત કહું, સાંભળ, આપણી સામેની ચાલીમાં બે ત્રણ જણાં રહે છે તેમને તું બરાબર ઓળખી ગઇ છે ?"

"હા. બરાબર ઓળખું છું, તે આપણી ઓરડીમાં આવે છે, હું પણ કોઇ વખત તેમને ત્યાં જાઉં છું. ત્રણે ઓરડીવાળાં ધણી ધણીઆણી છે."

"જો આટલી તું ભોળી."

"તે તો ધણીધણીઆણી નથી પણ ધણીધણીઆણી જેવો સંબંધ ધરાવી રહે છે. આ બસંતીલાલ કામ કરવામાં એવો હોંશીઆર છે કે વાત પકડાય નહીં. જો એ ત્રણે જણ કેવી ફાંકડી છે ? દેખાવમાં કેવી મર્યાદાવાળી દેખાય છે પણ તે બધી રાખેલી છે. તેમની પાસેથી બકુલ એવું કામ લે છે કે તે રાજીખુશીમાં રહે છે અને બકુલ તેમની મારફત મોટી કમાણી કરે છે."

"આ તમે શું બોલ્યા ? દેખાવમાં તો શાણાં છે. કોઇ જાણે નહીં તેવી તેમની રહેવાની છટા છે."

"માટેજ હું તને ભોળી કહું છું. કહે, બકુલને કેવું કામ લેતાં આવડે છે ? બકુલ તો વેગળી ને વેગળી. ખાસ કોઇ એવો ગીનીઓ ને ગીનીઓની કોથળી ખાલી કરનાર આવે ત્યારે બકુલ પોતે તેમાં ભાગ લે. બાકી તો બીજાઓ પાસેથી કામ લે."

"મને તો આ માળામાં ઘણું શીખવાનું મળ્યું. તમે ઠીક સૂચના આપી."

"અત્યાર સુધી તેં સીનેમા જેવું જોયું પણ અહીંઆં ધારીને જોજે એટલે ઘણું શીખવાનું મળશે. તું જરા તેમનાથી છુટ લેજે એટલે ખાનગીમાં ઘણું જોવાનું મળશે. આપણે કાંઇ બકુલ જેવું

થવાનું નથી. પણ તને નથી લાગતું કે આ ધંધામાં ઘણો ફાયદો છે ? એવી એક ક્યાંહીથી શોધી કાઢી હોય અને ઘરમાં કામકાજ કરવાના બ્હાને રાખી હોય તો કોઇને શી ખબર પડે ? ઘરમાં તું રહી એટલે કોઇ શંકા લાવે નહીં. વળી પાસે હું રહ્યો એટલે કોઇ પુરૂષને આવવું હોય તો આંચકો ખાધા શીવાય આવી પણ શકે અને આપણે બંને જરા દૂર ખશી જઇએ અને તેમને ગોઠવણ કરી આપી હોય તો તેમને જેમ કરવું હોય તેમ કરે અને આનંદવિલાસ ભોગવે તેમાં આપણું શું બગડી જાય ? આપણે તો ગ્રાહકનું કપાળ જોઇ તેની પાસેથી રૂી લેવાની."

"પણ તેવી ક્યાંથી મળી આવે ?"

"અરે ! તેવી તો મળી આવે, રાખનાર જોઇએ. તે બાબતમાં બસંતીલાલ અને બકુલ ઘણાં હોંશીઆર છે. જો આપણી ઇચ્છા હોય તો એક બે રાખી લઇએ, અને બકુલ કરે છે તેમ તું કર અને બસંતીલાલ કરે છે તેમ હું કરૂં."

"ના ના, તમારી ગેરહાજરીમાં કોઇ પુરૂષ આવે તે તો મને ન• પાલવે. કારણ કે કદાચ તે પુરૂષની મારા ઉપર નજર બગડે તો મારી શી વલે થાય ? તે વખતે ફાંસો ખાઇ મરવા જેવું થાય. તમારી હાજરીમાં બંને જણ ગમે તે કરે તે વાત જુદી છે."

"હજી તું બરાબર સમજી નહીં, મારી ગેરહાજરીની વાતજ કરતો નથી. તારે તો અલગ રહેવું, માત્ર હું તને કહું તેટલી તારે ગોઠ-કરી આપવી. વળી જો તારે નોકરની પણ જરૂર છે એટલે એક પંથ અને દો કાજ. નોકરને બદલે એવી કોઇ યુવાન સ્ત્રી મળી આવે એટલે બસ. તે કામ કરશે અને તે સાથે જો કોઇ ઉંચી ન્યાતની મળી આવશે તો તેને રસોઇ માટે રાખીશું. આ પ્રમાણે બે બાઇઓ રહેશે. તું શેઠાણી અને હું શેઠ. આપણે બે ચોખ્ખાં અને પવિત્ર. જરૂર પડશે તો એક બે દિવાનખાનાં જોડે રાખી લઇશું. મારી તો સલાહ બેઠી છે, કેમ તારો શો વિચાર થાય છે ?"

"આમાં મારી સલાહ શા કામની? મને તો કાંઇ સમજણુ પડે નહીં, પણુ એટલું કે આપણુને હરકત ન આવે તે પ્રમાણે કરજો."

"તે માટે તો ચિંતા કરવી નહીં, મને બહારનો ભપકો રાખતાં આવડે છે તે તો તારા જાણ્યામાં છે. હમણાં કેટલાક સાધુઓ ઉપાશ્રયમાં છે, ત્યાં બે ત્રણુ આંટા મારીશું. મહારાજની જરા ચાકરી ઉઠાવીશું, અને ધર્મનો ડોળ વધારે કરીશું, એટલે શ્રીમંતોની ઓળખાણુ થવાની, તેમાંથી કેટલાકને ફસાવીશું. લાલભાઇ શેઠ પણુ સાધુના ભક્ત છે, વળી તેમના માનીતા આચાર્ય સૂર્યવિજય મહાવીર જયંતી ઉપર અત્રે આવવાના છે. તેથી તેમની હુંફથી કામ પણુ લેવાશે. મહારાજ અને લાલભાઇ કહેશે તે કામ ઉપાડીશું એટલે બેડો પાર. બહારથી ધર્મીમાં ખપીશું, એટલે આ ધંધાની કોઇને માલમ પણુ નહીં પડે. વળી આપણે ધણીધણીઆણી છીએ તેથી કોઇને શંકા પણુ લાવવાનું કારણુ નહીં રહે. દુઃખ ઘણા દિવસ ભોગવ્યું, હવે તો આપણે ખુબ મોજ મારીએ. ઘણા દિવસની ભુખ ભાગી નાખીએ. તારા માટે એક શૅાપમાં જઇ દાગીના પણુ લઈ આવવા છે, થોડા દિવસ થાય કે ખાસ મોટર રાખી તને શેઠાણી તરીકે ફેરવું ત્યારે મારા મનની ઉમેદ પૂરી થાય. મેં તને ઘણું દુઃખ આપ્યું છે તે મને સાંભરે છે ત્યારે ખૂબ જીવ બળે છે. તારા જેવા રત્નની હું પરીક્ષા પ્રથમ કરી શકયો નહીં. હવે મને ઘણોજ પસ્તાવો થાય છે."

"ના ના, જીવ બાળશો નહીં, મારા સમ જીવ બાળો તો, પાછલું ભુલી જાઓ, હવે તો જેટલો આનંદ ભોગવવો હોય તેટલો ભોગવો, તમારૂં મન જરા પણુ દુઃખાવવા માગતી નથી. તમે કહેશો તે પ્રમાણે ચાલીશ." એમ કહી વિલાસની વાત ઉપર ચડી ગઇ અને બટન દબાવી બત્તી ગુલ કરી પ્રકાશથી ઉદ્‌ભવની લજ્જાને તિલાંજલિ આપી.

# પ્રકરણ ૨૪ મું.

## કનકનગરમાં બે આચાર્યોની પધરામણી, દીક્ષાનો બોધ, લાલભાઈ શેઠની અંધ શ્રદ્ધા, મહાવીરજયંતી.

* Happy the man, who early learns the wide chasm that lies between his wishes and powers. —Goethe.

સૂર્યવિજય આચાર્ય તથા તેમના શિષ્ય શુદ્ધિવિજયજી વીગેરે સાધુઓએ ગાંધારી ગામથી વિહાર કરી માલિકા ગામમાં આવી, શુદ્ધિવિજયે દીક્ષાના મોહમાં ફસાવેલા શશીકાંતને ફાગણ વદ ૧૨ ના દિવસે ગુપ્ત રીતે દીક્ષા આપી, ત્યાંથી એકદમ નીકળી કનકનગર તરફ વિહાર કરવો શરૂ કર્યો. કંચનશ્રી વીગેરે સાધ્વીઓ માલિકાની છુટાં પડી મધુરી ગામ તરફ ગયાં.

શિષ્યના પરિવાર સાથે આચાર્ય સૂર્યવિજય ચૈત્ર સુદ ૬ ના રોજ કનકનગરમાં આવી પહોંચ્યા. આ વખતે કેટલાક યુવાનીઆઓએ એવો નિશ્ચય કરેલો કે તેમના સરઘસ વખતે કાળા વાવટા હાથમાં રાખી "પાછા પધારો" વાળા લેખની પતાકાઓ ફરકાવી સરઘસ કાઢવું, આ વાતની જાણ થવાથી લાલભાઇ શેઠે પોલીસની મદદ માગી પૂરતા બંદોબસ્ત સાથે આચાર્ય સૂર્યવિજયનું સામૈયું કર્યું. સામૈયામાં મોટું બેંડ લાવવામાં આવ્યું હતું, લાલભાઇ શેઠના સંબંધીઓ તથા થોડાક શ્રીમંત ચુસ્ત ભકતો શીવાય ઘણાજ ઓછા જૈનોની હાજરી સાજનમાં જણાતી હતી. આ પ્રમાણે લાલભાઇએ સ્વાગત કરી આચાર્યને મોટા ઉપાશ્રયમાં ઉતાર્યા. એમાં પણ લોકોનો કચવાટ હતો છતાં લાલભાઇની શરમને લીધે લોકોએ વિરોધ ઉઠાવ્યો નહીં.

કનકનગરમાં સંઘનો ઘણો મોટો ભાગ આ આચાર્યની વિરૂદ્ધ હતો. ભદ્રાપુરીમાં બનેલાં આચાર્યનાં પરાક્રમો છાપામાં બહાર પડેલાં

---

* તેજ સુખી માણસ છે કે જે પોતાની ઈચ્છા અને પોતાની શક્તિ વચ્ચે રહેલી મોટી ખીણ આગળથી સમજી શકે છે.

હોવાથી લોકો તેમને દીક્ષાના એડવોકેટ તરીકે કહેતા હતા. તેમની પક્ષમાં જે લોકો હતા તેમનાં હૃદય તો તેમના વર્તન પ્રત્યે તિરસ્કાર બતાવતાં હતાં પણ શું કરે? એવા ઘણા પુરૂષો હતા કે જેઓ શ્રીમંતના આશ્રિત હતા. વળી કેટલાક અંધ શ્રદ્ધાળુ શ્રીમંતો તેમના ખાસ ભક્તો હોવાથી તે લોકો આચાર્યનું બહુ માન કરવા પૈસા તોડી નાખતા હતા, આથી આચાર્યનો મદ કમી થતો નહોતો.

બીજા દિવસથી મોટા ઉપાશ્રયે આચાર્યે વ્યાખ્યાન શરૂ કર્યું. લાલભાઈ શેઠ હમેશાં વખતસર વ્યાખ્યાનમાં આવતા. ઉપાશ્રય ચીકાર ભરાઈ જવા લાગ્યો, તેમાં ઘણો મોટો ભાગ તમાસો જોવા આવતા. કે અહીઆં કોઈ ભદ્રાપુરી જેવો બનાવ બને છે અને કાંઈ જોવાનું મળે છે. અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજના સભાસદો પણ મોટી સંખ્યામાં જોવા આવતા. શરૂઆતમાં તો આચાર્યશ્રીએ જરા બીજા વિષયો ઉપર વ્યાખ્યાન શરૂ કર્યું પરંતુ જેમ જેમ પગ જામતો ગયો તેમ તેમ પદ્મવિજય, શાંતિસાગર, વિવેકવિજય, પુષ્પવિજય, ભારતીકુમાર વીગેરે જેઓ અયોગ્ય દીક્ષાની વિરૂદ્ધ હતા તેમની ખુબ નિંદા કરવા લાગ્યા, અને દીક્ષાની પ્રશંસા અને ગૃહસ્થાશ્રમ પ્રત્યે તિરસ્કારનાં વ્યાખાનો શરૂ કર્યાં. એક દિવસ વ્યાખ્યાનમાં ભદ્રાપુરીની માફક શ્રાવકો ઉપર ગાળોનો વરસાદ વરસાવી આચાર્ય કહેવા લાગ્યા—

"હાલમાં કેટલાક અધર્મી, પાપી, નાસ્તિક અભવી જીવો નીકળ્યા છે તે દીક્ષાને તોડી પાડવા માગે છે અને ગૃહસ્થાશ્રમને ઠેઠ આસમાન સુધી ચડાવવા માગે છે. ગૃહસ્થાશ્રમ એટલે શું? છકાયના કુટામાં સડબડતા શ્રાવકોનું પાપાશય. બીજા શબ્દોમાં કહીએ તો હડહડતી નરકની ખાણ. આવા ગૃહસ્થાશ્રમને વખાણનાર પેલા ચળવળીઆઓની શી ગતિ થશે? તેમની મને દયા આવે છે કે અરે ચેતન! ભવીતવ્યતાથી નિગોદ અને નારકીમાંથી નીકળી આ મનુષ્યભવ પામ્યા, તેમાં પણ અન્ય જાતિમાં નહીં જતાં શ્રાવક કુળમાં ઉત્પન્ન થયા અને ઉત્તમોત્તમ એવો જૈનધર્મ પામ્યા છતાં તેમને આવી દુષ્ટ બુદ્ધિ

ઉકલી. હાથમાં આવેલા રત્નને કાચનો કડકો ગણી ફેંકી દે છે, અહા! કેવો તેમનો પાપનો ઉદય? તેમને જોઇ મારૂં હૃદય બળી જાય છે. તરણ તારણ સાધુઓ, ભવસાગરથી પાર ઉતારનાર સાધુઓ, દીક્ષા આપી મોક્ષમાં લઇ જનાર સાધુઓ અને જેમને વંદના કરતાંજ પાપ ધોવાઈ જાય એવા સાધુઓના પુણ્યપ્રભાવથી આવેલા યોગને વધાવી નહીં લેતાં તેમની સામે બંડ ઉઠવવા તૈયાર થયા છે. અરે તેમની શી દશા થશે? સાધુઓની વૈયાવચ્ચ કરનારનો ભવ કેવો સુધરે છે! ઉત્તમ પ્રકારનાં આહારપાણી આપવાથી કેટલા બધા જીવો તરી ગયા? એ બધો કોનો પ્રતાપ? અમારા જેવા સાધુઓનો. આ પ્રમાણે એક સાધુ કેટલા બધા જીવોને તારી શકે છે? મારા જેવા ઘણા સાધુઓ થાય તો જૈનકોમ કેટલી બધી તરી જાય? લોકો કેટલા બધા સુખી થાય?

કેટલાક ભામટા લોકો બરાડા પાડે છે કે જૈનવસ્તી ઘટી ગઈ, પણ તેવા બરાડાથી શું? અમે ફક્ત ૩૫૦ થી ૪૦૦ સાધુઓ છીએ અને આશરે ૧૫૦૦ સાધ્વીઓ છે. જૈનોની વસ્તી પ્રમાણે તો ઓછામાં ઓછા બે હજાર સાધુઓ અને પાંચ હજાર સાધ્વીઓ જોઇએ. જ્યાં સુધી એટલી સંખ્યા નહીં થાય ત્યાં સુધી જૈનોના ઉદ્ધારની આશા રાખવી તે આકાશકુસુમવત્ છે. વર્ધમાન વિદ્યાલય, દવાખાનાં, સુવાવડખાનાં, નિશાળો, બોરડીંગો, ઇત્યાદિ રાખવાથી કાંઇ પણ ફાયદો નથી, તે તો માત્ર પૈસાનું પાણી છે. તેમાં પૈસા ભરનાર અને તેનો લાભ લેનાર નરકને પંથે ચાલી રહ્યા છે, તેમાંથી અધર્મી, નાસ્તિક અને અંગારા પાકે છે. જુઓ અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજમાં કોણ જોડાયા? તે કેળવણી લેવાવાળા. કેળવાયેલાની પાછળ બીજા પણ ઝંપલાયા. જુઓ આપણા પુણ્યશાળી શેઠ લાલભાઇ અને બીજા શેઠીઆઓ! તેવી કેળવણી તરફ તિરસ્કારથી જુએ છે, તે પુણ્યાત્માઓ મોટા મોટા સંઘો કાઢી કયારનાં તીર્થંકરગોત્ર બાંધી ચુકયા છે. ઉજમણાં કરી નામ અમર કર્યાં છે. ધન્ય છે લાલભાઇ શેઠને! હમણાં થોડા વખત ઉપર સુવર્ણપુરમાં સામટી ત્રણ જણને દીક્ષા અપાવી.

દીક્ષાના વરઘોડા વખતે તેમને હાથી ઉપર બેસાડી સંસારનો છેલ્લો લ્હાવો લેવડાવ્યો. આ પ્રમાણે કરી તેમના આત્માનો ઉદ્ધાર કર્યો અને તેમને સંસારના પારાવાર દુઃખમાંથી મુક્ત કર્યા. તે નવદીક્ષિત શિષ્યો મારી સાથે અત્રે આવેલા છે. વિહારમાં તેમને વડી દીક્ષા પણ આપી છે, તમે તેમની મુખાકૃતિ ઉપરથી સમજી શકશો કે તે કેવા ચાલાક છે."

કોઇ હરામખોર બકે છે કે આ આચાર્યને તો દીક્ષાનું ગાંડપણ હાલ્યું છે. હું તેને જવાબ આપું છું કે "હા, ગાંડપણ હાલ્યું છે. જે લોકો ધર્મને માટે ગાંડા થાય છે તેજ ખરા ડાહ્યા છે. બસ, અમારે તો દીક્ષા દીક્ષા અને દીક્ષાનો બોધ આપવાનો છે. દીક્ષા આપવી એજ અમારો ધંધો છે. કોઈ માણસને દીક્ષાનો ભાવ થયો કે તરતજ તેને દીક્ષા આપવી જોઇએ. જરા પણ વિલંબ કરવો નહીં. અમે તો ગમે તે આવે તેને દીક્ષા આપવાના. એકસો આઠ ચેલા કરવાનો મારો અભિગ્રહ છે. અત્યાર સુધીમાં બાવન જણને દીક્ષાઓ આપી મોક્ષના માર્ગે ચડાવ્યા છે."

"જંબુસ્વામી પછી તો મોક્ષનાં દ્વાર બંધ થયાં છે. બધા મરીને કયાં ભેગા થશે?" એવોઉદ્દગાર સભામાં દૂરથી કોઇના મુખમાંથી નીકળ્યો.

આચાર્ય—"જોયું? સાંભળ્યું? છે કોઇને અમારા ઉપર શ્રદ્ધા? તમારા ડાચામાં વાગે તેવો જડબાતોડ જવાબ મારી પાસે છે, પણ અત્યારે હું ગમ ખાઇ બોલતો નથી, વ્યાખ્યાન પછી મારી પાસે આવજો, ખુલાસો કરીશ. આવી રીતે વ્યાખ્યાન ડોળી નાખનાર અધર્મીઓની શી ગતિ થશે? મને દયા આવે છે."

"અમારી દયા ખાવાની જરૂર નથી." એવો સભામાંથી બીજો ઉદ્દગાર નીકળ્યો.

વચ્ચે લાલભાઈ શેઠ બોલ્યા "મહારાજ! આપ વ્યાખ્યાન શરૂ રાખો, કોઇના બોલ્યા ઉપર ધ્યાન આપવાની જરૂર નથી."

આચાર્ય—"મારી દીક્ષાપ્રવૃત્તિ વચ્ચે જો કાંઇ વિઘ્ન આવ્યાં ન હોત તો અત્યાર સુધીમાં બીજા ૨૫–૩૦ આત્માનો ઉદ્ધાર કરી

શક્યો હોત. તેથી એમ સમજશો નહીં કે હું હીંમત હાર્યો છું. પહેલા કરતાં તો બમણી હીંમત આવી છે. ભર્તૃહરિએ કહ્યું છે કે—

प्रारभ्यते न खलु विघ्न भयेन नीचैः ।
प्रारभ्य विघ्नविहिता विरमन्ति मध्या ।
विघ्नै पुनः पुनरपि प्रतिहन्यमध्याः ।
प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति ॥

નીચ પુરૂષો વિઘ્નના ભયથી કાર્યનો આરંભ કરતા નથી, મધ્યમ પુરૂષોનો આરંભ કરે છે પણ તેમાં વિઘ્ન આવવાથી કામ છોડી દે છે અને ઉત્તમ પુરૂષો તો કાર્યનો આરંભ કરીને તેમાં વારંવાર વિઘ્ન આવ્યા છતાં પણ તે કાર્યને છોડી દેતા નથી. તે પ્રમાણે હું મારી દીક્ષાની પ્રવૃત્તિ છોડી દેવાનો નથી, ભલે ગમે તેટલાં વિઘ્ન આવે તે સહન કરવા તૈયાર છું, પણ દીક્ષા તો આપવાનોજ."

"સગાં અને સંઘની રજા શીવાય દીક્ષા આપી શકાય નહીં તેનું શું?" એવો ત્રીજો ઉદ્દગાર સામેથી નીકળ્યો.

આચાર્ય—"જોયું લાલભાઇ! આ તોફાની લોકોનું રૂપક સમજાતું નથી. તે લોકો લડવા આવેલા જણાય છે માટે હવે મારો વિચાર એવો છે કે આજનું વ્યાખ્યાન બંધ કરૂં."

લાલભાઇ તથા બીજા શેઠીઆઓ ઉભા થઇ હાથ જોડી કરગરવા લાગ્યા 'મહારાજ! આમ તપી ન જાઓ, કોઇ બોલે તેનું મોં આપણાથી શી રીતે પકડાય?"

મહારાજ ગુસ્સે થઇ બોલ્યા "એવા માણસને સંઘ બહાર મુકવો જોઇએ, લાલભાઇ શેઠ! આ કાંઇ નાના છોકરાના ખેલ નથી. આ તો આગમની વાતો છે, શાસ્ત્રનાં પાનાં છે, કાંઇ છાપાં નથી. જો કાંઇ બંદોબસ્ત નહીં કરો તો આગળ ખરાબ પરિણામ આવશે."

"જોઇએ તો ખરા! સંઘ બહાર શી રીતે મુકાય છે?" આ પ્રમાણે ચોથો ઉદ્દગાર ટોળામાંથી નીકળ્યો.

લાલભાઈ પરિસ્થિતિ સમજી ગયા, તેથી આચાર્યને વિનંતી કરી

"મહારાજ! કોઇને વ્યાખ્યાનનો લાભ લેવો નથી અને લડવું છે, હવે તો વ્યાખ્યાન ડહોળાઇ ગયું છે, માટે કૃપા કરી બંધ કરો."

આવી ગરબડ વચ્ચે ચારપાંચ યુવકોએ એકદમ નીચેની છાપેલી પત્રિકાઓ વહેંચી દીધી—

## દીક્ષાના હીમાયતી આચાર્ય સૂર્યવિજયને સાચી શીખામણ.

(ગઝલ)

મુનિશ્રી સૂર્યવિજયજી! નિધામાં એક લો અરજી,
ન હો કે હો ભલે મરજી, દયા દિલમાં જરા લાવો. ૧
શું આપો બોધ દીક્ષાનો દઈ હમ્મેશ વ્યાખ્યાનો ?!
જરા વિચાર મન આણો, દયા દિલમાં જરા લાવો. ૨
યુવાનોને ભમાવીને, જુદા પંથે ચડાવીને,
દુભાવો છો કુટુંબીને, દયા દિલમાં જરા લાવો. ૩
બની વિરહી રડે નારી, રડે છે માત બિચારી,
છતાં છોડો ન હઠ ભારી, દયા દિલમાં જરા લાવો. ૪
કરે રૂદન કુટુંબી જન, ન ભાવે પીવું ખાવું અન્ન,
છતાં નવ પીંગળે છે મન, દયા દિલમાં જરા લાવો. ૫
મળે જો કોઈ કહેનારો, કરો છો આપ પ્રુજારો,
નહીં કંઇ કહેવું ગણકારો, દયા દિલમાં જરા લાવો. ૬
મહાવ્રત પંચને ધારો, દયાને કેમ વિસારો ?
મુનિશ્રી આપ વિચારો, દયા દિલમાં જરા લાવો. ૭
સ્વજનને આપ સંતાપી દયાનો ધર્મ ઉથાપી,
શું રાચો છો પીડા આપી? દયા દિલમાં જરા લાવો. ૮
ઝુકાવી આપને મસ્તક, મુનિશ્રી વિનવું આ તક,
મુકી દોને હવે રકઝક, દયા દિલમાં જરા લાવો. ૯
તણાઇ ધર્મના રાગે જણાવ્યું આપની આગે,
મહાસુખ શું વધુ માગે? દયા દિલમાં જરા લાવો. ૧૦

આ પત્રિકાઓથી ગરબડ ખૂબ વધી પડી. આચાર્યના હાથમાં પણ કોઈએ પત્રિકા મુકી. મહારાજે પ્રથમ ચાર લીટીઓ વાંચી ધિક્કારની સાથે ફેંકી દીધી. વાત ચર્ચાવા લાગી. લાલભાઇ વાતાવરણ સમજી ગયા અને તરતજ આચાર્યને ત્યાંથી ઉપર લઇ ગયા કે ધીમે ધીમે સૌ વેરાઈ ગયા.

આ પ્રમાણે વિરોધ થવાથી અને મારામારીનો સંભવ લાગવાથી લાલભાઈ અને બીજા ચાર પાંચ શેઠીઆઓ આચાર્યને ત્યાં નહીં રાખતાં લાલભાઈ શેઠના બંગલાની જોડે તેમનો ખાલી બંગલો કે જેનું નામ લાલભુવન હતું ત્યાં લઈ ગયા. અહીંઆં તેમના ભક્તોની ખાસ મંડળી મળતી હતી. ભક્તો પૈસાવાળા રહ્યા એટલે તેમના આશ્રિતો અને બાંધીઆઓ આચાર્યની ચાકરીમાં ગોઠવાઈ ગયા. લાલભાઇ શેઠની આસ્થા તેમના ઉપર એટલી બધી બેશી ગયેલી કે તે તેમની આંખેજ દેખતા. મીલના એજંટ હોવાથી કામમાંથી ઉંચા આવી શકતા ન હોતા તો પણ ગમે તેમ વખત કાઢી મહારાજની સેવામાં રહેતા.

એક રાત્રે મહારાજ અને લાલભાઇ બંને જણ એકાંતમાં વાતો કરતા હતા તેવામાં આચાર્યે કહ્યું "લાલભાઇ શેઠ ! જુઓ મને પંચાવન વરસ થવા આવ્યાં. મારી જન્મકુંડળીમાં અઠ્ઠાવનમા વરસે કાળ છે, એટલે બાકી ત્રણ વરસ રહ્યાં. મારી પ્રતિજ્ઞા બર ન આવી તો મને ખાત્રી છે કે મારે ફરી પાછો આ ભવ લેવો પડશે માટે તમે ગમે તેમ કરી એકસો આઠ ચેલા પૂરા કરી આપો, હજુ છપન્ન ચેલા ખુટે છે."

લાલભાઇ—"મહારાજ! હું એજ પેરવીમાં છું, મારી મીલમાં કેટલાક શ્રાવકો છે તેમને લાલચ આપી છે, તેમના કુટુંબમાં કેટલીક વિધવાઓ પણ છે તે પણ તૈયાર થશે, મેં તો ચારે તરફ મારવાડ, કાઠીઆવાડ, ગુજરાત, તથા ઠેઠ મુબઇ, પૂના, ભુસાવળ અને રતલામ કલકત્તા કરાંચી સુધીના પ્રદેશોમાં માણસો છોડી દીધા છે."

આચાર્ય—"શાબાશ ! લાલભાઇ ! હું તો એમ સમજતો હતો કે તમે બોલતા નથી એટલે વાત ભૂલી ગયા હશો."

લાલભાઇ—" આ શું બોલ્યા મહારાજ સાહેબ ! હું તે વાત ભૂલી જાઉં ? આપને માટે તો પ્રાણ આપવા તૈયાર છું. મારો પૈસો શા કામનો છે ? ગમે ત્યાંથી ચેલા ભેગા કરી આપું છું. વૈશાખ માસમાં મારા નાના દીકરા નવીનચંદ્રનું લગ્ન કરવાનું છે, હવે વચ્ચે એક માસ રહેલો છે."

આચાર્ય—" એમ કે ? ત્યારે ઠીક પ્રસંગ આવ્યો છે. લગ્ન પહેલાં અઠ્ઠાઇ ઉત્સવ કરવો અને બને તો દસ બાર દીક્ષાઓ અપાવવી, અને દીક્ષામહોત્સવ પણ ઉજવવો."

લાલભાઇ—" સાહેબ જુઓ તો ખરા ! એક વખત આ શહેરને બતાવું કે ધર્મની ક્રિયાઓ કેવી થાય છે, અન્ય દર્શનીઓ પણ જાણશે કે જૈનધર્મ કેવો છે ? આપ નિશ્ચિંત રહો. બનશે તો દસ બાર પુરૂષોને તો લગ્નપ્રસંગે દીક્ષા આપીશું, અને પછી ચોમાસામાં આજુબાજુના પ્રદેશોમાંથી કોઇ કોઇને શોધી કાઢી છાની રીતે રાખી શીયાળામાં દીક્ષા આપી દઇશું. તમારા પક્ષના તમામ સાધુઓને ખબર આપશો કે અમારા માણસને મદદ આપે, એ વરસમાં તમારી પ્રતિજ્ઞા પૂરી કરીશ. જ્યાં સુધી તમારી પ્રતિજ્ઞા પૂરી ન થાય ત્યાં સુધી મારે પાન ખાવું નહીં. આજથી બાધા લઉં છું. પચ્ચખાણ આપો." એમ કહી હાથ જોડયા.

આચાર્ય—"ધન્ય છે પુણ્યશાળી લાલભાઇ ! મને તો તમારી ખાત્રી છે, મારા સાધુઓ ઉપાશ્રયનાં ગુપ્ત સ્થાનો અને ખાસ ભકતોનાં ઘરનાં ગુપ્ત સ્થળો જાણે છે માટે તે બાબત ચિંતા કરશો નહીં" એમ કહી આચાર્યે પચ્ચખાણ આપ્યું.

લાલભાઇ—"હવે આ સંબંધી અધર જીવ રાખશો નહીં. કદાચ તમારી પાસે મારાથી ઓછું અવાય તો ચિંતા કરવી નહીં. દિવસમાં એક વખત તો આવી જવાનો. હવે લગ્નની તૈયારીઓ પણ કરવી પડશે.

એટલામાં એક માણસે આવી છાપેલી જાહેર ખબર લાલભાઇના હાથમાં મુકી. તે લાલભાઇ વાંચવા લાગ્યા. તે જોઇ મહારાજે કહ્યું "શી બાબત છે ?"

લાલભાઇ—"વર્ધમાન વિદ્યાલયની સીલ્વર જ્યુબીલી ઉજવવા માટે તેના કાર્યવાહકોએ જાહેર પત્રિકા કાઢી છે. ચૈત્ર સુદ ૧૫ ના રોજ વિદ્યાલયના મકાનમાં હાઇકોર્ટના ચીફ જસ્ટીસ મીસ્ટર માર્ટીનના પ્રમુખપણા નીચે જ્યુબીલી ઉજવવાનું રાખ્યું છે."

આચાર્ય—"જોયું લાલભાઇ શેઠ ? આ મારાથી કેમ ખમાય ? આવા માંસાહારી માણસને વિદ્યાલયમાં લાવી પ્રમુખની ખુરશી ઉપર બેસાડે અને તેના પ્રમુખપણા નીચે મહોત્સવ ઉજવે ! આવું હડહડતું પાપ મારાથી શી રીતે સહન થાય ? તે લોકો જૈનધર્મનું સત્યાનાશ વાળવા બેઠા છે. અંગારા પાકયા અને બીજા સેંકડો અંગારા પકવવાની ભઠ્ઠીઓ સળગાવી રહ્યા છે. ભાઈ શું કરૂં ? ઘર ફુટે ઘર જાય છે. જ્યારે અમારામાંથી બીજા પાંચ સાત આચાર્યો અને સાધુઓ તેમની પક્ષમાં ભળ્યા અને ખોટા ઉપદેશ દીધા ત્યારે એ આટલા બધા ફાવી ગયા. લાલભાઇ ! તમે તેમાં જશો નહીં અને તમારા ઘરના કોઇ પણ માણસને તેમાં ભાગ લેવા જવા દેશો નહીં. નહીં તો ભ્રષ્ટ થઈ જશો. જેને જવું હોય તે જાય. જનારા સઘળા અભવી જીવો સમજવા."

લાલભાઇ—"અરે ! હું તેમાં પગ દઉં ? હું તો તદ્દન વિરૂદ્ધ છું. જે કોઇ મદદ કરવા જાય છે તેમને અટકાવવા પ્રયત્ન કરૂં છું. જ્યુબીલી ઉજવવા દો. પચીસ વર્ષ સુધી કેવી ટકાવી છે એવું આપણને જણાવવા – અરે ચીડવવા – સીલ્વર જ્યુબીલીનો મહોત્સવ શોધી કાઢ્યો. અઠ્ઠાઇ ઉત્સવ કે ઉજમણાં સુઝતાં નથી અને આવાં ફોકટ ખરચ કરવાં ઉકલે છે. મહારાજ ! એમાં કોઇનો દોષ નથી. પાંચમા આરાનો મહીમા છે. લોકોને બુદ્ધિઓ અવળી સુઝવાની. શ્રાવકો તો બગડયા પણ આચાર્યોએ એવી સંસ્થાઓ ઉભી કરાવી છે. મોટા પાંચ આચાર્યો તેને પુષ્ટિ આપી રહ્યા છે. તેઓ ગૃહસ્થાશ્રમને વખાણી વખાણી પાણી ચડાવે છે, પણ મહારાજ ! જરૂર તે પસ્તાવાના છે. દીક્ષામાર્ગ શીવાય બીજા કોઇ પણ માર્ગે ઉદ્ધાર નથી. જૈન પાઠશાળાને ઉત્તેજન અપાય તે તો ઠીક, કારણ કે તેમાંથી દીક્ષાના ઉમે-

દ્વારો બહાર પડે છે તેથી બંનેનું સચવાય છે. પણ આવી સંસ્થાથી તો તદન વિરૂદ્ધ છું." આમ રાત્રે વાતચીત કરી લાલભાઈ પોતાને ત્યાં ગયા. આ લાલભુવનમાં આચાર્ય સવારે પોતાના ભક્તો આગળ વ્યાખ્યાન વાંચતા અને બપોરે તથા રાત્રે દીક્ષાની પ્રવૃત્તિના તડાકા મારતા હતા.

આ વખતે બાજુના ગામમાં વર્ધમાન વિદ્યાલયના સંસ્થાપક આચાર્યશ્રી પદ્મવિજયજી આવેલા હોવાથી અને ચૈત્ર સુદ ૧૩ ના રોજ મહાવીર જયંતી અને સુદ ૧૫ ના રોજ વર્ધમાન વિદ્યાલયની સીલ્વર જ્યુબીલી ઉજવવાની હોવાથી વિદ્યાલયના કાર્યવાહકો અને નવા જુના વિદ્યાર્થીઓ તેમને ખાસ તેડવા માટે ગયા. આ પદ્મવિજય આચાર્ય આ સંસ્થામાં રસ લેતા હોવાથી આમંત્રણનો સ્વીકાર કર્યો. પદ્મવિજય આચાર્યના આવવાની વાત જાણી હજારો માણસો સામૈયામાં જોડાઈ ગયા. છત્રી વાજાં કે નિશાનડંકા કે હાથીની શોભા નહોતી. પરંતુ સ્વયંસેવકો મધુર સાદથી ગાતા ગાતા ચાલતા હતા. આવી અચાનક પધરામણી હોવા છતાં પણ સરઘસ ઘણુંજ મોટું થઈ ગયું. જયજયના પોકાર વચ્ચે આચાર્યશ્રીએ મોટા ઉપાશ્રયમાં મુકામ કીધો. પાટે બિરાજી એક મંગલાચરણ જૈનોને સંભળાવ્યું. પછી વર્ધમાન વિદ્યાલયના સેક્રેટરીએ મોટા અવાજે જાહેર કર્યું કે "કાલે મહાવીર જયંતી અત્ર સવારના ૮ વાગે ઉજવવાની છે માટે તે પ્રસંગે આચાર્યશ્રી પદ્મવિજયજી મહાવીર ભગવાનનું જીવનચરિત્ર સંભળાવી અપૂર્વ લાભ આપશે. અત્ર જયંતી ઉજવી રહી ગાજતે વાજતે મહાવીરસ્વામીના દેરાસરે દર્શન કરવા જવાનું છે. માટે કાલે જરૂર વહેલા પધારશો. વળી આપને બીજી વિનંતી છે કે આપ જાહેર પત્રિકાઓથી જાણ્યું હશે કે ચૈત્ર સુદ પૂર્ણિમાએ હાઈકોર્ટના ચીફજસ્ટીસ મીસ્ટર માર્ટીનના પ્રમુખપણા નીચે વર્ધમાન વિદ્યાલયમાં વિદ્યાલયની સીલ્વર જ્યુબીલી ઉજવવાની છે માટે તેના મકાનમાં તે દિવસે બપોરે એક વાગે પધારશો. આચાર્યશ્રી પદ્મવિજયજી પણ તે પ્રસંગે પધારવાના છે માટે તેનો લાભ લેવા ચુકશો નહીં. વર્ધમાન વિદ્યાલયને

પચીસ વર્ષ પૂરાં થઇ છવીસમું વર્ષ બેસે છે તેની ખુશાલીમાં સીલ્વર જ્યુબીલી ઉજવવાની છે." એ રીતે જાહેર થયા પછી સૌ વેરાઇ ગયાં.

રાત્રે ઉપાશ્રયને ધજાપતાકાથી સારી રીતે શણગારવામાં આવ્યો. બીજા દિવસે આઠ વાગે ઉપાશ્રય ચીકાર ભરાઇ ગયો. શરૂઆતમાં મહાવીર ભગવાનની સ્તુતિ થયા બાદ ત્રણ ચાર વિદ્વાન ગૃહસ્થોએ મહાવીર ભગવાનનું જીવનચરિત્ર કહી સંભળાવ્યું. પછી આચાર્યશ્રી પદ્મવિજયજીએ મધુર અવાજે નીચે પ્રમાણે ટુંક વ્યાખ્યાન આપ્યું—

"હું જાણું છું કે તમે અકળાઈ ગયાં છો, તેથી હું ટુંકામાં પટાવીશ. આગળના વક્તાઓએ મહાવીર ભગવાન કેવા હતા તે તમને કહી સંભળાવ્યું છે, દરેક પર્યુષણ પર્વમાં તેમનું જીવનચરિત્ર સાંભળો છો. આજે તેમનો જન્મદિવસ છે. જન્મ શબ્દ સંભારતાની સાથે આખું તેમનું જીવન સાંભરી આવે છે. લાખો કરોડો – અરે અસંખ્ય – માણસો આ ફાની દુનિયાનો ત્યાગ કરીને મરી ગયા, કેમ તેમને આપણે સંભારતા નથી ને મહાવીરને સંભારીએ છીએ? જ્યારે આપણે તેમનામાં અસાધારણ ને અપૂર્વ શક્તિ દેખી ત્યારેજ. તેમની અસાધારણ શક્તિઓ જુઓ. પહેલી તો તેમની માતૃભક્તિ. ગર્ભાવાસમાંજ તે ભક્તિ ઉત્પન્ન થઇ. ત્રિશલા માતાની કુખમાં ગર્ભાવાસમાં જે વખતે મહાવીર ભગવાન હતા તે વખતે તેમને વિચાર થયો કે મારા હાલવાથી મારી માતાને દુઃખ થશે તેથી તેમણે હાલવું બંધ કર્યું. આ પ્રમાણે ગર્ભ હાલતો બંધ થયો કે ત્રિશલા માતાને ચિંતા થઈ. હાય! મારો ગર્ભ કેમ હાલતો નથી? મરી તો નહીં ગયો હોય? શું થયું? શું પાપ કર્યું હશે કે આવી સ્થિતિ થઇ? કોઇનાં ધાવતાં છોકરાં વિખુટાં પડાવ્યાં હશે! કે મા દીકરાના વિયોગ કરાવ્યા હશે! વીગેરે અનેક પ્રકારના તર્કો કરી કલ્પાંત કરવા લાગ્યાં. તેવા સમયે મહાવીર ભગવાને અવધિજ્ઞાન મુકીને જોયું તો માતા શોકસાગરમાં ડુબી ગયેલાં જણાયાં. "અરે આ તો સારૂં કરવા જતાં ખોટું થયું. માતાને તો સુખને બદલે દુઃખ થયું." એમ ચિન્તવન કરી મહાવીર ભગવાને પોતાનું અંગ હલાવ્યું.

ગર્ભ હાલવાની સાથે ત્રિશલા માતા ઘણાંજ ખુશી થયાં. તમામ શોક દૂર થયો. માતાની આવી મનોદશા જોઇ તેજ ક્ષણે ભગવાને વિચાર કર્યો કે હજુ મારી માતાએ મારૂં મુખ જોયું નથી છતાં આટલી બધી પ્રીતિ રાખે છે, આટલો બધો મારા પ્રત્યે મોહ રાખે છે તો જ્યારે મારો જન્મ થશે અને મારૂં પ્રત્યક્ષ મોં જોશે ત્યારે તો તે મારા પ્રત્યે કેટલો બધો રાગ રાખશે? આવો માનો પ્રેમ!! આ વિચારની સાથેજ તેમણે સંકલ્પ કર્યો કે માતાની હયાતી સુધી દીક્ષા લેવી નહીં. આ રીતે મહાવીર ભગવાને ગર્ભાવાસમાં લીધેલા સંકલ્પ પ્રમાણે વર્તન કરી બતાવ્યું. માતાની આજ્ઞા દરેક વખતે માથે ચડાવી પોતાની અઠ્ઠાવીસ વરસની વયે જ્યારે માતા દેવગત થયાં ત્યારે તેમણે દીક્ષા લેવાનો વિચાર તેમના મોટા ભાઇ નંદીવર્ધન આગળ જાહેર કર્યો. મોટા ભાઇએ કહ્યું "ભાઇ મહાવીર! માતા ગઇ, હવે તમે દીક્ષા લઈ ઘરમાંથી જાઓ એટલે મને શી રીતે ગમશે" એમ કહી આંસુ નાખી કહેવા લાગ્યા "બે વરસ રાહ જોઇ કરવું ઘટે તેમ કરજો." મહાવીર ભગવાને કહ્યું "જેવી ભાઇની ઇચ્છા. બે વરસ પછી દીક્ષા લઇશ." આ પ્રમાણે તે બે વરસ ટક્યા અને ત્રીસમા વર્ષે દીક્ષા લીધી.

ગૃહસ્થો! આનું નામ દીક્ષા, આનું નામ માતૃભક્તિ, આનું નામ આજ્ઞાનું પાલન, આનું નામ ધર્મ, આનું નામ સત્ય, આનું નામ હૃદયની શુદ્ધિ અને શાંતિ. મારે આ સ્થળે કહેવું પડે છે કે હાલમાં કેટલાક યુવાન છોકરાઓ માતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી, તેમનો તિરસ્કાર કરી દીક્ષા લે છે. અને સાધુઓ માબાપની કે સગાંની સંમતિ શીવાય દીક્ષા આપે છે. આવી દીક્ષાથી શું ફાયદો? જેણે નવ માસ સુધી ઉદરમાં રાખી પોષણ કર્યું, અને જન્મ થયા પછી જેણે મળમૂત્ર ધોઇ ધવરાવી મોટો કર્યો, તેની આજ્ઞાને ઠોકરે મારી, આંતરડી કકળાવી, તિરસ્કાર કરી છોકરો દીક્ષા લે તો તે પછી ગુરૂનું શું કલ્યાણ કરશે? આટલા બધા ઉપકાર કરનાર માને ન ગાંઠે તો પછી ગુરૂને ગાંઠી,

તેમની આજ્ઞામાં રહી શી રીતે ધર્મ કરશે? એવી દીક્ષાથી કદી પણ ઉદ્ધાર નથી. માતાની ભક્તિ ખૂબ કરવી એમ મહાવીર ભગવાનનું જીવનચરિત્ર ઢોલ વગાડી કહે છે. હવે તેમની બીજી મહાન અસાધારણ શક્તિ તે સહનશીલતા છે. જુઓ તેમના ઉપર કેટલા બધા ઉપસર્ગ થયા છતાં પણ તે સહન કરી પોતાના ધ્યાનમાંથી ન ડગ્યા. મચ્છર, ભમરા અને મધમાખીઓના ડંખની વેદનાઓ, ચંડકોશિયા નાગના ફૂંફવાટા અને તેના ઝેરી ડંખ, ગોશાળાનો અસહ્ય ત્રાસ, ગોવાળીઆએ કાનમાં મારેલા ખીલા, અને ખીર બનાવવા પગમાં પ્રકટાવેલી અગ્નિની પ્રચંડ જ્વાળા વીગેરે ઉપસર્ગો જરા પણ ક્રોધ કર્યા શીવાય શાંતિથી સહન કર્યા. આવી તેમની અજબ સહનશીલતાની શક્તિ! અત્યારે તો મારા જેવા મહાવીરનો ભેખ ધારણ કરનાર સ્હેજ બાબતમાં ક્રોધાવેશમાં આવી ધમપછાડા કરે છે અને મહાવીરના સાધુ થવાનો દાવો કરે છે, ત્યાં પછી ધર્મનો કે સમાજનો ઉદ્ધાર કયાંથી થઇ શકે? સોમપ્રભાચાર્ય સિંદૂરપ્રકરમાં કહે છે કે—

यो मित्रं मधुनो विकारकरणे संत्राससंपादने ।
सर्पस्य प्रतिबिम्बमंगदहने सप्तार्चिषः सोदरः ।
चैतन्यस्य निषूदने विषतरोः सब्रह्मचारी चिरं ।
सक्रोधः कुशलाभिलाषकुशलैः प्रोन्मूलमुन्मूल्यताम् ॥

અર્થાત્ પોતાના જીવનના કલ્યાણની ઇચ્છામાં કુશળ પુરૂષોએ ક્રોધને મૂળમાંથીજ છેદીને ઉખેડી નાખવો જોઇએ, કારણકે તે ક્રોધ ચિત્તનો વિકાર કરવામાં દારૂનો મિત્ર છે, ત્રાસ ઉત્પન્ન કરવામાં સાપના પ્રતિબિંબ રૂપ છે, શરીરને બાળવામાં અગ્નિનો ભાઇ છે, જ્ઞાનનો નાશ કરવામાં વિષવૃક્ષનો સાધર્મિક છે અર્થાત્ ઝેર સમાન છે.

એવા ક્રોધને મહાવીર ભગવાને બાળીને ભસ્મિભૂત કરી નાખ્યો હતો. માટે મહાવીરના જીવનચરિત્રમાંથી ખરેખરો સાર ગ્રહણ કરવાનો એ છે કે તેમની માફક ક્રોધને મારી શાંતિ ધારણ કરવી જોઇએ.

ગૃહસ્થો ! આપને ગાજતે વાજતે દેવદર્શન કરવા જવાનું છે માટે આટલું કહી મારૂં બોલવું સમાપ્ત કરૂં છું.”

તે પછી ત્યાંથી ઉઠી ગાજતે વાજતે સરઘસ રૂપે તમામ સ્ત્રી પુરૂષો મહાવીરસ્વામીના દેરે દર્શન કરી પોતપોતાને ઘેર વિદાય થયાં.

લાલભુવનમાં સૂર્યવિજય આચાર્યને મહાવીર જયંતી પ્રસંગે મોટો વરઘોડો કાઢવાનો હતો પરંતુ વાતાવરણ તેમના વિરૂદ્ધમાં વધારે હોવાથી માત્ર વ્યાખ્યાનમાંજ ટુંકામાં મહાવીર જયંતી મહોત્સવ પટાવી દેવાની તેમને ફરજ પડી હતી. મોટા ઉપાશ્રયમાં ઉજવાયેલી જયંતીનો હેવાલ તેમના કાને પડયો. સાંભળી બહુજ બળી ગયા પણ શું કરે ? ભકતોએ મળી વખત આવે વેર લેવાનો નિશ્ચય કરી આચાર્ય પદ્મવિજય અને અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજવાળાને ગાળો ભાંડી વેરાઇ ગયા.

---

# પ્રકરણ ૨૫ મું

## વર્ધમાન વિદ્યાલયની સીલ્વર જ્યુબીલી.

* मातेव रक्षति पितेव हिते नियुक्ते ।
कान्तेव चाभिरमयत्यपनीय खेदं ।
लक्ष्मीं तनोति वितनोति च दिक्षु कीर्तिं ।
किं किन्न साधयति कल्पलतेव विद्या ॥

ચૈત્ર પૂર્ણિમાએ બપોરના એક વાગ્યા પહેલાં “વર્ધમાન વિદ્યાલય”ના ભવ્ય મકાન આગળ બાંધેલા મંડપમાં પુરૂષો અને સ્ત્રીઓ આવવા લાગ્યાં. આચાર્ય પદ્મવિજયજી તથા તેમની સાથે આવનાર

---

* વિદ્યા માતાની પેઠે રક્ષા કરે છે, પિતાની પેઠે હિતમાં જોડે છે, સ્ત્રીની પેઠે ખેદને ટાળી આનંદ આપે છે, લક્ષ્મીને વધારે છે, અને સર્વ દિશામાં કીર્તિને વિસ્તારે છે; માટે તે કલ્પલતાની પેઠે શું શું મેળવી આપતી નથી? અર્થાત્ બધું મેળવી આપે છે.

શિષ્યોને બેસવા માટે ઉંચી જગાએ જુદી પાટો ગોઠવી રાખવામાં આવી હતી. મંડપ પણ મોટો વિશાળ બાંધેલો હતો. થોડી વારમાં તે ચિકાર ભરાઇ ગયો. વખતસર પ્રમુખે મંડપમાં પ્રવેશ કરી સ્થાન લીધું કે તેમની પાછળ આચાર્ય પદ્મવિજયજી તેમના કેટલાક શિષ્યો સાથે આવી પાટ ઉપર પોતપોતાના સ્થાને બિરાજમાન થઇ ગયા. આ દેખાવ ઘણોજ ભવ્ય અને આકર્ષક લાગતો હતો.

શરૂઆતમાં એક વિદ્યાર્થીએ મધુર સાદે જુસ્સાભેર નીચેનો કટાવ ગાવો શરૂ કર્યો—

(કટાવ)

વર્ધમાન વિદ્યાલયનૌકા, પચ્ચીસ વર્ષ પૂરાં કરી આજે,
ઉર ઉમંગે, અંતર હર્ષે, કરે પ્રવેશ છવ્વીસમા વર્ષે.
ઉત્સવ તેનો ઉજવાયે છે, "સીલ્વર જ્યુબીલી" એ નામે,
પ્રકાશ જેનો રૂપેરી છે, ચંદ્રિકા સમ શાંતિદાતા.
પરમ દયાળુ મહાવીરની કૃપાદષ્ટિએ દિવસ આવો
ઉજવવાનો પ્રસંગ આવ્યો, જયજય બોલો જય જય બોલો !
પચ્ચીસ વર્ષ સુધી નૌકાએ જનતા રૂપી મહાસાગરે,
સફર કરીને વિજય મેળવ્યો, ચારે પાસે કીર્તિ ગવાઇ.
સફરસમયમાં વીરશરણ છે, તોફાનોની વાત શું કરીએ ?
વીર સાચવે, વીર બચાવે, વીર મુસાફરી પાર ઉતારે.
કોઈવાર કૈં ખડક નડે તો, સુકાન મરડી સફર કરે છે,
થાય કદી જો વાવાઝોડું, શાંત રહી તે સહન કરે છે.
કદી ભયંકર ડુંગર જેવાં મોજાં ઉછળે તો પણ તે તે,
વીરપ્રભુના પ્રભાવબળથી શાંત થઇને શમી જાય સૌ.
કોઇ વાર તો ટૉર્પીડોના થાય હુમલા દુશ્મન રૂપે,
પણ તેમાંથી સુકાની લોકો ધર્મપસાયે બચાવી લે છે.
પચ્ચીસ વર્ષની કાર્કીદીથી કીર્તિ જામી આ નૌકાની,
દુશ્મન થાકી દૂર હઠયા છે, નિરાશ થઇને હાથ ઘસે છે.

આ નૌકાને ઉડાડી દેવા સુરંગ જે જે હતી શત્રુની,
તે તે શત્રુથી અથડાઇ પડી ભાગી સૌ પ્રપંચો રચના
ખાડો ખોદે તેજ પડે છે એ ન્યાયે સૌ શત્રુ હાર્યા,
વિજયધ્વજા નૌકાની ફરકી, શ્રદ્ધા ચોંટી આ દુનિયાની.
આ નૌકામાં બેશી જે જે સફર કરે છે તે તે સર્વે,
પાર ઉતરે નિર્ભય રીતે, ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરે છે.
જેવો સીલ્વર જ્યુબીલીનો ઉત્સવ આજે ઉજવાયે છે,
તેવો ઉત્સવ સુવર્ણ કેરો ઉજવાઓ આ કનકનગરમાં.
દિન દિન ચડતી નૌકાની હો, પ્રભુપ્રાર્થના એજ અમારી,
વિદ્યાર્થી રૂપ મુસાફરોની સફર થાય સૌ સફળ સુખેથી.
એવી જનતાને સુખદાયક વર્ધમાન વિદ્યાલય નૌકા
અમર રહો આ ભારતવર્ષે, મહા સુખ ને શાંતિ માંહે.
જયજય બોલો જયજય બોલો! મહાવીરનો જયજય બોલો!
શાંતિ શાંતિ ઓમ્! શાંતિ શાંતિ ઓમ્!
ઓમ્! શાંતિ! શાંતિ! શાંતિ!

આ કટાવથી શ્રોતાજનોના ઉત્સાહમાં ખૂબ જાગૃતિ આવી, અને એકદમ શાંતિ ફેલાઇ ગઈ. પછી સેક્રેટરીએ મોટા અવાજે સભા ભરવાનો હેતુ કહી સંભળાવી, આ સભાના પ્રમુખ તરીકે હાઇકોર્ટના ચીફ જસ્ટીસ મીસ્ટર માર્ટીનને નીમવા દરખાસ્ત રજુ કરી, અને તેને જુદા જુદા ગૃહસ્થો તરફથી અનુમોદન મળતાં તાળીઓના ગડગડાટ વચ્ચે તેઓ પ્રમુખ સ્થાને બિરાજમાન થયા. તે પછી પ્રમુખની આજ્ઞાથી વર્ધમાન વિદ્યાલયના વ્યવસ્થાપક મંડળના કાયમના પ્રમુખે મોટા અવાજે વર્ધમાન વિદ્યાલયનો પચીસ વર્ષનો હેવાલ સવિસ્તર વાંચી સંભળાવ્યો. તેમાં તેના સંસ્થાપક તરીકે પદ્મવિજયનું નામ જાહેર થતાં ખૂબ જોરથી તાળીઓ પડી. પ્રમુખને ગુજરાતી ભાષાનું ભાગ્યું તુટયું જ્ઞાન હોવાથી તેમની જોડે બેઠેલા વિદ્યાલયના પેટ્રન રા. બ. ભારતીકુમાર વિશ્વકુમાર પ્રમુખને દરેક

હકીકત અંગ્રેજીમાં સમજાવતા હતા. આચાર્ય પદ્મવિજયના નામથી તાળી પડવાથી આચાર્યના જીવનચરિત્રની અને તેમની પ્રવૃત્તિની ટુંકામાં માહીતી આપતા હતા.

ત્યાર બાદ સેક્રેટરીએ આ સંસ્થા ઉપર જ્યુબીલી પ્રસંગે આવેલા મુબારકબાદીના તારો તથા પત્રો વાંચી સંભળાવતાં આનંદના આવેશમાં આવી જણાવ્યું "માનવંતા પ્રમુખ સાહેબ, પૂજ્ય મુનિમહારાજો ગૃહસ્થો અને બેનો! આ સંસ્થા પ્રત્યે લોકોની કેટલી બધી લાગણી છે તે નીચે આવેલી ભેટો ઉપરથી સમજાશે" એમ કહી આવેલી મોટી રકમો સાથે નામો વાંચી સંભળાવી પ્રસન્ન મુખે જણાવ્યું "આ ઉપરથી આપને ખ્યાલ આવશે કે કુલ સો ગૃહસ્થો તરફથી આશરે એક લાખ રૂપીઆ આ જ્યુબીલી પ્રસંગે ભેટ તરીકે મળે છે." આ શબ્દોની સાથે તાળીઓનો ગડગડાટ ચાલી રહ્યો અને એવો ઉત્સાહ જાગૃત થયો કે બિરાજમાન થયેલા ગૃહસ્થો પણ આંક ભરી નામ લખી ઉપરા ઉપર ચીઠીઓ મોકલવા લાગ્યા. અરધા કલાકમાં બીજા પચાસ હજારની ભેટ આવી ગઈ. ત્યાર બાદ આચાર્યશ્રી પદ્મવિજયજીએ મોટા અવાજે પાટ ઉપર બેઠે બેઠે ભાષણ શરૂ કર્યું—

"પ્રમુખ મહાશય અને ગૃહસ્થો! આ વર્ધમાન વિદ્યાલય એક મહા કલ્પવૃક્ષ બરાબર છે. (તાળીઓ) તમારી તમામ ઇચ્છાઓ અને મહત્વાકાંક્ષાઓ પૂરી પાડવા શક્તિમાન છે. આચાર્યશ્રી વિજયહીર સૂરીશ્વર અને અકબર શહેનશાહ વખતે તમે આશરે ચાળીસ લાખ જૈનો આ ભારતવર્ષમાં હતા. હાલ માત્ર પોણાબાર લાખ જૈનો છો. દર સાલ આઠ આઠ હજાર કમી થતા જાઓ છો, આ પ્રમાણે ઘટાડો ચાલુ રહેશે તો દોઢ સૈકામાં તમારૂં નામ નિશાન રહેશે કે કેમ તેની મને શંકા છે. જમાનાને ઓળખો. આજુબાજુની દુનિયા તરફ દષ્ટિ કરો. તમારી આસપાસની કોમો આગળ વધતી રહી છે અને તમે આગળ નહીં વધો તો તમારી બુરી દશા થશે. જ્ઞાન સંપાદન કરો. રાજકીય પ્રકરણમાં આગળ ધસો, ન્યાયની કચેરીમાં કે મુલકી કાર-

ભારમાં અને લશ્કરી તાલીમમાં માથું મારો, દરેક ખાતામાં હોદ્દા ધરાવો, વેપારી તો છો પણ શટ્ટાના વેપારમાં પડી પાયમાલ ન થાઓ, કેળવણી સંપાદન કરી દુનિયાના અર્થશાસ્ત્રનો અભ્યાસ કરી વેપારને ખૂબ કેળવી બીજાઓના હાથમાં ગયેલો વેપાર પાછો મેળવો. સારા ઇજનેરો પાકો, સારા વકીલો અને બેરીસ્ટરો થાઓ, બાહોશ ડોકટરો બનો, સારા વિજ્ઞાની નીવડો. એમ જુદી જુદી વિદ્યા પ્રાપ્ત કરી સાથે સાથે જૈનધર્મ અને તેના સિદ્ધાંતો સમજી જૈનધર્મને દીપાવો. અફસોસની વાત છે કે હીંદી મહાસભામાં નાની નાની કોમો પોતાના હકો માગે પણ જૈનકોમનો પોકારજ નહીં. કોણ પોકાર કરે ? પોકાર કરવાની તાકાદ જોઇએ. પરિસ્થિતિને સમજીને સમજાવવાની શક્તિ જોઇએ. આ શક્તિઓ પૂરી પાડનાર આ વર્ધમાન વિદ્યાલય છે. આ વિદ્યાલય રૂપ કલ્પવૃક્ષ આજે તે પચીસ વર્ષ પૂરાં કરી છવીસમા વર્ષમાં પ્રવેશ કરે છે. તેને પાણીનું ખૂબ સિંચન કરો. આવી સંસ્થાઓ અસ્તિત્વમાં આવશે તોજ તમારૂં ભવિષ્ય સુધરવાની આશા છે. તેમાંથી નરરત્નો પાકશે અને તેજ રત્નો જાતે શોભી જૈનજનતાને શોભાવી શકશે. વિદ્યારૂપી અલંકારોથી કાયાને દીપાવો. તેજ ખરા અલંકારો છે. ભર્તૃહરિ કવિ કહે છે કે—

केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चंद्रोज्ज्वला ।
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः ।
वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते ।
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥

અર્થાત્ બાજુબંધથી, ચંદ્ર જેવા ચળકતા હારથી, સ્નાનથી, ચંદન વીગેરેના લેપનથી, ફૂલથી, શોભાવેલા વાળથી પુરૂષ શોભતો નથી પરંતુ જે સંસ્કારવાળી વાણી વિદ્વાનો ધારણ કરે છે તે વાણીથીજ પુરૂષ શોભે છે. તમામ ભૂષણો નાશ પામે છે માટે વાણીરૂપ ભૂષણ એજ ખરૂં ભૂષણ છે.

આ સંસ્થામાંથી વિદ્યાથી વિભૂષિત થયેલા વિદ્યાર્થીઓ પાકશે, તેજ સારાસારનો વિચાર કરી શકશે, તેજ પ્રાચીન અને અર્વાચીનની તૂલના કરી વિવેકબુદ્ધિથી સમયસૂચકતા વાપરી વિદ્યાના બળથી જૈનસમાજને બંધ બેસતા સુધારાની યોજના તેમના હાથેજ ઘડશે. જુની પૂરાણી વાતો કરવાથી કાંઇ વળવાનું નથી. ટૂંકામાં એ કે જેમ નટ દોર ઉપર નજર રાખી પોતાના ખેલો કરે છે તેમ તમે પણ જમાના સામી નજર રાખી તમારી પ્રવૃત્તિઓ ચલાવો. તેમાંજ તમારા વિજયની ચાવી છે. ઓમ્ શાંતિ ! શાંતિ ! શાંતિ !"

તે પછી પ્રમુખ સાહેબે અંગ્રેજીમાં ભાષણ કરતાં જણાવ્યું- "ધર્મગુરૂઓ, સન્નારીઓ અને ગૃહસ્થો ! જાણીને ખુશી થયો છું કે પચીસ વર્ષમાં આ સંસ્થાએ ઘણી સારી પ્રગતિ કરી છે. રીપોર્ટ ઉપરથી જણાય છે કે લગભગ પચીસ વર્ષમાં આશરે ચારસો વિદ્યાર્થીઓ ઉચ્ચ કેળવણી લઇ બહાર પડયા છે અને તેઓ નાના મોટા ધંધામાં અને નોકરીમાં જોડાઇ ગયા છે. હાલમાં ત્રણસો વિદ્યાર્થીઓ લાભ લે છે. વળી તે સાથે ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે તેથી જે વિદ્યાર્થીઓ નીકળે છે તે ખરા જૈન તરીકે બહાર પડે છે.

આજે ખાસ મારૂં ધ્યાન આપના વયોવૃદ્ધ આચાર્ય મહારાજ ખેંચી રહ્યા છે. તેઓ આવી સંસ્થાઓ માટે પ્રયત્ન કરી રહ્યા છે અને આ વિદ્યાલયના ઉત્પાદક તરીકે એઓ છે તે ખુશી થવા જેવું છે. (તાળીઓ) આવી રીતે સાધુઓ ઉપદેશ કરી કામ કરે તો જરૂર જૈનોની ઉન્નતિ થાય. ઉપદેશકોની ફરજ છે કે તેમણે ચાલુ પરિસ્થિતિ, સંયોગો અને જમાના તરફ નજર રાખી કામ કરવું જોઇએ. તેમ કરવાથીજ ધારેલો હેતુ બર આવી શકે છે.

વિદ્યાના બળ વડેજ દેશ આગળ વધી શકે છે, તેજ સારા સુધારા કરી શકે છે. વિદ્યાથીજ મનુષ્યજીવન ઉજ્જવળ દેખાય છે. જ્યાં અજ્ઞાન ત્યાં અંધકાર હોય છે. આ પ્રસંગે મને અંગ્રેજ લેખક એડીસનના શબ્દો યાદ આવે છે. તે કહે છે—

* " How different is the view of past life, in the man who is grown old in knowledge and wisdom, from that of him who is grown old in ignorance and folly ! The latter is like the owner of a barren country that fills his eye with the prospect of naked hills and plains, which produce nothing either profitable or ornamental; the other beholds a beautiful spacious landscape divided into delightful gardens, green meadows, fruitful fields, and can scarce cast his eye on a single spot of his possession that is not covered with some beautiful plant and flower."

વિદ્યા આ પ્રમાણે જીવનનો ફેરફાર કરી શકે છે. અનુભવી લોકો કહે છે કે "સમયની સાથે ચાલો" આ વાત બીલકુલ સત્ય છે. પ્રાચીન કાળમાં ઘોડા અને બળદના ખટારામાં બેશી મુસાફરી કરતા હતા તે વાત હવે રેલ્વે અને એરોપ્લેનના વખતમાં શી રીતે બંધ બેસતી થઇ પડે? તમારા ધર્મગુરૂ કહે છે કે જમાના ઉપર નજર રાખી આવી સંસ્થાઓને ઉત્તેજન આપો એ વાત તમારે લક્ષ બહાર કાઢવાની નથી. તમારી કોમમાં આવા ઉપદેશ આપનાર ધર્મગુરૂઓની જરૂર છે. (તાળીઓ)

---

* વિદ્યાજ્ઞાન અને ડહાપણમાં જીવનનો વખત ગુજારી પાકી ઉમરે પહોંચેલા માણસના ગત જીવનનું સ્વરૂપ, અજ્ઞાન અને જાડય બુદ્ધિમાં જીવનનો વખત ગુમાવી પાકી ઉમરે પહોંચેલા માણસના ગત જીવનના સ્વરૂપ સાથે સરખાવતાં અતિશય ભિન્ન હોય છે; બીજો માણસ અર્થાત્ અજ્ઞાનમાં જીંદગી ગુમાવનાર એક વેરાન પ્રદેશના માલીક સમાન છે, કે જે પ્રદેશ, નથી રમણીય કે ફાયદાકારક એવા શુષ્ક ટેકરા અને મેદાનનો દેખાવ દૃષ્ટિ આગળ ધરે છે; પ્રથમ માણસ અર્થાત્ જ્ઞાનમાં જીવનને ગુજારનાર, સુંદર અને વિસ્તીર્ણ ભૂપ્રદેશનું અવલોકન કરે છે કે જે પ્રદેશોની, આનંદજન્ય ઉદ્યાન, લીલાં મેદાન અને ફળદાયક ક્ષેત્રમાં નાના પ્રકારે રચના થયેલી હોય છે અને જે સુંદર વનસ્પતી અને પુષ્પથી અલંકૃત અને આચ્છાદન નહીં હોય એવું સ્વસ્થાન તેને ભાગ્યેજ દૃષ્ટિગોચર થાય છે.

ગૃહસ્થો ! મને ક્ષમા કરશો. આ સ્થળે મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે હાલમાં તમારા કેટલાક ધર્મગુરૂઓ ચેલા મુંડવાના કારભારમાં પડી ગયા છે. તે વાત ઘણીજ ચર્ચાય છે, સરકારના કાને પણ આવી છે, ધારાસભામાં તે વાત મુકાઇ છે. વળી કેટલાક સાધુઓ ઉપર ફોજદારી કેસો પણ થવાનો સંભવ છે ( સાંભળો ! સાંભળો ) પોલીસ સખ્તાઇથી પગલાં ભરવા લાગી છે, અને છુપી પોલીસ પણ બારીકાઇથી તપાસ કરે છે. આ તમારા માટે કેટલું બધું શરમાવા જેવું છે ? જે કોમને, શાંતિને ચહાનારી, દુશ્મનનું પણ ભલું ઇચ્છનારી, હિંસાને ધિક્કારનારી, પાપથી ડરનારી કહેવામાં આવે છે તે કોમના ખાસ ધર્મગુરૂઓ અને તેમના ભકતો ભયંકર ફોજદારી ગુન્હા કરે અને સરકારને સખ્તાઇનાં પગલાં ભરવાં પડે તે જૈનો માટે નામોશી ભરેલું નથી ? સરકાર ધર્મગુરૂઓ પ્રત્યે અત્યાર સુધી માનની દૃષ્ટિથી જોતી આવી છે અને હાલ પણ જુએ છે અને મોટા મોટા આચાર્યો જાણી કેટલુંક દરગુજર કરે છે, કોરટમાં તેમનો મોભો જાળવે છે પણ જ્યારે ખુદ સાધુઓજ દીક્ષાના નામે ભયંકર ગુન્હાઓ કરનાર થયા છે તો પછી સરકાર જરૂર સાધુઓ અને તેમની દીક્ષાપ્રવૃત્તિ ઉપર સખ્ત અંકુશ મુકશે.

વળી તે સાથે મારે તમને આ પ્રસંગે જણાવી દેવું જોઇએ કે તમારામાંથી કેટલાક જૈનો એવા સાધુઓને ઉત્તેજન આપી રહ્યા છે. તેમના બળ ઉપરજ સાધુઓ અયોગ્ય દીક્ષાપ્રવૃત્તિ ચલાવી રહ્યા છે. તેજ બહોળા હાથે પૈસા ખરચી એવા સાધુઓને મદદ કરી રહ્યા છે એમ મારા જાણવામાં આવ્યું છે. તમે જો તેમને ઉત્તેજન ન આપો તો તેમની પ્રવૃત્તિ આપોઆપ તૂટી જાય.

મારા ન્યાયખાતામાં પણ આ બાબત સરકાર સાથે લખાપટી ચાલી રહી છે. હું તમને સલાહ આપું છું કે તેવા સાધુઓનો ન્યાય તમે કરો. સારા સારા અનુભવી ન્યાયી અને પ્રમાણિક ઘરડા માણસોની કમીટી નીમો અને તે દ્વારાએ તપાસ કરો. જે જે સાધુઓ

ગુન્હેગારો જણાય તેમને સાધુ સંસ્થામાંથી દૂર કરો, અને તે બાબતની જાહેર જનતાને ખબર આપો. અત્રે બિરાજમાન થયેલા આચાર્ય જેવા સાધુઓનો સાધુસમાજ બનાવો, તેવાઓથીજ ફાયદો છે. (તાળીઓ) હું તો તમારા ભલાની ખાતરજ સલાહ આપું છું. કોઇની લાગણી દુખવવાનો મારો હેતુ નથી.

છેવટમાં જણાવતાં આનંદ અને સંતોષ થાય છે કે લોકો આવી સંસ્થાથી શા ફાયદા છે તે સમજતા થયા છે, અને તેજ કારણથી આજે દોઢ લાખ રૂપીઆની વૃષ્ટિ થઇ (તાળીઓ). શ્રીમંત ગૃહસ્થોને મારી વિનંતી છે કે આવી સંસ્થાઓને ખુબ ઉત્તેજન આપો. તમારી કોલેજ બનાવો, તમારી યુનીવર્સીટી બનાવો, બહારના જ્ઞાન સાથે તમારા ધર્મનું શિક્ષણ મળવાથી સારા જૈનો પાકશે, અને તેજ તમારા ધર્મનો અને સમાજનો ઉદ્ધાર કરશે (તાળીઓ). જુના પૂરાણા રીવાજોમાં ફેરફાર કરો. જમાનો ઓળખો, દીક્ષાઓ આપવી છોડી દો. કોઇ મારા જેવો ઘરડો ઉમેદવાર અગર કોઇ પૂરો વૈરાગી અને લાયક વિદ્વાન્ પુરૂષ દીક્ષા લેતો હોય તો તેને દીક્ષા આપો (હસાહસ). પણ યુવાન છોકરા છોકરીઓને તો ખૂબ કેળવણી આપી ભણાવો, તેમને ચેલા ચેલીઓ થવા દેશો નહીં. તેમને દીક્ષા આપવાથી સારાને બદલે ખોટું પરિણામ આવે છે. ને હું અત્યાર સુધીના બીજા દેશના અને આ દેશના અનુભવ ઉપરથી કહી શકું છું. ગૃહસ્થો ! હું સર્વનો અને ખાસ કરી આ આચાર્યશ્રીનો ઉપકાર માની આ વિદ્યાલયની ફત્તેહ ઇચ્છી ભવિષ્યમાં સુવર્ણ જયુબીલી ઉજવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય એવી પ્રભુને પ્રાર્થના કરી બેશી જવાની રજા લઉં છું. ”

શિષ્ટાચાર પ્રમાણે પરસ્પર ઉપકાર મનાયા બાદ સીલ્વર જયુબીલી મહોત્સવનો મેળાવડો વિસર્જન થયો.



# પ્રકરણ ૨૬ મું.

## લાલભાઈને ત્યાં ઉજમણું અને સપ્ત પુરૂષોનો દીક્ષામહોત્સવનો વરઘોડો.

* Oh ! it is excellent,
To have giant's strength; but it is tyrrannous
To use it lik a giant. —Shakespeare.

પુત્રના લગ્નના પહેલાં શેઠ લાલભાઇએ કનકનગરમાં ઉજમણાની અને દીક્ષાસમારંભની પ્રવૃત્તિ શરૂ કરી. આચાર્ય સૂર્યવિજયના અભિગ્રહ પ્રમાણે એકસો આઠ ચેલા પૈકી બાકી રહેલા છપ્પન ચેલા આચાર્યને કરી આપવા માટે પાનની લીધેલી પ્રતિજ્ઞા પૂરી કરવા લાલભાઇ શેઠે પોતાની મીલના નોકરોમાંથી તથા કેટલાક ગરીબ આશ્રિતોમાંથી સાત પુરૂષોને દમ, ભય, પ્રપંચ, યુક્તિ, પ્રયુક્તિ લાલચ એમ અનેક સાધનોનો ઉપયોગ કરી દીક્ષા લેવા માટે ઉભા કર્યા.

આ સાત પુરૂષોની બેકારીની લાચારીથી ઉદ્ભવતી દીક્ષાથી કકળી ઉઠેલી તેમનાં કુટુંબીજનોની આંતરડીનું રૂધિર પીવાને આચાર્યની તત્પર થએલી પિપાસાને તૃપ્ત કરવા શેઠ લાલભાઇએ ખાસ ચડસને લઇને મોટા પાયા ઉપર ખાનગી રીતે તૈયારીઓ કરવા માંડી. ઉભા કરેલા ઉમેદવારોમાંથી ત્રણ જણ તો કાંઇક જૈનધર્મનું જાણતા હતા પરંતુ બાકીના ચાર મહાત્માઓ તો સાવ નિરક્ષર હતા. દરેકને સારી રકમની લાલચ આપી તેમના અને તેમના કુટુંબના કચવાટને અને તેમના અંતરના દુઃખના અવાજને દાબી રાખ્યો હતો. આ કામમાં લાલભાઇ કાંકરાની માફક પૈસા ખરચતા હતા. કોઇને કેમ સમજાવી અંધારામાં રાખવા, કોઇને કેમ સંતાડી નસાડવા, વીગેરે

* રાક્ષસના બળની પ્રાપ્તિ હોવી તે ખરેખર શ્રેષ્ટ છે. પણ તેનો ઉપયોગ રાક્ષસની માફક કરવો તે નિર્દયપણું છે.

અનેક પ્રકારના અનર્થો ધર્મના બ્હાના નીચે લાલભાઈ અને તેમના બાંધીઆઓ સેવતા હતા. બસ દીક્ષાથીજ ધર્મનો ઉદ્ધાર છે, તે શીવાય બીજો એક પણ માર્ગ નથી એમ સમજી દીક્ષાની પાછળ લાલભાઇ ઘહેલા થઇને ફરતા હતા.

સૂર્યવિજયનો સિદ્ધાંત એવો હતો કે છોને ગમે તેવો નિરક્ષર, રોગી, દુરાચારી સ્વચ્છંદી ચેલો આવે તો પણ તેની તેમને દરકાર નહોતી. બસ, તેણે શરીરે પીળો કપડો ધારણ કર્યો એટલે તેમાંજ તેના આત્માનો અને જૈનધર્મનો ઉદ્ધાર થઇ ગયો. લખતાં વાંચતાં નહીં આવડતું હોય તો શ્રાવકોના ખરચે પંડીતો રાખી ભણાવવામાં આવશે, ખરચનો બોજો ક્યાં સાધુઓને ઉપાડવાનો છે કે જેથી તેમને તેમના પગારની ચિંતા હોય; ચેલા માંદા રહેશે તો ઘણાએ શ્રાવકો પૈસા ખરચી વૈદ્ય અને ડૅાકટરો બોલાવી દવાઓ કરશે; તેનું બીલ ગૃહસ્થો ભરશે. ગૃહસ્થોના પૈસા સાધુના કામમાં નહીં આવે તો બીજા શા કામમાં આવશે? તેથી વધુ સદુપયોગ બીજો શો હોઇ શકે? સાધુ છે તો તેમના ઉપદેશ દ્વારા દેરાસરો બંધાવી શકાશે, માટે સાધુ પ્રથમ અને પછી દેવ, દેરાસર કે સંઘ, એવા પ્રકારની માન્યતા સૂર્યવિજયના મગજમાં વાસ કરી રહી હતી.

એક બાજુ ખાનગી રીતે લાલભાઇ શેઠ દીક્ષાપ્રવૃત્તિ ચલાવી રહ્યા અને બીજી બાજુ ઘણા મોટા આડંબરથી પોતાના બંગલાની પાસે ખાસ મંડપ બાંધી ઉજમણું માંડયું. દેખાવ ઘણો આકર્ષક બનાવવા ગિરનાર અને શત્રુંજયના ડુંગરોની અલૌકિક રચના કરવામાં આવી. દર રોજ સેંકડો માણસ દર્શન કરવા આવ જા કરવા લાગ્યાં. સ્ત્રી પુરૂષોની ગીરદીનો પાર રહ્યો નહીં, પડે તેના કકડા, સ્ત્રીઓની આબરૂ પણ પૂરી જળવાય નહીં. રાત્રે વીજળીની બત્તીઓની એવી મનોહર રચના કરવામાં આવી હતી કે સ્ત્રી પુરૂષો ખાસ કરીને રોશની જોવાની ખાતર રાત્રે દર્શન કરવા આવતાં. આવા પ્રસંગે તોફાની લોકો કાંઇક યુક્તિથી વીજળીના તાર તોડી

નાખી લાઈટ બંધ કરી અંધારામાં તોફાન કરવા પણ પાછા હઠતા નહોતા. એવા અચાનક અંધારામાં સ્ત્રીઓની કેવી દુર્દશા થતી હશે તેનો વિચાર જૈનો ગંભીરપણે કરશે. શું આવા પ્રસંગો જૈનબંધુઓની દૃષ્ટિમાં કદી નથી આવ્યા ? ધર્મના એક સીધા કામમાં આડકતરી રીતે બીજા અનેક અધર્મો થાય તે માટે તેવા ધર્મના કામનો આરંભ કરનારે દીર્ઘ દૃષ્ટિ પહોંચાડી પૂરેપૂરો વિચાર કરવો જોઇએ. સ્ત્રીઓ બિચારી દર્શન માટે આવે અને તેમાં પોતાની લાજને હાની પહોંચે એવો પ્રસંગ આવે તે માટે શું કામનો આરંભ કરનાર ગુન્હાને પાત્ર નથી ? શું તે બાબત તેમણે સંભાળવાની નથી ? પુણ્ય કરતાં પાપનું વધારે પોષણ થાય તે તરફ ધ્યાન આપી વિવેકદૃષ્ટિ રાખવાની નથી ?

આ ઉજમણાનો વરઘોડો વૈશાખ સુદ ૧૩ ના રોજ ચડવાનો હતો અને તે દિવસે તે નિમિત્તે નવકારશી જમાડવાની હતી પરંતુ લાલભાઇના ઘરમાં સ્ત્રીમંડળમાં અડચણનો અંતરાય પૂરો થયેલો નહીં હોવાથી આચાર્ય સૂર્યવિજયે સુદ ૧૩ ને બદલે સુદ ૧૪ ના રોજ વરઘોડો ચડાવવા અને તેજ દિવસે અર્થાત્ સુદ ૧૪ જેવી ભારે તિથિના દિવસે નવકારશી જમાડવા સૂચના કરી. આ વખતે કેટલાકે વાંધા ઉઠાવ્યા પણ આચાર્યે સાફ જણાવી દીધું કે "આવા ધર્મના કામમાં ચૌદશના દિવસે નવકારશી જમાડવામાં શાસ્ત્રનો બાધ આવી શકતો નથી. શાસ્ત્રમાં તેવી છુટ છે." આથી ચૌદશના રોજ વરઘોડો ચડ્યો ને નવકારશી જમી. કેટલાક લોકોએ વાંધો ઉઠાવ્યો હતો. પરંતુ નવકારશી તુટશે એવા ભયથી તે વાત જતી કરી હતી. તો પણ પાછળથી તેની ચર્ચા જનતામાં વધારે ચાલી. "ચતુર્દશીના દિવસે સ્વામીવત્સલ થાય કે કેમ ?" "ચાલુ જમાનાનું ચતુર્દશીનું અચ્છેરૂં" એવા મથાળાવાળા લેખો બીજા દિવસે વર્તમાન પત્રોમાં પ્રકટ થયા.

આ ઉજમણાની આવી રીતે પૂર્ણાહૂતિ થઇ કે બે દિવસ પછી એટલે કે વદ ૧ ના દિવસે પેલા સપ્ત મહર્ષીઓને દીક્ષા આપવાનો વરઘોડો ચડાવવાનું મુહૂર્ત નિર્ધારવામાં આવ્યું. લાલભાઇ શેઠ મોટા

મીલએજંટ હોવાથી સરકારમાં તેમજ વેપારીવર્ગમાં સારી લાગવગ ધરાવતા હતા. તે લાગવગનો ઉપયોગ કરવાની આ ટાણે સારી તક મળી. ભદ્રાપુરીના દીક્ષાના વરઘોડાની માફક આ વરઘોડામાં પણ મીલીટરી બૅંડની ગોઠવણ કરવામાં આવી. દીક્ષાના સાતે ઉમેદવારોને ઉમદા પોશાક પહેરાવી શણગારી રાજકુમાર જેવા બનાવી જુદી જુદી બબ્બે ઘોડાની ગાડીમાં બેસાડવામાં આવ્યા. દરેક ગાડી આગળ બૅંડ, સાજન આગળ બૅંડ, સ્ત્રીઓ આગળ બૅંડ, એમ આખો વરઘોડો બૅંડમય બનાવી દીધો પરંતુ અંદરથી લાલભાઇનું હૃદય કંપતું હોવાથી પોલીસનો બંદોબસ્ત રાખવાની જરૂર પડી હતી. તોપણ ચડસને લઇને પોતાનાથી બની શકે તેટલા પૂરભપકાથી લાલભાઇએ વરઘોડો ચડાવ્યો.

લાલભાઈશેઠની ધર્મપત્ની હરકોઇબાઇને તો આવી પ્રવૃત્તિ બરાબર રૂચતી નહોતી પણ શું કરે? તે લાલભાઇના દબાણ આગળ લાચાર હતી, તેથી સ્ત્રીમંડળમાં જો કે તે આગેવાની ભરેલો ભાગ લેતી હતી છતાં તે બધું વગર મનથી કરતી હતી. વરઘોડો ચાલવા માંડયો કે આ પ્રસંગને અનુસરતું, કોઇ જાણભેદુએ દીક્ષાર્થીઓનાં નામ સાથેનું તૈયાર કરેલું ધોળ એક સ્ત્રીએ મધુર સાદે નીચે પ્રમાણે ગાવું શરૂ કર્યું—

## દીક્ષાનો વરઘોડો!!

### (વ્યાજસ્તુતિ અલંકાર.)

[ રાગ–ધોળ. ]

ચાલો બેનો! દીક્ષાના વરઘોડામાં.
વરઘોડાની શોભા છે અપાર, દિસે મનોહાર. દીક્ષાને દીપાવીએ. ૧
શાસનપ્રેમી ધર્મી લાલભાઇ છે,
એવાં પત્ની છે હરકોરબાઇ, કેવી શ્રીમંતાઇ? દીક્ષાને દીપાવીએ. ૨
શેઠ લાલભાઈએ ડંકો કર્યો,
સાત દીક્ષાના ઉમેદવાર, કર્યા છે તૈયાર. દીક્ષાને દીપાવીએ. ૩

આગળ ઇંદ્રધજા ઉડે ગગનમાં,
ડંકો વાગી આપે છે જાણ, ફરકે છે નિશાન. દીક્ષાને દીપાવીએ. ૪
છત્રીવાજાં વાગે પુરાસૂરથી
જોવા આવે છે નગરના લોક, મળી થોકેથોક. દીક્ષાને દીપાવીએ. ૫
જુદી જુદી ગાડીમાં બિરાજ્યા છે
સાત દીક્ષાના ઉમેદવાર, કેવો છે શણગાર! દીક્ષાને દીપાવીએ. ૬
એવા સાત મહાત્માઓ નીકળ્યા,
છોડીને ઘરબાર સંસાર, વરવા મુક્તિનાર. દીક્ષાને દીપાવીએ. ૭
ગુણો તેમના મુખે શું ગાઈએ!
એક એકથી ચડીઆતા સાત, કેવી ન્યાત જાત! દીક્ષાને દીપાવીએ. ૮
કેવા કેદારમલ છે કોડીલા!
પૂરો શાસ્ત્રનો કીધો અભ્યાસ, નહીં છે કચાસ. દીક્ષાને દીપાવીએ, ૯
ચંદુલાલ બીજા દીક્ષાભિલાષી,
સર્વે આગમમાં છે નિપૂણ, એવો છે સદ્‌ગુણ. દીક્ષાને દીપાવીએ. ૧૦
ત્રીજા જેસીંગલાલ શિરોમણી,
જૈનધર્મના છે જાણકાર, ભણુનરના ભંડાર. દીક્ષાને દીપાવીએ. ૧૧
ચોથા રૂપાજી પંડીત દીક્ષાર્થી,
ન્યાતે દદ્દા વિનાના દરબારી, પૂરા બ્રહ્મચારી. દીક્ષાને દીપાવીએ. ૧૨
પંચમ દીક્ષાર્થી મૂળજીભાઇ છે,
મહા બ્રહ્મજ્ઞાની બ્રહ્મભાટ, નહીં કચવાટ. દીક્ષાને દીપાવીએ. ૧૩
છઠ્ઠા રામા પટેલ રામ મૂર્તિ છે,
પીસ્તાળીસ આગમના નિધાન, એવું જેનું જ્ઞાન. દીક્ષાને દીપાવીએ. ૧૪
ભીક્ષાર્થી દીક્ષાર્થી સાતમા,
પુરા પંડીત તારાચંદ, મહા અકલમંદ! દીક્ષાને દીપાવીએ. ૧૫
એમ સાતે પુણ્યાત્માઓ પ્રકટયા છે,
દીક્ષાસુંદરી વરવાને કાજ, લેવા મુક્તિરાજ, દીક્ષાને દીપાવીએ. ૧૬

કેવો તેમણે નરભવ સુધાર્યો !
છોડી દુઃખદાયક સંસાર, છોડી પરિવાર. દીક્ષાને દીપાવીએ. ૧૭
સર્વે સ્વાર્થી છે માત પિતા પત્ની,
સ્વાર્થી સ્નેહી સગાં પરિવાર, તે છે દુઃખભાર. દીક્ષાને દીપાવીએ. ૧૮
ધન્ય ધન્ય હજો તેવાં રત્નોને
જેઓ દીક્ષા લે છે ઉલટભેર, વર્તે લીલાલ્હેર. દીક્ષાને દીપાવીએ. ૧૯
આવ્યા અત્રે શ્રીસૂર્યવિજયસૂરિ,
કેવો પુણ્યના બળનો જોગ, મળ્યા સુસંયોગ. દીક્ષાને દીપાવીએ. ૨૦
સાજન માંહે હજારો શ્રીમંતો છે,
ઇંદ્રો પણ જોઇને હરખાય, ઉરે ઇર્ષા થાય. દીક્ષાને દીપાવીએ. ૨૧
સ્ત્રીઓ છાબ લઇ ઉપકરણુની
નામણુ દીવો લઇને હાથ, ચાલે સહૂ સાથ. દીક્ષાને દીપાવીએ. ૨૨
લાલભાઇના કોડ પૂરા થયા,
કીર્તિ ફેલાઇ દેશ વિદેશ, ખામી નહીં લેશ. દીક્ષાને દીપાવીએ. ૨૩
આવા ઠાઠની શોભા શું ગાઇએ ?
ગાવા સબળ નહીં છે મુખ, થાકે મહાસુખ. દીક્ષાને દીપાવીએ. ૨૪

વરઘોડો ધીમે ધીમે ચાલતો ભર બઝારમાં આવવા થયો કે તેને ખાસ હીરાબઝારમાં થઇને લઇ જવાનો હતો પરંતુ રસ્તાની બંને બાજુએથી "શેમ ! શેમ !" ( શરમ ! શરમ ! ) ના પોકારોના ધ્વનિ ગાઝ રહેવાથી પોલીસ ઇન્સ્પેકટરે લાલભાઇની પાસે છુપી રીતે આવી કાનમાં જણાવ્યું કે "લોકલાગણી ઘણી વિરૂદ્ધ છે, હીરાબઝારમાં થઇને લઇ જવાથી જરૂર સુલેહનો ભંગ થશે માટે ત્યાં થઇને જવાનો મમત છોડી દો." લાલભાઇએ લાચારીથી પોલીસનું કહેવું સ્વીકાર્યું અને તે રસ્તો છોડી બાજુના રસ્તે વ્હીલા મોંઢે વરઘોડો લઇ જવાની લાલભાઇને ફરજ પડી.

વરઘોડો ધર્મશાળામાં ઉતર્યો. કેટલાક સાધુઓ આગળથી આવી તે સ્થળે ગોઠવાઇ ગયા હતા. નાણુ માંડી દીક્ષાની તમામ સામગ્રીઓ તૈયાર રાખવામાં આવી હતી. આચાર્ય સૂર્યવિજયના શિષ્ય શુદ્ધિવિજયના હાથે સાતે મહાત્માઓને દીક્ષા આપવામાં આવી. તમામ વિધિ પૂરી થઈ કે શ્રીફળની પ્રભાવના થઇ. એ રીતે દીક્ષામહોત્સવની સમાપ્તિ થઇ.

બીજા દિવસે સવારે લાલભાઈ શેઠ લાલભુવનમાં આચાર્યની પાસે વ્યાખ્યાન પહેલાં મળવા ગયા. આ વખતે તેઓ બંને અને તેમની મંડળીના ખાસ શાસનપ્રેમી ગૃહસ્થો એટલા બધા આનંદના આવેશમાં આવી ગયા હતા કે બસ તેની તેજ વાતો હશી હશીને કરતા હતા. અને અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજના સભાસદોને ગાળો ભાંડતા હતા અને તે સાથે આચાર્ય પદ્મવિજયની નિંદા કરતા હતા.

આમ આનંદથી વાર્તાલાપ ચાલી રહ્યો છે એવામાં એક ફેરીઓ “ કનકનગર સમાચાર ”–“ દીક્ષાનો વરઘોડો ”–“ દીક્ષાની જાળમાં સપડાએલાં સાત પક્ષીઓ ”–“ સરકાર તપાસ કરશે ? ” એમ એક પછી એક વાક્ય બોલતો બોલતો લાલભુવન આગળ આંટા મારવા લાગ્યો. આથી આચાર્યની જોડે બેઠેલા મર્મવિજયજી સાધુ કે જેમણે સુવર્ણપુરમાં હાથી ઉપર બેશી દીક્ષા લીધી હતી અને જે અત્યારે આચાર્યના ખાસ માનીતા શિષ્ય થઇ પડયા હતા તેમણે ઇન્તેજારી બતાવી કહ્યું “ છાપામાં શું આવ્યું છે તે જરા જુઓ તો ખરા ? ” એમ કહી છાપું લેવા લાલભાઇને સૂચના કરી. લાલભાઇએ ચાર આના આપી ચાર પ્રતો લીધી. આંટા મારવાનો ફેરીઆનો સત્યાગ્રહ સફળ થયો.

મર્મવિજયે છાપું હાથમાં લઇ પાનાં ફેરવી તે લેખ શોધી કાઢયો. હેવાલ લાંબો હોવાથી વરઘોડાના વર્ણનની બીના પડતી મુકી નીચેનો મુદ્દાનો હેવાલ વાંચવા લાગ્યા—

## દીક્ષાની જાળમાં સપડાયેલાં સાત પક્ષીઓ.

## સરકાર તપાસ કરશે?

અમને ભરોંસાપાત્ર મળેલા હેવાલ ઉપરથી જાહેર જનતાને જણાવવા રજા લઈએ છીએ કે શેઠ લાલભાઈ આચાર્યને ૫૬ ચેલા યેન કેન પ્રકારેણ પૂરા કરી આપવા માટે દીક્ષાના અગ્નિકુંડમાં ગરીબ સાત માણસોના ભોગ આપ્યા છે તેનો દયાજનક હેવાલ નીચે પ્રમાણે છે—

પહેલો કેદારમલ નામનો જે મારવાડી છે અને જેનું નામ કેદારવિજય રાખવામાં આવ્યું છે તે શ્રાવક છે, તેને પરણે માત્ર ત્રણજ મહીના થયા છે. બિચારી તેની નવપરણિત સ્ત્રીની હવે શી દશા થશે? બીજો પુરૂષ ચંદુલાલ કે જેનું નામ ચંદ્રવિજય રાખવા આવ્યું છે તેને એક ઘરડી ડોશી છે. તેની સંભાળ લેનાર કોઈ નથી. ચંદુલાલ તો ચંદ્રવિજય બની ઉપાશ્રયમાં બેઠા, હવે તેની ઘરડી ડોશીને પાંજરાપોળમાં કે ખોડાઢોરમાં મુકવાની વ્યવસ્થા કરી છે કે કેમ તેનો કોઇએ વિચાર કર્યો છે! ત્રીજા જેસીંગલાલ કે જેમને જયવિજય નામ આપવામાં આવ્યું છે તેમને યુવાન બૈરી અને નાનાં બે બાળકો છે. તેમને સમજાવીને કયાં સંતાડી રાખ્યાં છે તે જણાવવામાં આવતું નથી. આ ત્રણેની શી દુર્દશા થઇ હશે? ચોથો દીક્ષિત રૂપાજી નામનો રબારીનો છોકરો છે તેને સ્ત્રીઓએ વરઘોડામાં ગાતી વખતે રબારી નહીં કહેતાં દદા વિનાના દરબારી કહી ઠીક માન જાળવેલું છે, તે ભાઈને કશો ઉજાગરો નથી. પણ જૈનધર્મ કે નવકાર શું તેની તેને ગમજ નથી. તેનું નામ રૂપવિજય રાખવામાં આવ્યું છે. આ મહારાજ જૈનોના ગુરૂ બની જૈનોનું શું ઉકાળવાના છે? પાંચમા મૂળજીભાઈ બારોટ છે. આ ભાઈને કવિત ગાતાં ઠીક આવડે છે. શરીરે માંદા જેવા રહે છે, રોટલાનું અને દવાનું જરા પણ સાધન નહોતું. દીક્ષા લઇ મૂળવિજય મહારાજ બન્યા છે એટલે હવે દવાનો અને ખોરાકનો બોજો શ્રાવક ઉપર પડયો છે. વ્યાખ્યાનમાં કવિત ગગડાવી જુના ભાટચારણના જમાનાનું દિગ્દર્શન કરાવશે. દીક્ષા લેવાથી મુળજીભાઈને ખુશામતનો ધંધો કરી ઉદર ભરવાની ઉપાધિ મટી. છઠ્ઠા એક જોવા જેવા રામા પટેલ છે જેમનું નામ રામવિજય રાખેલું છે તે બિચારો મીલમાં કામ કરતો અને અવકાશ વખતે શેઠનો હુકમ હોવાથી સાધુઓના પગ ચાંપતો હતો એમ પેટનું પૂરૂં કરતો હતો. હવે

દીક્ષા લેવાથી રોટલાનું દુખ મટયું અને તે શ્રાવકનો નોકર મટી શ્રાવકના ગુરૂ બન્યા. લખતાં અક્ષર પણ આવડતો નથી. તે હવે મોટા શાસ્ત્રના જાણકારમાં ખપશે. સાતમો દીક્ષિત તારાચંદ નામનો ભોજક છે તે શરીરે માંદો રહે છે; યાચકવૃત્તિ કરી પેટનું પૂરૂં કરે છે. લાલભાઈ પાસે યાચના અર્થે ગયેલો, ત્યાં તેને દીક્ષાની જાળમાં સપડાવ્યો. તેમનું નામ તારકવિજય રાખવામાં આવ્યું છે. આ તારકવિજય જૈનધર્મને અને જૈનસમાજને શું તારી શકવાના છે? ભલે બીજાનું ગમે તે થાય પણ પોતે દીક્ષા લઇ ભીખના દુખમાંથી પોતાના દેહને તારી શકયા તે વાતની ના નહીં પડાય.

ઉપર પ્રમાણે સાત દીક્ષિતોનો ટુંકામાં હેવાલ છે, પ્રથમના ત્રણ ઉમેદવારોના કુટુંબી જનોની સ્થિતિ દયાજનક અને ગંભીર થઈ પડેલી છે. તેમની બેકારીની લાચારીનો ગેરઉપયોગ લાલભાઈ શેઠ પૈસાના બળે કરેલો છે. તેમના સ્નેહી સગાં અને કુટુંબી જનોને કેવી રીતે ફસાવ્યાં છે તેની બીના હજુ પ્રકાશમાં આવી નથી. બાકીના ચાર ઉમેદવારો તદન અભણ છે. જૈનધર્મનું કાંઈજ જાણતા નથી. કપડા પહેરાવી નામના સાધુ બનાવેલા છે. કયાં સુધી આવી અયોગ્ય દીક્ષાઓ જૈનો ચાલવા દેશે ?

ઉપર પ્રમાણે લાલભાઈ શેઠે આચાર્યનો અભિગ્રહ પૂરો કરવા સાતે જણને દીક્ષા આપવાનું જે કામ કર્યું છે તે તરફ અમો તિરસ્કારની દૃષ્ટિથી જોઈએ છીએ. આ ધર્મ નથી પણ અધર્મ છે. ધર્મના બ્હાના નીચે આવાં કૃત્યો કરવાં તે મહાપાપ છે, અમો ધારતા નથી કે કોઈ પણ સમજુ માણસ આવાં કૃત્યોને જરા પણ વખાણે. અમને ખાત્રી છે કે જૈનો આવી દીક્ષાઓ અટકાવશે, અને સરકારને પણ અમારી વિનંતી છે કે આવી અયોગ્ય દીક્ષાના કામમાં જે જે કાંઈ પ્રપંચ, છળભેદ, કપટ, જેવા ગુન્હાના પ્રકારો બનતા હોય તેનો તપાસ કરી સરકારે ગુન્હેગારોને શિક્ષા કરવી જોઈએ.

ઉપર પ્રમાણે હેવાલ સાંભળી આચાર્ય લાલ પીળા બની ગયા. આનંદથી જે તડાકા ચાલતા હતા તે તમામ બંધ પડયા, વ્યાખ્યાનનો વખત થવાથી અને "કનકનગર સમાચાર" પત્રમાં આ પ્રમાણે દીક્ષાના વરઘોડાનો હેવાલ પ્રકટ થયેલો હોવાથી થોડી વારમાં આચાર્યના કહેવાતા શાસનપ્રેમી ભકતો લાલભુવનમાં એક પછી એક ઝળકવા લાગ્યા અને છાપાની વાત ચર્ચાવા માંડી.

આજે આચાર્યે વ્યાખ્યાન વાંચવું માંડી વાળી લાલભુવનના મેડા ઉપર તેમના શાસનપ્રેમીઓને એકઠા કરી તાડુકીને કહેવા લાગ્યા "તમે બધા હીજડા બની બેશી રહો, કાંઇ સમજણ પડે છે કે આ વખતે આપણે શું કરવું જોઇએ? ન સમજણ પડતી હોય તો પહેરો બંગડીઓ! લાલભાઇએ આટલું મોટું પરાક્રમ કર્યું એ કામ આમ છાપાવાળા પાણીના રેલે તાણી નાખે એટલું જ નહીં પરંતુ ઉલટ તિરસ્કાર બતાવે એ થોડી શરમાવવા જેવી વાત છે? તમારે તો તેમના કામને દીપાવવું જોઇએ. ઠામ ઠામ ગામે ગામ તેમની પ્રશંસા થવી જોઇએ. ગામે ગામની વાત તો કોરે મુકો પણ આ કનકનગર જેવા મોટા શહેરમાં એક મોટી ગંજાવર સભા ભરી શેઠ લાલભાઇને માનપત્ર ન આપો? તમે તેમાં મોટાં ભાષણો આપી આ બધી છાપાની ખોટી હકીકતને તોડી પાડો અને આપણો હેવાલ આપણા દીક્ષાવાજીંત્ર પત્રમાં સવિસ્તર પ્રકટ કરી હજારો નકલો મફત વહેંચાવો, અને દુનિયાને ખરેખરી પરિસ્થિતિથી વાકેફગાર કરો. હાલ ને હાલ તૈયારી કરો. યોગ્ય લાગે તો શહેરના ટાઉન હૉલમાં મોટી જાહેર સભા ભરી જૈનો ઉપરાંત જૈનેતરોને પણ આમંત્રણ કરો. શું આ બાબત શેઠ લાલભાઈ તમને કહેશે? તેમને માનપત્ર આપવું તે તો તમારી ફરજ છે. માટે કરો અત્યારથી તૈયારી. આપણા વિચારનો જે હોય તેવો યોગ્ય પુરૂષ પ્રમુખ માટે પસંદ કરો. સભા ભરો, ખૂબ જુસ્સાભેર ભાષણો કરો અને લાલભાઇને એવું માન-પત્ર આપો કે આખી દુનિયા પણ તેમના કામની પ્રશંસા કરે. લાલભાઇના ઘેર તો હવે લગ્નનો પ્રસંગ છે અને તેમનેજ માનપત્ર આપવાનું છે માટે તેમને પુછવાની કે તસ્દી આપવાની જરૂર નથી. આ પ્રમાણે માનપત્ર આપવાનું નકકી કરી જમવાનો વખત થયો કે કહેવાતા શાસનપ્રેમીઓનું મંડળ ત્યાંથી વેરાઇ ગયું.

# પ્રકરણ ૨૭ મું

## કહેવાતા શાસનપ્રેમીઓની સભા, લાલભાઇને અપાયેલું માનપત્ર. એક બાળાનો ખુલ્લો પત્ર.

( દોહરો )

અભિમાનીના ઉપરે, રૂઠે શ્રી ભગવાન,
જરૂર અંતે એહનું ઉતારે અભિમાન.
રાવણ દુર્યોધન તણું રહ્યું નહીં અભિમાન,
તો પણ તે વાતો સુણી નવ સમજે નાદાન. (દલપતરામ)

સવારે લાલભુવનમાં સૂર્યવિજયે કરેલી આજ્ઞા પ્રમાણે "દીક્ષારક્ષક સમાજ"ના શાસનપ્રેમી સભાસદો લાલભુવનની નજીકમાં આવેલી સમાજની ઑફીસમાં બપોરના ભેગા થયા. લાલભાઇ શેઠને કેવી રીતે, ક્યારે અને કયે ઠેકાણે માનપત્ર આપવું તેની ચર્ચા ચાલી રહી. એક શાસનપ્રેમીએ જણાવ્યું કે "આચાર્યની ઇચ્છાનુસાર ટાઉન હૉલમાં મોટા પાયા ઉપર ગોઠવણ કરી જૈન અને જૈનેતર પ્રજાની સમક્ષ અત્રેના લોકપ્રિય મહેરબાન રેવન્યુ કમીશ્નર સાહેબના પ્રમુખપણા નીચે આપવું."

એમ એકની સૂચના પૂરી થઇ કે બીજા શાસનપ્રેમીએ સૂચન કર્યું "રેવન્યુ કમીશ્નર કરતાં તો નામદાર ગવર્નરના પ્રમુખપણા નીચે આ કામ થાય તો તે વધારે સારૂં દેખાય. જ્યારે આ પ્રમાણે કરીશું ત્યારેજ પેલા અધર્મી, નાસ્તિકો અને ધર્મદ્રોહીઓના હાથ હેઠા પડશે. આપણા દીક્ષારક્ષક સમાજમાં પુષ્કળ પૈસા છે તેમાંથી જે ખરચ થાય તે કરવું; લાલભાઇ શેઠનું આ પરાક્રમ કાંઈ જેવું તેવું નથી. ભલે ગમે તેટલું ખરચ થાય તો તે કરવું, પણ દુનિયાને જણાવવું કે જૈનોમાં આવા ધર્મી પુરૂષો પડયા છે."

આમ તે ભાઇનો સુધારો પૂરો થયો નથી એટલામાં તો બીજા એક ભાઇએ વચ્ચે લાંબા હાથ કરી જણાવ્યું, "જરા મને વચ્ચે કહેવા દો, મને એક વાત યાદ આવી છે, હું તે ભાઈના વિચારને મળતો થઈ સૂચના કરૂં છું કે જો માનપત્ર આમ એકદમ તાકીદે ન આપવું હોય તો પંદર દિવસ પછી નામદાર વાઈસરૉય દીલ્લીથી અત્રે આવનાર છે, માટે અચાનક હાથ આવેલી સોનેરી તકનો લાભ લઈ આપણે તે નામદારના મુબારક હસ્તે માનપત્ર લાલભાઈ શેઠને આપીએ તો આખા ભારતવર્ષમાં આપણો ડંકો વાગી જાય અને દુનિયામાં ખુણે ખુણે આપણા જૈનધર્મની વાહ વાહ બોલાય."

આ પ્રમાણે સભામાં દરખાસ્તોનાં હવાઇવિમાનો ઉડતાં જોઇ એક વયોવૃદ્ધ ગૃહસ્થ જે લાલભાઇ શેઠના સાળા થતા હતા તે ત્યાંથી ઉઠયા અને લાલભાઇના બંગલે જઇ તેમના મોટા દીકરા બાલાભાઇને વાત કરી તેમને સભામાં બોલાવી લાવ્યા. તેમને જોઇ સભાસદોએ સન્માન આપી ચર્ચાયેલી વાત તેમના આગળ રજુ કરી અને જાણે તેમની સંમતિ લેતા હોય તે પ્રમાણે તેમનો અભિપ્રાય પુછવા લાગ્યા.

ક્ષણવાર શાંત રહી ગંભીરતાથી બાલાભાઇએ જણાવ્યું "સૌ ભાઇઓ મારા પિતાશ્રીને માનપત્ર આપવા તૈયાર થયા છો તે જાણી મને આનંદ અને સંતોષ થાય તે સ્વાભાવિક છે પરંતુ કમીશ્નર, ગવર્નર અને વાઇસરૉયને પ્રમુખ નીમવાની વાત કરો છો તે મને પસંદ પડતું નથી. સારૂં થયું કે મારા મામા મને તેડવા આવ્યા તેથી મને મારા વિચારો જણાવવાની તક મળી. મારી અને મારા મામાની ઇચ્છા એવી છે કે આવી મોટી મોટી વાતો કોરે મુકો. કદાચ ધારો કે તમારો તેમ કરવા આગ્રહ છે તો અમે જાણવા માગીએ છીએ કે ગવર્નર કે વાઇસરૉયના હાથે માનપત્ર આપવાની ગોઠવણ કરવાનું કામ કોણ માથે લે છે? તમે જાણો છો કે મારા પિતાશ્રીને માનપત્ર આપવાનું છે એટલે તેમનાથી કે મારાથી તે કામમાં ભાગ લઇ શકાય નહીં. માટે તે જ્યાં સુધી નક્કી ન થાય ત્યાં સુધી મોટી મોટી વાતો કરવી નકામી

છે. વળી તેવા મોટા માણસોને નોંતરવાથી કેટલું બધું ખરચ થશે તેનો વિચાર કર્યો છે ?"

વચ્ચે એક ભાઇએ જવાબ આપ્યો " તે બધું ખરચ દીક્ષારક્ષક સમાજ પાસે જે દીક્ષા અને જ્ઞાનખાતાનાં ફંડ છે તેમાંથી કરવાનું છે."

બાલાભાઇએ પ્રત્યુત્તર આપ્યો "તે વાત મારા મામાએ મને જણાવી છે તે માટે મારો વાંધો છે. તે પૈસાનો ઉપયોગ માનપત્રો આપવામાં કે લેવામાં ન હોય. તેનો ઉપયોગ તો તે પૈસા આપનારે જે ઉદ્દેશથી પૈસા આપ્યા હોય તેજ પ્રમાણે થવો જોઇએ. આ પ્રમાણે તે ફંડમાંથી ખરચ કરી માનપત્ર આપતા હો તો તેવું માનપત્ર મારા પિતા લેવા ખુશી હોય એવું હું માનતો નથી. એવા ધર્માદા પૈસાથી મળેલા માનપત્રથી તો ઉલટો ડુબવાનો પ્રસંગ આવે. વળી એટલી ખાનગી વાત પણ તમારા ધ્યાન ઉપર લાવવા માગું છું કે આપણી વિરૂદ્ધ અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજવાળા કામ કરી રહ્યા છે તે વાત જાહેર છે. દીક્ષાના વરઘોડામાં મોટું વિઘ્ન આવવાની તૈયારી હતી. સારૂં થયું કે પોલીસ ઇન્સ્પેકટરે સમયસૂચકતા વાપરી હીરાબઝારમાં થઈ વરઘોડો લીધો નહીં, નહીં તો મારામારી થાત અને વરઘોડાનો વરઘોડો કોરટે ઉતરત. જો ટાઉન હૉલમાં સભા ભરવાની વાત કરશો તો જરૂર કાળા વાવટા નીકળશે અને "શેમ શેમ"ના પોકારો થશે. માટે આ ત્રણે પ્રશ્નોનો વિચાર કરી કામનો, ખરચનો ને જોખમનો બોજો માથે ઉપાડવા શક્તિમાન હો તો મોટી મોટી ગવર્નરની કે વાઈસરૅાયની વાતો કરો."

આ સાંભળી શાસનપ્રેમીઓ ઠંડા ગાર જેવા બની ગયા. ફંડના પૈસા ઉપર મોટી મોટી દરખાસ્તો અને સુધારા રજુ કરનારાઓની જીભ બંધ થઇ ગઈ. તેમને તો પારકા પૈસે અને બીજાના બળ ઉપર તાગડધીન્ના કરવાના હતા. કોઇને ખીસામાંથી પૈસા કાઢવા નહોતા અને મોટી મોટી વાતો કરવી હતી. જાણે ચાર લોગસનો કાઉસગ લીધો હોય તેવી શાંતિ ફેલાઇ રહી. પછી સભાના સેક્રેટરીએ ધીમે રહી પુછ્યું "ત્યારે તમારી મરજી હોય તે પ્રમાણે માનપત્ર આપીએ."

બાલાભાઈએ જવાબ આપ્યો "અમારી ઇચ્છા એવી છે કે અત્યારે ગરમાગરમ થયેલા વાતાવરણમાં ગમ ખાઈ કુનેહથી કામ લો. આપણા સમાજના સભાસદોની અને આપણી તરફ સહાનુભૂતિ ધરાવનાર ગૃહસ્થોનીજ સભા ભરો, તેમાં આપણા પ્રત્યે લાગણી ધરાવનાર જૈનેતર ગૃહસ્થોને આમંત્રણ આપો. અને તેમાંથી જે કોઇ લાયક જણાય તેને પ્રમુખ નીમી માનપત્ર આપવાની તજવીજ કરો. આવી નાના પાયા ઉપર તજવીજ કરવામાંજ આપણી શોભા છે. વાઈસરૉયની વાતો કોરે મુકો. મારો અંગદ અભિપ્રાય જાણવા માગતા હો તો હું જણાવું છું કે હું આવાં માનપત્રોથી અને આવી હીલચાલથી વિરૂદ્ધ છું, છતાં આચાર્યનો આગ્રહ છે તો હું માનપત્રની હીલચાલ માટે ના પાડતો નથી."

જોખમદારી અને ખરચની વાત કોઈ માથે લેનાર નહીં હોવાથી આવી સહેલી વાત શાસનપ્રેમીઓના ગળે ઉતરે તેમાં શી નવાઈ? મોટી મોટી વાતો પડતી મુકાઇ અને છેવટે બીજા દિવસે જૈનધર્મશાળામાં રાત્રે માનપત્ર આપવાનું નક્કી કર્યું. માનપત્ર તથા આમંત્રણ પત્રિકાઓ છપાવવાનું, તથા ધર્મશાળામાં બેઠકની વ્યવસ્થા કરવાનું કામ સૌ સૌને સોંપવામાં આવ્યું. એ રીતે મોટો ડુંગર ખોદી ઉંદર કાઢવાનું કામ કરી શાસનપ્રેમીઓની સભા વિસર્જન થઇ.

માનપત્રનો મુસદ્દો આચાર્ય પાસે ઘડાવી છપાવી તૈયાર કર્યો. આમંત્રણ પત્રિકાઓ વહેંચવામાં આવી અને ધર્મશાળાનું મકાન ધ્વજાપતાકાથી શણગારવામાં આવ્યું. રાતના સાત વાગ્યા કે ધર્મશાળામા શાસનપ્રેમીઓની સભા મળી. સભામાં સર્વ ગૃહસ્થો આવી ગયા કે લાલભાઇ શેઠને બે ગૃહસ્થો મોટર લઈ માન ભરી રીતે તેડી લાવ્યા. શિષ્ટાચાર પ્રમાણે સેક્રેટરીએ સભા ભરવાનો હેતુ કહી સંભળાવી પ્રમુખની દરખાસ્ત કરી. ટેકો અને અનુમોદન મળતાં એક જૈન ગૃહસ્થ પ્રમુખસ્થાને બિરાજમાન થયા, અને કામની શરૂઆત થઇ.

એક ગૃહસ્થે શેઠ લાલભાઈની ઓળખાણ કરાવતાં જણાવ્યું "પ્રમુખ મહાશય અને ગૃહસ્થો! અમારા જૈન ધર્મના સ્તંભ રૂપ અને મોક્ષદાયક એવા ત્યાગમાર્ગના ચુસ્ત હીમાયતી શ્રીયુત્ શેઠ લાલભાઈ પ્રતાપભાઇ વેપારી મંડળમાં પ્રખ્યાત છે, મોટા મીલએજંટ છે, તેમની ખ્યાતિ જગજાહેર છે તે હું જણાવી આપનો વખત લેવા માગતો નથી, પણ તેમનામાં ધર્મનું જે ઝનુન છે અને તે ઝનુન દ્વારાએ જે ધર્મનાં કાર્યો તે કરી રહ્યા છે તે જાહેર કરવા માગું છું. સંસારની ખોટી માયાનાં કામો તો દરેક કરે તેમાં નવાઇ નથી પરંતુ લાલભાઇ શેઠ તો ગૃહસ્થ હોવા છતાં ત્યાગમાર્ગનાં યાને પ્રવ્રજ્યાનાં યાને દીક્ષાનાં કામો લઇ બેઠા છે. તેજ તેમની જીંદગીનો ધ્યેય છે. ત્યાગમાર્ગ એટલે મોક્ષનો રસ્તો, તેજ ઉત્તમમાં ઉત્તમ રસ્તો છે. લાલભાઇ શેઠ ત્યાગમાર્ગ માટે પ્રાણ પાથરે છે, અરે! લોહીનું પાણી કરે છે, આકાશ પાતાળ એક કરે છે. આવી તેમની ત્યાગ પ્રત્યે લાગણી છે. ગમે તેવા દીક્ષા લેનારની તરફ તે પ્રેમથી જુએ છે. તેને માટે હજારો રૂપીઆ ખરચે છે. ગૃહસ્થો! આપ સૌ જાણો છો કે બે દિવસ ઉપર શેઠ લાલભાઇએ એકે દિવસે સાત મહાત્માઓને આપણા પ્રખર વક્તા આગમોદ્ધારક આચાર્ય વિજયસૂર્ય સૂરીશ્વરના શિષ્ય મહા મહોપાધ્યાય શ્રી શુદ્ધિવિજયના હસ્તે મોક્ષદાયક દીક્ષા અપાવી તેમના આત્માનો ઉદ્ધાર કર્યો. કેવા ઠાઠથી તેમનો દીક્ષાવરઘોડો ચડાવવામાં આવ્યો હતો તે આપની જાણબહાર નથી. આ કાંઈ જેવી તેવી વાત નથી. વીસમી સદીમાં આ પહેલોજ બનાવ બન્યો હોય એમ મારૂં માનવું છે. વળી તેમણે થોડાક વખત ઉપર સુવર્ણપુરમાં ત્રણ પુણ્યાત્માઓને હાથી ઉપર બેસાડી તેજ આચાર્યના હાથે દીક્ષા અપાવી હતી. વળી તેમણે ઉજમણાના મહોત્સવ પ્રસંગે ગિરનાર અને શત્રુંજયના તીર્થોની જે મનોહર રચના કરી જૈનજનતાને અપૂર્વ દર્શનનો લાભ આપ્યો હતો તે હજુ અમારી નજર આગળ રમ્યા કરે છે અને આનંદ થાય છે. આ પ્રમાણે જૈનધર્મને દીપાવનાર અને પર આત્માઓનો ઉદ્ધાર કરાવનાર લાલભાઇ

શેઠને જેટલું માન આપીએ એટલું ઓછું છે. રાજા મહારાજાઓથી ન બની શકે તેવું કામ કરવાને તે શક્તિમાન થયા છે. આચાર્યશ્રીનો શિષ્ય બનાવવાનો અભિગ્રહ શેઠ લાલભાઇ જેવાજ પૂરો કરી શકે. અભિગ્રહ પ્રમાણે એકસો આઠ ચેલા પૈકી બાકી રહેલા છપ્પન ચેલા-માંથી સાતને દીક્ષા અપાઈ. હવે બાકી ઓગણપચાસ રહ્યા. હું ધારૂં છું કે તેમની પ્રવૃત્તિ આ પ્રમાણે ચાલુ રહેશે તો થોડા માસમાં આચાર્યશ્રીના મનના મનોરથ પૂરા થશે. (તાળીઓ) આવા પુરૂષો જ્યારે જૈન જનતામાં પાકશે ત્યારેજ જૈનધર્મનો અને જૈનસમાજનો ઉદ્ધાર થશે તેમના જેવી હીંમત, કુનેહ, શ્રદ્ધા અને બુદ્ધિ હું બીજાઓમાં જોતો નથી. નાસ્તિકો અને અધર્મીઓનો આટલો બધો વિરોધ હોવા છતાં તેજ બહાદૂર નર આટલું બધું સાહસ ખેડી જૈનધર્મને દીપાવી શકે. હું તો તેમને નરકેસરી સમાન માનું છું. (તાળીઓ) આવા નરકેસરીને માનપત્ર આપી કદર કરવામાં આપણે પાછી પાની કરીએ તો તે આપણે આપણી ફરજમાંથી પાછા હટયા બરાબર છે. લાયકને લાયક માન મળવુંજ જોઇએ." (તાળીઓ)

એમ એક શાસનપ્રેમીની સિંહગર્જના પૂરી થઇ કે બીજા ગૃહસ્થે ઉભા થઇ જણાવ્યું "દીક્ષાના પ્રેમી મારા જૈન બંધુઓ ? તમે લાલભાઇ શેઠને શું સમજો છો ? તે હોય તોજ આપણો જૈનધર્મ ટકી શકે, તેજ દુસ્મનના ઘા સહન કરી દુસ્મનને ઘા કરી શકે, વિરોધ હોવા છતાં દીક્ષાનો વરઘોડો તેજ ચડાવી શકે, ઉજમણાનો આવો ઠાઠ તેજ કરી શકે, અરે ! ધર્મની ખાતર ચૌદશના દિવસે આચાર્યશ્રીની આજ્ઞાનુસાર તેજ પુણ્યાત્મા શેઠ લાલભાઇ કનકનગર જેવા શહેરમાં નવકારશી જમાડી શકે, બીજો હોત તો માર ખાઇને ઘેર આવત. આવી તેમની ધર્મની ધગશ ! ! આવી ધગશવાળા ધર્મી જીવોને અધિષ્ટાતા દેવો રક્ષણ કરે તેમાં શી નવાઇ ! માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. હું તો તેમને ધર્મના મોટા સ્તંભ રૂપ માનું છું." (તાળીઓ)

આમ એ ગ્રહસ્થનો ધ્રુજારો પૂરો થયો કે એક કેવળી સમાન જ્ઞાન ધરાવનાર કેવળજ્ઞાની જેવા ગણાતા ધર્મપ્રેમી બંધુએ બે હાથ લાંબા કરી જણાવ્યું "ભાઈઓ! તમે માનો યા ન માનો, પરંતુ કહ્યા વિના ચાલતું નથી કે જ્યારે હું મારી આંખો બંધ કરી ઉંડો વિચાર કરી ભવિષ્ય તરફ દૃષ્ટિનાં કિરણો ફેંકું છું ત્યારે મને જણાય છે કે આ લાલભાઇ શેઠ ઉંચ્ચ ગોત્ર બાંધી રહ્યા છે, કોઇ પણ ચોવીશીમાં તે તીર્થંકર થવાના, તે સાથે હું એમ પણ જણાવું છું કે સૂર્યવિજય આચાર્ય જેવા બીજા ચાર આચાર્ય પાકે અને તેમની આજ્ઞા માથે ચડાવનાર શેઠ લાલભાઈ જેવા બીજા ચાર શાસનપ્રેમી ભક્તો પાકે તો હાલમાં બાર લાખ જૈનો છે તે થોડા વર્ષોમાં વધી બાર કરોડ જૈનો થાય! અને એક વાર ચોથો આરો વર્તાઈ રહે. ભારતવર્ષમાં ઠામ ઠામ જૈન જૈન અને જૈન જોવામાં આવે. હું તો આચાર્યશ્રીની વાણીના એક બોલ ઉપરથી ભવિષ્યમાં શું થશે તે પારખી શકું છું, હું તો લાલભાઇ શેઠને કનકનગરના રાજા કુમારપાલ તરીકે અને આચાર્યશ્રી સૂર્યવિજયને હેમચંદ્રાચાર્ય તરીકે માનું છું. કદાચ તેમણે આપણો ઉદ્ધાર કરવા આ અવતાર ધારણ કર્યો હોય!" (તાળીઓ)

આ પ્રમાણે કહેવાના કેવળી ભાઇની ભવિષ્યકાળની અને ભૂત કાળની વાણી પૂરી થઇ કે માનપત્ર વાંચવા પ્રમુખની આજ્ઞા થતાં દીક્ષારક્ષક સમાજના ઉપપ્રમુખે નીચે પ્રમાણે માનપત્ર વાંચવું શરૂ કર્યું—

## જૈન આલમના શહેનશાહ સમાન
## શ્રીયુત્ શેઠજી લાલભાઇ પ્રતાપભાઇની સેવામાં.

**મુકામ— કનકનગર.**

ધર્મધુરંધર લાલભાઇ શેઠ! આપનાં મહાન ધર્મકાર્યોથી આકર્ષાઇ અમો "દીક્ષારક્ષક સમાજ" ના સભાસદો, સ્નેહીઓ અને ધર્મબંધુઓ આપને ફૂલ નહીં તો ફૂલની પાંખડી સમાન આ માનપત્ર આપવા પ્રેરાયા છીએ તે સ્વીકારી અમને આભારી કરશો.

શૂરવીર વીરકેસરી શેઠ લાલભાઈ! આપની શક્તિનાં શાં વખાણ કરીએ ? સોળમી સદીમાં જેમ મેવાડના પ્રતાપસિંહ રાણાએ અકબર બાદશાહને કન્યા નહીં આપી માથું નહીં નમાવી રજપૂતપણું જાળવી રાખ્યું તેમ આપે પણ આ વીસમી સદીમાં દીક્ષાના રણસંગ્રામમાં વિરોધીઓને નમતું નહીં આપી પોતાનું જૈનત્વ બચાવી જૈનધર્મના વિજયનો વાવટો ફરકાવી રહ્યા છો તે આપની ઓછી બહાદૂરી નથી. વળી ગુમાવેલું ચિતોડ પાછું ન જીતાય તો સોનાની થાળીને બદલે પાંદડામાં ખાવું અને પથારીને બદલે પરાળ પર સુઇ રહેવું એવી પ્રતિજ્ઞા લેનાર રાણા પ્રતાપસિંહની માફક આપે પણ આચાર્યશ્રી વિજયસૂર્ય સૂરીશ્વરને એકસો આઠ ચેલા પૂરા ન થાય ત્યાં સુધી પાન નહીં ખાવાની પ્રતિજ્ઞા લીધેલી છે તેવી આપની ટેક માટે જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે.

દાતાર શિરોમણી દાનવીર શેઠ લાલભાઇ ! તેરમી સદીમાં વિશળદેવ રાજાના મંત્રીઓ વસ્તુપાળ અને તેજપાળે કરોડો રૂપીઆ ખરચી આબુ ઉપર ભવ્ય અને મનોહર દેવાલયો બંધાવી તેમનાં નામ અમર કરી ગયા છે તેમ આ વીસમી સદીમાં મહાવીરસ્વામીના પ્રતિનિધિ તરીકે મનાતા આપણા આચાર્યો અને મુનિમહારાજાઓના દાનવીર મંત્રી તરીકે આપ વસ્તુપાળ ને તેજપાળની માફક પરાક્રમો કરી અમર નામ કરી રહ્યા છો તે માટે અમો અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ.

નરકેસરી શેઠ લાલભાઇ ! આપના જેવા બારવ્રતધારી ક્રિયા તત્પર જૈન ફીલૉસૉફર વિરૂદ્ધ કેટલાક ધર્મદ્રોહીઓ, ભાનભૂલેલા, નાકકટ્ટાઓ, અધર્મીઓ નીકળ્યા છે પરંતુ તેઓ આપની સિંહગર્જના સાંભળી ભયથી કંપાયમાન થઇ પગ વચ્ચે પુંછડી ઘાલી નાશી જાય છે. આપના જેવા કેસરી આગળ તેવા શ્વાનમંડળનું શું ચાલી શકે ? આપની યાળ વિકાસમાન થતાંજ વિરોધીઓના હાંજા ગગડી જાય છે. આપ આવા બળવાન હોવા છતાં પણ આપ વાંકી પુછડીવાળા બચકાં ભરનાર અને દાંતીઆ કરનાર પાપી જીવો તરફ દયાભરી દૃષ્ટિ કરી

જવા દો છો અને તેમના નીચ કૃત્ય તરફ હસતા મુખે જુઓ છો. આ આપની ઉદારતા અને આપના વિશાલ હૃદય માટે ખરેખર આપને માટે ઘણુંજ માન ઉત્પન્ન થાય છે.

દીક્ષાકર્તવ્યપરાયણ શેઠ લાલભાઇ ! છેવટે શ્રીમહાવીર પ્રભુને પ્રાર્થના કરી અમો ઇચ્છીએ છીએ કે આવી આપની દીક્ષાકર્તવ્ય પરાયણ બુદ્ધિમાં દિન પ્રતિ દિન વૃદ્ધિ થાઓ. જેવી રીતે અત્રે સામટી સાત પુણ્યાત્માઓને દીક્ષા આપી તેમનો નરભવ સફળ કર્યો છે તેવી રીતે બીજી સામટી દીક્ષાઓ આપવા આપ પૂરા ભાગ્યશાળી થાઓ અને આવાં અનેક માનપત્રો મેળવી જૈનધર્મનો જય જયકાર બોલાવો, અને વિરોધીઓ સામે ટક્કર ઝીલી જૈનધર્મ ટકાવી રાખવા આપ દીર્ઘાયુષી થાઓ. તથાસ્તુ.

કનકનગર
વૈશાખ વદ ૩

લી. આપના ધર્મબંધુઓ
**દીક્ષારક્ષકસમાજના સભાસદો અને મિત્રો**

ઉપર પ્રમાણે માનપત્ર વાંચી એક ચાંદીની પેટીમાં મુકી તે પેટી શેઠ લાલભાઇને આપવા માટે પ્રમુખના હાથમાં મુકવામાં આવી કે પ્રમુખે પ્રસન્નમુખે શેઠ લાલભાઈને અર્પણ કરી તાળીઓના ગડગડાટ વચ્ચે ફૂલહાર પહેરાવ્યો.

તે પછી લાલભાઇ શેઠે માનપત્રનો જવાબ આપતાં જણાવ્યું " આજે આપના આવા અપૂર્વ ભાવથી મને એવી લાગણી થઇ છે કે મારૂં હૃદય આવેશથી ઉભરાઇ જઇ જીભને બોલતાં અટકાવે છે. ટુંકામાં એટલું જણાવું છું કે આ મારો દેહ સાધુ માટે અર્પણ કરેલો છે, સાધુ માટે પ્રાણ પાથરવા તૈયાર છું, મારો તમામ વૈભવ તેમને માટેજ છે. સાધુથીજ આપણો ધર્મ છે. જેમ બને તેમ સાધુની સંખ્યામાં વધારો કરવો જોઇએ. હાલમાં આશરે ચારસો સાધુઓ છે

તે વધારી ચાર હજાર કરવા જોઇએ. સાધુ બનાવવા બનતો પ્રયત્ન કરો. પાપનો ઉદય હોવાથી ભલે આપણને દીક્ષા લેવી ન સુઝે પણ બીજાઓને અપાવો, તેમને મદદ કરો, અનુમોદન આપો, છુટા હાથે પૈસા ખરચો. હું તો તે પ્રમાણે ચાલું છું અને પ્રભુને પ્રાર્થના કરૂં છું કે પ્રભુ મારી આવી બુદ્ધિ સદા કાયમ રાખે જેથી દીક્ષાના કામે મારા પૈસાનો સદુપયોગ થાય. મારૂં હૃદય ભરાઇ જવાથી વધુ નહીં બોલતાં જણાવું છું કે આપે મને જે માન આપ્યું છે તે માટે આપનો બધાનો આભારી છું."

તે પછી પ્રમુખનું ઉપસંહારનું ભાષણ થયા બાદ કહેવાતા શાસન-પ્રેમી ધર્મી પુરૂષોની સભા વિસર્જન થઇ.

આ સભાનો પૂરેપૂરો હેવાલ અતિશયોક્તિમાં રાતોરાત તૈયાર થયો અને ખાસ "દીક્ષા વાજીંત્ર" ના વધારા તરીકે દીક્ષારક્ષક સમાજ તરફથી પ્રકટ કરી, બીજા દિવસે શહેરમાં વહેંચવામાં આવ્યો. "સમગ્ર જૈનોની મળેલી ગંજાવર સભા"—"જૈન અને જૈનેતરે લીધેલો ભાગ"—"સમગ્ર પ્રજાની સહાનુભૂતિ"—"વિરોધીઓનાં કાળાં થયેલાં મોં" —"લાલભાઇ શેઠની અપૂર્વ દઢતા"— એવાં અનેક આકર્ષક મથાળાં તે વધારામાં દષ્ટિગોચર થયાં. આ વધારો વાંચી આચાર્ય ખૂબ ખુશી થયા પણ જાહેર જનતા તો લાલભાઇના વખાણનો હેવાલ વાંચી પેટ પકડી હસવા લાગી. કુમારપાળ, વસ્તુપાળ, તેજપાળ, પ્રતાપસિંહ શહેનશાહ વીગેરેની ઉપમાઓ વાંચી લોકો લાલભાઈની પ્રશંસાને બદલે મશ્કરી કરવા લાગ્યા. બીજા દિવસે લાલભુવનમાં વ્યાખ્યાન વખતે માનપત્રનું વ્યાખ્યાન નીકળ્યું. આચાર્યશ્રી શાસનપ્રેમીઓને ધન્યવાદ આપવા લાગ્યા. એટલામાં લાલભુવનમાં એક છોકરો આવી પચાસ સાઠ હેંડબીલનો એક થોકડો ફેંકી ગયો કે ગરબડ થવા લાગી. આથી આચાર્ય અને ખાસ તેમનું મંડળ મેડા ઉપર ગયું અને મુનિ મર્મવિજય હેંડબીલ હાથમાં લઈ વાંચવા લાગ્યા—

## કનકનગરના કુમારપાળ, વીસમી સદીના વસ્તુપાળ અને તેજપાળ, પ્રતાપી રાણા પ્રતાપસિંહ, નરકેસરી, જૈન આલમના શહેનશાહ, દાનવીર, શૂરવીર આદિ અનેક અલંકારોથી વિભૂષિત થયેલા શેઠજી લાલભાઈ પ્રતાપભાઇને

# ખુલ્લો પત્ર.

**"વીરા મારા ગજ થકી ઉતરો, ગજ ચડે કેવળ ન હોય રે"**

મારા ધર્મબંધુ શેઠ લાલભાઈની સેવામાં. મુ. **કનકનગર.**

આપને માનપત્ર આપવા વૈશાખ વદ ૩ ની રાત્રે આપના દીક્ષા રક્ષક મંડળની જે સભા મળી હતી તેનો સવિસ્તર હેવાલ દીક્ષા વાજીંત્રના વધારામાં વાંચી તથા બીજાઓને મોંઢેથી સાંભળી આ ખુલ્લો પત્ર લખવા હું પ્રેરાઈ છું.

શેઠજી! શું એ સભા આપને માનપત્ર આપવા મળી હતી કે આપનું અપમાન કરી આપને બનાવવા મળી હતી તેનો આપને ખ્યાલ આવે છે? માનપત્રના મથાળેજ આપને જૈનઆલમના શહેનશાહની ઉપમા આપી છે. શહેનશાહ કોને કહેવાય તે આપ જાણો છો? કુમારપાળ, પ્રતાપસિંહ, વસ્તુપાળ, તેજપાળ વીગેરે જે મહાન પુરૂષોની સાથે આપની સરખામણી કરવામાં આવી છે તે મહાન પુરૂષોમાં કેવા ગુણો હતા અને તે કેવા પરાક્રમી હતા તેનું આપને જ્ઞાન છે? જો તમારામાં તે શકિત હોત તો પાલીતાણાની યાત્રા સવા બે વરસ સુધી બંધ ન રહત અને સાઠ હજારનો અસહ્ય કર જૈનોના માથે ન પડત. શહેનશાહ છો તો શ્વેતાંબર દિગંબરના ઝગડાનો અંત કેમ લાવતા નથી? તમારી શકિતનો ઉપયોગ કેમ કરતા નથી? જૈનોમાં બેકારી દાખલ થઇ હાડ માંસ અને લોહી ચુશી રહી છે તો એવા દુષ્કર કાળને આપની અજબ શકિતથી મટાડી દઇ કેમ ચોથો

આરો વર્તાવતા નથી ? ઘણી બાળ વિધવાઓ દુ:ખસાગરમાં ડુબી રહી છે તેનો કેમ ઉદ્ધાર કરતા નથી ? આપે એવાં શાં પરાક્રમો કર્યા છે કે આપ માનપત્ર લેવા તયાર થયા ? સાત પુરૂષોને તેમના કુટુંબને ત્રાસ આપી દીક્ષા આપી તે આપનું પરાક્રમ શું સ્તુતિને પાત્ર છે ? શું ચૌદશના દિવસે નવકારશી જમાડી તે પરાક્રમ છે ? શું ઉજમણા વખતે પૂરતો બંદોબસ્ત નહીં રાખી દર્શન કરવા આવનાર સ્ત્રીઓની અંધારામાં આબરૂ લૂંટાવી તે પરાક્રમ છે ? ભદ્રાપુરીમાં જે આચાર્યના ભવાડા થયા તેમને આપ આપના લાલભુવનમાં ઉત્તેજન આપી અનેક અનર્થો કરી રહ્યા છો તે શું પરાક્રમ છે ? વાત કરવામાં વાયુકાયના જીવો હણાય તેવા ડરથી મોં આગળ બેસનો ડુચો રાખી વાત કરો છો અને આપના મીલના ધંધામાં ધગધગતાં ઉકળતાં પાણી ઠંડા પાણીમાં ધોધબંધ પડયા કરે, કાંજી માટે ચરબીનો ઉપયોગ થાય તે છતી આંખે જોયા કરો તે શું આપનું પરાક્રમ ? શું એ પંચેન્દ્રિય જીવોની ચરબીના ઉપયોગથી જૈનધર્મ ટકાવી રાખવાના છો ?

શેઠ લાલભાઇ ! દીક્ષારક્ષકવાળા તમને બનાવે છે, તમને ઠેઠ મેરૂ પર્વતના શીખર ઉપર ચડાવે છે. તમે જેટલી ઉંચાઇએ ચડો છો તેટલી ઉંચાઇથી બમણા જોરથી ભોંય પડી ખરાબ થવાનો વખત આવશે તે તમને નથી સમજાતું ? આવા માનના નીશામાં તમે તમારૂં જ્ઞાન ભૂલી જાઓ છો, તમારી બુદ્ધિ મારી જાય છે. સપ્તમહર્ષિઓની દીક્ષામાં તમે કેટલા બધા છળભેદ અને પ્રપંચો કર્યા છે તે તમે સમજશો નહીં કે દુનિયા જાણતી નથી. વખત આવે તે તમારૂં ભોપાળું બહાર આવશે. તમારા પાપનો ઘડો હવે ભરાઇ રહ્યો છે. ફુટવાની તૈયારી છે. કુદરત ફોડયા વિના નહીં રહે. તમને વિનાશકાળે વિપરીત બુદ્ધિ સુઝી છે. શાસન પ્રેમીઓ તમારા જ્ઞાતિબંધુઓને શ્વાન અને વાનરની ઉપમા આપે અને તે તમે સાંભળી રહો તે તમને શરમ ભરેલું નથી લાગતું ? લાલભાઇ શેઠ ! શરમાઓ ! માનનો નીશો છોડી દો. અભિમાન નરકમાં લઇ જાય છે તે તમે જૈન ફીલૉસૉફર થઇ નથી સમજી શક્તા ? તમને

ચડાવનાર તમને નરકેસરી બનાવતા નથી, પરંતુ નરકેશ્વરી અર્થાત્ નરકના અધિકારી બનાવે છે તે જરા જૈન ફીલૉસૉફીની દૃષ્ટિથી જુઓ, ખરા બારવ્રતધારી અને શાસનપ્રેમી થવા માગતા હો તો અયોગ્ય દીક્ષાની ક્લેશમય ધમાલ છોડી દો, માનનો ત્યાગ કરો, માનથી જરૂર અધોગતિ થશે. છેવટમાં આપને લખી જણાવું છું કે—

**" વીરા મારા ગજ થકી ઉતરો,**
**ગજ ચડે કેવળ ન હોય રે "**

એ પ્રમાણે બ્રાહ્મી અને સુંદરીએ પોતાના ભાઈ બાહુબળીને આપેલો ઉપદેશ ધ્યાનમાં લો. અભિમાનરૂપી ગજ ઉપરથી ઉતર્યાં પછી જ કેવળજ્ઞાન થયું હતું તે વાત ભૂલી ન જાઓ.

કનકનગર. વૈશાખ વદ ૫ — લી. આપની ધર્મભગિની, **અ. સૌ. સ્નેહલતાના જયજીનેંદ્ર વાંચશો.**

આ પ્રમાણે બાઇના હાથનો લખેલો ખુલ્લો પત્ર વાંચી બધા આશ્ચર્યચકીત થઇ ગયા. કેટલાક સમજુ ગૃહસ્થો બાઇના એકેક વાકયની કીંમત ટાંકતા હતા અને અંદર અંદર પ્રશંસા કરતા હતા. પણ હવે શું કરે ? આચાર્યના હુકમથી બધું તંત્ર ચાલતું હતું. આચાર્યનું મોંઢુ જાણે એરંડીઉં પીધું હોય તેવું થઇ રહ્યું. તો પણ " મીયાં પડયા પણ ઘોડે તો ચડયા" એ કહેવત અનુસાર તાડુકો કરી આચાર્ય કહેવા લાગ્યા " શું આ બાઇના લખવાથી લાલભાઈ જેવો શેઠ નમતું મૂકશે ! એવાં તો ઘણાંએ ફોતરાં બહાર પડે ! દીક્ષાવાજીંત્ર આગળ તેની શી કીંમત છે ? આપણે તો જે કરતા હોઇએ તે કરેજ જવું. લાલભાઇને કહેવું કે આવા લેખો તરફ ધ્યાન નહીં આપતાં લગ્નનો ઉત્સવ સારી રીતે ઉજવો. એ રીતે વાત કરી ત્યાંથી કહેવાતા શાસનપ્રેમીઓ વિદાય થયા.



# પ્રકરણ ૨૮ મું.

## લાલભાઇને ત્યાં લગ્નોત્સવ.
## લગ્નમાં વિઘ્ન.

( દોહરો )

તુલસી હાય ગરીબકી કભી ન ખાલી જાય,
મુએ ઢોરકે ચામસેં લુહા ભસ્મ હો જાય.

લાલભાઇ શેઠને ત્યાં ઉજમણાની અને દીક્ષાની ધામધૂમ પૂરી થઇ કે તેમના દીકરા નવીનચંદ્રના લગ્નના ગણેશ બેઠા. વચ્ચે વૈશાખ વદ ૩ ના રોજ માનપત્ર લેવાને પણ ભાગ્યશાળી થયા તે વાચકોએ વાંચ્યું. લગ્નનું મુહૂર્ત વૈશાખ વદ ૧૦ નું નક્કી કરવામાં આવ્યું હતું. તે ઉપર દેશ પરદેશથી મહેમાનો અને સગાસંબંધીઓ આવવા લાગ્યા. કન્યાના બાપ શેઠ સૌભાગ્યચંદ પણ પૈસાવાળા હોવાથી તેમણે પણ માંડવો બાંધી મોટી ધામધૂમ કરી હતી.

લગ્નના દિવસે રાત્રે શેઠ લાલભાઇને ત્યાં વરઘોડો ચડાવવાની તૈયારીઓ થવા લાગી. વીજળીની બત્તીથી પ્રકાશમાન થયેલા મોટા સુશોભિત મંડપમાં મહેમાનો, નોંતરેલા ગૃહસ્થો, અમલદારો બિરાજમાન થયા. લાલભાઇ મીલના એજંટ હોવાથી મીલોવાળા ગૃહસ્થોની મોટી હાજરી હતી. વરરાજા નવીનચંદ્ર બધાને નમસ્કાર કરી વચ્ચે ગાદી ઉપર બેઠા.

વરઘોડો લઇ જવાની તૈયારીઓ ચાલી રહી છે તેવામાં એક ડોશી, એક નાની યુવાન મારવાડી બાઇ તથા ત્રીજી એક બાઇ તેનાં બે છોકરાં તેડીને, સાથે બે માણસો લઇને અંદર દાખલ થઇ. માંડવામાં સર્વની સમક્ષ પોકેપોક મુકી રડવા લાગી. પેલી બે છોકરાંની મા તો ગાળો દઇ કહેવા લાગી "મારા ધણીને દીક્ષા આપી છે તો હવે મારાં બાળકને સંભાળજો. મારા ધણીને ખોટું ખોટું સમજાવી, ફોસલાવી

રૂપીઆ આપી લઇ ગયા છો તે મારે તમારા રૂપીઆ નથી જોઇતા, લાવો મારો ધણી, અગર રાખો બે છોકરાં." એમ કહી રોતી રોતી છોકરાંને માંડવા વચ્ચે મુકીને બહાર જતી રહી. એક છોકરૂં તો ફક્ત ત્રણ માસનું હતું અને બીજું બે વરસનું હતું. જોનાર તો અજબ થઇ ગયા કે આ શું ?

પેલી ડોશીએ તો માથું કુટી લોહી કાઢયું અને ખૂબ છાતી કુટવા લાગી. " લાવો મારો દીકરો, " એમ બોલતી જાય અને છાતી કુટતી જાય.

પેલી બિચારી મારવાડી નાની સ્ત્રી તરતની પરણેલી હુસકે હુસકે રડતી હતી. ગરીબ નિરાધાર હતી, ભલી હતી, રડતાં રડતાં મોં વાળતી અને બોલતી કે "હમણાં પરણી છું. શું કરીશ ?" વીગેરે કહી છાજીઆં લેતી હતી.

આ દેખાવથી સૌની આંખોમાં પાણી આવ્યું. આવેલા ગૃહસ્થોમાં જે વૃદ્ધ હતા તે લાલભાઇ શેઠને કહેવા લાગ્યા "અરે લાલભાઇશેઠ ! આ શું છે ? આ તો બીલકુલ સારૂં દેખાતું નથી. વરઘોડો વધેલો જણાય છે. સાથે પોલીસના માણસો આવેલા દેખાય છે. વખત ઓળખો. આ બે છોકરાં રડે છે, જુઓ, તેનો વિચાર કરો. આ ઉપાધિ કયાંથી હાથે કરી વ્હોરી લીધી ?" એટલામાં જોડે કોઇ ગૃહસ્થ બેઠા હતા તેમણે મશ્કરીમાં કહ્યું "એ તો પેલા સપ્ત રૂપિઓના દીક્ષામહોત્સવનું પરિણામ જણાય છે."

લાલભાઇ તો લેવાઇ ગયા. શું કરવું તેની સુઝ પડી નહીં. એક બાજુ બે છોકરાં રડે, ડોશી છાજીઆં લે, પેલી મારવાડીબાઇ લાજ કાઢી મોં વાળે અને બીજી બાજુ લોકોનો ગુમાટ અને તિરસ્કાર થવા લાગ્યો. મામલો ભારે થઇ ગયો. મીલનો મેનેજર આ વખતે માંડવામાં હતો તે ડોશીને અને પેલી છોકરાંની માને ઓળખતો હતો. તે ઉભો થઇ ડોશીને સમજાવવા લાગ્યો અને બ્હાર જઈ પેલી બાઇને સમજાવી પરાણે ખેંચી લાવી છોકરાંને લેવા માટે આગ્રહ કરતો અંદર

આવ્યો પણ તે તો નાજ પાડવા લાગી. પેલું બે વરસનું છોકરૂં તો ગાંડઘસણી કરી રોતું રોતું માની પાસે આવ્યું પણ પેલું ત્રણ માસનું છોકરૂં તો ટળવળવા લાગ્યું. આ દેખાવ સહન નહીં થવાથી એક પારસી અમલદારે તે છોકરાને ઉપાડી પોતાના ખોળામાં લીધું. અને છાનું રાખવા લાગ્યો. પછી પાંચ સાત મોટા મોટા ગૃહસ્થો મેનેજરને જરા ઉતાવળા અવાજે કહેવા લાગ્યા "ગમે તે ભોગે સમાધાન કરો અગર તેમના ધણીઓને સાધુ પાસેથી પાછા બોલાવી લો. આ તો ગંભીર પ્રકારનો ગુન્હો બનશે. લગ્નમાં જબરૂં વિઘ્ન આવશે. માટે લાલભાઇને બોલાવી સમજાવો."

મેનેજરે લાલભાઇને બાજુમાં લઇ જઇ એમનું સમાધાન કરવા સમજાવ્યા. એક બાજુ વરઘોડાની તૈયારી થઇ રહી છે, વરરાજા મોટરમાં પગ મુકે તેટલીજ વાર છે અને બીજી બાજુ વચ્ચે આ વિઘ્ન આવી પડયું અને તે વળી માંડવા વચ્ચેજ અને મોટા મોટા શહેરીઓની સમક્ષ. લાલભાઇએ છેવટે મેનેજરને જણાવ્યું "તમે તેમને મોટરમાં બેસાડી લઇ જાઓ અને પાંચ દસ હજારે ગમે તેમ છુટકો કરો."

મેનેજર તે બાઇઓ પાસે જઇ તેમને સમજાવવા લાગ્યો "અમે તમારા માણસને મહારાજ પાસેથી પાછા લાવી આપીએ છીએ" એમ કહી પારસી અમલદાર પાસેથી બાળક લઇ તેની માને આપ્યું. દિલાસો આપી ગમે તેમ સમજાવી મીલમાં તેમનાં મકાન હતાં તે તરફ તેઓ ગયાં. સાથે આવેલા પેલા પોલીસના માણસો પણ મોટરમાં ચડયા.

તેમની મોટર ઉપડી કે વરરાજા નવીનચંદ્ર મોટરમાં બેઠા અને વરઘોડો ચાલવા લાગ્યો. વરઘોડાનો આનંદ ઉડી ગયો અને આ ભવાડાની વાતો ચાલી રહી.

પછી પેલો પારસી અમલદાર મશ્કરીમાં લાલભાઈને કહેવા લાગ્યો " શેઠ તમને આ શી લત લાગી છે? હમણાં મેં પેપરમાં વાંચ્યું હતું કે તમે સુવર્ણપુરમાં ત્રણ જણને દીક્ષાઓ હાથી ઉપર બેસાડીને આપી અને હમણાં સાત જણને અહીંઆં આપી તેનો

આ ભવાડો થયો છે. તમે શા માટે મહારાજની ખાતર આમ ખરાબ થાઓ છો ? તે બાવાઓને શા માટે ઉત્તેજન આપી ફટાડો છો અને પૈસાનું પાણી કરી આવા ગરીબોના ત્રાસ લો છો ? આમાં તમને શું પુણ્ય છે તે હું કાંઈ સમજી શકતો નથી. તમારા ધર્મગુરૂઓ એમાં પુણ્ય સમજતા હોય તો તે તમારો ધર્મ અને તેવા તમારા ગુરૂઓ તમને મુબારક હો. અમે તો તેમને બોયકોટ કરીએ. આ પ્રમાણે ત્રાસ વર્તાવી દીક્ષાઓ આપવી તેમાં લાલભાઈ તમને દયા નથી આવતી ? ”

લાલભાઈ તો કાંઈ જવાબ આપી શક્યા નહીં. શું જવાબ આપે ? એમ એક પછી એક મહારાજને ગાળો દેવા લાગ્યા અને ધર્મ ઉપર ટીકા કરવા લાગ્યા “ જોયા મોટા ચાંલ્લો કરનાર જીવ દયાના ઉપાસક જૈનો ? ઝીંણા જીવોની દયા ખાય અને આવી બિચારી સ્ત્રીઓની આંતરડી કકળાવે ! જોઇ તેમની અહિંસા ? બધા ઠગ ભકતો છે.” એમ ઠઠ્ઠા મશ્કરી કરી સાજનમાં ચાલતા હતા. લાલભાઇના કાને તે શબ્દો પડતા હતા, પસ્તાવો થોડો થોડો થવા લાગ્યો, પણ હવે શું કરે ? એમ કરતાં કરતાં વરઘોડો વેવાઈ શેઠ સૌભાગ્યચંદ ગીરધરલાલના ઘર આગળ આવી પહોંચ્યો. તેમના તરફથી સારો સત્કાર કરવામાં આવ્યો. માંડવામાં બધા બેશી ગયા અને ખાસ ગોઠવેલી બેઠક ઉપર વરરાજા બેઠયા. આ વખતે તેમના મોં ઉપર ગ્લાનિ છવાયેલી હતી. ખુબસુરત બે છોકરીઓના નાચ અને ગાયન શરૂ થયાં.

ઘર આગળ ચોરીમંડપ રચાયો. વરકન્યા માયરામાં બેઠાં. ગોર મહારાજ લગ્નવિધિ કરવા લાગ્યા. અને બરાબર રાતના અગીઆર વાગે હસ્તમેળાપ થયો, વારા ફરતી પુરૂષો અને સ્ત્રીઓ મંગલાષ્ટક બોલી દંપતીને આશીષ આપવા લાગ્યાં. લગ્નવિધિ પૂરી થઈ એટલે વરકન્યા—નવીનચંદ્ર ને સુશીલા—મોટરમાં ઘર તરફ વળ્યાં.

આ પ્રમાણે લગ્ન ઘણા ઠાઠથી કરવામાં આવ્યાં પણ લાલભાઈ અને કુટુંબજનો તેનો લ્હાવો લઈ શક્યાં નહીં. લાલભાઈ અને તેમનાં પત્ની હરકોરબાઈ ઘણાંજ નારાજ થઇ ગયાં હતાં. તેમને નીકળતાંજ

આવા અપશકુન થવાથી તેમનું હૃદય ધડકતું હતું, "હાય હાય શું થશે? પેલી ડોશીના શાપ લાગશે. ઘણુંજ ખોટું થયું" એમ મનમાં વિચાર કરી મુંઝાઇ જતાં હતાં. લાલભાઇનો મોટો દીકરો બાલાભાઈ જાણે રીસાયો હોય તેમ તે બોલતોજ નહોતો. લગ્નના કામકાજમાં ભાગ લેતો પણ બીજી ધમાલ કરતો નહોતો. દીક્ષા સંબંધી બાપ દીકરાના વિચાર બરાબર બંધ બેસતા નહોતા. આવી રીતે લગ્નનો પ્રસંગ પૂરો થયો.

મેનેજર લગ્નના વરઘોડામાં ભાગ લેવા આવ્યો હતો પણ તે તો દીક્ષાના ભવાડાના વરઘોડામાં રોકાયો. પેલાં બૈરાંએ હઠ લીધી કે ઘેર જવું નથી પરંતુ ઉપાશ્રયમાં મહારાજ પાસે જવું છે અને તેમની પાસેથી અમારાં માણસો પાછાં લેવાં છે. આ માટે રકઝક ચાલી. પેલો પોલીસનો સીપાઇ કહે "અમને તો તેમની સાથેજ રહેવાનો હુકમ છે. તે જ્યાં જાય ત્યાં તેમની મદદમાં રહેવાનું છે. તેમને તો તેમના માણસો જોઈએ છે માટે જ્યાં માણસો હોય ત્યાં ગયા વિના ચાલે તેમ નથી."

મોટર ઉપાશ્રય તરફ ચાલી. બૈરાંને મોટરમાં રાખી મેનેજર સાધુ પાસે ગયો. મેનેજર મહારાજને ઓળખતો નહોતો તેથી આ મહારાજે દીક્ષા આપી હશે એમ સમજી તેમની સાથે વાત કરવા લાગ્યો.

મહારાજે હકીકત વિગતવાર સાંભળી જવાબ આપ્યો "હું તો આવી દીક્ષાથી વિરૂદ્ધ છું. લાલભાઈ શેઠના ગુરૂ તો પેલા સૂર્યવિજય આચાર્ય છે તેમને મળો. તે ઘણા ભાગે લાલભાઇના બંગલા જોડે લાલભુવનમાં રહે છે. મારૂં નામ તો પદ્મવિજય છે. આચાર્ય સૂર્યવિજયને મળવાથી ખુલાસો થશે."

"આપને તસ્દી આપી માટે માફ કરજો." એમ વિવેક કરી મેનેજર ત્યાંથી ઉઠી મોટરમાં બેશી લાલભુવન તરફ ઉપડયો. આ પહેલાં આચાર્ય સૂર્યવિજયના કાને વાત આવી ગઈ હતી. કારણ કે લાલભાઈના બંગલાથી આ લાલભુવન છેટે નહોતું.

લાલભુવન આગળ ત્રણ બૈરાંવાળી મોટર દેખી આચાર્ય સૂર્યવિજય ખૂબ ગભરાયા. પેલા સાતે ચેલાઓને તો તરતજ રાતો રાત ત્યાંથી વિહાર કરાવી અમુક ઘરમાં સંતાડી દેવામાં આવ્યા હતા. તેથી તેમાંનો કોઈ પણ સાધુ ત્યાં નહોતો.

મેનેજરે અંદર પ્રવેશ કર્યો અને મહારાજને વાત કરી. મહારાજે જવાબ આપ્યો "હું શું કરૂં? તમારા શેઠ જાણે, તેમણે કહ્યું તેથી દીક્ષા આપવામાં આવી. તેમાં મારો શો દોષ છે? બંગલાના વરંડાની વીજળીની બત્તીઓનો પ્રકાશ અંદર સારી રીતે પડતો હતો. તેથી મહારાજ જો કે અંધારાવાળી જગોએ હતા તો પણ બરાબર જોઇ શકાત. હતા. આ વખતે કેટલાક ભક્તો પણ જોડે બેઠેલા હતા. એ રીતે મેનેજરને વાત કરવામાં જરાક વાર લાગી કે પેલી ત્રણ બાઇઓ અને બે પુરૂષો અંદર દાખલ થયા અને માંડવામાં જેવો ફારસ કર્યો હતો તેવો ફારસ કરવા માંડ્યો અને પેલી બે છોકરાંવાળી બાઈએ તો પેલા ત્રણ માસના બાળકને એકદમ પાસે જઇ સૂર્યવિજયના ખોળામાં મુકી દીધું. "અરેરે! જુલમ થયો! જુલમ થયો!" એમ સાધુઓ અને બેઠેલા ભક્તો બોલી ઉઠયા. "આ કોણ લુચ્ચાઓ આવ્યા છે?" એમ એક ભક્ત બોલ્યો અને મહારાજના ખોળામાંથી બાળક લઇ નીચે મૂક્યું.

મેનેજરે જવાબ આપ્યો "એમ બુમો પાડશો નહીં."

ભક્ત બોલી ઉઠ્યો "શું બુમો પાડશો નહીં એમ બોલો છો? બૈરાં માણસથી સાધુને અડાતું હશે અને આમ છોકરૂં મહારાજના ખોળામાં મુકાતું હશે?"

આ સાંભળી પેલી બાઈ બોલી "ત્યારે શું મારા ધણીને મારી રજા શીવાય દીક્ષા અપાતી હશે? એમાં પાપ નહીં અને આ પાપ! મારો ધણી લઇ જતાં જરા વિચાર નહીં થયો? લાવો ધણી પાછો અગર સંભાળો આ બે છોકરાં."

વચ્ચે ડોશી તો હાયપીટ કરી છાતી કુટવા લાગી. પેલી મારવાડી સ્ત્રી તો લાજ કાઢી મોં વાળી મહારાજને ખૂબ ગાળો દેતી હતી. આચાર્ય મેનેજરને કહેવા લાગ્યા "આ તોફાન મારે ત્યાં શા માટે ?"

મેનેજર—"તમારે ત્યાં નહીં તો ક્યાં લઇ જાઉં ?"

આચાર્ય—"લાલભાઇ શેઠને બંગલે."

મેનેજર—"તે તો વરઘોડામાં છે, બંગલે તો કોઈ નથી."

આચાર્ય—"એ આવે ત્યારે થઇ પડશે."

મેનેજર—"એ આવે ત્યારે થઇ પડે તેવું આ કામ નથી. જોડે આ બે પોલીસના માણસો છે તેમની મદદથી આ કામ બનેલું છે. વાત ગંભીર થઇ છે. બીજા ચેલાઓ પચ્યા પણ આ પચવા મુશ્કેલ છે માટે તેમના ત્રણ માણસોને આપી દો એટલે બધું પટી જાય અને લાલભાઇ શેઠની આબરૂ જળવાય. નહીં તો ફજેતીના ફાળકા છે.

આચાર્ય—"આ લાલભુવનમાં હોય તો લઈ જાઓ."

મેનેજર—"લાલભુવનમાં ન હોય તો બતાવો તે ક્યાં છે ?"

આચાર્ય—"તેની અમને ક્યાંથી ખબર ? તે તો દીક્ષા લઇ અહીંથી વિહાર કરી ગયા છે."

મેનેજર—"ક્યાં વિહાર કરી ગયા ?"

આચાર્ય—"તે અમે જાણતા નથી."

મેનેજર—"મહારાજ ! મને લાલભાઇ શેઠેજ મોકલ્યો છે. ગમે તેમ કરી આ લોકોને સંતોષ આપ્યા વિના છુટકોજ નથી. જુઓ, બે છોકરાં ક્યારનાં રડયા કરે છે ! ડોશીએ માથું એવું કુટયું કે તેના માથામાંથી લોહી નીકળ્યું છે અને બિચારી નવી પરણેલી સ્ત્રી તો ક્યારની મુંઝાઇ ગઇ છે, માટે મહેરબાની કરી એ ત્રણે જણ ક્યાં ગયા છે તે બતાવો."

મેનેજરે ઘણીએ માથાકુટ કરી પણ મહારાજ ડગ્યા નહીં. આવી રીતે રોકકળમાં તેમણે ત્રણ ચાર કલાક કાઢયા. પરણીને વર-કન્યા પણ ઘેર આવી ગયાં.

મેનેજરે ફરી મહારાજને કહ્યું " મહારાજ ! ક્યારના અમે ખોટી થઇએ છીએ અને આપ સીધો જવાબ આપતા નથી. તેમના માણસોને લીધા શીવાય અમો ખસવાના નથી. આપનો હઠવાદ સરકાર પાસે નહીં ચાલે."

આચાર્ય—" બોલાવો લાલભાઇ શેઠને ?"

મેનેજરે બેઠેલામાંથી એક ભક્તને લાલભાઇને બોલાવવાને મોકલ્યો. લાલભાઇ સમજતા હતા કે મેનેજરે સમાધાન કર્યું હશે એમ વિચાર કરી જરા સુઇ જવાની તૈયારી કરતા હતા એવામાં તે માણસ આવ્યો અને તમામ હેવાલ કહી સંભળાવ્યો. લાલભાઇના પેટમાં ફાળ પડી. ઉજાગરાથી આંખો બળતી હતી, થાક લાગેલો હતો, છતાં ઉઠીને આચાર્ય પાસે જવું પડયું.

લાલભુવનમાં જઇ આચાર્યને લાલભાઇ શેઠ કહેવા લાગ્યા, " કેમ મહારાજ સાહેબ ?" મહારાજે જવાબ આપ્યો " તમારા મેનેજર ક્યાં આ બધાં પાપને લઇને મારી પાસે આવ્યા ?"

લાલભાઇ—" મેં તો તેમના ઘેર જવાનું કહ્યું હતું."

મેનેજર—" હું તો તેમના ઘેરે મીલમાં જતો હતો પણ તેમણે સાફ ના પાડી અને મોટરમાંથી ભુસ્કો મારી ઉતરવાની તૈયારી કરતાં હતાં. અમારે મહારાજ પાસે જવું છે એવી હઠ લેવાથી હું પેલા ઉપાશ્રયમાં મહારાજ હશે એમ સમજી ત્યાં ગયો અને ત્યાંથી ખબર પડી કે લાલભુવનમાં છે તેથી અમે બધાં અહીંઆં આવ્યાં."

લાલભાઇ—" લઇ જાઓ તેમના ઘેર, અહીંઆં શું છે ?"

આ શબ્દોની સાથે ત્રણે બાઇઓ ખૂબ ગાળો દેવા માંડી અને બોલવા લાગી " અમે તો અહીંઆં લોહી છાંટીશું પણ અમારા માણસો લીધા વગર જવાનાં નથી, સમજ્યા શેઠ ! મોટા તો તમે તમારા ઘરના ! અમારાં માણસ આમ કાંઇ ઉપાડી જવાય નહીં."

ડોશી—" આપોને તમારા છોકરાને દીક્ષા ? શું કરવા તેને પરણાવ્યો ? તમારો શ્રીમંતનો છોકરો વહાલો અને અમારો ગરીબનો

છોકરો અળખામણો ? હાય મારા દીકરા ! હાય મારા દીકરા !" એમ કહી ડોશી છાજીઆં લેવા માંડી.

મેનેજર—" શેઠ ! આપને ભલે મારા ઉપર ખોટું લાગે પણ મામલો ગંભીર થયેલો છે, તેમની સાથે આ પોલીસના માણસો છે. સરકારે કેસ ઉપાડેલો છે માટે તે ત્રણે જણને પાછા સોંપવા પડશે. એટલુંજ નહીં પરંતુ એમને ખુશી કરવાં પડશે. હવે મહારાજને તમે સમજાવો. હું તો થાકયો."

લાલભાઈ—" મહારાજ સાહેબ ! હવે કેમ કરવું ?"

આચાર્ય—" હું શું જાણું ? તમે જાણો. તમે મને તેમને દીક્ષા આપવાનું કહ્યું તેથી મેં મારા ચેલા પાસે દીક્ષા અપાવી."

લાલભાઇ—" પણ હવે આ વિઘ્ન આવ્યું એનું શું કરવું ?"

આચાર્ય—" તેનો વિચાર તમારે કરવાનો છે."

લાલભાઇ—" તે નવા દીક્ષિતોને આપણે પાછા બોલાવી પુછી જોઇએ. જો તે હા પાડે તો તેમને સુઝે તેમ કરીએ. હું ધારતો નહોતો કે આટલા દરજ્જે વાત પહોંચશે. માટે આ વખતે હઠવાદની જરૂર નથી. વળી હું તમારો જામીન થયેલો છું તેથી જરા હું કહું છું તે ઉપર તમારે ધ્યાન આપવું પડશે."

આચાર્ય—" જ્યાં હોય ત્યાંથી તમે તેમને બોલાવી કરવું ઘટે તેમ કરો."

લાલભાઇ—" પણ તે કયાં છે તેનું ઠેકાણું તો બતાવો ?"

આચાર્ય—" હું જાણતો નથી. તેમની સાથે ચાર પાંચ ચેલાઓ છે. અહીંથી જવાના હતા, કયાં ગયા તે મને કહેલું નથી."

લાલભાઇએ ઘણુંએ કહ્યું પણ આચાર્યે હઠવાદ છોડયો નહીં. મેનેજર પણ માથું ફોડી થાકયો. તેનો પણ મિજાજ ગયો. બંગલામાં ખૂબ ધાંધળ થઇ છે એવું જાણવામાં આવવાથી લાલભાઈનાં પત્ની હરકોરબાઇ તથા બાલાભાઇ તથા બીજાં સ્ત્રીપુરૂષો ત્યાં આવી પહોંચ્યાં. ત્રણ સ્ત્રીઓનું તથા પેલાં બે છોકરાંનું રૂદન જોઇ દરેકને દયા

આવી અને મહારાજ ઉપર ઘણોજ તિરસ્કાર છુટયો. ડોશી માથું કુટતી કુટતી તમ્મર ખાઇ નીચે પડી કે થાંભલાની કુંભી સાથે તેનું માથું જોરથી અથડાયું અને બેભાન થઇને ચતીપાટ પડી. આ જોઈ બધાં ગભરાયાં. માથામાંથી લોહીની ધારાઓ છુટવા લાગી અને ગંભીર સ્થિતિ થઇ પડી. લાલભાઇના બંગલામાંથી દવાઓ લાવી ઉપચાર કરવા લાગ્યા પણ ટેકી લાગી નહીં. શ્વાસ ધીમો પડવા લાગ્યો, પાસે ડોકટર રહેતો હતો તેને મોટર મોકલી બોલાવ્યો. તેના આવતા પહેલાં તો હૃદય ધડકવું બંધ પડી ગયું. આંખો પણ ફરી ગઇ.

ડોકટર આવીને શરીર તપાસવા લાગ્યો, હાથની નાડી જોઇ, હૃદય જોયું, આંખ તપાસી, નાક તપાસ્યું, પણ કાંઈજ નહોતું. દસ મીનીટ બારીક તપાસ કર્યો અને છેવટે જાહેર કર્યું કે "ડોશી મરી ગઇ છે. તેનામાં પ્રાણ નથી. માથામાં મગજ ઉપર સખ્ત ઘા થવાથી તેના પ્રાણ ગયા છે."

આ બનાવથી સૌ સ્તબ્ધ થઇ ગયાં. આચાર્ય સૂર્યવિજયના મોં ઉપર ફીકાશ વળી ગઈ; હરકોરબાઇ ક્રોધના આવેશમાં આવી બોલી "મહારાજ! તેનો છોકરો આપ્યો હોત તો આ દશા થાત ? બોલો હવે શું કરવું ? ચેલા મુંડવામાં તૈયાર છો અને વિઘ્ન આવે ત્યારે ખશી જાઓ છો."

પછી તે લાલભાઈ સામે હાથ કરી ઠપકો આપવા લાગી "હું તો તમને ઘણી વખત ના પાડતી, પણ કોણ જાણે સાધુએ તમને શી ભભૂતિ નાખી છે કે તમે તેમની આંખેજ દેખો છો. વળી મોટી દીક્ષારક્ષક સભા કાઢી તેના પ્રમુખ થયા છો. બળી તમારી એ સભા. હું તો તેને "બાળભક્ષક" સભા માનું છું. (પછી મહારાજ તરફ જોઇ) મહારાજ! છોકરો જ્યાં હોય ત્યાંથી લાવો એટલે તેને પાસે રાખી આ ડોશીને ઠેકાણે પાડીએ. રાતના ત્રણ ચાર વાગ્યા છે. કાંઇ વિચાર આવે છે ?

પછી પેલા બે પોલીસના માણસો હતા તેમાંથી એક કહેવા

લાગ્યો " તેમના નવા મુંડેલા ચેલા કયાં છે તે અમે જાણીએ છીએ. મહારાજ નહીં બતાવે તો અમે લાવીશું અને બાઇઓને સોંપીશું. પણ શેઠ સાહેબ ! હવે ડોશીની લાસનું અમારા ઇન્સ્પેકટર સાહેબ આવ્યા શિવાય બીજું કાંઇ થઇ શકશે નહીં. રીતસર જ્યુરી ભરવી પડશે અને કોરોનર બાળવાની રજા આપશે ત્યારે સ્મશાન ઉપર લઇ જવાશે."

લાલભાઇ—" તમે ચોક્કસ જાણો છો કે તે કયાં છે ?"

પોલીસવાળો—" હા, બરાબર જાણીએ છીએ."

" ચાલો ત્યારે આપણે બધાં આપણા બંગલે જઇએ."

એમ કહી પેલી બે બાઈઓને તથા બે છોકરાંને લઇ લાલભાઇ તથા હરકોરબાઇ પોતાને બંગલે ગયાં. હરકોર બાઇએ તેમને એક ઓરડામાં બેસાડી આશ્વાસન અને ધીરજ આપી.

લાલભુવનમાં એક બાજુએ એક ઓરડી હતી ત્યાં મડદાને ઉંચકીને લઇ ગયા અને તેના ઉપર કપડું ઓઢાડવામાં આવ્યું. પાસે બે માણસોને બેસાડવામાં આવ્યા. પેલા પોલીસના બે માણસોમાંથી એક લાલભુવનમાં રહ્યો અને બીજો લાલભાઈના બંગલે સ્ત્રીઓ અને મેનેજર સાથે આવ્યો.

લાલભાઈની અંધ શ્રદ્ધાના પાટા હવે થોડા થોડા છુટવા લાગ્યા અને આંખો ઉઘડી. બાલાભાઇ કહેવા લાગ્યો " હું તો તમને મૂળથીજ કહેતો હતો પણ તમે તો મહારાજની પાછળ ઘહેલા થઇને ફરતા હતા અને પૈસાનું પાણી કરતા હતા. જોયું ને ? શું પરિણામ આવ્યું ? આજે આપણે લગ્નનો દિવસ ઉજવ્યો કે મહારાજની મ્હોંકાણ માંડી ?"

લાલભાઇ કહે " મને વધારે કહેશો નહીં, જે કામ કરવાનું છે તે કરો, હવે આ બે બાઇઓના ધણીને લઈ આવો, પોલીસના માણસોની સાથે જઇ એ બંને સાધુઓને મોટરમાં બેસાડીને જલદીથી લાવો."

મેનેજર તથા બાલાભાઇ પેલા પોલીસના માણસને સાથે લઇ મોટરમાં ગયા. જે ઘરમાં સાધુઓ હતા તેમના ઘર આગળ મોટર ઉભી રાખી. ઘરનાં માણસો ગભરાયાં. પેટમાં પાપ એટલે કાંઇ બોલી

શક્યાં નહીં. ઘરમાં જઇ મેનેજરે કહ્યું "તમારે ત્યાં સાધુઓ સંતાડેલા છે તે ક્યાં છે ?"

ઘરધણી આગલી રાત્રે થયેલી ધાંધળ જાણતો હતો તેથી લાંબી પંચાત નહીં કરતાં "સાહેબ ! પાછળના ઓરડામાં છે" એમ કહી તેમને ઓરડામાં લઇ ગયો. આ સાધુઓમાં ગુપ્તવિજય હતા તે પોલીસના માણસને જોઇ કહેવા લાગ્યા "તમારે કોનું કામ છે ?" મેનેજરે જવાબ આપ્યો "અમારે તો ડોશીનો છોકરો ચંદુલાલ, એક મારવાડી બાઇનો ધણી કેદારમલ અને નાનાં બે છોકરાંવાળી સ્ત્રીનો ધણી જેસીંગલાલ એમ ત્રણની જરૂર છે."

ગુપ્તવિજય—"જુઓ ! એ ત્રણે આ રહ્યા."

મેનેજર—"ત્રણેને લાલભાઇ શેઠ બોલાવે છે માટે ચાલો."

કેદારમલ—"અત્યારે રાત્રે અમારાથી શી રીતે નીકળાય ?"

મેનેજર—"નીકળાય કે ન નીકળાય, પણ આવ્યા વિના છુટકો નથી. બાઇઓ શેઠના બંગલે લાંઘવા બેઠી છે અને ડોશી માથું કુટી મરવા પડી છે."

આ સાંભળી ચંદુલાલ બોલી ઉઠયો "હાય ! મારી મા મરવા પડી ! મેં શેઠને ઘણીએ ના કહી પણ મને પરાણે દીક્ષા આપી, હું તો તેમની સાથે જાઉં છું અને ડોશીને મળી આવું છું" આવા ચંદુલાલના શબ્દો સાંભળી કેદારમલ તથા જેસીંગલાલ સાથે જવાને તૈયાર થયા અને મેનેજરને કહેવા લાગ્યા "ચાલો અમે પણ તમારી સાથે આવવાને તૈયાર છીએ, અમારે આ વેશ જોઇતો નથી. અમે ચાર દિવસમાં પૂરેપૂરા ધરાયા."

મેનેજર ત્રણે જણને મોટરમાં બેસાડી બંગલે લઇ ગયા અને ડોશીના મરણ થયાના સમાચાર શીવાય સર્વ હકીકત જણાવી. આ વખતે સવારના છનો શુમાર થયો હતો. લોકોની આવજા શરૂ થવા માંડી, અને લાલભુવન આગળ તો ડોશીની ધમાલ થયેલી હોવાથી કેટલાક લોકો ત્યાં એકઠા પણ થયેલા હતા.

ત્રણેને જોઈ લાલભાઇને ધીરજ આવી. પોતાની ડોશીને મળવા આતૂર બનેલા ચંદુલાલે પુછ્યું. "મારી મા ક્યાં છે ?" લાલભાઇ આ પ્રશ્નથી મુંઝાયા. શું જવાબ આપે ? મેનેજર ધીમે રહી જવાબ આપ્યો "ભાઇ ! જે બનવા કાળ હતું તે બની ગયું. શું કહું ?"

"સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વ્હાણ,
ગત અવસર આવે નહીં, ગયા ન આવે પ્રાણ." (દલપતરામ)

ડોશી મરી ગયાં છે, મહારાજના બંગલાની ઓરડીમાં છે."

ચંદુલાલ આ શબ્દો સાંભળી પોક મુકી રડવા લાગ્યો. રડતાં રડતાં તેણે કહ્યું "મને મારી માનું મોં જોવા લઇ જાઓ." મેનેજર તેને લાલભુવનમાં લઇ ગયો. માને આવી રીતે મરી ગયેલી જોઇ ચંદુલાલ છાતીફાટ રૂદન કરવા લાગ્યો અને મહારાજના ઉપર ગાળોનો વરસાદ વરસાવી દીધો. મેનેજરે તેને શાંત કર્યો અને ત્યાંથી તેને લઇ બંગલે આવ્યો અને ત્રણેના સાધુવેશ ઉતારી સંસારી કપડાં પહેરાવ્યાં. ચંદુલાલ લાલભુવનમાં ગયો અને ડોશીના શબની જોડે બેઠો.

કેદારમલ તથા જેસીંગલાલ મેનેજરને કહેવા લાગ્યા "શેઠની શરમને લીધે અમે બોલી શક્યા નહીં. અમે તો તેમને સાફ કહી દીધું હતું કે 'કુટુંબ ભુખે મરે તેનું શું ?' ત્યારે તેમણે 'પાંચ પાંચ હજાર રૂપીઆ મીલમાં તમારા નામે જમે રાખી વ્યાજ તમારા કુટુંબને આપીશું' એમ કહી ઘણું દબાણ કર્યું તેથી અમે બોલી શક્યા નહીં."

"જે બન્યું તે ખરૂં, गतं न शोचामि, ચાલો અંદર હરકોઇબાઇ પાસે, તમારાં બૈરાં છોકરાં અંદર બેઠાં છે." એમ કહી મેનેજર તેમને અંદર લઇ ગયો.

આ બંનેને જોઇ બાઇઓને ઘણોજ હર્ષ થયો. આંખમાંથી હર્ષનાં આંસુ ખરવા લાગ્યાં. હરકોઈબાઇએ તેમને આશ્વાસન અને સંતોષ આપતાં જણાવ્યું "તમારી નોકરી મીલમાં કાયમ છે, એમ સમજશો નહીં કે શેઠ તમને કાઢી મુકશે. તમને આટલા દિવસ દુઃખ પડયું માટે તમને સો સો રૂપીઆ આપીશું. થયાં હવે રાજી ?

અહીંથી તમે રાજી ખુશીથી જાઓ એ જોવા ઇચ્છું છું. મોટર બહાર તૈયાર છે તેમાં બેસો. અમારો માણસ તમને તમારા ઘેર સહીસલામત રીતે મુકી આવશે."

તેઓ હરકોરબાઇનો ઉપકાર માની ત્યાંથી પોતાને ઘેર ગયાં. પછી હરકોરબાઇ પેલા ચંદુલાલને બોલાવી આશ્વાસન આપી કહેવા લાગી "જો ભાઇ! બનવાનું હતું તે બની ગયું. તારે તારી મા સાથે એટલો સંબંધ હશે. તારી નોકરી મીલમાં કાયમ છે એમ સમજવાનું છે. તે ઉપરાંત સો રૂપીઆ આપવા શેઠે જણાવ્યું છે. તમારે જમવાની અડચણ પડે તેવું હોય તો અમારા રસોડે જમવું. રસોડે જમવા મરજી નહીં હોય તો દર માસે તેને બદલે રૂ. ૨૦) વધારે આપવામાં આવશે. પણ મનમાંથી અમારા પ્રત્યેનો રોષ કાઢી નાખો."

ચંદુલાલ વિશેષ નહીં બોલતાં "જેવી શેઠની મરજી" એમ કહી પાછો લાલભુવનમાં ગયો. લાલભુવન આગળ તો લોકોનાં ટોળે ટોળાં જોવા માટે ફરવા માંડયાં. સવારના નવ વાગ્યા એટલે જુરીએ આવી તપાસ કર્યો. સઘળી હકીકત લખી લીધી અને "ડોશી પડી જવાથી માથું ફુટી જવાથી મરણ પામી છે. સૂર્યવિજય આચાર્યે તે ડોશીના છોકરા ચંદુલાલને દીક્ષા આપવાથી તે કલ્પાંત કરી સાધુ આગળ રૂદન કરતી હતી અને છોકરો માગતી હતી. તેવામાં ચકરી આવવાથી પડી ગઇ હતી." એવો અભિપ્રાય જણાવી બાળવાની રજા આપી.

આ વખતે સાધુ ઉપર ખૂબ તિરસ્કાર વરસી રહ્યો. ડોશીને સ્મશાને લઇ જઇ અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો ને તે વિધિ પૂરી થઈ.

આ દિવસથી લાલભાઇનું મન મહારાજ ઉપરથી ઉઠી ગયું. સંયોગોને વશ થઇ મહારાજને ત્યાંથી વિહાર કરવાની ફરજ પડી અને પાછા પૂર્વ તરફના પ્રદેશમાં કેટલાક સાધુઓ સાથે ઉપડી ગયા. કનકનગરમાં પેસતાં કોણ જાણે કેવા અપશકુન થયેલા કે સત્કાર થયો નહીં, સ્થિર ઠરીને રહ્યા નહીં અને ડોશીના મરણથી કાળી ટીલી અને ધિક્કારની સાથે કનકનગર છોડવાની ફરજ પડી.



# પ્રકરણ ૨૯ મું.

## જયંતીલાલ અને વીરબાળા.
## સરિતાના સંકટની શરૂઆત.
## સ્વચ્છંદી મેનકા.

* When sorrows come, they come not in single spies, but in battalions. —Shakespeare.

"તમે હમણાં મોડી રાત સુધી ક્યાં રોકાઓ છો ?"

"જાણુતી નથી ? હું કેટલાક દિવસથી લાલભાઇ શેઠના આચાર્ય પાસે જતો હતો."

"લાલભાઇ શેઠના આચાર્ય કયા ?"

"પેલા સૂર્યવિજય કહેવાય છે તે ! તે અઠવાડીઆથી ઉપડી ગયા છે."

"તેમના પણ ખૂબ ભવાડા થયા, તે તેં સાંભળ્યા ?"

"ના ના, કહો તો ખરા !"

"અરે ! વીરબાળા ! એ વાત તો છાપામાં જુની પણ થઇ ગઇ."

"પણ એવો તે કેવો ભવાડો બન્યો ?"

"એક ચંદુલાલ નામના છોકરાને તે સાધુએ દીક્ષા આપી. તેની માને ખબર પડી કે તે અત્રે આવી અને લાલભાઇના બંગલાની જોડે લાલભુવન નામનો લાલભાઇનો બંગલો છે ત્યાં આચાર્યનો મુકામ હતો ત્યાં જઈ માથું કુટીને મરણ પામી. ખૂબ ધાંધળ થયું ! ! ચંદુલાલે તથા તેમની સાથે બીજા બેએ દીક્ષા લીધી હતી અને જેમની સ્ત્રીઓ પણ ત્યાં આવી લાંઘવા બેઠી હતી તેમણે પણ દીક્ષાઓ છોડી દીધી. આવા કારણથી મહારાજને જવું પડયું. આપણે તો લાલભાઇ તરફથી તેમના કામકાજમાં આંટા મારતા હતા. આ બધું તેમના છોકરા નવીનચંદ્રના લગ્નના દિવસે વૈશાખ વદ ૧૦ ની રાત્રે

* જ્યારે આપત્તિ આવે છે ત્યારે થોડા પ્રમાણમાં છુપી એકલી આવતી નથી પણ સામટી યુદ્ધરૂપે આવે છે.

બન્યું. લગ્નનો સારો સીરપાવ પણ મળવાનો હતો પણ આ વચ્ચે વિઘ્ન આવ્યું તેથી બધું અટકી પડયું. હવે જે થાય તે ખરૂં."

એમ કહી જયંતીલાલ સુવાની તૈયારી કરતો હતો એટલામાં બસંતીલાલ અંદર આવી જરા બાજુમાં જઇ કહેવા લાગ્યો "જયંતીલાલ ! બે સ્રીઓ આવી છે. એક તો આપણે ત્યાં રહે તેમ છે, માટે જો મરજી હોય તો તારે ત્યાં રાખ. પણ બીજી પચે તેમ નથી. તે તો હજુ નાની ઉગતી યુવાનીવાળી છે અને તે વળી તારી ન્યાતની છે. તેને ઉપાડી લાવવામાં મૂર્ખાઇ કરી છે. તેની પાછળ જરૂર તપાસ ચાલતો હશે, વળી પોલીસ પણ હાલમાં કુટણખાના ઉપર ઘણીજ કરડી નજરથી જુએ છે. જો જરા ખબર પડી તો પોલીસ ખરાબ કરી નાખે છે અને બાઈની અરજી લઇ કોરટમાં ઘસડે છે. હવે જે બન્યું તે ખરૂં. અદ્ધર ઉપાડી લાવ્યા છે. રાત છે એટલે સારૂં થયું, દિવસ હોત તો જરૂર પાછળ પોલીસ લાગુ પડી હોત. મારે ત્યાં રાખ્યાં છે. હું કયારની તારી રાહ જોઇને બેઠો હતો. તારા આવવાની ખબર પડી કે તારી પાસે આવ્યો. પણ કાંઇ ડરવા જેવું નથી. તમે બંને જણ આવીને તેમને આશ્વાસન આપો. તમે પણ શ્રાવક છો એમ જાણી તેમને ધીરજ આવશે. હું મારી ઓરડીમાં છું. તું વીરબાળાને લઇને આવ."

આ વખતે વીરબાળા જોડેની ઓરડીમાં ઉભી હતી. જયંતીલાલ તેની પાસે જઇ કહેવા લાગ્યો. "બિચારી કોઇ બે બાઇઓ ભૂલી પડેલી આવી છે, બસંતીલાલની ઓરડીમાં છે, તેમાં એક શ્રાવક હોવાથી આપણે તેમને આપણી પાસે લાવીએ. ચાલ" એમ કહી વીરબાળાને સાથે લીધી. જ્યાં તે બંને બેઠાં હતાં ત્યાં ગયાં. તેઓ ઓશીઆળાં હતાં, બકુલ તેમની પાસે બેઠેલી હતી અને ધીરજ આપતી હતી.

જયંતીલાલે દયાના ઉપાસકનો આડંબર ધારણ કરી મોટી સ્રીના સામું જોઇ પુછયું "બેન ! તમારૂં નામ શું ?"

મેનકા—"મારૂં મૂળ નામ મેના પણ મેનકા કહી બોલાવે છે. આ બેનનું નામ સરિતા છે અને જાતે શ્રાવક છે.

વીરબાળા—" ચાલો મારે ત્યાં. અમે પણ શ્રાવક છીએ. તમને કોઇપણ રીતે હરકત પડશે નહીં, તમને બધી સવડ કરી આપીશું. અને તમને તમારા ઘર ભેગાં કરીશું." એમ હૃદયપૂર્વક દિલાસો આપી વીરબાળા તેમને પોતાની ઓરડીમાં લઇ ગઈ. ખાવાને માટે આગ્રહ કર્યો પણ તેમણે ના પાડી. પાણી પાઇ સ્વસ્થ કર્યાં અને સુવાને માટે પથારીઓ કરી આપી.

પછી જયંતીલાલે ધીમે રહી મેનકાને પુછ્યું "બેન! તમે ક્યાં ભૂલાં પડયાં અને કેવી રીતે અત્યારે એકલાં અહીં આવી પહોંચ્યાં?"

મેનકા ઓશીઆળે મોંઢે બોલી "આ સરિતાબેન તેના મામાને ઘેર વૈશાખ માસમાં લગ્નના પ્રસંગે આવી હતી."

જયંતીલાલ—" લગ્ન કયા ગામ હતાં?"

મેનકા—" બક્ષીપુર ગામમાં. અમરાપુરથી મોટરમાં બક્ષીપુર જવાય છે. નાનું ગામડું છે. લગ્ન થઇ રહ્યા પછી મામાનો આગ્રહ હોવાથી ત્યાં તેને રાખી. પછી મામાએ જોડેના કુંદન ગામમાં મેળો હોવાથી અને બીજા કેટલાક પુરૂષો ત્યાં જવાના હોવાથી તેમની સાથે જોવા માટે તેને મોકલી. હું પણ ત્યાં જતી હતી તેથી સાથે રહેવા મને તેના મામાએ ભલામણ કરી. અમે બંને સાથે સાથે મેળો જોવા નીકળ્યાં. મેળામાં અમે ભૂલાં પડયાં. અમારી સાથે આવનાર પુરૂષોમાંથી કોઇ જણાયું નહીં. ક્યાંથી તે છુટા પડયા તેની અમને ખબર પડી નહીં. અમે તેમને શોધવા લાગ્યાં, પણ પત્તો લાગ્યો નહીં, થાક્યાં, ઘણાં ગભરાયાં અને રડવા લાગ્યાં. અમને આ સ્થિતિમાં જોઇ એક મોટરવાળાને દયા આવી; તે અમારી પાસે આવી કહેવા લાગ્યો. 'બેન! ગભરાશો નહીં. તમારે ક્યાં જવું છે?' અમે જવાબ આપ્યો. 'અમારે બક્ષીપુર જવું છે. અમારી સાથેનાં માણસોનો પત્તો લાગતો નથી.' ત્યારે તેણે કહ્યું 'આટલા મોટા મેળામાં કોઇ કોઇનો પત્તો લાગશે નહીં. અમારી સાથે ચાલો, અમે તમને હમણાં બક્ષીપુર પહોંચાડીશું. આ બે ભાઈઓને પણ બક્ષીપુર જવું છે; માટે

ચાલો અમારી મોટરમાં ' એમ કહી ગૃહસ્થ જેવા જણાતા જોડે ઉભેલા બે પુરૂષોને બતાવ્યા. તેમણે પણ અમને કહ્યું ' બેન ! જરાએ ડર રાખશો નહીં. આ મેળામાં તો કોઇ કોઈનો પત્તો લાગશે નહીં માટે રાહ જોયા શીવાય ચાલો. હમણાં એક બે કલાકમાં બક્ષીપુર લઇ જશે.' આ પ્રમાણે કહેવાથી અમે તેમના ઉપર ભરોંસો રાખી મોટરમાં બેઠાં અને મોટર ઉપડી. "

જયંતીલાલ—" પછી શું બન્યું ? "

મેનકા—" અમારા મનમાં કે હમણાં બક્ષીપુર આવશે. પરંતુ બક્ષીપુર નહીં આવતાં રાત્રે ભુસાવળ સ્ટેશન આવેલું જણાયું. અમને તથા પેલા બે માણસોને ઉતારી મોટર ચાલતી થઇ. અમો ગભરાયાં પણ શું કરીએ ? કાંઇ બોલ્યાં નહીં અમને ધીરજ આપવા પેલા બે માણસો કહેવા લાગ્યા ' આ મોટરવાળો કોઇ બદમાસ જણાય છે. એટલું વળી સારૂં થયું કે વગડામાં નહીં ઉતારતાં અહીંઆં ઉતાર્યાં. હશે ચિંતા નહીં, આપણે રેલમાર્ગે નવાપુર જઈ ત્યાંથી અમરાપુર થઇ મોટરમાં બક્ષીપુર જઈશું. અત્યારે અહીં પડી રહેવું જોખમ ભરેલું છે, માટે હમણાં ટ્રેન આવે તેમાં જઇએ. તમારે જરા પણ ચિંતા કરવાની નથી. ' આમ અમને સમજાવી કાલે રાત્રે ટ્રેનમાં બેસાડી આજે રાત્રે અમને અહીંઆં લાવી ઓરડીમાં મુકી એ ભાઇને સોંપી ચાલ્યા ગયા. "

જયંતીલાલ—" તે કોણ હતા તે તમે જાણો છો ? "

મેનકા—" ના, તે અમે જાણતાં નથી. આવી અમારી દુર્દશા થઇ છે. હવે તમે અમને ગમે તેમ કરી બક્ષીપુર પહોંચાડો તો તમારો ઉપકાર થાય. અમારાં ભાગ્ય કે તમે શ્રાવક ભાઇ મળી આવ્યા. "

જયંતીલાલ—" હવે તમે જરા પણ ચિંતા કરશો નહીં. ઘર જેવું સમજજો. હવે તો મારી ફરજ છે કે તમને ઠેકાણે પાડવાં. જરા પણ મનમાં અદૃવિશ્વાસ કે શંકા લાવશો નહીં. "

મેનકા—" અમને તો પ્રભુએજ મદદ કરી એમ સમજીએ

છીએ. હું તો સહન કરી શકું તેવી છું પણ આ બેન બહુ મુંઝાય છે, બે દિવસથી અન્નપાણી બંધ જેવું છે. આજે બપોરના પરાણે મેં તેને ખવરાવ્યું છે." એમ કહી જયંતીલાલને બાજુના ઓરડામાં લઇ જઇ ખાનગીમાં કહેવા લાગી "તમે શ્રાવક છો એટલે તમારી આગળ હું ખરી વાત કરૂં છું. આ બેનને હું તથા બીજા બે શ્રાવકો કંચનશ્રી સાધ્વી પાસે છાની રીતે લઈ જવા કુંદનગામે મેળાના બ્હાને લાવ્યા, ત્યાંથી અમારો વિચાર ભુસાવળ આવી ત્યાંથી ખંડવા થઇ મહુ સ્ટેશને ઉતરી મોટરમાં જ્યાં કંચનશ્રી હોય ત્યાં લઇ જવાનો નિશ્ચય હતો પણ મેળામાં ભૂલાં પડયાં, પેલા બે શ્રાવકોને શોધ્યા પણ જડયા નહીં. હું તો ઘણી ગભરાઈ. તેમાં મોટરવાળો અને બીજા બે બદમાસો મળ્યા અને અમને આમ ફસાવ્યાં. માટે જો તમારાથી બને તો કંચનશ્રી સાધ્વી પાસે લઇ જાઓ. ઘણા ભાગે તે મધુરી ગામે કે એટલામાં હશે. તમે શ્રાવક છો એટલે ઓળખના હશો એમ સમજી આ ખાનગી વાત તમારા આગળ જાહેર કરૂં છું. સરિતા આમાંનું કાંઇ જાણતી નથી. સારૂં થયું કે તે બે બદમાસો અમને તમારે ત્યાં મુકી ગયા. નહીં તો અમારી પૂરી દુર્દશા હતી."

જયંતીલાલ—"તમારે અત્રે રહેવાની મરજી હોય તો મારે ત્યાં સુખેથી રહો અને સરિતાને મોકલી આપવાની તજવીજ કરૂં."

મેનકા—"તેને મારા ઉપર ખોટું ન લાગે તે પ્રમાણે ગોઠવણ કરો." એમ વાતચીત કરી બંને સરિતા પાસે આવ્યાં.

મેનકા—"મને મારી ચિંતા કરતાં આ સરિતાની વધારે ચિંતા છે. તેના મામાએ મને ખાસ ભલામણ કરી છે."

વીરબાળા—"સરિતા બેન! હવે તમે મનમાંથી ચિંતા કાઢી નાખો. તમારા ભાઇ તમને તમારા મામા પાસે મુકી આવશે." આથી સરિતાને ધીરજ આવી.

જયંતીલાલ—"સરિતાબેન! હું કાલે તપાસ કરી આવીશ અને સારી સોબત મળશે તો તમને બક્ષીપુર મોકલી આપીશ. જો નહીં

સોબત મળે તો હું જાતે મુકવા આવીશ." આ પ્રમાણે સરિતાના મનનું સમાધાન કરી તેઓ સુઇ ગયાં.

બીજે દિવસે સવારે જયંતીલાલ લાલભાઇ શેઠને મળવા ગયો; સરિતાનો હેવાલ કહ્યો. તે સાંભળી લાલભાઇએ કહ્યું "હવે હું ખટપટમાં પડવા માગતો નથી. હું તો હવે ધરાયો, લગ્ન વખતે થયેલા ભવાડા મેં જોયા. મેં તો આચાર્યને સાફ જણાવી દીધું છે કે જાઓ જ્યાં જવું હોય ત્યાં, અહીંઆં રહેવાથી વધારે અપકીર્તિ થશે. સારૂં થયું કે તે અહીંથી વરધીનગર ગયા."

જયંતીલાલે સમય ઓળખી કહ્યું, "પણ આમાં તો પરોપકારનું કામ છે. પારકા લાભ લઇ જશે અને છોડી અદ્ધર વેચાશે. કુટણખાનાવાળા તેનો ભવ બગાડશે. માટે આ કામ તો પુણ્યનું છે."

આ સાંભળી લાલભાઇને વિચાર થવાથી જવાબ આપ્યો "ત્યારે તો તું જા, તેને વરધીનગર મુકી આવ. કંચનશ્રી પણ ઘણા ભાગે ત્યાં હશે. ખરચ થાય તે મારી પાસેથી લેજે."

આ પ્રમાણે તજવીજ કરી જયંતીલાલ ઘેર આવ્યો. જમી રહ્યા પછી જયંતીલાલે સરિતાને પુછ્યું "કહો બેન! શો વિચાર છે? કોઈ સંગાથ તો નથી. પણ હું જાતે તમને મુકવા માટે આવીશ."

સરિતા—"તમે આવો તો ઘણું સારૂં."

જયંતીલાલ—"ચાલો ત્યારે આજે બપોરની ટ્રેનમાં આપણે નીકળીએ. બોલ, મેનકા તારી શી મરજી છે? અહીંઆં રહેવું હોય તો તારે માટે મારે ત્યાં નોકરી તૈયાર છે. તું વિધવા છે, તારે છોકરૂં છૈયું નથી, માબાપ નથી, એટલે નથી ઉજાગરો અને નથી કોઇને પુછવાનું. મારે તારા જેવા માણસની જરૂર છે."

મેનકા—"સરિતા બેન કહે તે પ્રમાણે કરૂં, તેમને ખોટું ન લાગવું જોઈએ. તેમની રજા હોય તો રહું."

સરિતા—"મેનકા બેન! તમારે રહેવું હોય તો સુખેથી રહો, મારી સાથે જયંતીભાઇ છે એટલે મને જરા પણ ફીકર નથી."

મેનકા ત્યાં રહી અને બપોરની ટ્રેનમાં જયંતીલાલ અને સરિતા રતલામ થઇ ફત્તેહબાદ ઉતરી મોટરમાં રાત્રે વરધીનગર ગયાં. તપાસ કરતાં આચાર્ય સૂર્યવિજય અને કંચનશ્રી ત્યાં હતાં. પરભારો સાધ્વીઓના ઉપાશ્રયે ગયો અને કંચનશ્રીને એકાંતમાં ખાનગી વાત કરી સરિતાને ત્યાં મુકી છાની રીતે જયંતીલાલ રવાના થઇ ગયો. સરિતા બિચારી કંચનશ્રીની જેલમાં પૂરાઇ.

જયંતીલાલ આચાર્યની પાસે ગયો અને ગુપ્ત રીતે તે બધી વાત કહીને સુઈ ગયો. સવારે મોટા પરોઢીએ રાત્રે નક્કી કરી રાખેલી મોટરમાં પગરસ્તે પરભારો કનકનગર ઉપડી ગયો.

ઘેરે ગયો તો મેનકાએ આશ્ચર્યપૂર્વક પુછ્યું "ક્યાંથી તમે આટલા ટુંકા વખતમાં પાછા આવ્યા ?"

જયંતીલાલ—"સ્ટેશન ઉપરથીજ એવી સારી સોબત મળી કે જવાની જરૂર પડી નહીં, તોપણ સરિતાને હરકત ન આવે તે માટે પાંચ સાત સ્ટેશન સુધી જઈ સવારની વળતી ગાડીમાં પાછો આવ્યો."

વીરબાળા—"સોબત તો સારી હતી ને ?"

જયંતીલાલ—"અરે કેવી ? આપણા ઘર જેવી. જરા પણ ચિંતા નથી. આપણે હવે મેનકાનો પગાર નક્કી કરો. તે અત્રેની ભોંમીઅણ છે. ચાલાક છે, એટલે તને જરા પણ અડચણ આવશે નહીં. તારે ફક્ત રસોઇ કરવી. બાકી બધું તે કામ કરશે. તેની રસોઇ આપણને ખપે નહીં. નહીં તો તે પણ કરવા તૈયાર છે."

મેનકા ખુશ થઇ બોલી "વીરબાળા બેન ! તમારૂં તમામ કામ હું ઉપાડી લઇશ. ઘરમાં પણ દીવા જેવું રાખીશ."

જયંતીલાલ તેના હાથ તરફ નજર કરી મશ્કરીમાં કહેવા લાગ્યો "પણ આવા ઉઘાડા તારા હાથ આ શહેરમાં ન શોભે, બંગડીઓ પહેરે તો શું બગડી જાય ?"

મેનકા—"અમારામાં વિધવાથી કાચની બંગડીઓ ન પહેરાય, સોનાની પહેરાય, પણ અમારા નસીબમાં સોનાની બંગડી ક્યાંથી હોય ?"

જયંતીલાલ—" તારે તેની શી પંચાત છે ? હું સોનાની પહેરવા આપું તો તારાથી પહેરાયને ? "

મેનકા—" તમે આપો તો પહેરાય ? "

જયંતીલાલ—" ઠીક. તારી શેઠાણીને હું કહીશ એટલે તે બધું તને કાઢી આપશે. " એમ કહી જમીને તે લાલભાઇ શેઠને ત્યાં ગયો અને સરિતાને વરધીનગરમાં કંચનશ્રી પાસે પહોંચાડી આવ્યાની હકીકત સવિસ્તર કહી. લાલભાઈ સાંભળી ખુશી થયા અને બોલ્યા " જયંતીલાલ! તું મારૂં ઘણું કામ કરે છે અને તે પણ જોખમી કામ કરે છે. આવાં સાહસ તારાથી જ બની શકે. સરિતાને તેં ઠીક ઠેકાણે પાડી. નહીં તો કોઇ બદમાસો ઉપાડી કુટણખાનામાં લઈ જાત અને આખી જીંદગી બગાડત. સાધ્વી પાસે મુકી આવ્યો તે ઠીક કર્યું. કાલે મારો જીવ ઉદાસ હતો તેથી બરાબર ખુલાસો આપી શકયો નહોતો. કેટલું ખરચ થયું ? "

જયંતીલાલ—"વધારે ખરચ થયું નથી. પચાસ રૂપીઆ થયા છે."

લાલભાઇએ તીજોરીમાંથી પચાસ રૂપીઆની નોટો ગણી આપી કહ્યું. " તું જરા એ તરફ ધ્યાન રાખતો રહેજે. કદાચ ખાસ કામ પ્રસંગે મહારાજ બોલાવે તો જજે. આપણા બીજા માણસો તો છે. દર માસે પચાસ રૂપીઆ પ્રમાણે આપણે ત્યાંથી તું લઇ જજે. સાધુઓની સરભરા રાખવી એ તારૂં કામ છે. હાલમાં જરા કટાકટીનો મામલો છે. આપણા વિરૂદ્ધ લોકલાગણી ખૂબ વધેલી છે. માટે બરાબર સંભાળીને કામ લેજે. આપણા દુશ્મનો હાથ આવે તો છોડવા નહીં. આપણું નાક થોડું કાપી નાખ્યું નથી! પણ તું જેને મુકી આવ્યો તેનું નામ શું ?

જયંતીલાલ—" તેનું નામ સરિતા. આ સરિતાને ન ઓળખી ? ભદ્રાપુરીમાં પેલો છુપી દીક્ષાવાળો કલ્યાણ પકડાયો તેની સગી બેન. "

લાલભાઇ—" ત્યારે તો તેને ઠીક શિક્ષા થઇ છે. વળી વરધીનગરમાં કંચનશ્રી પાસે મુકી આવ્યો તે પણ ઠીક કર્યું. પેલી ટોળી

પણ જાણશે. આપણા ઘરમાં વાત કરીશ નહીં. કારણકે ભાઇ વીગેરેને આ કામ પસંદ નથી. મારા ઉપર બહુ ગુસ્સે થયેલા છે."

આ પ્રમાણે વાત કરી જયંતીલાલ શેરબઝારમાં ગયો. ત્યાંથી પરવારી ઘેર આવ્યો અને વાળુ કરી રહ્યા પછી વીરબાળાને કહેવા લાગ્યો "આજે આપણે સીનેમા જોવા જઇએ. સાથે આ મેનકાને પણ લઈ જઇએ. તેણે ક્યાંથી જોયું હશે? આજે તો તેનો પોશાક બદલી નાખીએ. સોનાની પેલી બે સાદી બંગડીઓ કાઢી આપ. એક સાદું પોલકું અને સારો સાલ્લો આપ."

વીરબાળા—"હવે તો આપણે બધી ચીજ તેને આપવી જ જોઇએ. આપણા ઘરનું માણસ બન્યું. તેનું ખોટું દેખાય તે આપણું ખોટું દેખાય" એમ વીરબાળા હસીને બોલી કબાટ ઉઘાડી કપડાં કાઢી મેનકાને શણગારવા લાગી. મેનકાએ તો ન દીઠાનું દીઠું. દરેક વસ્તુ પહેરવાની ઇચ્છા થઈ. પચીસ વર્ષની યુવાન સ્ત્રી હતી. ઘણી ઉજળી નહોતી પણ ઘાટીલી હતી, ઘઉંવર્ણી હતી. જુની કાંચળી કાઢી નાખી ફેન્સી પોલકું ઝુકાવી દીધું. સાલ્લો પણ નવો પહેરી લીધો. પતળી બંગડીઓ પણ ચડાવી દીધી. માથાના વાળ પણ ઓળાવ્યા. વીરબાળાએ પણ પોતે હમેશની માફક સુશોભિત કપડાં પહેર્યાં. જયંતીલાલ તો ભપકાદાર હતોજ. આમ તેઓ તૈયાર થયાં અને ઓરડીએ તાળું લગાવી દીધું. ઉતરતાં દાદર આગળ બકુલ સામી મળી કે જયંતીલાલની સામું જોઇ હસીને ધીમે રહી 'એકનાં બે બુલબુલ બનાવ્યાં' એમ મશ્કરી કરી ચાલતી થઇ.

નીચે ઉતરી ગાડીમાં બેશી તેઓ સીનેમા જોવા ગયાં. પહેલા વર્ગની ટીકેટ લઈ ત્રણે જણ ખુરશી ઉપર ગોઠવાઇ ગયાં. બંનેની વચ્ચે જયંતીલાલ બેઠો.

શૃંગારરસ શીવાયનાં નાટકો કે સીનેમા નકામાંજ હોય છે. હાઉસ ખાલી રહે છે, એટલે માલેકો શૃંગારરસમાં જોનારવર્ગ ડુબી જાય અને ભાન ભૂલે તેવી વસ્તુસ્થિતિ ઉભી કરે છે. આજના સીનેમામાં દરેક

દેખાવ શૃંગારરસમય હતો. ચુંબન વગર તો દંપતીને ચાલેજ નહીં, આ-લિંગન શીવાય તો જોડી શોભે જ નહીં, ઘડી ઘડીમાં સ્તનના ભાગ ઉઘાડા થાય તેવું સરી પડતું કપડું યુવાન સ્રી પહેરે ત્યારે તેને કપડું પહેરતાં આવડયું કહેવાય, એવી કામોત્તેજક ભાવના પ્રદર્શિત કરતાં દશ્યો નજરને આકર્ષી રહ્યાં હતાં. વળી નગ્ન જેવી દેખાતી સ્રીઓ વગરનો એક પણ દેખાવ નજરે પડતો નહોતો.

મેનકાને જોવામાં ખૂબ રસ પડયો. ઘણી ઘણી વસ્તુઓ નવાઇ જેવી લાગતી અને જયંતીલાલ પાસેથી ખુલાસો પુછતી. મેનકા જો કે નોકર તરીકે હતી છતાં તેના સ્વભાવ પ્રમાણે તે જાણે ખાસ સંબંધી તરીકે હોય તેવા હાવભાવ કરી વાતો કરતી.

આ પ્રમાણે આનંદમાં વખત ગુજારી બહાર આવી ગાડીમાં બેશી તેઓ ઘર તરફ ચાલ્યાં. રસ્તામાં સીનેમાની વાતો ચાલી રહી. " તેણે આમ પહેર્યું હતું, તે આવી દેખાતી હતી, પેલો મશ્કરી કરતો હતો, તે શરમાતી હતી. " એમ વાતમાં ઠઠ્ઠા મશ્કરી કરતાં ઘેરે આવ્યાં.

થોડી વાર થઇ કે ખાનગી વાત કરવા બસંતીલાલે જયંતીલાલને પોતાની ઓરડીમાં બોલાવ્યો. જયંતીલાલને દેખીને બકુલ જોડે આવીને ઉભી રહી. બસંતીલાલે પુછ્યું " કેમ જયંતીલાલ! ધાર્યું કામ કરીએ છીએ કે નહીં? તમે ફાંકડી માગી તો ફાંકડી મંગાવી આપી. અમારે તો કુટણખાના સાથે એટલો બધો સંબંધ છે કે તે અમારૂં કામ કર્યા વિના રહેજ નહીં. પેલી છોડી તમારી જાતની નીકળવાથી જતી મુકી તે ઠીક કર્યું પણ તેને ૨-૩ માસ રાખી કેળવી હોત તો એક ખુબસુરત સુંદરી થાત. પણ મારી સલાહ પ્રમાણે એટલું ડહા-પણ વાપર્યું તે માટે ધન્યવાદ આપું છું. પણ તેને કયાં મુકી આવ્યો?"

જયંતીલાલ—" એક સારી સાધ્વી પાસે વરધીનગર મુકી આવ્યો. તે તેની મરજી પ્રમાણે તેના ઘેરે પહોંચાડશે. વાત મનમાં રાખજો. મેં પેલી મેનકાને અને વીરબાળાને સંગાથ સાથે તેના ઘેર પહોંચાડી છે એમ જણાવેલું છે. "

બસંતીલાલ—“ ચાલો તે તો ઠીક થયું. પણ તમે બે દિવસમાં પેલી મેનકાનો ડોળ ફેરવી દીધો. મને લાગે છે કે તે ધંધામાં ઉતરેલી હશે. તે વિના તમે બે દિવસમાં ભોળવી શકો નહીં. ”

જયંતીલાલ—“ હજુ કાંઇ પરીક્ષા કરી નથી. ”

બકુલ—“ કરી જુઓને પરીક્ષા! કોની રાહ જુઓ છો? તેનાથી તો ધંધો લેવાનો છે. મારી પાસે જરા આવતી જતી કરજો એટલે હું તૈયાર બનાવી દઇશ. છે તો બરાબર મજબુત અને ધાટીલી. તમે તો હાથે બંગડીઓ પણ પહેરાવી. મને લાગે છે કે જેની બંગડી જે પહેરે તે તેની ગણાય. વિધવાની સધવા બનાવી ” આમ મશ્કરી કરી નખરા કરતી બકુલ અંદર ચાલી ગઇ. જયંતીલાલ પણ ઉઠયો ને પોતાની ઓરડીમાં ગયો. ઓરડી બંધ કરી ત્રણ જણ વાતમાં ચડયાં.

જયંતીલાલ—“ મેનકા ! તારો આજનો ઠાઠ તો એવો હતો કે જો આ તારી શેઠાણી જોડે ન હોત તો લોકો જુદી જુદી વાતો કરત. કોઇ કહે કે નોકર હતી? કપડાંથી રૂપ કેવું ફેરવાઇ જાય? તારૂં શરીર એવું છે કે તને જે પહેરાવીએ તે શોભે છે. તું તો મોટા શ્રીમંતના ઘરમાં શોભે એવી અપ્સરા જેવી છે. તારૂં નસીબ એવું કે તું માળીના ઘેર અવતરી અને પાછી રાંડી. પણ મેનકા ! તમારામાં તો નાતરાં થાય, કોઇ ખોળી કાઢને ફાંકડો માળી કે જે મોટા શેઠના બાગમાં રહેતો હોય ! બાગમાં જુદા મકાનમાં તમને બંનેને રહેવાનું મળશે અને શેઠાણી સાથે મ્હાલવાનું પણ મળશે. ”

મેનકા—પણ તેવું દેશમાં કયાંથી મળી આવે? અહીંઆં રહું તો કદાચ મળી આવે. પણ હવે પગ બાંધીને રહેવાની મારી મરજી નથી. આમ છુટાં ફરીશું અને પેટનું પૂરૂં કરીશું. તમારા જેવા સારા શેઠની નોકરી કરવામાં ઘણી મજા છે. ફરવાનું મળે, રહેવાનું મળે, ખાવાનું મળે, જેવી શેઠ શેઠાણીની મહેરબાની. ”

જયંતીલાલ—“ પણ તારી ઉમર નાની છે એટલે તારે ઘણી ઘણી રીતે સાચવવું પડે ને ? ”

મેનકા—"એ તો સાચવીએ. બધુંએ સચવાય, જેવો સહવાસ. એક એકનાં મન ઉપર આધાર રાખે છે. ઘરમાં એક બીજાની સાથે મન મળ્યા પછી ઉંડા ઉતરાતું નથી."

એટલામાં વીરબાળાને હાજત થવાથી લોટામાં પાણી નાખવા મેનકાને સૂચના કરી. મેનકાએ પાણી આપ્યું અને વીરબાળા જાજરૂ ગઈ. મેનકા પ્રથમ જ્યાં બેઠી હતી ત્યાં તે પાછી આવીને બેસતી હતી કે જયંતીલાલે કહ્યું "બારણાની સાંકળ બંધ કર."

મેનકા—"છોને ઉઘાડાં રહ્યાં, હમણાં શેઠાણી પાછાં આવશે."

જયંતીલાલ—"બંધ કરવાથી કાંઇ હરકત છે? તને ડર લાગે છે?

મેનકા—"ના ના, તમારો ડર મને શાનો? એમ ડર હોત તો તમારે ત્યાં શુ કરવા રહેત અને તમારી સાથે ફરવા આવત? પણ શેઠાણી કદાચ આવે તો તેમને ખોટું લાગે."

જયંતીલાલ—"તને તો ખોટું લાગવાનું કારણ નથી ને?"

મેનકા—"ના ના, મને તો જરા પણ કારણ નથી, અમે તો માગી રહ્યાં, નોકરી કરવાની, એટલે એવું ખોટું લગાડતાં રહીએ તો કેમ પાલવે? સમજો કે શેઠાણી ગામ ગયાં હોય ત્યારે શું મારે તમારી સાથે ઘરમાં ન રહેવું? અમે તો એવી બાબતથી ટેવાઇ ગયેલાં, અમે તો શેઠની મરજી પ્રમાણે ચાલીએ." એમ માર્મિક શબ્દો બોલી આંખના પલકારાથી મેનકાએ પોતાનું હૃદય ખાલી કર્યું.

આ સાંભળી જયંતીલાલે પોતાના ગળામાં સોનાનો ઝીણો અછોડો હતો તે કાઢી મેનકાના ગળામાં પહેરાવવા હાથમાં રાખી કહેવા લાગ્યો "મેનકા! આઘી આવી આ પહેરને, જો કેવો લાગે છે?"

મેનકા જરા બારણા સામું જોઇને જયંતીલાલની પાસે આવી અને માથું ઉઘાડું કર્યું. જયંતીલાલે અછોડો ગળામાં નાખ્યો અને આંકડો છાતી આગળ લાવી ભરાવવા લાગ્યો. વાર કરવાની ખાતર જાણે આંકડો કઠણ છે, ઝટ ભરાતો નથી, એવા ઉદ્દગાર કાઢવા લાગ્યો. પેલી મેનકા પણ ધીમે ધીમે પોતાના સાલ્લાનો છેડો ખસતો કરવા

લાગી. ચોળી પણ તસતસતી પહેરેલી હતી. જ્યાં સુધી વીરબાળાએ બારણું ખખડાવ્યું નહીં ત્યાં સુધી અછોડાનો આંકડો ભરાયો નહીં. અને આંકડો બનાવનાર સોનીની અનેક કસુરો નીકળવા માંડી.

વીરબાળા આવી કે મેનકા ઝટ ચમકી ઉભી થઇ. શેઠાણીના હાથપગ ધોવરાવ્યા. પાછાં ત્રણે જણ વાતોમાં ગુંથાયાં. આ વાતો અને પેલી વાતોમાં ફેર પડયો. પેલો આંકડો ભરાવવાની વાત તો જરા આગળ વધેલી હતી એટલે આ પાછળ પડતી વાતો ગમી નહીં. બંનેનાં હૃદય વધુ એકાંત મેળવી ખાલી કરવા તરફ રોકાયાં.

એવી રીતે થોડાક દિવસો ગયા. જયંતીલાલની અધીરાઇ વધતી ગઈ. મેનકાને નાટક સીનેમા ખૂબ દેખાડયાં.

એક રાત્રે વીરબાળાને જયંતીલાલ કહેવા લાગ્યો "તેં આ મેનકાની પરીક્ષા કરી ? જે કામ માટે આપણે રાખી છે તે તું ભૂલી ગઇ ? તે કામનો તેનામાં ગુણ છે ?"

વીરબાળા—"મને પરીક્ષા કરતાં ન આવડે, તે તો બધું તમને આવડે, તમે સુખેથી પુછી જુઓને ? એમાં શાની શરમ ?"

જયંતીલાલ—"પણ હું શી રીતે પુછી જોઉ ? તારા દેખતાં તે શરૂઆતમાં ન બોલે. બોલતાં શરમાય."

"મારા દેખતાં શરમાય તો હું બાજુની ઓરડીમાં બેશી રહીશ. તમે તેનું મન પારખી લો, તે બધી વિદ્યા તમને આવડે છે" એમ કહી વીરબાળાએ મેનકાને અંદર બોલાવી.

"કેમ શું કામ છે ? તમે બંને એકાંતમાં છો તેથી અંદર ન આવી." એમ વિવેકથી બોલી મેનકા વીરબાળાની જોડે આવીને બેઠી. પછી વીરબાળા બ્હાનું કાઢી બાજુની ઓરડીમાં જઇ ઓરડી બંધ કરી સુઇ ગઈ.

મેનકાએ શંકાથી પૂછયું "શેઠાણી કેમ અંદર જઇ સુઇ ગયાં ?"

જયંતીલાલે જવાબ આપ્યો "આજે તેને ઉંઘ આવે છે એટલે વહેલી સુઇ ગઇ. મને તો મોડા સુવાની ટેવ છે. જરા પાણી પીવાનું

લાવ. બારણું ઉઘાડું હોય તો બંધ કરજે. ભૂલથી ઉઘાડું રહી ન જાય. સાંકળ વાસજે. કોઇ આવશે તો ઉઘાડીશું."

મેનકા પાણી લઇ આવી અને બારણું તપાસી જોયું. 'બંધ કરેલું છે' એમ કહી જયંતીલાલની પાસે આવીને બેઠી. બંનેની નજર ક્ષણવાર ભેગી થતાં બંને રોમાંચ થઇ ગયાં. બંને આવા સમયની શોધમાં હતાં. તેની અચાનક પ્રાપ્તિ થવાથી અંદરથી આનંદનો પ્રકાશ છવાઈ રહ્યો. હવે હૃદયનો ભાવ બહાર પ્રકટ કરવા બંને પોતપોતાની યુક્તિઓ સાધવા લાગ્યાં.

જયંતીલાલે પુછ્યું "મેનકા! તને કેટલાં વર્ષ થયાં?

મેનકા—"પચીસ વર્ષ થયાં છે."

જયંતીલાલ—"કેટલામા વર્ષે પરણી હતી?"

મેનકા—"પંદરમા વર્ષે પરણી, અને ઓગણીસમા વર્ષે રાંડી, ચાર વર્ષ પરણેત રહ્યું."

જયંતીલાલ—"એકે સુવાવડ આવી હતી?"

મેનકા—"ના ના, એકે આવી નહોતી."

જયંતીલાલ—"તેથી જ તારા શરીરનો બાંધો સારો જળવાયેલો છે એમ તને નથી લાગતું?"

મેનકા—"તમે કહો છો તેમ મને સૌ વીસ વર્ષની ગણે છે."

જયંતીલાલ—"તારે તો અહીંની જીંદગી ગુજારવી જોઇએ. વગર મહેનતે પૈસાની કોથળી ઠલવનારા ઘણા શોખીન શ્રીમંતો અહીંઆં હોય છે. આ પાડોશમાં કોણ રહે છે તેમને તું ઓળખે છે?"

મેનકા—"ઓળખતી તો નથી પણ તેમની રીતભાત સમજી ગઈ છું. મને તો કુટણખાના જેવું લાગે છે, બપોરે પેલાં ફાંકડાં બકુલબાઈ પાસે કેટલાક મળવા આવે છે અને અંદર વાસીને બે ત્રણ કલાક સુધી મોજ કરે છે. બાઇનો ડોળ બરાબર વેશ્યા જેવો છે. કોઈ વખતે બસંતીલાલ હોય છે અને કોઈ કોઈ વખતે ગેરહાજર હોય છે. કોઈ કોઇ બાઇઓ પણ રાત્રે આવે છે અને લહેર ઉડાવે છે."

જયંતીલાલ—"મેનકા ! મારે તારી સલાહ લેવાની છે."

મેનકા—"વળી મારી સલાહ શા કામની ? તમે તો મોટા શેઠ રહ્યા. તમારી મહેરબાનીથી હું ગમે તેવી મોટી થઇને ફરૂં પણ મૂળ તો ગરીબ માલણને ?"

જયંતીલાલ—"તે બધું ખરૂં, પણ તારી પાસે કામણ છે, અને તે કામણનીજ કીંમત છે માટે તારી સલાહ લેવાની છે."

મેનકા—"આમ આપણે ખાનગીમાં એકલાં વાતો કરીએ છીએ તેથી શેઠાણી નહીં વ્હેમાય ?"

"જો તને ખરેખરૂં કહું, સાંભળ, તું જરાપણ શરમાઇશ નહીં. તેણે મને કહ્યું છે કે તમારે તેની સાથે છુટથી વાત કરવી હોય તો કરજો અને તે માટે તે સુઈ ગઈ છે. માટે તું જરાએ ગભરાઇશ નહીં. નિશ્ચિંતે બેસ" એમ છુટ લઈ જયંતીલાલે તેનો હાથ પકડી પોતાની પાસે કોચ ઉપર બેસાડી. કોચની સામે મોટો આયનો હતો તેમાં તે બંનેજણ દેખાતાં હતાં. વીજળીની બત્તીઓ બરાબર પ્રકાશ આપી રહી હતી. મેનકા પોતાનું અંગ સુશોભિત દેખાય તે પ્રમાણે આયનામાં વચ્ચે વચ્ચે નજર કરી કપડાના છેડા આઘાપાછા કરતી. એમ ચાળા કરતી મેનકા બોલી. "શી સલાહ લેવાની છે ?"

જયંતીલાલ—"મારી ઇચ્છા એવી છે કે આ બસંતીલાલે જેવો ધંધો ઉઘાડયો છે તેવો ધંધો આપણે ઉઘાડીએ તો ફાવી શકીએ ? આ ધંધામાં ખાસ સ્ત્રીની જરૂર છે માટે તમારી સલાહ માગું છું."

મેનકા—"પણ શેઠાણીની મરજી પુછી છે ?"

જયંતીલાલ—"શેઠાણીએ એટલું કબુલ કર્યું છે કે તમે આવી સ્ત્રીઓ રાખી બીજાઓને બોલાવી જેમ કરવું ઘટે તેમ કરશો તેમાં મારો વાંધો નથી."

મેનકા—"શેઠાણી પોતાને માટે ના કહેતાં હશે."

જયંતીલાલ—"હા પોતાને માટે ના પાડે છે. તેવી વાત કરતાં તો તે ગુસ્સે થાય છે. માટે હમણાં તેને આગ્રહ કરવો મુકી દઈ તારા

જેવાની મારફત કામ લઇએ તો બની શકે ? મારો ને તારો અરધો ભાગ. તારી બીજી બેનપણીઓ હોય તો તે તું જ્યારે લાવે ત્યારે ધંધો વધારીએ. હમણાં તો તારી હીંમત ઉપર બધું કામ લઇએ. જો તું છે યુવાન, દેખાવડી, તને અલંકાર અને સુંદર કપડાં પહેરવા આપીશું એટલે ગમે તેવા પણ અંજાશે. આ બસંતીલાલ તો કોઇ કોઇ વખત એક રાતમાં પાંચસો પાંચસો કમાય છે."

આ સાંભળી મેનકા વિચાર કરવા લાગી. આમ તેને વિચારમાં પડેલી જોઈ જયંતીલાલે પુછયું "કેમ શો વિચાર કરે છે ?"

મેનકા—"વિચાર તો બીજો નહીં, પણ શેઠાણી મારા ઉપર ગુસ્સે થાય તો ફજેતી થાય તેનો વિચાર કરૂં છું."

જયંતીલાલ—"તે તો મેં તને એક વાર કહી દીધું છે કે તેમાં તેનો જરા વાંધો નથી. તું જોને, તેને પણ ધીમે ધીમે તારા જેવી બનાવી દઈશું. તારૂં જરા જોશે એટલે તે પણ શીખશે. આપણે કાંઇ વેશ્યા-વાડા જેવું કરવું નથી. પરંતુ ખાનદાની ભરેલું ખાંજરા જેવું બનાવીશું. તારી હીંમત હોય તો તે ધંધો ઉઘાડીએ અને સારો દિવસ જોઇ શરૂઆત કરીએ. રોજ રોજ તારા લાયક ફાંકડા ગ્રાહકો તને આણી આપું. પછી પૈસા કઢાવવાની જેવી તારી ચતુરાઇ." એમ કહી જયંતીલાલે તેના ખભા ઉપર હાથ મુકયો. મેનકા તેનો સહર્ષ સ્વીકાર કરી બોલી." તમે જે વાત કરી તેમાં શેઠાણી ભેગાં ભળે તોજ ફાવી શકાય."

જયંતીલાલ—"એમ કેમ ? જો તને સમજાવું. ધારો કે આપણે ત્રણે બેઠાં છીએ. તેવામાં આપેલા વાયદા પ્રમાણે કોઇ ગૃહસ્થ આવ્યો. પ્રથમ તો આપણે તેને આવકાર આપી બેસાડીએ. અમે આગલા ઓ-રડામાં રહીએ અને તને અંદરના ઓરડામાં કોઇ બ્હાને મોકલીએ, પછી પેલા આવેલા ગૃહસ્થને અંદર જવા સૂચન કરીએ. તમે અંદરથી બારણાં બંધ કરો અને બસંતીલાલનું બુલબુલ કરે છે તેમ તમે કરો. કહે, એમાં શું હરકત છે ?"

મેનકા—"આમ કરવામાં તો કાંઈ હરકત જેવું જણાતું નથી."

જયંતીલાલ—"ત્યારે મરજી હોય તો અરધા ભાગે પેઢી ઉઘાડીએ." એમ વાતમાં ને વાતમાં ખભા ઉપરનો હાથ જરા નીચે ગતિમાન થવા લાગ્યો. મેનકા તેનો હૃદયપૂર્વક સત્કાર કરતી ચાલી.

મેનકા—"તમે કહો છો તે કબુલ છે પણ આ કામ માટે એટલી ભલામણ છે કે જે જે ગ્રાહકો લાવો તે સારા શ્રીમંત અને ખાનદાન લાવજો. તોફાની કે તાલંબાજ લાવશો નહીં. વળી આપણા ઠાઠમાં વધારો કરવો પડશે. બસંતીલાલના દીવાનખાનાનો ઠાઠ હું જોઇ આવી છું. જે વખતે તે બરાબર કપડાં પહેરી પલંગ ઉપર બેસે છે તે વખતે ગમે તેવો પણ અંજાઈ જાય ! અપ્સરા જેવી લાગે છે."

આ શબ્દો સાંભળી જયંતીલાલ મગરૂરી સાથે બોલ્યો "મેનકા ! તે તો દેખાવ પૂરતી બે ઘડીની અપ્સરા, પણ તું તો કાયમની ખરેખરી અપ્સરા છે તેની તને ક્યાં ખબર છે ? તું જો તો ખરી, તને પણ તેનાથી વધારે શણગારીશ. મારી પાસે એક પોલકું છે તે તું જો" એમ કહી એકદમ કબાટ ઉઘાડી તેમાંથી પોલકું કાઢી તેના ખોળામાં નાખ્યું. મેનકા હાથમાં લઈ બરાબર જોઇ કહેવા લાગી "બહુજ સરસ છે. બકુલના પોલકા કરતાં પણ ચડે તેવું છે."

જયંતીલાલ—"ના ના, એમ બોલીને મારે તારો અભિપ્રાય જોઇતો નથી. પહેરી જો, બરાબર ફીટ થાય છે ?"

"હું પહેરી જોઉં છું, ચોળી ઉપર ન ફાવે, તેથી તે કાઢી નાખીને પહેરૂં છું" એમ કહી મેનકા ચોળી કાઢી નાખી ચાલાકીથી પોલકુ પહેરવા લાગી. બટણ પાછળ હોવાથી તે ભરાવવામાં અડચણ પડી કે તે બોલી "મને તો આ બટણ ભરાવવાં ફાવતાં નથી."

"અરે ! તેમાં શું બગડી ગયું ? હું ભરાવું" એમ કહી મેનકાને તકતા આગળ ઉભી રાખી જયંતીલાલ પાછળથી બટણ ભરાવવા લાગ્યો. જેમ જેમ ભરાવતો ગયો તેમ તેમ મેનકાના અવયવો આકર્ષક બનતા ગયા. સામો તકતો હોવાથી બંને જોઇ શક્તાં હતાં. સાત બટણ ભરાવવામાં અરધો કલાક થયો. "દરજીએ ગાજ ઘણાંજ નાનાં

બનાવ્યાં છે તેથી ભરાવતાં વાર લાગી" એમ દરજીની ખોડ કાઢી જયંતીલાલે કહ્યું "કેમ મેનકા ! પોલકું તારા શરીરના માપનું છે ને ?"

મેનકા ખુશ થઈ હસીને બોલી "તમારા કામમાં શાની ખામી હોય ? બરાબર બંધ બેસતું છે. આવુંજ જોઇએ" એમ કહી મેનકા પાછળ હાથ નાખી બટન કાઢવા લાગી કે જયંતીલાલ તેનો હાથ ખેંચી લઇ કહેવા લાગ્યો "ઉતાવળ કરવાની નથી, હજુ તો તને શણગારવી બાકી છે." મનગમતું બનતું હોવાથી મેનકા બોલી "શણગારવી હોય તેટલી શણગારો, તમારી આગળ ઉભી છું."

જયંતીલાલે કબાટમાંથી સાડી કાઢી, નેકલેસ કાઢયો, બંગડીઓ કાઢી. મેનકા તેનો સત્વર સત્કાર કરવા લાગી, અને થોડી વારમાં બસંતીલાલના બુલબુલ જેવી બની ગઈ. તકના આગળ બંને જોડે ઉભાં રહી ભપકો જોવા લાગ્યાં. થોડીઘણી રહેલી લજ્જાને પણ તિલાંજલિ આપી દીધી. બંને કામાતૂર થઈ ગયાં. અધીરાઇ તથા વ્યાકુલતા ભરેલા જયંતીલાલના ચાળાથી મેનકાથી સ્વાભાવિક રીતે બોલાઇ જવાયું "હવે બત્તીની શી જરૂર છે ?" આ શબ્દોની સાથે જયંતીલાલે બત્તીઓ ગુલ કરી દીધી અને બંને અંધકારને વશ થઇ ગયાં.

આજથી જયંતીલાલ અને મેનકાની પેઢી શરૂ થઇ. ભોળી બિચારી વીરબાળા જોડેના દીવાનખાનામાં નિદ્રાવશ થઇ ગઇ હતી. તેનું હૃદય એવું શુદ્ધ હતું કે ધણીની ચેષ્ટા જોવા કોઇ પણ બારણાની તડમાંથી જોવાની કે કાન માંડી સાંભળવાની ઇચ્છા પણ તેને થઇ નહોતી. દુનિયામાં આવાં ભલાં માણસો છેતરાઈ ઘણા પ્રકારે દુઃખી થાય છે અને મેનકા જેવી કુલટા સ્ત્રી મોજમજા ભોગવી ઘણા આનંદમાં રહે છે. આ કોયડાનો કોઇ ઉકેલ કરી આપશે ? આવા બનાવો બનવાથી કોઇ કવિને લખવાનું મન થઇ આવ્યું કે—

ઘેલા નર ઘોડે ચડે, ડાહ્યાના બેહાલ,
પતિવ્રતા ભુખે મરે, લાડુ ખાય છીનાળ.

# પ્રકરણ ૩૦ મું.

## કનકનગરમાં જૈનપરિષદ્‌ની ખાસ બેઠક. રા. બ. ભારતીકુમારનું ભાષણ અને ઠરાવો.

* Our deliberate conviction has grown upon us with every effort, that it is only a religious revival that can furnish sufficient moral strength to work out the complex social problems which demand our attention. Only a religious revival, not of forms, but of sincere earnestness which constitutes true religion, can effect the desired end.

M. G. Ranade.

† For just experience tells in every soil,
That those that think must govern those that toil.

—Goldsmith.

કનકનગરનાં તેમજ બહારનાં તમામ વર્તમાનપત્રોમાં શેઠ લાલભાઇના લાલભુવનમાં દીક્ષા નિમિત્તે ડોશીએ પ્રાણ ગુમાવ્યાની ચર્ચા ખુબ જોશભેર ચાલી રહી. અને સૂર્યવિજય જેવા અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુઓ તથા લાલભાઈ જેવા અંધ શ્રદ્ધાળુ ભકતો

* આપણા તમામ પ્રયત્નોથી ઉદ્‌ભવેલી પુખ્ત વિચાર યુક્ત માન્યતા એવી થઈ છે કે ધાર્મિક સુધારણાજ, આપણું ધ્યાન ખેંચી રહેલા ગુંચવાડા ભરેલા સંસારસુધારાના સિદ્ધાંતોનો અમલ કરાવવા કામ કરવા પૂરતું બળ આપી શકશે. માત્ર ધાર્મિક સુધારણા – બાહ્ય દેખાવની બનેલી નહીં પરંતુ ધર્મનું બંધારણ રચનાર ખરી અંતરભાવનાની સુધારણા – ધારેલી ઈચ્છાને બર લાવશે.

† દરેક દેશના અનુભવ ઉપરથી જણાય છે કે જેઓ વિચારશીલ અર્થાત્ માનસિક પરિશ્રમ ઉઠાવનાર છે તેઓ, મહેનત કરનાર અર્થાત્ શારીરિક પરિશ્રમ ઉઠાવનાર ઉપર રાજ્ય કરે છે.

પ્રત્યે ટીકાકારોએ ઘણોજ તિરસ્કાર બતાવ્યો. એકંદર રીતે તેમના વિરૂદ્ધ એવું વાતાવરણ બગડી ગયું કે સાધુનું નામ દેતાં તેમના પ્રત્યે અણુગમાની લાગણી ઉત્પન્ન થતી.

આ સંયોગોમાં અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ તરફથી દીક્ષા સંબંધી વિચાર કરી ઠરાવ કરવા જૈનપરિષદ્‌ની ખાસ બેઠક ટાઉનહૉલમાં ભરવાની જબરી તૈયારીઓ થવા લાગી. દેશ પરદેશ આમંત્રણ પત્રિકાઓ રવાના કરવામાં આવી અને તે સાથે ભદ્રાપુરીમાં કલ્યાણની દીક્ષાના થયેલા ભવાડા તથા કનકનગરની ધમાલના દયાજનક હેવાલો તેમજ બીજા તેવા બનેલા બનાવોના રીપોર્ટ મોકલાવી જૈનોમાં જાગૃતિ આણવામાં આવી.

અષાડ માસની વૃષ્ટિ વરસતી હતી છતાં અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજની જ્યાં જ્યાં શાખાઓ હતી ત્યાં તેના કાર્યવાહકો અને પ્રચારસમિતિના સભાસદો અઠવાડીઆ પહેલાં કનકનગરમાં આવી પહોંચ્યા અને શહેરના જૈનોના જુદા જુદા લતાઓમાં નાની નાની સભાઓ ભરી લોકમત કેળવવા લાગ્યા. દેશાવરમાં પણ પ્રચારસમિતિના સભ્યોએ ગામે ગામ ફરી જૈનોની ઉંઘ ઉડાડી દીધી. સભામાં કાર્ય વધારે હોવાથી અષાડ વદ છઠ્ઠ તથા સાતમ, રવિવાર અને સોમવાર એમ બે દિવસો રાખવામાં આવ્યા. સરકારી તેમજ બીજા નોકરવર્ગને અનુકૂળતા થઇ પડે એટલા હેતુથી રવિ અને સોમની જોડે જોડે રજા હોવાથી તે દિવસો પસંદ કર્યા હતા. પ્રમુખ તરીકે કનકનગરના બાહોશ બેરીસ્ટર, જૈનકોમના આગેવાન, વર્ધમાન વિદ્યાલયના પૅટ્રન અને વડી ધારાસભાના સભાસદ શ્રીયુત રા. બ. ભારતીકુમાર વિશ્વકુમાર એમ. એ. એલ એલ. બી. ની પસંદગી કરવામાં આવી હતી. આ ભારતીકુમાર ભદ્રાપુરીના રા. બ. અશ્વિનીકુમારના પિતરાઈ ભાઈ થતા હતા. તેમનું આખું કુટુંબ કેળવણી પામેલું અને સંસ્કારી હતું. તે જૈનધર્મના કામમાં આગેવાની ભરેલો ભાગ લેતા અને વગર ફીએ જૈનકોમના કેસ લડતા.

ભદ્રાપુરીથી રસિકલાલની આગેવાની નીચે સો પ્રતિનિધિઓ અને તેમની પત્ની માલતીની આગેવાની નીચે પચીસ સ્ત્રીપ્રતિનિધિઓ કનકનગરમાં આવી પહોંચ્યાં. માલતી પણ કનકનગરમાં શ્રીમંત ગૃહસ્થોના ઘેરે જઇ તેમની સ્ત્રીઓમાં સારી જાગૃતિ લાવી.

સભામાં હાજરી આપવા કેટલાક ગૃહસ્થો લાલભાઇ શેઠને આગ્રહ કરતા પણ ડોશીના બનાવ પછી તેમની હીંમત કમી થઇ ગઇ હતી. તેથી માલના કામનું બ્હાનું કાઢી તે બહાર ગામ ઉપડી ગયા.

ટાઉન હૉલમાં ચાર પાંચ હજાર માણસોની સવડ થાય તેટલી વિશાળ જગો હતી. સભાનું કામ એક વાગે શરૂ થવાનું હતું પણ પ્રેક્ષકો તો અગીઆર વાગ્યાથી આવીને બેશી ગયા હતા. આશરે પાંચસો સ્ત્રીઓએ હાજરી આપી હતી. મોટા મોટા અમલદારો તથા જૈનેતર પ્રજાના આગેવાનોને આમંત્રણ કરી બોલાવવામાં આવ્યા હતા. તેમની પણ સંખ્યા સારી જણાતી હતી. એક વાગતા સુધીમાં હૉલ ચીકાર ભરાઇ ગયો. સદ્‌ભાગ્યે વરસાદ બંધ હતો અને માત્ર આકાશમાં વાદળાં છવાઈ રહ્યાં હતાં. શરૂઆતમાં મંગલાચરણ થયા બાદ એક યુવકે વાદ્ય સાથે નીચેની ગઝલ શરૂ કરી—

## અરે જૈનો હવે જાગો !

અરે ઓ જૈન બંધુઓ ! હવે જાગી જરા જુઓ !
રૂઠયા છે કોઇ સાધુઓ ! અરે જૈનો હવે જાગો ! ૧
હતા જે જૈનના તારક, હતા જે ધર્મના પાલક,
હવે તે તો બન્યા ઘાતક ! અરે જૈનો હવે જાગો ! ૨
જગાવી યુદ્ધ દીક્ષાનું, બનાવી ધર્મનું બ્હાનું,
મચાવ્યું ખૂબ ધીંગાણું ! અરે જૈનો હવે જાગો ! ૩
તમારાં માનીતાં બાળક, લુટી લે છે જુઓ બેશક !
કહી રક્ષક બને ભક્ષક ! અરે જૈનો હવે જાગો ! ૪
મુકી દઈ શાસ્ત્ર કોરાણે, નસાડે પુત્ર વ્હાલાને,
ન પુછે બાપ કે માને ! અરે જૈનો હવે જાગો ! ૫

કરે રૂદન પિતા માતા, નથી સાધુ દયા ખાતા,
દિસે તે તોજ મલકાતા ! અરે જૈનો હવે જાગો ! ૬
પતિ વિનાજ દુઃખીઆરી મરે ઝૂરી તરૂણુ નારી,
ન છોડે સાધુ હઠ ભારી, અરે જૈનો હવે જાગો. ૭
સગાંની રાડને સુણી ન પીગળે છે જરા મુનિ !
દયાના છે ખરા ખૂની ! અરે જૈનો હવે જાગો. ૮
પડાવી સંતતિ વ્હાલી કરે છે આમ ઘર ખાલી !
જરા જુઓજ નીહાળી, અરે જૈનો હવે જાગો. ૯
બન્યા સંસારીના દુશ્મન, ગુજારે જે ઉપર જીવન,
શું આ તે સાધુનું વર્તન ? અરે જૈનો હવે જાગો. ૧૦
વસાવી તાજું ખંભાતી, ઘટાડે જૈનની જાતિ !
વધે છે આથી શું ખ્યાતિ ? અરે જૈનો હવે જાગો ! ૧૧
અરે સૌ સાથ જોડાઓ, દબાવો આવી દીક્ષાઓ,
મહા સુખ જો તમે ચ્હાઓ અરે જૈનો હવે જાગો ! ૧૨

ત્યાર બાદ સ્વાગતમંડળના પ્રમુખનું ભાષણ થયા પછી અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજના સેક્રેટરીએ જૈનપરિષદ્‌ની ખાસ બેઠક ભરવાનો હેતુ કહી સંભળાવી પ્રમુખની દરખાસ્ત મુકી, તેને બીજા ગૃહસ્થો તરફથી ટેકો અને અનુમોદન મળતાં તાળીઓના ગડગડાટ વચ્ચે રા. બ. ભારતીકુમારે પ્રમુખપદ સ્વીકારી પોતાનું ભાષણ બુલંદ અવાજે નીચે પ્રમાણે શરૂ કર્યું—

પ્રતિનિધિબંધુઓ, ગૃહસ્થો અને સુશીલ બેનો !
આપે મને પ્રમુખપદ આપી જે માન આપ્યું છે તે માટે આપનો ઉપકાર માનું છું. તે માનની સાથે જે જોખમદારી મારા ઉપર આવી છે તે ઉપાડી લેવા અધિષ્ઠાતા દેવો મારા હૃદયને બળ આપે.

આજની ખાસ બેઠક ભરવાનો હેતુ જ્યારથી આમંત્રણ પત્રિકાઓ બહાર પડી છે ત્યારથી સૌ ભાઈ જાણે છે કે અયોગ્ય દીક્ષાની જે પ્રવૃત્તિ કેટલાક દુરાગ્રહી આચાર્યો અને સાધુઓ તરફથી ચાલી

રહી છે તેને કોઈ પણ ઉપાયે નાબુદ કરવી જોઇએ. સેક્રેટરીએ તે સંબંધી પૂરતું વિવેચન કરેલું છે તેથી ફરી કહેવા માગતો નથી.

જે કામ શાસ્ત્ર વિરૂદ્ધ થાય, ધર્મ વિરૂદ્ધ થાય, લોકલાગણી વિરૂદ્ધ થાય, જેના પ્રત્યે આખી ભારતભૂમિ તિરસ્કાર બતાવે તે કામને નાબુદ કરતાં કેટલી વાર? તેને માટે આટલો બધો ઉહાપોહ અને આવી મોટી મોટી સભાઓ ભરી હજારો રૂપીઆ ખરચ કરવાનું પ્રયોજન શું? આવી શંકા કોઇના મનમાં જન્મ પામે તો તેમાં નવાઈ નથી.

પરંતુ, ગૃહસ્થો! ધર્મ એ એવી ચીજ છે કે જેના નામથી ગમે તેવી દુરાચાર ભરેલી પ્રવૃત્તિ ચલાવવી હોય તો ચલાવી શકાય છે, ધર્મને નામે હજારો રૂપીઆ એકઠા કરી શકાય છે, ધર્મના નામે વ્યભિચાર સેવાય છે અને તે દ્વારાએ કાયાને પવિત્ર કરાય છે એવી માન્યતા પણ ઠસાવી શકાય છે. આચાર્ય કે સાધુ બોલ્યા એટલે તો તે મહાવીર ભગવાનની વાણી થઇ ચુકી. પણ ક્યાં તે મહાવીર ભગવાનનું હૃદય અને વર્તન અને ક્યાં હાલના સાધુઓનું હૃદય અને વર્તન? બે ચાર એવા સાધુઓ નીકળ્યા છે કે જેઓએ અત્યારે જૈનસંઘમાં કલેશ કરાવ્યો છે. આવા સાધુઓને શ્રીમંત ગૃહસ્થો અને તેમની મહેરબાની ઉપર જીવન ગુજારનાર આશ્રિત ભકતો પૈસાની અને ખટપટની મદદ કરી ઉત્તેજન આપી રહ્યા છે. આવા શ્રીમંત અને અંધશ્રદ્ધાળુ ભકતોની તેમને મદદ ન હોય તો જરૂર તેમના હાથ હેઠા પડે. આપણા જાતિ ભાઇઓજ દુશ્મનનું કામ કરી રહ્યા છે તેથીજ આવી ઉપરથી દેખાતી નજીવી પણ અંદરથી ઝેરી બીજના જેવું કામ કરનારી વસ્તુને માટે આટલો બધો પ્રયત્ન કરવો પડે છે. એ નાનું બીજ જમીનમાં રોપાયું છે, મૂળ નંખાયું છે અને અંકુરા પણ સ્ફુરાયમાન થઇ ચુકયા છે. જો તે નાના છોડવાને નજીવો ગણી ફાલવા દઈશું તો તે જમીનમાં ઉંડાં મૂળ ઘાલી ભવિષ્યમાં મોટું વૃક્ષ બની જશે. માટેજ ઉગતાને છેદવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

છોકરાંને સંતાડવાં, સગાં સંબંધી તથા કુટુંબીજનોને સંતાપ કરાવવા, સ્ત્રીઓના પ્રાણપ્રિય પતિને પડાવી લેવા, છોકરાં રઝળતાં કરવાં, આ બધાં કૃત્યોમાં પાપ સમાયેલું છે એ નાનું બાળક પણ સમજી શકે તેમ છે છતાં આચાર્યો મોટાં મોટાં દૃષ્ટાંતો આપી તેમાં પુણ્ય સમજાવવા દુરાગ્રહ અને હઠવાદ લઈ બેઠા છે. તે જૈનો માટે થોડું શરમાવવા જેવું છે ?

ભદ્રાપુરીમાં સૂર્યવિજય આચાર્યની અને શેઠ ચીમનલાલની થોડી નાલાસી થઇ? કલેકટર સારા હતા તેથી તે માનપૂર્વક કામ લેતા હતા. કોણ જાણે તેમાંથી કેવું ગંભીર પરિણામ આવશે ! અત્યારે તો લાલભાઇ વીગેરે તેમના જામીન થયેલા છે એટલે આચાર્ય છુટા ફરે છે. આટલેથી ધરાયા નહીં એટલે આ કનકનગરમાં પણ સમ-મહર્ષિઓને દીક્ષા આપવામાં આવી. તેવા ઘાતકી કૃત્ય માટે લાલભાઈ શેઠને માનપત્ર આપવામાં આવ્યું. તેમને જૈન આલમના શહેનશાહ અને કનકનગરના કુમારપાળની ઉપમાઓ આપવામાં આવી. પણ આખરે પરિણામ શું આવ્યું ? ડોશીનો પ્રાણ ગયો ! અને તે પણ ક્યાં ? આચાર્યની આગળ (શરમ શરમ). વળી બીજી બાઈએ તો આચાર્યને અડી ખોળામાં નાનું બાળક મુકયું. યુવાન સ્ત્રી, જે નાનાં બે બાળકોની મા હતી અને જેના ધણીને પૈસાની લાલચ, શરમ ધમકી અને લાગવગના પ્રયાસથી ઉપાડી જઈ સાધુ દીક્ષા આપે તે સ્ત્રીથી શી રીતે સહન થાય ?

આવું બન્યા છતાં પણ આચાર્ય ક્યાં તેના ધણીને બતાવતા હતા ? પોલીસે કોઇ ધર્મઘેલા શેઠીઆના ઘરમાંથી શોધી કાઢ્યા અને તેમને કુટુંબ ભેગા કર્યા. લગ્નના દિવસે લાલભાઇના માંડવામાં હું પણ હતો. હું તો જોઇને આશ્ચર્યચકિત થઇ ગયો હતો. તે વખતનો દેખાવ જેણે જોયો હશે તેની આંખમાંથી આંસુ આવ્યા વિના નહીં રહ્યાં હોય."

આ પ્રમાણે તે બનાવ ઉપર પ્રમુખે ઘણુંજ હૃદયદ્રાવક ભાષણ કરી આખી સભાને રડાવી મુકી હતી. વચ્ચે વારંવાર "શરમ શરમ"

ના પોકારો ચારે બાજુથી થતા હતા. કેટલાક વિરોધી પક્ષના પ્રેક્ષકોના હૃદય ઉપર એવી અસર થઇ કે તે પણ લાલભાઇ અને આચાર્ય વિરૂદ્ધ બળાપો કાઢતા હતા. સ્ત્રીઓ તો ખરેખર રડવાજ લાગી. બિચારી ડોશી! બાપડાં એ બાળકો! હાય! હાય! આવું તે આચાર્યથી કરાતું હશે? એમ સ્ત્રીઓમાંથી ધીમા ધીમા ઉદ્ગારો નીકળવા લાગ્યા. આગળ ચાલતાં પ્રમુખે જણાવ્યું—

"દયાના ઉપાસક મારા જૈન બંધુઓ! આવી દીક્ષાપ્રવૃત્તિ હવે ક્યાં સુધી નિભાવશો? તેવી પ્રવૃત્તિ ચલાવનાર સાધુઓની વિરૂદ્ધ આપણે સખ્ત પગલાં ભરવાં પડશે. પછી ભલે તે જેલમાં જાય કે દરીઆપાર થાય. તેમને જરા પણ બચાવવા નહીં (તાળીઓ). જ્યારે તેમને આપણાં છોકરા છોકરીઓ અને સ્ત્રીઓ ઉપર દયા નથી આવતી તો આપણે શા માટે તેમને માટે દયા ખાવી જોઇએ?

લોકમાં એવી માન્યતા સાધુએ ઠસાવી દીધી છે કે "સાધુની જે નિંદા કરે તે નરકમાં જાય. ચેલો ગમે તેવો હોય પણ વેશ ધારણ કર્યો એટલે સાધુ" આ માન્યતા ભોળા જૈનોને ઠગવાની છે, અજ્ઞાન સ્ત્રીઓને ફંદામાં નાખી ફસાવવાની છે. જે દીક્ષિત પોતાના મન વચન અને કાયાના વર્તનથીજ સાચુ હોય તો તેજ સાધુ કહી શકાય, તેજ પૂજ્ય છે.

કહેવાય પંચમહાવ્રતધારી અને જીવ લેવામાં શૂરા! જુઠું બોલવામાં બાહોશ, કોઈ કોઇના વ્યભિચારનાં ગુપ્ત છીદ્રો જોવાં હોય તો વાંચો પેલું "પોલવાજીંત્ર" પત્ર. અઠવાડીએ અઠવાડીએ કોઇની નાની મોટી પોલ પડઘમ વગાડી જૈનોના કાન ઉઘાડે છે. ચોરી કરવામાં ક્યાં પાછા પડે છે? છોકરાં સંતાડવાં એ ચોરી નહીં તો બીજું શું? પુસ્તકો પણ કોઇ કોઇનાં ઉપાડી લે છે. કવિતાઓ પણ બીજાની ચોરી લઈ નીચે પોતાનું નામ પ્રકટ કરે છે. પરિગ્રહનો તો પારજ રાખતા નથી. શ્રાવકોને ત્યાં પેટી પટારા મુકે છે, તેમને ત્યાં રૂપીઆનાં ખાતાં રાખે છે, પુસ્તકોનો ધમધોકાર ધંધો જ્ઞાનના ઓઠા

નીચે ચલાવે છે. સાધુઓ કોઈ છોકરાને છાની રીતે ઉપાડી એક ગામથી બીજે ગામ જાય છે ત્યારે અંધશ્રદ્ધાળુ શ્રીમંતો તથા કહેવાતા શાસનપ્રેમીઓ પાપનો જરા પણ ડર રાખ્યા શીવાય તેમને માટે ખાસ રસોઇઆ, નોકરો સીધું સામાન વીગેરે તમામ સામગ્રીઓ તેમની સાથે તૈયાર રાખે છે.

આ રીતે અયોગ્ય દીક્ષાની પ્રવૃત્તિમાં સાધુઓ પંચમહાવ્રતથી પતિત થાય છે. આવા પતિત સાધુઓનાં ભોપાળાં બહાર પાડવામાં શું પાપ છે તે હું સમજી શકતો નથી. તેમને સંઘ બહાર મુકી દેવા જોઇએ. જેથી આપણો જૈનધર્મ અને સાધુસમાજ કલંકિત થતો અટકે. તેવા કેટલાક નાલાયક સાધુઓના પાપે સારા સાધુઓ પણ વગોવાઇ રહ્યા છે. એક કવિ કહે છે કે—

पादपानां भयं वातः पद्मानां शिशिरो भयं ।
पर्वतानां भयं वज्रः साधूनां दुजनो भयं ॥

અર્થાત્ વૃક્ષોને પવનનો ભય છે, કમળને ઝાકળનો ભય છે, પર્વતને વીજળીનો ભય છે અને સારા માણસને દુર્જનનો ભય છે. માટે એવા નાલાયક સાધુઓને તો વીણી વીણીને સાધુસંસ્થાથી દૂર કરવા જોઇએ. તેમના સંસર્ગરૂપી ઝેરી ચેપને એકદમ નાબુદ કરવો જોઇએ એવી મારી માન્યતા છે.

ધન્ય છે પદ્મવિજયજી જેવા આચાર્યને કે જેઓ પંચમહાવ્રતનું પાલન કરી સમયને માન આપી આપણી જૈનકોમનું કલ્યાણ થાય તે તરફ તેમની પ્રવૃત્તિ ચલાવી રહ્યા છે. વર્ધમાન વિદ્યાલયની સીલ્વર જ્યુબીલી વખતે તેમણે આપેલું ભાષણ સૌએ છાપામાં વાંચ્યું હશે. તે વખતના મહોત્સવના પ્રમુખ અમારી કોર્ટના ચીફ જસ્ટીસ મારટીન પણ ખુશ થયા હતા. આવા પદ્મવિજયજી જેવા આચાર્યો અને મુનિ મહારાજો પાકશે ત્યારે જ આપણો ઉદ્ધાર થવાનો છે.

પાત્રતા જોયા શીવાય, કસોટી કર્યા શીવાય, સહવાસમાં રાખી વર્તન જોયા વિના ગમે તેને મુંડી નાખી ચેલા બનાવવાથી કેવાં માઠાં પરિણામ આવ્યાં છે તે સૌ જાણે છે. મહીનામાં એક બે દીક્ષા

મુકીને નાશી જાય છે, કોઇ વંડી જાય છે; આવી દુર્દશા જોઇ કોને દિલગીરી થયા વિના રહેશે? અમારે તેવા સાધુઓ જોઇતા નથી. ચારિત્રવાન સાધુઓ જોઇએ છે. થોડા પણ શુદ્ધ અને જૈનકોમનો ઉદ્ધાર કરનાર હશે તો બસ છે. કહ્યું છે કે—

वरमेको गुणीपुत्रो न च मूर्खशतान्यपि ।
एकश्चंदस्तमो हन्ति न च तारागणोऽपि च ॥

અર્થાત્ સો મૂર્ખ પુત્ર કરતાં એક ગુણવાન પુત્ર હોય તો બહુ સારૂં. કરોડો તારાથી રાત્રી પ્રકાશમાન થતી નથી પણ બસ એક ચંદ્ર તમામ અંધકાર હણી રાત્રીને પ્રકાશિત કરે છે. વળી કહ્યું છે કે—

शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे ।
साधवो नहि सर्वत्र चंदनं न वने वने ॥

અર્થાત્ દરેક પર્વતમાં માણેક પાકતાં નથી, દરેક હાથીના કુંભસ્થળમાંથી મોતી મળતાં નથી, દરેક સ્થળે સાધુ પુરૂષો – સત્પુરૂષો નીવડતા નથી અને દરેક વનમાં ચંદનનાં વૃક્ષ થતાં નથી. એ રીતે જે ગુણવાન હોય છે તેની કીંમત ગણાય છે અને તેજ ઉપયોગી થઇ પડે છે."

આ પ્રમાણે કહી કેવા કેવા પ્રકારની દીક્ષાઓ અપાય છે તેના ઉપર જોશભેર વિવેચન કર્યું હતું. આગળ ચાલતાં પ્રમુખે જણાવ્યું–

"ગૃહસ્થો ! આપણે વેપારી રહ્યા એટલે દરેક વસ્તુ વેપારની દૃષ્ટિએ જોઈએ. મુંબઈની માફક આ કનકનગરમાં દરેક જાતના વેપાર અને શટ્ટા, તેને માટે ખાસ બઝાર. જુઓ શેર બઝાર, એરંડા બઝાર, સોનાચાંદી બઝાર, રૂ બઝાર, અળશી બઝાર, આ બધા બઝારોમાં હવે એક નવો દીક્ષા બઝાર ઉઘાડવામાં આવ્યો છે. (હસાહસ) તે બઝારમાં તેના વેપારીઓ અને દલાલો ધમાલ મચાવી મુકે છે. દીક્ષાના ઉમેદવારોના ભાવ બોલાય છે. કોઇ હજારનો તો કોઈ બે હજારનો તો કોઇ ચાર હજારનો, કોઇ કોઇ તો સાત અને દસ હજારના પણ હોય છે, જેવી જેની લાયકાત. જો બિચારો એકલો હોય તો

થોડી કીંમત અંકાય, કારણ કે પાછળ કોઈની ચિંતા હોય નહીં. જો દેવું હોય તો તે આપવા પૂરતી કીંમત ગણાય, જેને યુવાન બૈરી હોય તેની તેથી વધારે કીંમત, જેને બૈરી અને છોકરાં હોય તેની તેથી પણ વધારે કીંમત અને જો માબાપ બૈરી વીગેરે બહોળા કુટુંબવાળો હોય તો તેનો સોદો મોટી રકમથી સહી પડે (હસાહસ). આ પ્રમાણે દીક્ષાનો બઝાર ઉઘડેલો છે. જેમ કન્યાવિક્રય થાય, વરવિક્રય થાય તેમ દીક્ષાવિક્રય ન થાય તો પછી ધનવાનોના લક્ષણમાં મોટી ખામી ગણાય. લાલભાઈ શેઠે સપ્ત મહર્ષીઓને દીક્ષા આપી તે તમામને મોટી મોટી રકમો આપવામાં આવી હતી અને તે ઉપરાંત દરસાલ સાલીઆણું બાંધી આપ્યું હતું. શેઠ ના પાડે તો મારી પાસે પૂરાવા મોજુદ છે. ઠામઠામ લાલભાઈ શેઠના દલાલો કામ કરી રહ્યા છે. અને પૈસા વેરી રહ્યા છે. આપ સૌ જાણો છો કે લાલભાઈ દીક્ષારક્ષક મંડળના પ્રમુખ છે. એક દિવસ જ્યારે સામટું ભોપાળું ફુટશે ત્યારે આ બઝાર પેલા બૅંકોના શેરની માફક બેશી જશે. જુઓ આ દીક્ષાના હીમાયતી શ્રીમંતોના પૈસાનો ઉપયોગ ! (શરમ ! શરમ !) જૈનોની બેકારી દૂર કરવી સુઝતી નથી અને આવાં દીક્ષાનાં ધતીંગો સુઝે છે. મહારાજને ચેલા કરી આપવાની શેઠ લાલભાઇએ પાનની બાધા લીધી છે (હસાહસ). આવી બાધાને બદલે જૈન બંધુઓના ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞા લીધી હોય તો કેટલો બધો ફાયદો થાય ? ”

આ પ્રમાણે દીક્ષાબઝારના શટોરીઆઓ અને દલાલો ઉપર દાખલા દલીલો સાથે એવું હાસ્યજનક અને અસરકારક ભાષણ કર્યું કે આખી સભાના મન ઉપર ઉંડી છાપ પડી. પ્રમુખે આગળ ચાલતાં જણાવ્યું કે—

“ગૃહસ્થો ! તમારી દીક્ષા તો ધારાસભાના ટેબલ ઉપર જઇને બેઠી. (ખુબ હસાહસ) બેસે તેમાં શી નવાઈ ? દીક્ષાનિમિત્તે કેટલા બધા કેસો કોરટે ચડયા ? દરેક જજમેન્ટમાં દીક્ષા અને સાધુઓના વર્તન ઉપર ન્યાયાધીશોએ ટીકા કરેલી છે. ધારાસભામાં દરખાસ્ત મુકનાર મીસ્ટર

વસંતલાલે હૃદયભેદક દાખલાઓ સભામાં રજુ કરી સભાસદોના મન ઉપર અસર કરાવી વધુ મતે દરખાસ્ત મંજુર કરાવી છે તે વર્તમાન પત્રોથી જાણ્યું હશે. તેથી તે વિષય ઉપર વધારે વિવેચન કરતો નથી પરંતુ એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે જો આપણે દીક્ષા સંબંધી બંદોબસ્ત નહીં કરીએ તો જરૂર સરકાર હાથ ઘાલશે.

જો આપણે દીક્ષા જેવા ધર્મના કામમાં સરકારી દરમીઆનગીરી ચહાતા ન હોઇએ તો માત્ર બોલીને કે બકવાટ કરીને બેશી રહ્યાથી કાંઇ વળવાનું નથી. એવા સાધુઓ અને તેમના ભક્તોની સામે બળવો ઉઠાવવો પડશે અને તેમનું બળ તોડવું પડશે. તેમની આવી પ્રવૃત્તિ હવે વધારે વખત ચાલવા દેવી એ ભયંકર નુકસાન ભરેલું છે. અયોગ્ય દીક્ષાના હીમાયતી સાધુઓ કહે છે કે જેમ તમારો કમાવાનો ધંધો છે તેમ અમારો દીક્ષાનો ધંધો છે, એ અમારી પેઢી છે, આવું કહેતાં તેમને જરા પણ શરમ નથી આવતી. જે ગૃહસ્થાશ્રમીઓ સાધુસમાજને પોષી રહ્યા છે તેમનુંજ નિકંદન કાઢનાર સાધુઓને કૃતજ્ઞી કહેવા કે કૃતઘ્ની કહેવા ? લગ્નને વ્યભિચાર કહે, વર્ધમાન વિદ્યાલય જેવી સંસ્થાને તોડી પાડવા તૈયાર થાય, તેમાંથી પાકતાં રત્નોને અંગારા કહે, અધર્મી કહે, નાસ્તિક કહે. આવા વિચારવાળા સાધુઓથી આપણા સમાજને ઘણુંજ નુકસાન છે. તેમની દીક્ષા પ્રવૃત્તિ કોઇ પણ ઉપાયે તોડી નાખવી જોઇએ.

વર્ધમાન વિદ્યાલયના જુના અને ચાલુ વિદ્યાર્થીઓને જણાવવા રજા લઉં છું કે સૂર્યવિજય આચાર્ય તમને અંગારા કહે છે તેથી ક્રોધાયમાન થશો નહીં. તે તો એક ઉત્તમ પ્રકારની ડીગ્રી છે, તે ગુજરાતી શબ્દમાં અને તેના અંગ્રેજી અક્ષરોમાં ઉંડું રહસ્ય સમાયેલું છે તે શાંત મગજ રાખી સમજો.

અત્યાર સુધી તમે બધા કાળા કોલસા હતા, વર્ધમાન વિદ્યાલયમાં પ્રવેશ કરવાથી તમારી કાળાશ–મલીનતા–ઉડી ગઇ અને તેને બદલે સુવર્ણ જેવો રંગ પ્રાપ્ત થયો, વળી કોલસા રૂપે જડ હતા તે હવે

અંગારા બનવાથી ચેતનમય બન્યા છો. તમારામાં અગ્નિ રૂપ ચેતન દાખલ થયું છે, એટલે કાર્ય કરવાને શક્તિમાન થયા છો. આખા વિશ્વનું જીવન અગ્નિ–ગરમી છે તે તમે તમારા કૉલેજના અભ્યાસમાં શીખી ગયા છો, તેવી અગ્નિ તમારામાં પ્રાપ્ત થવાથી તમારી કાળાશ અને તમારા અંધકારને ટાળી શકયા છો, એટલુંજ નહીં પરંતુ અંધારામાં રહેલી તમામ વસ્તુઓ જોવાને તમે શક્તિમાન થયા છો. હવેથી અંધારામાં રહેલી વસ્તુ અને પરિસ્થિતિ સંબંધી બીજાઓ સત્યને અસત્યના સ્વરૂપમાં બતાવી અર્થનો અનર્થ કરી ગમે તેવું આડું અવળું સમજાવી અંધારામાં રાખી મનોકલ્પિત ચિતાર ખડો કરી અવળા માર્ગે દોરતા હતા તે હવેથી બંધ થયું. તમે તમારી મેળે જોવાને અને તેનો વિચાર કરવાને તાકાદ પ્રાપ્ત કરી શકયા છો; હાલમાં જૈનસમાજ અને સાધુસંસ્થામાં પેશી ગયેલા સડા જે જે પ્રકાશમાં આવવા લાગ્યા છે તેને બાળી ભસ્મીભૂત કરવા તમારામાં અગ્નિ રૂપ શક્તિ પ્રાપ્ત થઇ છે. તમે જાણો છો કે જેને આંગળી અડાડવાને શક્તિમાન ન હોય તે બળવાન ગણાય છે અને તે પ્રજા રાજ્ય કરવાને લાયક હોય છે. તમારામાં પણ તે ગુણ પ્રાપ્ત થયો છે એવું અંગારાની ડીગ્રી મળવાથી સાબીત થઇ ચુકયું છે. હવે તો કોઇની – અરે ખુદ સૂર્યવિજય આચાર્યની પણ તાકાદ નથી કે તમને આંગળી અડાડી શકે ! અલબત તમારા જેવા થવાનું માન તે પ્રાપ્ત કરે તોજ તેમ બનવાનો સંભવ છે. (હસાહસ)

હવે અંગારા શબ્દના અંગ્રેજી અક્ષરો A. N. G. A. R. A. જે માત્ર માર્મિક સંજ્ઞા રૂપે છે તેનું સ્પષ્ટિકરણ કરતાં "Advocate of Noble Grand And Revolutionary Activity અર્થાત્ ઉચ્ચ મહાન અને જમાનો પલટાવનાર ક્રાન્તિપ્રવૃત્તિના હીમાયતી" એવો ભાવ નીકળી આવે છે, માટે હવે તમારા નામની આગળ "અંગારા" અને અંગ્રેજીમાં તમારા નામની પાછળ Esquire A. N. G. A. R. A. એવી ડીગ્રી કોઇ લગાડે તો દિલગીર નહીં થતાં આનંદ અને સંતોષ માનશો. (તાળીઓ)

આ પ્રમાણે વર્ધમાન વિદ્યાલયમાં પ્રવેશ કરવાથી મહાવીર પ્રભુના પ્રભાવથી આવી અજબ શક્તિ મેળવવાને તમે ભાગ્યશાળી થયા છો તે જાણી એવા કયા જૈનો હશે કે જેના હૃદયકમળની પાંખડીઓ પ્રફુલ્લિત થયા વિના રહી હશે ?!

આટલું કહી હવે આપણે કયા રસ્તે જવું તે સંબંધી નિર્ણય કરવા આપ પ્રતિનિધિ ભાઇઓને સોંપી બેશી જવાની રજા લઉં છું."

તાળીઓના અવાજ વચ્ચે તેઓ પોતાના સ્થાને બેશી ગયા. તે પછી સેક્રેટરીએ આવેલા સહાનુભૂતિના તારો તથા પત્રો વાંચી સંભળાવ્યા હતા. તે બધાનો કહેવાનો આશય એ હતો કે દીક્ષા માટે કાયદો ઘડવો અને તે પ્રમાણે સાધુઓ અને શ્રાવકોએ વર્તવું. સાધુઓ ઉપર અંકુશ મુકવાની જરૂર છે.

તે પછી વિષયનિયામક સમિતિ ચુંટાઇ, તેના સભ્યોનાં નામો પ્રમુખે વાંચી સંભળાવ્યાં, અને તેમને રાત્રે આઠ વાગે મળવા માટે સૂચના કરવામાં આવી. વાળુનો વખત થવાથી સભા વિસર્જન થઈ.

રાત્રે વિષયનિયામક સમિતિ મળી. દીક્ષા ઉપર અંકુશની દરખાસ્તોના જુદા જુદા ખરડા સભામાં રજુ થયા. પ્રમુખ આવેલી દરખાસ્તો સમજાવવા લાગ્યા અને બનતા સુધી એક બીજાની સાથે હળી મળીને કામ લેવાય તે ધોરણ ઉપર સુધારા વધારા કરી દરખાસ્તોનો ખરડો તેમણે તૈયાર કર્યો.

બીજા દિવસે બરાબર એક વાગે સભા મળી, અને ઠરાવોનું કામ હાથમાં લીધું. દરખાસ્ત મુકનાર, ટેકા અને અનુમોદન આપનારનાં વિવેચન થયા બાદ નીચે પ્રમાણે સર્વાનુમતે ઠરાવ કરવામાં આવ્યા—

**ઠરાવ ૧ લો**—આચાર્ય સૂર્યવિજય મહારાજે ભદ્રાપુરીમાં કલ્યાણની દીક્ષા સંબંધી જે અવિચારી અને ઉદ્ધત પગલું શેઠ ચીમનલાલની પાસે ભરાવ્યું, તે સંબંધી ખટલો કોરટે ચડયો અને જૈનોની અપકીર્તિ કરાવી તે માટે આ સભા દિલગીરી જાહેર કરે છે અને તે બંનેના કૃત્યો તરફ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે.

**ઠરાવ ૨ જો**—આચાર્ય સૂર્યવિજય મહારાજ પાસે શેઠ લાલભાઇએ કનકનગરમાં સાત જણને દીક્ષા અપાવી તેમાં ત્રણ જણનાં કુટુંબોને દુઃખ થવાથી તે આચાર્ય પાસે ગયાં. ડોશી માથું કુટી મરણ પામી. આવી તેમની દીક્ષા માટે આચાર્ય તરફ તથા શેઠના વર્તન તરફ આ સભા ધિક્કાર બતાવે છે અને એવી દીક્ષાઓને સખ્ત રીતે વખોડી કાઢે છે.

**ઠરાવ ૩ જો**—જે કોઇને દીક્ષા લેવી હોય તેણે પ્રથમ પોતાનાં નિકટનાં સગાંની સંમતિ લઇ અર્થાત્ તેમનું જરા પણ દિલ દુખાવ્યા શીવાય રાજી ખુશીથી સંમતિ મેળવી તે ગામના જૈનમહાજનને લેખી અરજી કરવી. તે અરજીમાં લખ્યા પ્રમાણે હકીકત સાચી હોય અને તેના દીક્ષા લેવાથી જૈનધર્મને હાની પહોંચે તેવું ન હોય તો તેને દીક્ષા આપવા ઇચ્છા બતાવનાર સાધુએ તેને સંસારીપણે એક વરસ સુધી પોતાની પાસે ઉપાશ્રયમાં રાખવો અને વર્તન ઉપરથી લાયક જણાય તો તેને સગાંની અને મહાજનની રજા મેળવી સાધુએ દીક્ષા આપવી. તે શીવાય સાધુએ તેને દીક્ષા આપવી નહીં. કદાચ કોઇ આ ઠરાવ પ્રમાણે ન વર્તે તો તેમાં કોઇએ ભાગ લેવો નહીં અને બને તો તે અટકાવવા પ્રયત્ન કરવો અને તેવા સાધુથી અસહકાર કરવો.

**ઠરાવ ૪ થો**—દીક્ષા ઉપર અંકુશ મુકવા ધારાસભામાં જે દરખાસ્ત રજુ થઇ છે તેને આ સભા ટેકો આપે છે. દીક્ષા ઉપર અંકુશ મુકનારો ખાસ કાયદો અગર પીનલકોડની કોઇ કલમમાં તેવો સુધારો વધારો કરવાની આવસ્યતા આ સભા હાલના સંયોગોમાં સ્વીકારે છે. આવી દરખાસ્ત રજુ કરનાર રા. રા. વસંતલાલને આ સભા ધન્યવાદ આપે છે.

**ઠરાવ ૫ મો**—આચાર્યશ્રી પદ્મવિજય તથા તેવા જે આચાર્યો અને મુનિ મહારાજો આચારનું પાલન કરી, દેશ અને કાળ તરફ નજર રાખી જૈનસમાજનું કલ્યાણ કરવા બોધ આપી પરોપકાર કરી રહ્યા છે તેમના પ્રત્યે આ સભા પૂજ્ય ભાવથી જુએ છે, તેમને ધન્યવાદ

આપે છે અને બીજા સાધુઓ તેમનું અનુકરણ કરે એવી આ સભા આશા રાખે છે.

ઠરાવ ૬ ઠ્ઠો—દીક્ષારક્ષક મંડળ તરફથી "દીક્ષાવાજીંત્ર" નામનું અઠવાડીક પત્ર નીકળે છે તે અયોગ્ય દીક્ષાને પોષનારૂં પત્ર છે માટે તે તરફ આ સભા તિરસ્કાર બતાવે છે અને તે પત્ર ખરીદ કરીને કે બીજી કોઇ પણ રીતે ઉત્તેજન આપવું નહીં.

ઉપર પ્રમાણે ઠરાવો થયા પછી પ્રમુખે ઉપસંહારનું ભાષણ કર્યું, તે પછી કામ કરનાર સમિતિઓ નીમાયા બાદ શિષ્ટાચાર પ્રમાણે ઉપકારો મનાયા અને પરિષદ્ વિસર્જન થઇ.

---

# પ્રકરણ ૩૧ મું.

## વીરબાળાને સપડાવવા મેનકાની કપટજાળ.

* दुर्जनः प्रियवादी च नैतद्विश्वासकारणम् ।
मधुतिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम् ॥
उपकारोऽपि नीचानामपकारो हि जायते ।
पयःपानं भुजंगानां केवलं विषवर्धनम् ॥

"કેમ બાબુ સાહેબ! હમણાં દસ દિવસથી ઘર આગળ દર્શન દેતા નથી?"

"ભાઈ જયંતીલાલ! ઠીક તમે શેર બઝારમાં મળ્યા. ચાલો જરા હૉટલમાં ચા પી આવીએ, કાંઈ બજારમાં કામ તો નથી ને?"

"કામથી તો ક્યારનો પરવાર્યો છું."

---

* દુર્જન ગમે તેવો પ્રિયવચની હોય તો પણ તે વિશ્વાસને પાત્ર નથી. કારણકે તેની જીભમાં મધુ ભરેલું હોય છે પણ હૃદયમાં ઝેર હોય છે. નીચ પુરૂષો ઉપર ઉપકાર કર્યો હોય તો પણ તે અપકાર રૂપ નીવડે છે. સર્પને દુધ પાવું તે માત્ર ઝેરને વધારવા રૂપ છે.

એમ વાતો કરતા જોડેની હૉટલમાં એક ઓરડામાં તેઓ બેઠા અને બે કપ સ્પેશીઅલ ચાનો ઑર્ડર કર્યો. આ બાબુ સાહેબનું નામ પ્રાણલાલ હતું, શેર અને ઝવેરાતનો ધંધો કરતો હતો. સ્વચ્છંદી આચરણ હોવાથી બાબુ સાહેબ કહેવાતા.

મોંમાં બીડી રાખી ધુમાડો કાઢી પ્રાણલાલ કહેવા લાગ્યો "ભાઇ જયંતીલાલ! વચ્ચે બે દિવસ બસંતીલાલને ત્યાં ગયો હતો. તેમનો આગ્રહ વધારે હતો એટલે ત્યાં આનંદ કરી આવ્યો. આજે જરૂર તમારે ત્યાં આવીશ. તમે બંને જણે ઠીક બુલબુલ રાખ્યાં છે, પણ હજુ તમારૂં બુલબુલ શરમાળ જણાય છે. તેને બદલે પેલી મેનકા ઠીક કામ ઉપાડી લે છે. ચટકમટકવાળી ચાલાક જણાય છે. તેને કહોને કે તે તમારા બુલબુલને પાટા ઉપર ચડાવી દે."

"બાબુ સાહેબ! હું હમેશાં મેનકાને કહું છું. તેણે જરા ઠઠ્ઠા મસ્કરી ઉપર તો ચડાવી છે પણ હજુ અડપલું કરતાં સંકોચાય છે. ધીમે ધીમે મેનકા મારફત કામ લેવાય છે. તમે પણ જરા તેને ભોળવતા જાઓ તો છુટ લેતી થાય."

"જયંતીલાલ! અઠવાડીઆ ઉપર હું આવ્યો હતો ત્યારે જરા મસ્કરી કરી રંગ જમાવવાનો ઇરાદો કર્યો હતો પણ મારા મનમાં એવો વિચાર આવ્યો કે કદાચ તમારી ગેરહાજરીમાં તે બુમ પાડે તો બાજી બગડે માટે એટલેથી અટક્યો. આજે તમારી હાજરીમાં બુલબુલને છેડીએ. તે છે તો ઘણી ભોળી, લાલચ ઉપર ચડાવું, કદાચ ભોળવાય. અને એકવાર જરા છુટ થઇ એટલે પછી તો વાંધોજ નથી."

"બસ એટલું જ કામ છે. આજે જરૂર આવો અને સાથે લાલચનાં સાધન લેતા આવજો."

"આજે રાત્રે આઠ વાગે આવીશ. જો તાલ જામ્યો તો તમારે ત્યાં સુઇ રહીશ; નહીં તો પછી બાર વાગે પાછો આવીશ. આગળની તૈયારી કરી રાખજો. પેલી મેનકાને એવી ભણાવી રાખજો કે આપણું કામ સાધવામાં હરકત ન આવે."

"મેનકાને સૂચના આપેલી છે, તમે કહેશો તે પ્રમાણે યુક્તિ રચી આપશે. જરૂર આવજો" એમ કહી ત્યાંથી જયંતીલાલ છુટો પડયો અને વરસાદ વરસતો હોવાથી ગાડીમાં બેશી પોતાને ત્યાં ગયો.

જયંતીલાલ ઘેર આવી કપડાં ઉતારી આરામ ખુરશી ઉપર આડો થયો. વીરબાળાએ આવીને પુછ્યું "આજે વધારે થાક લાગ્યો હોય એમ જણાય છે."

મેનકા વચ્ચે બોલી "શેરની દલાલીનું કામ કાંઈ જેવું તેવું નથી, ગ્રાહકોને ત્યાં આંટા મારવા પડે છે, થાક લાગે તેમાં શી નવાઇ?" એમ કહી મેનકા મોં ધોવા માટે પાણીનો પ્યાલો ને રૂમાલ લાવીને સામી ઉભી રહી. જયંતીલાલ મોં ધોઇને તૈયાર થયો કે વીરબાળા બોલી "રસોઈ તૈયાર છે, જમવા ચાલો."

જયંતીલાલ જમવા બેઠો. મેનકા વચ્ચે બોલી "બારણાં હમણાં બંધજ રાખુંને? કોઇ આવનાર તો નથીને?"

જયંતીલાલે કહ્યું, "ના, અત્યારે કોઇ આવનાર નથી. આઠ વાગે પેલા બાબુ સાહેબ આવવાના છે."

મેનકા—"ક્યા બાબુ સાહેબ?"

જયંતીલાલ—"પેલા ઝવેરી બાબુ પ્રાણલાલ શોખીન અને ભપકાદાર છે તે."

મેનકા—"હા હા ઓળખ્યા, તે તો બહુ લાયક અને ખાનદાન છે. તેમને કેમ રોજ લાવતા નથી? કેમ શેઠાણી! ઓળખ્યા ને?" એમ કહી મેનકા હશી ગઇ.

વીરબાળા—"મને બરાબર યાદ નથી, તે તો તારે યાદ રાખવું."

મેનકા—"કેમ ભૂલી ગયાં? તમારી જરા મશ્કરી કરવા ગયા તેથી તમે જતાં રહ્યાં. હું તમારી પાસે આવી એટલે તમને ધીરજ આવી."

વીરબાળા—"હા, હવે યાદ આવ્યું. તે જરા મશ્કરીખોર છે. બીજા આવે છે તે તો મેનકા સાથે વાત કરી અંદર ચાલ્યા જાય છે. પણ આ તો અટકચાળા છે."

મેનકા—"શેઠાણી! તમે ન સમજ્યાં, તેમના સ્વભાવથી હું વાકેફગાર થઈ છું, તેમના સહવાસમાં પાંચ છ વખત આવી છું, તે બહુજ લાયક છે, ઉદાર છે, દરેક વખતે સારી ભેટ આપતા જાય છે. આ કરપચેનનો દોરો તમે જે વખાણો છો તે તેમનીજ ભેટ છે. તેમની પાસે એવા ઉમદા દાગીના છે કે ઘડીભર આપણને મોહ થાય."

જયંતીલાલ—"તે તો મોટા ઝવેરી છે, પેરીસની સુંદર અપ્સરાઓ માટે અત્રેથી નેકલેસ તૈયાર કરી તે મોકલે છે. શેર ઉપરાંત ઝવેરાતનો વેપાર કરે છે. અકેક નેકલેસ દસ દસ બાર બાર લાખ રૂપીઆનો તૈયાર કરી મોકલે છે."

આમ વાતમાં ને વાતમાં બંને જણ જમીને ઉઠયાં અને દીવાનખાનામાં આવીને બેઠાં. મેનકા જમવામાં અને રસોડાની વ્યવસ્થામાં ગુંથાઇ. વીરબાળા તો પતિને ખોટું ન લગાડવું, તે ખુશ થાય તેમ કરવું, એવા પોતાના નિશ્ચયને વળગી રહી પતિ પ્રત્યે અને ઘરમાં પોતાનું વર્તન રાખતી. પોતાને લાગતું કે પોતે જરા વધારે છુટ લે છે છતાં તેથી પતિ ખુશ થાય છે તેમ જાણીને જતું કરતી.

જયંતીલાલ—"વીરબાળા! બાબુસાહેબે તારી મશ્કરી કરી હતી?"

વીરબાળા—"જરા ગાલ ઉપર અડપલું કરવા આવ્યા કે હું જતી રહી. તે મને અડે તે કેમ ખમાય? વેગળા રહી ભલે ગમે તેટલી વાતો કરે તે સાંભળીએ પણ એવું અડપલું સહન થાય?"

જયંતીલાલ—"તું ભૂલી, તેમનો સ્વભાવ એવો નથી. એ તો તારી પરીક્ષા કરતા હશે. અલબત, તે બોલવામાં એવા છુટા અને મશ્કરીખોર છે કે જાણે હમણાં વળગી પડશે."

વીરબાળા—"મને તો ક્યાંથી સ્વભાવની ખબર પડે? મેનકા બધું જાણે. તમારી મેનકા હવે તો શરીરે બદલાઇ ગઇ, તે આવી ચાલાક અને હોંશીઆર છે તેની તો મને હવે ખબર પડી."

આમ વાતમાં વખત ગુજારતાં હતાં એટલામાં મેનકા પરવારીને આવી. તેને દેખી વીરબાળા બોલી "મેનકા! તું જરા તારા માથે

મીઠું ઉતારી ચુલામાં નાખ, તને મારી નજર લાગવાની છે, તું તો દિવસે દિવસે રૂપ કાઢતી જાય છે, મોં ઉપર જરા કાળાશ હતી તે ઉતરી ગઈ, શરીરે પણ જરા ભરાતી જાય છે, જુઓને તમામ ચોળીઓ અને પોલકાં નાનાં પડે છે."

મેનકા—"પણ તે બધો તમારો પ્રતાપને? તમે મને અહીં નહીં રાખી હોત તો ક્યાંઇ રખડતી હોત. પેલી સરિતાની માફક મને પણ મુકી આવ્યા હોત." એમ કહી મેનકા આભારની લાગણી બતાવવા લાગી.

વીરબાળા—"હું તો મનમાં મુંઝાતી હતી કે મેનકા ગ્રાહકોથી શી રીતે કામ લેશે. પહેલા દિવસે મારૂં કાળજું તો એટલું બધું ધડકવા લાગ્યું કે શું થશે? પણ હવે તો જોઇને અજબ થઇ જાઉં છું. એક દિવસ તો તમારી ગેરહાજરીમાં કોઇ આવેલા તે વખતે મને બહુ બીક લાગેલી પરંતુ મેનકા એવી હોંશીઆર કે બ્હારોબ્હાર તેણે પટાવી દીધું."

જયંતીલાલ—"મેનકાથી તને સંતોષ થયો એટલે મારે હવે લાખ્ખો રૂપીઆ. હવે આપણું પૈસાનું દુઃખ ગયું અને પ્રભુએ સારો વખત દેખાડયો. ખરેખર ભદ્રાપુરીથી આપણે સારા શુકન જોઇને આવેલાં. જો! શેરદલાલીમાં માસિક સો રૂપીઆ મળે, લાલભાઇ શેઠ પાસેથી પચાસ મળે અને પુછ આ મેનકાને! એક માસમાં કેટલા મળ્યા? મેનકા તને વાત કરતી હશે. કેટલી તો ભેટો આવી છે. એ તો તું જરા શરમાળ છે. નહીં તો છુટ લેતી થાય તો જોઇ લે બમણી કમાણી થાય છે? પણ તે તો બધું તારી મરજી ઉપર રાખેલું છે. એટલે હું વચ્ચે આડો આવતો નથી."

મેનકા—"ના નાં, એમ બોલશો નહીં, પહેલાં કરતાં હવે છુટથી બોલે છે, જુઓ અત્યારનો દાખલો. કદી આવી રીતે આપણી આગળ બેસતાં હતાં? છેડો આટલો બધો છુટો મુકતાં હતાં?"

વીરબાળા—"મેનકા! હવે તારી શરમ કે પડદો હોય? તું તો રોજની રહી, તારી શરમ રાખે કેમ પાલવે? નવા નવી બધું

એમજ હોય. પહેલાં તો મારો જીવ અહીં ગોઠતો નહોતો; તું પણ નવાનવી આવેલી, આપણે ઓળખાણ નહીં, એટલે કયાંથી આટલી બધી એકદમ છુટ લેવાય ?"

મેનકા—"શેઠ સાહેબ ! તેમની વાત ખરી છે. મને પણ શરૂઆતમાં એવું લાગતું હતું. પહેલા દિવસે જેવો તેમનો જીવ ગભરાતો હતો તેવોજ મારો ગભરાતો હતો. પણ તમે ગ્રાહક એવા ખાનદાન અને આનંદી લાવો છો કે તેમનો સહવાસ કરવો ગમે, એક કલાકને બદલે બે કલાક તેમની સાથે ગાળવા ઇચ્છા થાય."

આમ વાતમાં સવાઆઠ થયા કે નીચે બાબુ સાહેબની મોટરનો અવાજ થયો. જયંતીલાલ સમજી ગયો. મેનકાને સાંકળ ઉઘાડી નાખવા સૂચના આપી. મેનકા સાંકળ ઉઘાડી અંદરના હૉલમાં જે ગોઠવણ કરવા જેવી હતી તે કરી આવી.

પ્રાણલાલ બાબુ બારણું ઉઘાડી અંદર આવ્યો. તેને જોઇ જયંતીલાલ પ્રસન્ન મુખે બોલ્યો "બાબુ સાહેબ ! તમારી રાહ જોઇને જ બેઠાં છીએ. મેનકા ! જા, સ્ટવ સળગાવી ચા તૈયાર કર. સ્પીરીટનો બાટલો ભરેલો છે, સંભાળીને સળગાવજે."

પ્રાણલાલે કહ્યું "ખરી વાત છે, હમણાં સ્ટવના અકસ્માતો ઘણા બને છે, ગઇ કાલેજ છાપામાં હતું કે સ્પીરીટની શીશી કપડા ઉપર ઢળવાથી અને તેને ભડકો લાગવાથી બાઇ બિચારી ચા બનાવતાં બળી મુઇ."

મેનકા ચા બનાવવા રસોડામાં ગઇ. વીરબાળા તેની સાથે જતી હતી પણ જયંતીલાલે હાથ પકડી અટકાવી. હવે તે ક્યાં સુધી શરમ ? બાબુસાહેબ ! મને આની બધી રીત ગમે છે, પણ કોઇ આવે છે ત્યારે આમ શરમાઇને વેગળી ખસે છે, તે મને બીલકુલ ગમતું નથી."

વીરબાળા તરતજ બોલી "ના ખોટું બોલો છો. હું પહેલાં કેટલી બધી લાજ કાઢતી હતી ? હવે કયાં બીલકુલ કાઢું છું ? હવે તો તમારી સાથે ફરવા પણ આવું છું અને તમે કહો છો તે પ્રમાણે કરૂં છું."

જયંતીલાલ—" ત્યારે કહો, આ બાણુ પ્રાણુલાલભાઇના આવવાથી કેમ મારી પાસેથી ઉઠયાં ? "

વીરબાળા—" એ તો ચા માટે મેનકાને બરાબર સૂચના આપવા."

પ્રાણુલાલ—" જયંતીલાલ ! તમે કહો છો તેમ નથી, આવી તેમની શરમ તો એક પ્રકારનું આભૂષણુ છે. એટલે શરમ તો જોઇએ. અલબત તે ઉઠયાં, પણુ તમારો હાથ અડવાની સાથેજ પાછાં બેઠાં. જો અંદર ચાલ્યાં ગયાં હોત અને ટીકા કરી હોત તો તે બરાબર છે. આમાં તો તમારી ભૂલ જણાય છે." એમ વીરબાળાનો બચાવ કરી પ્રાણુલાલ ખીસામાં હાથ ઘાલી બોલ્યો " જયંતીલાલ ! તમે વીરબાળાબેનને માટે કાને પહેરવાના હીરાના કાપ મંગાવ્યા હતા તે બતાવવા લાવ્યો છું" એમ કહી જુદા જુદા પ્રકારના કાપ બતાવવા લાગ્યો.

જયંતીલાલ દરેકની કીંમત પુછવા લાગ્યો. પ્રાણુલાલે પ્રસન્ન મુખે જવાબ આપ્યો " તમારે મને કીંમતનું પુછવું નહીં. કઇ જોડી પસંદ પડે છે તે જણાવો, મિત્રાચારીમાં કીંમતની વાત શી ? અને તેમાં આ વીરબાળાબેનને માટે કાપ જોઇએ તેની તે કીંમત મુકાય ? કેમ વીરબાળા બેન ! સાચું કહું છુંને ? આમાંથી જે તમને પસંદ હોય તે ઉપાડી લો, તમારે તેમની સામે જોવાનું નથી, કાપ સામી નજર રાખો."

એટલામાં મેનકા ચાના પ્યાલા લાવીને ટેબલ ઉપર મુકયા અને મશ્કરીમાં બોલી "આજે તો શેઠાણીને શણગારવાં ધારેલાં જણાય છે, કાનના કાપ તો બહુજ સરસ જણાય છે, એકએકથી ચઢીઆતા છે,"

પ્રાણુલાલ—" મેનકા ! તારી શેઠાણી માટે તું પસંદ કર. "

મેનકા—" મારી સલાહ શેઠાણીને ગળે ઉતરે તો હું બતાવું. "

" આપ સલાહ ત્યારે. " એમ કહી વીરબાળા હશી ગઇ.

મેનકા—" કાનમાં કાપ પહેરો અને આ સામેના તકતામાં જુઓ. જે સારા લાગે તે રાખી લો. અગર જો શરમ આવતી હોય તો હું પહેરૂં અને તમે જુઓ. જે તમને વધારે શોભે તે તમે રાખી લો, કેમ બાણુ સાહેબ ? "

"આ બધી આનાકાની શરમને લીધે થાય છે. ચાલો મેનકાને પહેરવા દો" એમ કહી બાણુ ચા પીવા લાગ્યા. મેનકા કાને કાપ પહેરવા લાગી અને એક પછી એક પહેરી વીરબાળાને બતાવવા લાગી. છેવટના પહેરેલા કાપ બહુજ પસંદ પડયા. એટલે મેનકાએ હસતા મુખે વીરબાળાને આગ્રહ કરી તે કાપ કાને પહેરાવ્યા અને નાનો આયનો લાવી તેના મોં આગળ ધર્યો. વીરબાળા જોકે છુટથી ભાગ લેતી હતી પરંતુ શરમનો પડદો વચ્ચે આવતો હતો. છુટની ઇન્તેજારીવાળાને આ શરમ ગમતી નહોતી પણ શૃંગારરસને વધારે ખીલવતી હતી. મેનકાને આ પ્રમાણે મશ્કરી કરતી જોઇ વીરબાળાએ મશ્કરીમાં હસીને છણુકો કર્યો "કયાં સુધી અહીંઆં બેસવું છે? ઠઠ્ઠામશ્કરીમાં એક કલાક તો ચાલ્યો ગયો."

મેનકા—"પણ તમારા હીરાના કાપની પસંદગીનું કામ પૂરૂં થાય એટલે જઈએ. તે માટેજ રાહ જોવાય છે."

"લો ત્યારે જે આ પહેર્યાં છે તેજ સૌથી વધારે પસંદ છે" એમ સંમતિ આપી વીરબાળા કાનેથી કાપ કાઢવા લાગી.

પ્રાણલાલ—"ના, હવે તે કઢાય નહીં. તે તમારા થઈ ચુકયા."

આમ પ્રાણલાલનો આગ્રહ હોવા છતાં તે કાઢવા લાગી કે મેનકા હાથ પકડી બોલી, "હવે તે કઢાય? તેમનું માન રાખવું જોઇએ."

જયંતીલાલે કહ્યું "છો કાને રહ્યા, કાઢવાની જરૂર નથી. ઘણા જ સારા લાગે છે, કીંમત અમે સમજી લઇશું."

મેનકાએ ચાના ખાલી પ્યાલા ઉઠાવી લીધા અને અંદર ચાલી ગઈ, થોડીવાર પછી પ્રાણલાલ પણ અંદર ગયો કે જયંતીલાલ વીરબાળાને કહેવા લાગ્યો "કેમ, વીરબાળા, કાપની જોડી પસંદ પડીને?"

વીરબાળા—"ઘણી સારી છે. પહેરતાં મને બહુજ શરમ આવી, મેનકાએ પહેરાવી ત્યારે. મેનકા બહુ ચાલાક છે, મન પારખી શકે છે, શી રીતે કામ લેવું તે જાણે છે, તેને ચાળા કરતાં ખૂબ આવડે છે, ગમે તેવાને પાણી પાણી કરી નાખે છે, બોલતાં પણ સારૂં શીખેલી છે."

જયંતીલાલ—"ત્યારે તું તેવું શીખને ? એની નકલ કરતાં તને ન આવડે ? નકલમાં અક્કલની જરૂર નથી."

વીરબાળા—"પણ તે તો માલણ એટલે તેને છુટ લેતાં આવડે, મને તો કોઇ અડે તો જીવ જાય, મેનકા તો ઉલટી હસે છે. તેને તો કાંઇજ લાગતું નથી. શું આજે આ બાબુ સાહેબ આખી રાત રહેવાના છે ?"

જયંતીલાલ—"હા, મને એમ કહેતા હતા કે સવારે ચા પીને જઇશ. પણ જોને, ઘડીઆળમાં કેટલા વાગ્યા છે ?"

વીરબાળા—"દસ થવા આવ્યા, કેમ કાંઈ કામ છે ?"

જયંતીલાલ—"દસ વાગે મને એક મારા મિત્ર અગત્યના કામે તેડવા આવવાના છે તેની રાહ જોઉં છું, ચાલો આપણે સુઈ જઇએ, મોટર લઇને આવશે તો જઈ આવીશ." એમ કહી બંને બાજુના ઓરડામાં સુઈ ગયાં.

મેનકાના ઓરડાનું બીજું બારણું બીજા ઓરડામાં પડતું હતું અને ત્યાંથી બહાર જવાતું હતું. વીરબાળાની આંખમાં નિદ્રા ભરાઇ પણ જયંતીલાલ તો ખોટી નિદ્રાનો ઢોંગ કરતો હતો. થોડીવાર પછી કોઇ મોટરનો અવાજ થયો કે વીરબાળાને જગાડી કહેવા લાગ્યો "હું હમણાં જઇને આવું છું તું બારણાની સાંકળ વાશી જા."

જયંતીલાલ બહાર ગયો, વીરબાળા સાંકળ વાશી સુઈ ગઈ. મેનકા અને પ્રાણલાલ સમજી ગયાં કે જયંતીલાલ ખસ્યો. મેનકાએ બાજુનો ઓરડો ઉઘાડી જયંતીલાલને અંદર દાખલ કર્યો. જયંતીલાલ જોડેના ઓરડામાં જઈ જરા આડો થયો અને પોતાની પવિત્ર પ્રમદા વીરબાળાને મોહજાળમાં સપડાવી ધંધામાં ઉતારવા પ્રાણલાલ અને મેનકા સફળ થાય છે કે કેમ તેના વિચાર ઉપર ચડી ગયો.

થોડીવાર થઇ કે મેનકા કમાડ ઉઘાડી રસોડાના ભાગમાં થઇ વીરબાળાના પલંગ પાસે આવી વીરબાળાને કહેવા લાગી "શેઠાણી જાગો છો ?"

વીરબાળા—" જાગું છું "

મેનકા—" શેઠ ક્યાં ગયા ? "

વીરબાળા—" હમણાંજ તેમના મિત્ર તેડવા આવ્યા હતા તેમને ત્યાં ગયા. કેમ પેલા બાબુ સાહેબ ગયા ? "

મેનકા—" છે, નથી ગયા, તે તમને ખાસ બતાવવા માટે જોવા લાયક ચીજ લાવ્યા છે. કાલે તો તે પેરીસની સુંદરીઓને પહેરવા માટે પેરીસ મોકલવાની છે, ફરી એવી વસ્તુ જોવા મળી શકે તેમ નથી. એમ તે કહે છે. "

વીરબાળા—" એવી શી વસ્તુ છે ? "

મેનકા—" જોવા જેવી છે માટેજ બાબુ સાહેબે ખાસ આગ્રહ કરી તમને કહેવા માટે મને મોકલી છે. મરજી હોય તો તમે ત્યાં આવો અગર તે અહીં આવે. "

વીરબાળા—" તેમને આપણા દીવાનખાનામાં બોલાવ, હું ત્યાં આવું છું. દીવાનખાનામાં ઠીક ફાવશે " એમ કહી ઉઠી કપડાં બરાબર પહેરી વીરબાળા દીવાનખાનામાં ગઈ. મેનકા પ્રાણલાલ સાથે ત્યાં આવી. ત્રણે જણ બેઠાં. થોડીવાર તો તે શાંત રહ્યાં પણ પ્રાણલાલની ધીરજ ખુટવાથી તેણે કહ્યું " મેનકા! તારી શેઠાણીને તો ખૂબ ઉંઘ આવે છે. હજુ પણ આંખમાંથી ઉંઘ ઉડી જણાતી નથી. મને લાગે છે કે તેં તેમને ઉંઘમાંથી ઉઠાડયાં છે."

વીરબાળા—" હા, છે તો એમજ, પણ મારા મનને એમ કે દુનિયામાં કેવી પહેરનારી સુંદરીઓ પડી છે, તેમના વૈભવની ચીજ ફરી જોવા મળતી નથી એમ સમજીને ઉઠીને આવી. "

પ્રાણલાલે ખીસામાંથી એક ઉમદા ફર્સ્ટકલાસ પાંચ સેરનો હીરાનો નેકલેસ બહાર કાઢી કહ્યું " મેનકા ! બતાવ તારી શેઠાણીને, બીજી બે બત્તીઓ કર એટલે પ્રકાશ મારે " મેનકાએ બેને બદલે ચાર બટન દબાવી દીવાનખાનું ઝગઝગાટ બનાવી દીધું અને વીરબાળાના હાથમાં ઝીણા તારાઓની માફક પ્રકાશ મારતો નેકલેસ

મુકી પ્રાણલાલ કહેવા લાગ્યો “ કાલે પેરીસ મોકલવાનો છે. ત્યાં મોટી ઉમરાવજાદીઓ પહેરે છે, બીજા કોનું નસીબ કે આ પહેરવાને ભાગ્યશાળી થાય? દસ લાખ રૂપીઆ તેની કીંમત છે. આ નેકલેસ બનાવતાં બાર માસ થયા.”

મેનકા—“ત્યાંની સુંદરીઓ પહેરે અને તે પૈસા ખરચે.”

પ્રાણલાલ—“ખરી વાત છે, આ નેકલેસ તો જોવાને ન મળે તો પહેરવાને ક્યાંથી મળે? પણ તેનો લાભ અમે લઇએ છીએ. જ્યાં સુધી તે ન વેચાય ત્યાંસુધી ઘરમાં સ્ત્રીઓ પહેરે પણ તેને પહેરનાર દેખાવડી સ્ત્રી જોઇએ, નહીં તો ગધેડા ઉપર અંબાડી જેવું દેખાય. એક દિવસે બસંતીલાલની બકુલને પહેરવા આપ્યો હતો. તે પહેરીને સીનેમામાં ગઈ હતી. આ વખતે આખું હાઉસ તેની તરફ જોઇ રહ્યું હતું.”

મેનકા—“ત્યારે મારી શેઠાણીને શોભે કે નહીં?”

પ્રાણલાલ—વાહ! એ શું બોલી! તારી શેઠાણી તો બકુલ કરતાં ચડે તેવાં છે. જો તે પહેરીને સીનેમા જોવા આવે તો કાલે પેરીસ ન મોકલતાં એક અઠવાડીઆ પછી મોકલું. તેમના કરતાં નેકલેસ વધે તેમ નથી. આ તો ખાસ મહોબતની ચીજો રહી.”

વીરબાળા—“તે તો મોટા લોકોની સ્ત્રીઓને શોભે! મારા જેવી પહેરે તો સૌ મશ્કરી કરે અને આંગળીઓ કરે. આપણા માટે તો આવા કરપચેનના દોરા સારા.”

મેનકા—“શેઠાણી! એમ તો કહેશો નહીં. લોકોને આંગળી કરવાનું કારણ નથી. ધણીની સાથે રહી ગમે તેટલો ભપકો મારો એમાં કોણ ટીકા કરનાર છે? મારા જેવી પહેરે તો ટીકા થાય પણ આવા મોટા શહેરમાં તો કોઇ કોઇને પુછે તેમ નથી. શું સીનેમા અને નાટકમાં જોડે બેશી સ્ત્રી પુરૂષો પ્રેમની ગોષ્ટિઓ કરે છે તે બધાં ધણી ધણીઆણી હોય છે? એ તો બધો ગોટાળો સમજવો.”

વીરબાળા—“તે બાબતમાં તું ઘણી હોંશીઆર છે. એક વાર તું પહેરી જો, હું જોઉં કેવો દેખાય છે?”

મેનકા—"ક્યાં મારૂં રૂપ અને ક્યાં તમારૂં રૂપ ?"

"ના, એમ બોલીશ નહીં, તારૂં સ્વરૂપ એક મહીનામાં તદ્દન બદલાઇ ગયું છે. હવે તો કોઈ શ્રીમંતના ઘરમાં શેઠાણી તરીકે રહેવા જેવી બની ગઇ છે, કેમ પ્રાણલાલભાઇ! ખોટું કહું છું? જો તારી વાળ ઓળાવવાની ફૅશન" એમ કહી વીરબાળાએ મેનકાનું માથું ખુલ્લું કરી નેકલેસ બે હાથ વતી તેના ગળામાં નાખવા લાગી કે મેનકા બોલી "અરર આ શું કરો છો ? શરમ ન આવે ?"

"એ તો તને નેકલેસ પહેરાવું છું" એમ કહી વીરબાળા પાછળ ઉભી રહી બે છેડા ભેગા કરી ઠેસ ભરાવવા લાગી. ઠેસ વીલાયતી ફૅશનની હોવાથી માથાકુટ કરી પણ બરાબર બેસતી ન આવી.

"રહેવા દો. હું ભરાવું છું," એમ કહી પ્રાણલાલે ઉભા થઇ થોડી વારમાં ઠેસ બરાબર ભરાવી, પણ તેની પાંચે સેરો એક એકથી સમાંતર ચડીઆતી ન આવવાથી ખીસામાંથી એક સુંદરીનો ફોટો કાઢી વીરબાળાના હાથમાં આપી તેમાં આંગળીથી બતાવી સમજાવવા લાગ્યો "આ પ્રમાણે સેરો સરખી ગોઠવો એટલે સરસ દેખાશે."

વીરબાળા ફોટા પ્રમાણે સેરો ગોઠવવા લાગી, એક બરાબર કરતાં બીજી ખસી જાય, વચ્ચે વચ્ચે મેનકા શરમને લઇ શરીર સંકોરે, વચ્ચે હસી પડે, એમ મહા મુશ્કેલીએ સેરો ગોઠવી રહી કે પ્રાણલાલે કહ્યું "કેમ કેવો દેખાય છે ? મેનકા ! તને આમ બરોબર દેખાતો નહીં હોય માટે પેલા કબાટ આગળ જઈ તકતામાં જો." મેનકા કબાટ આગળ જઈ તકતામાં બરાબર ધારીને જોવા લાગી અને ભૂલ કાઢી "નેકલેસ તો ઠીક લાગે છે પણ તેને લાયક મારી ચોળીજ નથી. શેઠાણીએ જે રંગની ખુલ્લા ગળાની ચોળી પહેરી છે તેવી જોઇએ. ફોટામાં પણ ખુલ્લા ગળાની છે. માટે જો પહેરવાની તસ્દી શેઠાણી લે તો બરાબર તેની ખુબી આવે. બધી રીતે તેમને લાયક છે."

"તે તો હું મૂળથીજ કહું છું, જરા તસ્દી લઇ શેઠાણીને પહેરાવ" એમ કહી પ્રાણલાલે મેનકાને પાસે બોલાવી પાછળથી ઠેસ કાઢી

કે નેકલેસ મેનકાએ હાથમાં લીધો અને વીરબાળાની બાજુમાં ઉભી રહી વાત કરવા લાગી, વાતના પ્રસંગે બરાબર લાગ સાધી વીરબાળાના માથેથી સાલ્લો પાછળથી ખેંચી લઇ માથું ઉઘાડું કરી નેકલેસ પહેરાવવા લાગી કે વીરબાળા ચમકીને બોલી "અરે મેનકા! આ શું કરે છે? મને તો શરમ આવે છે."

"આમ શું કરો છો? એમ કર્યામાં કદાચ તુટી જાય, હું કાંઇ પુરૂષ નથી. શા માટે મારાથી ડરો છો? ગભરાશો નહીં. ઠેસ ભરાવું એટલી વાર છે." એમ કહી પાછળ ઉભી રહી ઠેસ ભરાવવા લાગી. આ વખતે પાછળથી મેનકા પ્રાણુલાલને આંખનો ઇસારો કરી વધુ છુટ લેવા સૂચના કરી.

પ્રાણુલાલ—"ઠેસ ભરાવતાં કેટલી વાર?"

મેનકા—"તમારી વિલાયતી પદ્ધતિની ઠેસો એવી તો અટપટી હોય છે કે અમને તો સમજણ પડતી નથી. આપણો દેશી આંકડો હોય તો ભરાવવો ઝટ ફાવે."

પ્રાણુલાલ—"લાવ ત્યારે હું ભરાવું."

વીરબાળા—"ના તમે રહેવા દો, મેનકાને આવડશે."

"મેનકાને આવડતું હોત તો આટલી વાર લાગત?" એમ કહી પ્રાણુલાલ ઉભો થઈ પાછળ ગયો કે વીરબાળાએ માથું ફેરવ્યું.

મેનકા—"શેઠાણી આમ શું કરો છે? હમણાં નેકલેસ હાથમાંથી પડી ગયો હોત. ગભરાઓ છો શું કરવા? બાબુ સાહેબ તમને નહીં અડકે, તે મને બતાવે તે પ્રમાણે હું ઠેસ ભરાવું છું, તે નહીં ભરાવે." એમ બોલતી બોલતી દસ મીનીટે ઠેસ ભરાવી રહી. પછી સામે આવી આંગળી વતી સેરો સરખી કરવા લાગી કે વીરબાળા બોલી "એ તો મને આવડે છે, તું રહેવા દે."

"મારો હાથ ન ગમતો હોય તો તમારા હાથે બરાબર કરો, તકતામાં જોઇ ફોટા પ્રમાણે જેમ તમે મારા ગળામાં ગોઠવી હતી તેમ તમે ગોઠવો" એમ સૂચના કરી એક મોટો આયનો વીરબાળાની

આગળ ટેબલ ઉપર મુકયો. વીરબાળા ગોઠવવા લાગી, એક સેર સમી કરે કે સાલ્લાનો છેડો ઉતરી જાય, તે ચડાવવા જાય કે સેર પાછી ફરી જાય. આ જોઇ પ્રાણલાલ કહેવા લાગ્યો " મેનકા ! તારી શેઠાણીને શરમ આવતી હોય તો લે હું આકું જોઉં " એમ જરા રીસનો ડોળ કરી ખુરશી ફેરવી. તે આકુળ વ્યાકુળ થઇ ગયો પણ બાજી બરાબર નહીં સધાયેલી હોવાથી ધીરજ રાખી બેશી રહ્યો. સેરો બરાબર ગોઠવાઈ ગઈ કે " જુઓ હવે શેઠાણીનો ઠાઠ " એમ કહી એકદમ વચ્ચેથી મેનકાએ તકતો ઉપાડી લીધો. વીરબાળા ચમકી અને શરમાઈ સરી ગયેલો સાલ્લાનો છેડો ઉંચો ચડાવ્યો.

પ્રાણલાલ મેનકાને કહેવા લાગ્યો " નેકલેસ બકુલ કરતાં તેમને વધારે સારો દેખાય છે. જો ઇચ્છા હોય તો એક દિવસ પહેરવા રાખે અને સીનેમા જોઈ આવે. પછી ખાત્રી થશે કે લોકોની નજર તેમની તરફ કેટલી બધી આકર્ષાય છે ? "

"મારે તો સીનેમામાં જવું નથી. કાંઈ તેવી ખાત્રી કરવી નથી. આ તો બાબુ સાહેબને ખોટું ન લાગે એટલા માટે તેમનો આગ્રહ માન્યો" એમ બેદરકારી જણાવી વીરબાળા નેકલેસ કાઢવા લાગી. તે જોઈ મેનકા બોલી " શેઠાણી સાહેબ ! આટલી બધી મહેનત કરીને પહેર્યો અને આમ ઉતાવળ કરીને શું કરવા કાઢી નાખો છો ?" એમ મેનકાનો આગ્રહ હોવા છતાં તે તો કાઢવા લાગી. આ જોઈ પ્રાણલાલ જરા હાથ પકડી અટકાવી કહેવા લાગ્યો " વીરબાળા બેન ! ઉતાવળ ન કરો, નેકલેસ કાંઇ બગડી જવાનો નથી, " આથી વીરબાળા એકદમ ચમકી ઉભી થઇ બોલી " પ્રાણલાલભાઇ ! મને અડકશો નહીં. અડકયા શીવાય વાત કરો. આમ કરવું હોય તો પાસે નહીં બેસું." આથી પ્રાણલાલ જરા શરમીંદો પડી બોલ્યો "મેનકા ! જો આ સારૂં કહેવાય ? નેકલેસ કાઢતાં અટકાવ્યાં તે શું કાંઈ મશ્કરી કરી કહેવાય ? "

વીરબાળા—" તે બધી વાત ખરી પણ મને કોઇ અડકે છે તે નથી ખમાતું. તે વખતે મરી જવા જેવું થાય છે."

પ્રાણુલાલ—"ચાલો ત્યારે હવે તેમ નહીં કરૂં. તમારા સ્વભાવની શી ખબર પડે ? હવે દૂર રહીને વાત કરીએ તો વાંધો નથીને ?"

મેનકા—"નેકલેસ નહીં કાઢવા તમે તેમનો હાથ પકડયો એટલે તેમને લાગ્યું કે તમે મશ્કરી કરો છો. બાકી તમારા માટે તેમનો ઘણો સારો અભિપ્રાય છે. તમને સગા ભાઇ જેવા ગણે છે."

પ્રાણુલાલ—"હું પણ તેમને સગી બેન જેવાંજ સમજી આટલો ભાવ બતાવું છું, દસ લાખનો કીમતી માલ મારે તેમને બતાવવાની શી ગરજ ? પણ જ્યારે આપણે આટલો સંબંધ છે ત્યારે દેખાડવા લેતો આવ્યો અને પહેરાવવા આગ્રહ કર્યો."

આવા નમ્ર શબ્દોથી વીરબાળા નેકલેસ કાઢતી અટકી ધીમે રહી બોલી "મને લાગ્યું કે તમે મશ્કરી કરો છો તેથી ચમકીને ઉભી થઇ."

મેનકા—"શેઠાણી ! આ કબાટ આગળ આવો, નેકલેસની ખરી ખુબી ત્યારે જણાશે. નાના તકતામાં આખું અંગ દેખાતું નથી." એમ કહી કબાટ આગળ બંને જણ ઉભાં રહ્યાં. પ્રાણલાલ પાછળ ઉભો રહી તકતામાં વીરબાળાના પ્રતિબિંબને ત્રાંસી નજરે જોવા લાગ્યો. નજર મલીન થઇ પણ અચકાયો. પ્રાણલાલે બત્તીઓ ગુલ કરી અંધારૂં કર્યું કે મેનકા બોલી "આ શું કર્યું ?"

"તમારી શેઠાણીને તકતામાં પણ શરમ આવતી હતી તેથી અંધારૂં કર્યું" એમ જવાબ આપી પ્રાણલાલે એકદમ વીરબાળાને સ્પર્શ કર્યો કે વીરબાળા ચમકી ક્રોધાયમાન થઇ બોલી "શું કરો છો !"

"અરર ! માફ કરજો. હું તો મેનકા છે એમ સમજ્યો. લો હું બત્તી કરૂં" એમ જુઠો બચાવ કરી પ્રાણલાલે બત્તી પ્રકાશિત કરી. વીરબાળા આડું જોઇ નેકલેસ કાઢીને ટેબલ ઉપર મુકયો. "આવી રીત રાખવી હોય તો હું મારા ઓરડામાં ચાલી જાઉં છું." એમ ગુસ્સો કરી વીરબાળા ચાલવા લાગી.

મેનકા નમ્રતાથી કહેવા લાગી "આમ ન રીસાઓ. અંધારામાં ઘણાની ભૂલો થાય છે. કોઇને બદલે કોઇની સાથે ગોટાળો થઇ જાય

છે. આપણે તો તેમનું મન પારખવું જોઇએ. ભૂલની તો હંમેશાં મારીજ હોય. લોકો પણ કહે છે કે દિલ સાફ તો ભૂલ માફ.

વીરબાળા જરા ઉભી રહી "મને ક્યાં રીસ ચડી છે? વાતો કરવામાં આટલી બધી છુટ લો તે મને નથી ગમતું. માટે હું તો હવે સુઈ જાઉં છું" એમ છંછેડાઈ વીરબાળા પોતાના ખરા સ્વરૂપમાં આવી અંદર ચાલી ગઈ અને બારણાં બંધ કરી સુઈ ગઇ.

પ્રાણુલાલ—"મેનકા! આ તો તાલ બગડ્યો. તેજમાં અંજાઈ નહીં. છે તો ભોળી પણ ચાલાક અને જબરી છે. મારી તો મરજી થઈ હતી કે પરાણે કામ સાધી લઉં અને તેજ માટે બત્તીઓ બંધ કરી હતી. અડપલું પણ કર્યું છતાં પૂરેપૂરી હીંમત ચાલી નહીં."

મેનકા—"બાબુ સાહેબ! બળાત્કાર ન કર્યો તે ઠીક કર્યું. એમ કરવાથી હમેશની રમુજ બગડી જાય. તેને તો મોહપાશમાંજ ફસાવવી જોઇએ. રોજ કરતાં આજે તેમણે વધારે છુટ લીધી છે એમ મારે કહેવું પડશે. એ પ્રમાણે આપણે તેમને વધારે છુટ લેતા કરો અને પછી લાગ જોઈ કામ સાધો. મને લાગે છે કે શેઠથી ડરતાં હશે."

પ્રાણુલાલ—"ના ના, તેમ ન હોય. શેઠ તો આપણી યુક્તિમાં સામેલ છે. તેમણે તો મને બળાત્કારથી પણ કામ લેવા કહ્યું છે."

મેનકા—"હવે કાલ ઉપર રાખો. આપણે અંદર જઇ જયંતીલાલની સલાહ લઇએ" એમ નિરાશ થઇ પોતાના હૉલમાં જઇ મેનકા બાજુના ઓરડામાંથી જયંતીલાલને બોલાવી લાવી.

જયંતીલાલ તેમને જોઇ કહેવા લાગ્યો "કેમ બેડો પારને?"

પ્રાણુલાલ—"મેં પ્રયત્ન કર્યો પણ તે ચીડાઇ. શરૂઆતમાં ખૂબ રંગ ઉપર આવી અને તેનો લાભ લેવા જતાં બાજી બગડી."

જયંતીલાલ—"એમ કે? ચિંતા નહીં, શું બગડી ગયું? હું પણ તેને પાણી છાંટતો રહીશ. આવતી કાલે પાછા આવો."

પ્રાણુલાલ—"જરૂર કાલે આવીશ, કાલે તો બેડોપાર કરી દઇશ. બસંતીલાલના બુલબુલને ભૂલાવે તેવું તારૂં બુલબુલ છે. હું તેના ભપ-

કાથી ખૂબ જોશમાં આવી ગયો હતો પણ ગમ ખાધી. બળાત્કાર કરવાથી આપણને નુકસાન લાગે. "

જયંતીલાલ—" હવે તો એકવાર બળાત્કાર પણ કરવો પડશે. કુટણખાનામાં શું બધું ઇચ્છાથી ચાલતું હશે ? પ્રથમ તો ઘણે ભાગે બળાત્કારથીજ કામ લેવાય." એમ સૂચના આપી પોતાના સુવાના ઓરડામાં જઈ વીરબાળાને જગાડી કહેવા લાગ્યો "આજે તો ઘણી ઉંઘ આવી જણાય છે. મિત્રને ત્યાં મને બહુ વાર લાગી. લગભગ બે વાગ્યા હશે. પ્રાણુલાલ બાબુ સાહેબ છે કે ગયા ?"

વીરબાળા—" શાના જાય ? મેનકા જેવી મળી છે તેને છોડીને ક્યાંથી જવાનું મન થાય ? આજે તો પ્રાણુલાલે મને દસલાખની કીંમતનો હીરાનો નેકલેસ બતાવ્યો. તેમનો ઘણો આગ્રહ હોવાથી મેં પહેર્યો પણ તેમણે બત્તીઓ ગુલ કરી મારા અંગ ઉપર હાથ નાખ્યો. હું તો મારા સ્વભાવ પ્રમાણે ચમકી અને બોલી "આ શું કરો છો ?"

જયંતીલાલ—" પછી શું થયું ?"

વીરબાળા—" પછી તેમણે માફી માગી લાચારી બતાવી કહ્યું 'મેનકાને બદલે અંધારામાં ભૂલથી તમને અડપલું થઇ ગયું.' પછી હું કાંઇ બોલી નહીં અને અંદર આવીને સુઈ ગઇ. "

જયંતીલાલ—" એમ કે ? આજે એવો કીસ્સો બન્યો ? પ્રાણુલાલ બાબુ એવા ખરાબ નથી. અંધારામાં મેનકાને બદલે તું આવી ગઇ. ભૂલની ચિંતા નહીં, પણ વીરબાળા ! તું હવે આવી શરમાળ ક્યાં સુધી રહીશ ? ભૂલનો લાભ લઇ લેવો હતો અને તેમની ઇચ્છા પૂરી થવા દેવી હતી. ખરેખર તેં આવેલી સોનેરી તક હાથમાંથી ગુમાવી. ભૂલ ભેગી ભૂલ થવા દેવી હતી. તે તારી ભૂલ નિષ્ફળ ન જાત. મેનકા ખુલાસો કરી બદલો મેળવી લેત. ખાનદાન, ખુબસુરત, શોખીન, અને સામી માગણી કરતો એવો બીજો કોણ મળી આવે ? આજે તો ખરેખર તેં પાંચસોની નોટ ગુમાવી. હશે ચિંતા નહીં પણ તેવું કાલે કરીશ નહીં." એમ સૂચના કરી જવાબની રાહ જોઇ પણ

તે કાંઈ બોલીજ નહીં. તેથી જયંતીલાલે પુછ્યું "વીરબાળા! ઉંડા વિચારમાં પડી કેમ કાંઈ બોલતી નથી?"

વીરબાળાએ રીસમાં જવાબ આપ્યો "શું બોલું? મને તો કાંઈ સમજણ પડતી નથી. મેનકાથી બધું કામ લેવાય છે. તે પણ જેવી જોઈતી હતી તેવી તમને મળી આવી છે. પછી મારો ભવ બગાડવાથી શું ફાયદો છે? તમને ખોટું ન લાગે એટલા માટે તમારા કહેવા પ્રમાણે છુટ પણ લઉં છું, તે પણ મને મારા મનથી આકરૂં લાગે છે છતાં તમને ખુશ કરવાની ખાતર અને તમે રાજી રહો તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરૂં છું. હવે તમારો છેવટનો વિચાર મને પણ ધંધામાં ઉતારવાનો છે તો ભલે તેમ કરો, પણ તેમાં સાર નહીં નીકળે. પછી જે પ્રભુએ ધાર્યું હશે તે થશે?" એમ કહી વીરબાળા રડી પડી.

"વીરબાળા! આમ ન કર! તારી મરજી વિરૂદ્ધ કાંઇ પણ કરવામાં નહીં આવે. તારી ઇચ્છા પ્રમાણેજ વર્તીશ. આ તો તારી સલાહ લઉં છું. માટે રડીશ નહીં. રડે તો તને મારા સમ, પ્રાણુલાલને સૂચના આપીશ કે જેથી તે તારી મરજી વિરૂદ્ધ નહીં જાય. લે તને વચન આપું છું. નિશ્ચિંત જીવે રહે." એમ વચન આપી આંસુ લ્હોઈ જયંતીલાલ તેના મનનું સમાધાન કરવા લાગ્યો.

વીરબાળા બોલી "મેં તમારો એકે એક શબ્દ ઉઠાવી લીધો એનું પરિણામ આવું આવે ત્યારે ખોટું ન લાગે અને રડવું ન આવે? વિચાર કરો. માટે પ્રાણુલાલને સાફ સંભળાવી દેજો કે ભલે મેનકાની પાસે આવે પણ આમ મારી પાસે આવી તોફાન ન કરે. તે આવશે એટલે હું તો મારા ઓરડાનાં બારણાં બંધ કરી અંદર સુઇ જઇશ. મારા ઉપર તમે ખોટું લગાડશો નહીં." એમ વીરબાળા પોતાના ખરા સ્વભાવ ઉપર આવી ગઇ. બંને જણ શાંત રહ્યાં અને થોડીવાર પછી નિદ્રાવશ થયાં.

[મારા પ્રિય વાચકો! આ પ્રકરણમાં શૃંગારરસને છેડવામાં આવ્યો છે. જો કે કૃત્રિમતાનો કે અતિશયોક્તિનો લેશ માત્ર પ્રવેશ નહીં

થવા દેતાં કુદરત અને પ્રકૃતિઅનુસાર મર્યાદાપૂર્વક સત્ય વસ્તુના સ્વરૂપનું ચિત્ર બતાવવામાં આવ્યું છે તેમ છતાં કદાચ આવા શૃંગારરસના કારણથી આ પ્રકરણ સ્ત્રીઓ આગળ પુરૂષોથી ન વંચાય એવી કોઇ વાચકોને શંકા ઉપસ્થિત થાય તો તે માટે આ સ્થળે એટલું ધ્યાન ઉપર લાવવા માગું છું કે જ્યાં સુધારણા કરવાનોજ સ્તુત્ય હેતુ સમાયેલો છે ત્યાં સત્ય વસ્તુને પ્રકાશમાં લાવવીજ પડે છે. વીરબાળાના સ્વભાવ જેવી ઘણી ભોળી સદ્‌ગુણી સ્ત્રીઓ જોવામાં આવે છે. એવી નિર્દોષ બાળાઓને ફસાવવા ઘણા ધૂર્ત અને દામ્ભિક પુરૂષો આવી રીતે યુક્તિઓ રચે છે. તે બાળાઓ કપટી પુરૂષોનું મલીન હૃદય પારખી શકતી નથી. સુશોભિત અલંકાર કે સુંદર વસ્ત્રો પહેરવાની સામાન્ય બાબતમાં ભોળપણનો લાભ લઇ કપટી પુરૂષો "બેન, બેન" કહી કેવી રીતે પોતાનો નીચ હેતુ બર લાવે છે તેનો ખ્યાલ આવી ભોળી સ્ત્રીઓના પવિત્ર હૃદયમાં હોતો નથી. તેમનું ભોળપણ તો એટલે સુધી આગળ વધેલું હોય છે કે દરજી પોતાને ત્યાં કપડાં શીવવા બેઠેલો હોય અને તે કદાચ પોતાના માટે શીવેલું કપડું–કબજો, ચોળી કે પોલકું–પહેરી જોવાનું કહે તો ભોળી સ્ત્રીઓ તે પહેરે છે અને જરા પણ શરમ રાખ્યા શીવાય પોતાના હાથ વડે શીવણની ખામીઓ બતાવી સુધારો કરવાની સૂચના કરે છે, દરજી સારો હોય તો ઠીક, નહીં તો તે પણ એવી છુટનો દુરૂપયોગ કરે છે. આવા બનાવો શું વાચકોની દૃષ્ટિ આગળ નથી આવતા? શું તેમાંથી અનર્થને માર્ગ ન મળી શકે? શું તે ભોળી સ્ત્રીઓના ધ્યાન ઉપર લાવવા જેવી હકીકત નથી? દુનિયામાં એવા બગઠગો પડયા છે કે જે ઉપરથી "બેન બેન" કહી ખોટો ભ્રાતૃભાવ બતાવે છે. ભોળી સ્ત્રીઓ "મોટા ભાઈ, મોટા ભાઇ" કહી નિર્મળ ભગિનીભાવને લીધે ભાઇ આગળ જરા વધારે છુટથી વાતચીત કરે છે અને વર્તન રાખે છે. પણ અફસોસ! તેજ કહેવાતો ભાઇ પ્રસંગ આવે ભાઇના રૂપમાંથી પલટાઇ ભયંકર દુશ્મન બની તે ભોળી બાળા ઉપર અત્યા-

ચાર કરી તેને ફસાવે છે. આવા અનેક દાખલા ભોળી સ્ત્રીઓને ખરાબ કરનાર દાંભિક અને કપટી વ્યભિચારી પુરૂષોના જોવામાં આવે છે. આજ કારણથી આ સ્થળે શૃંગારરસને છેડી બિચારી વીરબાળા જેવી ભોળી સદ્ગુણી સ્ત્રીઓ પ્રપંચી પુરૂષોની વિષયવાસનાના ભોગ કેવી કેવી ભેદ ભરેલી યુક્તિઓથી થાય છે તેનો આબેહુબ ચિતાર આપવા મેં પ્રયત્ન કર્યો છે તેથી આ પ્રકરણ ભલે પુરૂષો જાહેરમાં સ્ત્રીઓ આગળ ન વાંચે પરંતુ સ્ત્રીઓએ તો ખાસ વાંચવાની જરૂર છે, જેથી તેઓ એવા દામ્ભિક પુરૂષોના મલીન હૃદયની યુક્તિઓ વાંચીને સમજી શકે, "બેન બેન" બોલનાર પુરૂષ બેન ઉપર ખરો ભ્રાતૃભાવ રાખે છે કે વ્યભિચારી ભાવ રાખે છે તે જાણી શકે અને તેવા બગઠગોની વાક્જાળમાં અને ખોટા દંભના ફંદામાં નહીં ફસાતાં તેમનાથી સાવધ રહી શકે. ]

---

# પ્રકરણ ૩૨ મું.

---

## બાબુ પ્રાણુલાલના પંજામાંથી છટકી વીરબાળાએ કરેલો આપઘાત.

### તેની મરતી વખતની જુબાની.

(હરિગીત).

ભોળી બિચારી ભામિનીની કેવી સ્થિતિ થાય છે ?
ભેદી પ્રપંચો આદરીને કેવી ભરમાવાય છે ?
ભરથાર જ્યાં વ્યભિચારના રસ્તા તરફ દોરાય છે,
ત્યાં ભામિનીના ભોગ સમજો પ્રાણ અંતે જાય છે. —લેખક.

બીજા દિવસે બરાબર રાત્રે આઠ વાગે પ્રાણુલાલ બાબુ રજવાડી પોશાકમાં જયંતીલાલના મુકામે આવ્યો. જયંતીલાલે આ ઠાઠમાં જોઈ આવકાર આપતાં હસતા મુખે કહ્યું "આજે તો તમને બાબુ

સાહેબ નહીં કહેતાં પ્રાણકુમારસિંહ કહીને બોલાવીશ. બરાબર રજવાડી ઠાઠ કર્યો છે, કેમ મેનકા ! રાજકુંવર જેવા દેખાય છેને ? તારાં શેઠાણી ક્યાં ગયાં ? તેમને કહીએ કે શેઠ બોલાવે છે." મેનકા અંદર જઇ વીરબાળાને બોલાવી લાવી. વીરબાળા આવીને ખુરશી ઉપર બેઠી. તેમને ઉદાસ મુખે જોઈ પ્રાણલાલે પુછ્યું " કેમ આજે આમ રીસાયેલાં જણાઓ છો ? કાંઇ ઘરમાં કજીઓ તો થયો નથીને ? "

વીરબાળા—" ના તેવું કાંઇ નથી. કાલનો ઉજાગરો હતો તેથી વહેલી સુઇ ગઇ હતી, ઉંઘને લીધે એમ લાગે છે. "

જયંતીલાલ—" વીરબાળા ! કેમ આટલી બધી દૂર બેઠી ? અહીં જોડે બેસ. આજે હું બહાર જવાનો નથી. નિર્ભય રહે. "

" હું તો નિર્ભય છું " એમ ધીમે રહી બોલી વીરબાળા જોડેની ખુરશી ઉપર આવીને બેઠી.

જયંતીલાલ—" કેમ બાબુસાહેબ ! કાંઇ બજારના જાણવાજોગ સમાચાર છે ? હું આજે શેરબજારમાં ગયો નહોતો. "

પ્રાણલાલ—"જયંતલાલ ! આજે ખાસ કાંઇ જાણવા જેવા સમાચાર નથી પરંતુ તમારા ભાગમાં શેરનો વેપાર કર્યો હતો તેના નફાના રૂપીઆ પંદરસો ગણી લો." એમ ઉદારતા બતાવી ખીસામાંથી નોટો કાઢી ટેબલ ઉપર મુકી.

જયંતીલાલ—" મોટી મહેરબાની કરી. પણ આ રૂપીઆમાંથી આ વીરબાળાના કાનના હીરાના કાપની કીંમત જે હોય તે કાપી લો."

પ્રાણલાલ—" તેની કીંમત લેવા માગતો નથી. વીરબાળા બેનના કાને અડયા એટલે તે તેમના થઈ ચુકયા. ભલે તે મારા ઉપર ગુસ્સે થાય પણ મારો સ્નેહ તેમના ઉપરથી કદીપણ કમી થાય તેમ નથી. મને તો તેમનું મુખારવિંદ જોઇ આનંદ થાય છે. એ કાપની જોડી વીરબાળા બેનને ભેટ છે. તેવી એક જોડીની ભેટ, પણ તેનાથી જરા ઉતરતી, આ તમારા આનંદી રમકડાને–મેનકાને આપી છે. "

" મેં પણ આજે તેજ ભેટની જોડી પહેરી છે " એમ કહી માથું

ઉઘાડું કરી મેનકા કાને કાપ બતાવવા લાગી. "પણ આ કાપ કરતાં કાલના હાર જેવો એક હાર ભેટ તરીકે આપો તો બરાબર મજા આવે."

પ્રાણલાલ—"સાંભળ્યું જયંતીલાલ? છે લોભનો થોભ? તમારી મેનકાને દસલાખનો હાર ભેટ લેવો છે. મેનકા! એમ હાર ભેટ ન મળે. તે તો તમારી શેઠાણીના ગળામાં શોભે તેવો છે. કેમ કાલે સરખામણી કરતી વખતે ભૂલી ગઇ?"

મેનકા—"શેઠાણીને ભેટ આપો ખરાને?"

પ્રાણલાલ—"તેમને માટે તો આ પ્રાણલાલ પ્રાણ આપવાને તૈયાર છે. પણ તેમની મહેરબાની જોઇએ. મોટા લોકોની મહેરબાની મેળવતાં ઘણી મુસ્કેલી પડે છે. ન કરવાનાં કામ કરવાં પડે છે. હું કોઇની માફી માગું તેવો નથી, પણ કેમ મેનકા! કાલે મારી ભૂલ માટે વીરબાળાબેનની કેવી માફી માગી? જયંતીલાલ! મેનકા સાક્ષી છે."

મેનકા—"તે વાત તો ખરી છે. શેઠાણી ઉપર તેમનો ઘણોજ ભાવ છે. શેઠાણી તેમનું હૃદય ઓળખી શકતાં નથી એટલોજ વાંધો છે."

વીરબાળા—"પણ એ વાંધો ઓછો કહેવાય? બહારથી તો ઓળખી શકીએ પણ અંદરથી શી રીતે ઓળખીએ. તે વિદ્યા તો ધીમે ધીમે તું સારી પેઠે શીખી ગઇ."

પ્રાણલાલ—"ખરેખર મેનકા તમારા ઘરમાં એક આનંદી રમકડું છે. મને પણ તેના વિના ગમતું નથી. હું થોડા દિવસ પછી મદ્રાસ તરફ ઝવેરાતનો માલ વેચવા તથા ત્યાંના પાણીના ધોધ જોવા માટે જવાનો છું, ઇચ્છા છે કે મેનકાને સાથે લેતો જાઉં. તે આવે તો મને ઘણીજ રમુજ પડે. કેમ મેનકા આવીશને?"

મેનકા—"હું તો તમારી સાથે જ્યાં કહેશો ત્યાં આવીશ. પણ શેઠ અને શેઠાણીની રજા જોઇએ."

જયંતીલાલ—"સુખેથી મેનકાને લઇ જાઓ. મારી ના નથી."

પ્રાણલાલ—"આજે વીરબાળાબેન આપણી વાતમાં બરાબર રસ લેતાં નથી. જરા પણ ખુશ મીજાજમાં નથી. માટે આપણે ચાલો

સીનેમામાં જઇ આનંદ કરી આવીએ."

મેનકા—"હા હા, ચાલો સીનેમા જોવા જઇએ."

જયંતીલાલ—"ચાલો, વીરબાળા! તમે કપડાં પહેરી લો."

વીરબાળા—"પાછા ફરતાં બહુ મોડું થશે."

પ્રાણલાલ—"દસ વાગે શરૂ થઇ બાર વાગે ખલાસ થશે. બે કલાક આનંદ કરી આવીશું. આપણે બધાં સાથે છીએ એટલે સારી રમુજ આવશે. જયંતીલાલ! તમે કપડાં પહેરી લો, હું બેઠો છું."

જયંતીલાલ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. મેનકા વીરબાળાની પાસે આવી કહેવા લાગી "આજે પેલો સુંદર ઝીણો સાલ્લો શેઠને પસંદ પડે છે તે પહેરો. અને પોલકું પણ સરસ કાઢો" એમ કહી બીજા ઓરડામાં કબાટ આગળ લઇ ગઇ. કબાટ ઉઘાડયું અને બધી સામગ્રી આપી મેનકા બીજા ઓરડામાં ચાલી ગઈ. પ્રાણલાલ ધીમે રહી ઉભો થઈ વીરબાળા શું કરે છે તે છુપી રીતે જોવા લાગ્યો.

વીરબાળા કબાટ તરફ મોં રાખી ચોળી કાઢી નાખી પોલકું પહેરવા લાગી. પાસે કોઈ નથી એમ જાણી છુટા છેડે પહેરતી હતી, તે બરાબર પહેરી ઝીણો સાલ્લો પહેરવા લાગી. અને તકતામાં જોઇ પીન બરાબર ભરાવતી હતી કે પ્રાણલાલે પાસે જઈ "લાવો પીન હું ભરાવું" એમ કહી ધીમે રહી અડપલું કર્યું કે વીરબાળાનો મીજાજ ગયો, તે છણકો કરી કહેવા લાગી "અરે બાબુસાહેબ! આ શું કરો છો? કયાં ગઈ પેલી મેનકા?"

મેનકા શાની બોલે! આગળથી પ્રપંચ ગોઠવેલોજ હતો. મેનકાને બદલે પ્રાણલાલે જવાબ આપ્યો "મેનકા હમણાં આવે છે, શું કરવા ગભરાઓ છો? હું તમને નહીં સતાવું. બે દિવસથી તમે મને તરસ્યો અને ભુખ્યો કાઢો છો તે તમને પાપ નહીં લાગે? આજે તો પાછો નહીં જાઉં." એમ આગ્રહભર્યાં માર્મિક શબ્દો બોલી આલિંગન કરી ચુંબન કરવા જાય છે કે વીરબાળા કોપાયમાન થઈ બોલી "પ્રાણલાલ! મુકી દો, આ મને પસંદ નથી. શું કરો છો! આવી મશ્કરી

અને તોફાન થતું હશે ?"

પ્રાણુલાલ મીજાજ ઠેકાણે રાખી "ના, તોફાન નથી કરતો પણ તમારી જરા મધુરી મશ્કરી કરૂં છું." એમ કહી સાહસ કરી ચુંબન કરી છોડી દીધી. આથી વીરબાળાએ ક્રોધે ભરાઇ ગર્જના કરી "તમે અહીંથી ચાલ્યા જાઓ."

પ્રાણુલાલ—"મારી માગણી સ્વીકારો તો ચાલ્યો જાઉં."

આ સાંભળી વીરબાળા વિચારમાં પડી ગઇ, "હવે જો આનાકાની કરીશ તો જરૂર મને ખરાબ કરશે માટે મારે હવે તેને જરા ધીરજ આપી છટકવું અને ધારેલો હેતુ બર લાવવો" એમ સમયસૂચકતા વાપરી ક્રોધને પરાણે દબાવી રાખી ધીમે રહી વીરબાળા બોલી "શી માગણી છે ?"

પ્રાણુલાલ—"ક્યાં તમે જાણતાં નથી ?"

વીરબાળા—"તેવી માગણીનો સ્વીકાર થાય ? તમારા ભાઇ જાણે તો મને મારી નાખે, સમજ્યા ?"

પ્રાણુલાલ—"જયંતીલાલ તમને રાજીખુશીથી રજા આપે તો પછી કાંઇ વાંધો છે ?"

સાહસિક બની આ પ્રસંગમાંથી છટકવા યુક્તિ શોધી વીરબાળાએ હસીને જવાબ આપ્યો "પછી મને જરાપણ વાંધો નથી."

પ્રાણુલાલ—"પછી આ સુંદર બદનનો રસ ચાખવા દેશોને ?"

વીરબાળા—"જેટલો રસ ચાખવો હોય તેટલો ચાખજો." પણ મારે તો માત્ર તેમની રજાની ખાસ જરૂર છે. ઉપરથી તમને છુટ લેવાની હા કહે અને અંદરથી મને ના કહે તેથી મારે ગુસ્સે થવું પડે છે માટે માફ કરજો. હવે મારી શરમનો ભેદ સમજ્યા ? પણ જુઓ, એટલું તમારે ધ્યાનમાં રાખવાનું છે. તે છટકી જાય તેવા છે. માટે લેખી કરાર કરી લેજો, પાછળથી વાંધો આવે નહીં. એક દિવસનો નહીં પણ આખી જીંદગીનો સોદો છે. આપણો સંબંધ થયા પછી તેમને ઇર્ષા આવશે અને મને લડશે. તે વખતે મારે તમારી પાસે દાદ મેળવવા

આવવું પડશે. એટલે તમારી કફોડી સ્થિતિ થશે. મેનકા પણ રીસે ભરાશે. માટે તમે તેમની લેખી સંમતિ લઇ આવો. તમે ખુશ થાઓ તેવી તૈયારી હું કરી રાખું છું. રજા મેળવ્યા પછી તમે તમારી જેટલી મનકામના હોય તેટલી પુરી કરો. મને તૈયારી કરતાં અરધો કલાક લાગશે માટે અરધા કલાક પછી કમાડ ખખડાવજો."

વીરબાળાના આવા મધુર અને નહીં ધારેલા શબ્દો સાંભળી પ્રાણલાલ ઘણો ખુશી થયો અને દીવાનખાનામાં ગયો એટલે વીરબાળાએ બારણાં બંધ કરી સાંકળ વાસી દીધી. જાણતી હતી કે ધણી રજા આપવાનો છે એટલે તે પાછો આવી હુમલો કરી જરૂર બળાત્કાર કરશે અને જીંદગી ભ્રષ્ટ કરશે. ગઇ રાતથી મનમાં ઘોળાતા વિચારનો અમલ કરવા જોડેના રસોડામાં ગઇ. શરીરમાં વ્યાપેલા ઝનુનમાં સ્પીરીટનો બાટલો હાથમાં લઈ વિચારમાં પડી "સાહસ કરૂં કે ન કરૂં? નહીં કરૂં તો મને અપવિત્ર બનાવશે, મને કોઇપણ આ ફાંસામાંથી છોડાવે તેમ નથી. ધણીજ દલાલી ખાવાને તૈયાર થયો પછી જીવવું કોના આધારે? કાલે વચન આપી આજે મને ભ્રષ્ટ કરવા આ પ્રપંચ રચ્યો. જે મારો રક્ષક તેજ મારો ભક્ષક થઈ બેઠો છે. રોજ તે ને તેજ માગણી કરે, શી રીતે સહન થાય? આવા દિવસ કેટલા કાઢવા? પહેલાં સટ્ટાનું પાપ વળગ્યું હતું, હવે આ બદમાસ બસંતીલાલની સોબતથી વ્યભિચારનું પાપ વળગ્યું, બંને દુઃખમાંથી ઉચી ન આવી. હવે તો મરીનેજ આ દુઃખમાંથી મુક્ત થયા શીવાય બીજો ઉપાય નથી. બસ સુખી થવાનું આજ સાધન છે" એવા દૃઢ નિશ્ચયની સાથેજ સ્પીરીટનો શીસો સાલ્લા ઉપર ઢોળી દીધો, જોડે પડેલો ગાસલેટનો શીસો પણ ઢોળી દીધો. દીવાસળીની પેટી હાથમાં લીધી, એક દિવાસળી સળગાવી, તે ગુલ થઇ ગઇ, બીજી સળગાવી તે પણ ગુલ થઇ. "અરે આમ કેમ થાય છે? મારૂં કામ સાધવામાં આ દિવાસળીઓ ગુલ થઇ કેમ વિઘ્નરૂપ થાય છે? હે વીતરાગ! હે પ્રભુ! હા! યાદ આવ્યું. મારી છેલ્લી મુસાફરીના પ્રયાણ વખતે ત્રણ નવકાર મંત્રનું સ્મરણ કરવું જોઇએ તે હું

ભૂલી ગઈ હતી તેથી બંને દીવાસળીઓ ગુલ થઈ મને સૂચના કરી રહી છે" એમ ચિંતવન કરી ત્રણ નવકાર મંત્રનું સ્મરણ કરી દીવાસળી સળગાવી પોતાની સાડીને લગાડી દીધી.

સ્પીરીટ અને ગાસલેટથી ભીંજાયલાં કપડાંને સળગતાં વાર શી ? એકદમ ભડકો થયો. અગ્નિની અસહ્ય વેદના સહન ન થવાથી વીરબાળાએ કારમી ચીસ પાડી. ચીસ પાડવાની સાથે જોડેના ઓરડામાં બેઠેલી મેનકા દોડી આવી અને પાસેના ઓરડામાંથી જયંતીલાલ અને પ્રાણલાલ બારણું ઠોકવા લાગ્યા.

મેનકાએ ગભરાઇ તરતજ બારણું ઉઘાડયું, પાણીની માટલી લાવી ખૂબ પાણી છાંટયું. વીરબાળા એકદમ જમીનપર પછડાઇ. જયંતીલાલ તથા પ્રાણલાલે પાણી લાવી છાંટી અગ્નિ ઓલવી નાખી. વીરબાળાની અર્ધદગ્ધ દયાજનક બેભાન સ્થિતિ થઇ પડી. આ બનાવથી ત્રણે જણ ઘણાંજ ગભરાયાં. પ્રાણલાલ કહેવા લાગ્યો " હવે હીંમત હારે પટશે નહીં, આપણે એમ વાત બહાર પાડવી કે " ચા બનાવવા સ્ટવ સળગાવતાં સાડી સળગી અને બળી."

આ પ્રમાણે નિશ્ચય કરી વીરબાળાને એક ગોદડા ઉપર સુવાડી. ઘડીઘડી બળત્રાથી કારમી ચીસ પાડતી. બાજુમાંથી બસંતીલાલ, બકુલ તથા બીજા પાડોશી આવ્યાં અને જીવ બાળવા લાગ્યાં. બસંતીલાલે તેને હૉસ્પીટલમાં લઇ જવા સલાહ આપી. તેમની સલાહ પ્રમાણે તે હોસ્પીટલમાં ગયો અને ત્યાંથી સ્ટ્રેચર અને હોસ્પીટલનાં માણસો લઇ આવી વીરબાળાને હરકત ન આવે તે પ્રમાણે તેને સંભાળપૂર્વક સ્ટ્રેચરમાં નીચે ઉતારી હૉસ્પીટલમાં લઇ ગયા અને ઝવેરી પ્રાણલાલ બાબુસાહેબ પોતાને ઘેર ચાલતા થયા. ડૉક્ટરોએ દવાના ઉપચારો શરૂ કર્યા. સવાર થતાં તે બુમો પાડતી મટી. આઠ વાગ્યા એટલે આંખ જરા ઉઘટી. થોડી વારે શુદ્ધિમાં આવી અને જરા જરા બોલવા લાગી. નર્સ સારવાર કરતી હતી, જયંતીલાલ અને મેનકાને ધીરજ આવી અને જોઇતો સામાન લેવા ઘેર ગયાં. ક્યાં તે વીરબાળાની

ખુબસુરત આકૃતિ અને કયાં આ અર્ધદગ્ધ આકૃતિ ? દૈવ ! તારી ગતિ ગહન છે ! !

થોડી વાર પછી ડૉકટર આવ્યા. ડૉકટરે બાઇને બરાબર તપાસી. ડૉકટરને લાગ્યું કે જો કે તે બોલવા લાગી છે પણ સખ્ત બળેલી હોવાથી કઇ ઘડીએ તેનું હૃદય ચાલતું બંધ થશે તે કહેવાય નહીં, તેથી ડૉકટરે, તરતજ પોલીસને સૂચના આપી દીધી કે તેની છેવટની જુબાની લેવી હોય તો તાકીદે લઈ લો. સ્થિતિ ગંભીર માનવામાં આવે છે ?

ડૉકટરના લખાણની સાથેજ પોલીસ આવી. જયુરી ભરાઈ. આવો ત્રાસદાયક બનાવ બનેલો હોવાથી કેટલાક ત્યાં રહેતા દરદીઓ પૈકી રમણિકલાલ કરસનલાલ નાણાવટી પણ જોવાની ખાતર ત્યાં આવ્યો. પંચમાં તેનું નામ નોંધાયું. સ્ટવના કેસો રોજ બને છે તેવો આ પણ બનેલો છે એટલે પોલીસ કે જયુરીના મનને એમ હતું કે ટુંકામાં પટી જશે. ખાટલાની પાસે આવી ધીમે રહી કોરોનર તે બાઈને પુછવા લાગ્યો. “બાઇ તમે શી રીતે બળ્યાં તે ધીમે રહી લખાવો.” વીરબાળા ધીમા અવાજે સવાલના જવાબમાં બોલવા લાગી—

“મારૂં નામ વીરબાળા છે, મારૂં પીયર ભદ્રાપુરીમાં છે. માબાપ મરી ગયાં છે. હું અહીંઆં મારા ધણી જયંતીલાલ છોટાલાલની સાથે રહું છું. હું સ્ટવ સળગાવતાં બળી નથી પણ હું જાણી જોઇને મરવા માટે બળી છું. મારા સાલ્લા ઉપર સ્પીરીટ તથા ગાસલેટ છાંટી મારા હાથે દીવાસળી મુકી બળી છું. ભડકો થવાથી મેં ચીસ પાડી એટલું જાણું છું. પછી શું બન્યું તેની મને ખબર નથી. અત્યારે મને ખબર પડી કે મને હૉસ્પીટલમાં લાવ્યા છે.”

કોરોનર—“ વીરબાળાબેન ! આવી રીતે બળવાનું કારણ શું તે કહેશો ? અહીંઆં બીજુ કોઇ નથી. તમારે કોઇનાથી ડરવાનું કારણ નથી.”

જરા આજુ બાજુ નજર ફેરવી ધીમા સાદે વીરબાળા કહેવા લાગી “ઝવેરી પ્રાણલાલ બાબુ કરીને કોઇ મારા ધણીનો મિત્ર થાય છે તે મારી આબરૂ લેવા પ્રયત્ન કરતો હતો, પરમ દિવસે મારા ઉપર

અઘટતો હુમલો કરવાની તેની તૈયારી હતી પણ હું બચી ગઈ, કાલે તેવો હુમલો મારા ઉપર કર્યો અને બળાત્કાર કરવાની તૈયારી હતી પણ સારા નસીબે વચ્ચે અવકાશ મળવાથી તેમાંથી બચવા આ કામ મેં મારા હાથે કર્યું છે.” એમ બોલી તે રડવા લાગી.

કોરોનર દિલાસો આપી પુછવા લાગ્યો “આ વખતે તમારો ધણી જોડે હતો ?”

વીરબાળા—તે તો બાજુના ઓરડામાં હતા. તેજ પાસે રહી આવાં કામો કરાવતા. મારા ઘેર બીજી એક મેનકા નામની બૈરી છે. એ અવળા રસ્તે ચડેલી છે. મારો ધણી ગ્રાહક લાવી આપે છે.”

કોરોનર—“ત્યારે તમારા ઘરમાં કુટણખાના જેવું કામ ચાલે છે?”

વીરબાળા—“જે કહો તે. મારી જાતને બગડવાનો સંભવ ઉભો થયો એટલે મેં આ કામ કર્યું છે.”

કોરોનર—“તમારે બીજું કાંઇ કહેવું છે ?”

વીરબાળા—“હા. મારા ધણી ભદ્રાપુરીમાં પહેલાં સટ્ટો કરતા હતા. નુકસાન આવતું એટલે મને મારતા, મારા દાગીના પડાવી લેતા, અને દુઃખ દેતા. એક વખતે મેં મારા દાગીના માગ્યા ત્યારે તેમણે મારા દાગીનાને બદલે બીજા દાગીના આપ્યા. તે મેં ભદ્રાપુરીવાળા રસિકલાલ સુંદરલાલને ઘેર મુકેલા છે માટે જો હું મરી જાઉં તો તે દાગીના ત્યાંથી લઈ આ દવાખાનામાં ધર્માદા ખાતે ખરચજો. તેની યાદી મેં તેમને આપેલી છે.”

કોરોનર—“પેલી મેનકા તમારે ત્યાં રહે છે તેની હકીકત તમે જાણો છો ?”

વીરબાળા—“તે અમારા આવ્યા પછી આવી છે. તેની સાથે એક શ્રાવકની છોડી સરિતા નામે આવી હતી. બક્ષીપુરથી નસાડી કોઇ અત્રે બંનેને લાવીને મુકી ગયેલા. મેનકાને મારા ધણીએ નોકરડી તરીકે રાખી અને સરિતાને કોઇ સોબત સાથે મારા ધણીએ તેજ રાત્રે બક્ષીપુર મોકલી દીધી એમ મારા ધણી કહેતા હતા. મેનકા

જાતની માલણ છે અને વિધવા છે."

કોરોનર—"તમારા ધણી તેમની સાથે સંબંધ ધરાવે છે?"

ઘણાજ ધીમા અવાજે વીરબાળાએ જવાબ આપ્યો. તે તો જ્ઞાની મહારાજ જાણે."

કોરોનર—"તમારો ધણી હાલમાં શો ધંધો કરે છે?

"મારો ધણી......"એમ બોલતાં બોલતાં વીરબાળાનો જીવ લથડવા લાગ્યો, હૃદય નબળું પડી ગયું, આંખો ફેરવી અને છેલ્લા શ્વાસ નાખવા લાગી.

જોડે બેઠેલા રમણિકલાલે તેને નવકાર મંત્ર સંભળાવ્યા. જરા જરા શુદ્ધિમાં હતી તેથી હુંકારો ભણતી. પાંચ મીનીટ થઇ કે તેનો આત્મા અર્ધદગ્ધ થયેલા દેહનો ત્યાગ કરી ચાલ્યો ગયો.

જોડે બેસનારની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં, રમણિકલાલને બહુજ લાગી આવ્યું અને વિચાર કરવા લાગ્યો કે "આવા પણ પતિ દુનિયામાં પડયા છે. ધન્ય છે આ બાઇને! પોતાના શીલવ્રતનો બચાવ કરવા છેવટે તેણે પહેરેલી સાડી સળગાવી પોતાનો પ્રાણ તજ્યો. હે દૈવ! તારી અકળ ગતિ છે. પત્ની આવી શીલવતી ત્યારે પતિ પૂરો દુરાચારી! પોતાના ઘરમાંજ કુટણખાનું ઉઘાડી બાઇ નોકર રાખી લોહીના ધંધા કરાવે, અને પોતાની આવી પવિત્ર સ્ત્રીને તે ધંધામાં ઉતારવા બીજાઓ પાસે બળાત્કાર કરાવે એ થોડો જુલમ? આ તે કેમ સહન થાય? વ્યભિચારને લાત મારનાર સદાચારી આવી અબળા આપઘાત શીવાય બીજું શું કરી શકે? અરે! તે વખતે તેને કેટલું બધું દુઃખ થયું હશે? પોતાનું પાલન કરનાર પતિજ પાસે રહી ભ્રષ્ટ કરાવે ત્યારે બચવાનો કયાંથી સંભવ? અરે પ્રભુ! આવી નિર્દોષ સદ્દગુણી કોમળ બાળાપર તેના પતિનું હૃદય શાથી નિર્દય બનતું હશે? દયા કયાં ઉડી જતી હશે? ધન્ય છે શીલની ખાતર મરનાર વીરબાળાને. તેની ફઇએ તેના ગુણને લાયકજ તેનું નામ પાડેલું છે. ધિક્કાર છે તેના ધણીને."

એટલામાં જયંતીલાલ અને મેનકા આવ્યાં. વીરબાળાને મરેલી જોઇ જયંતીલાલ પોક મુકી રડવા લાગ્યો. પણ હવે રડે કે પસ્તાવો કરે શું વળે ? ! વીરબાળા ગઇ તે ગઇ, હમેશના માટે આ ફાની દુનિયા છોડી ચાલી ગઇ. કહ્યું છે કે—

સહસા કામ કર્યા થકી હોય હર્ષનો નાશ,
દેખો આ દૃષ્ટાંતથી કહે કવિ શામળદાસ.

# પ્રકરણ ૩૩ મું.

## કનકનગરની હૅાસ્પીટલ.

## દરદી પતિપત્નીનો મેળાપ.

* Fair moon ! Why dost thou wane ?
That I may wax again. —James Montgomery.

† Joys as winged dreams fly fast
Why should sadness longer last ? —Samuel Fletcher.

"ભાઇ રમણિકલાલ ! હવે આપણે હૅાસ્પીટલમાંથી ઘેર જઇએ તો ? એ ઉપરથી એમ વિચાર લાવશો નહીં કે મને કંટાળો આવ્યો છે તેથી હું તમને કહું છું."

"ભાઇ દશરથલાલ ! મને તે વિચાર આવેજ નહીં. પણ ડૅાક્ટર કહે તે પ્રમાણે કરવું જોઇએ, કારણ કે સદ્‌ભાગ્યે ગંભીર દરદમાંથી હું બેઠો થયો છું, ફરી ઉથલો મારે તે વખતે આકરૂં પડે અને પસ્તાવો થાય."

* પ્રશ્ન—અરે ચંદ્ર ! તું શા માટે ક્ષીણ થતો જાય છે? જવાબ—હું ફરી પાછો વૃદ્ધિ પામું તે માટે.

† જ્યારે સ્વપ્નની માફક આનંદો એકદમ ઉડી જાય છે ત્યારે શોક પણ શા માટે લાંબો વખત ટકવો જોઈએ ?

"ગઈ કાલે પેલી વીરબાળા મરી ગયા પછી હું સ્ત્રી વૉર્ડમાં ગયો હતો, ત્યાં એક ઓરડામાં એક સાધ્વીના મસાનું ઑપરેશન ચાલતું હતું. તેથી ત્યાં અરધો કલાક ઉભો રહ્યો હતો. ડૉક્ટરને પછી મળ્યો. સ્વાભાવિક રીતે તેમણે મને કહ્યું કે 'તમારા મિત્રને હવે ઘેર લઇ જશો તો હરકત નથી.' તે ઉપરથી ઘેર જવાનું કહું છું."

"તે સાધ્વી કોણ હતી તેનો તપાસ કર્યો હતો?"

"હા, અરધો કલાક તેજ કામ કર્યું હતું. સાધ્વીનું નામ ચતુરશ્રી હતું, તેમની ઉમર આશરે વીસ વરસની હશે. તેમની સારવાર માટે બે ત્રણ વિધવાઓ તથા એક બે યુવકો જણાતા હતા. હું તેમને મળ્યો હતો. તેમણે તો તે સાધ્વીના દુઃખની ઘણી વાતો કરી. મંદવાડને લઇને તેમનાં ગુરૂસાધ્વીએ તેમને ગાંધારીમાં છોડી દઇને ચાલ્યાં ગયાં. જ્યારથી તેમણે દીક્ષા લીધી છે ત્યારથીજ મંદવાડનો ભોગ થઇ પડયાં છે અને ઘણાંજ દુઃખી થાય છે. બે ત્રણ માસ સુધી ઘણીએ દવાઓ કરી, દરદ મટે ને ઉથલા મારે, એમ કરતાં તેમને છેવટે મસાનું દરદ થયું, અસહ્ય વેદના થવા લાગી તેથી શ્રાવકોને દયા આવવાથી ચોમાસું હોવા છતાં પણ ખાસ મોટરની સવડ કરી તેમને હરકત ન થાય તેવી રીતે હૉસ્પીટલમાં લાવેલા છે."

"દશરથલાલના આ શબ્દો સાંભળી વધુ હકીકત જાણવાની ઇન્તેજારીથી રમણિકલાલે પુછ્યું, "પછી તમે તે સાધ્વીને મળ્યા હતા?"

"ના હું તેમને મળ્યો નથી. કારણકે તે વખતે તો તેમનું ઑપરેશન ચાલતું હતું."

"જો આજે તેમને ઠીક હોય અને બોલી શકે તેવી સ્થિતિમાં હોય તો તેમના મોંઢેથી બધી હકીકત પુછી આવો. પણ એટલું ધ્યાનમાં રાખવું કે કોઈ પુછે તો મારૂં નામ કહેશો નહીં."

દશરથલાલ ત્યાં ગયો, ચતુરશ્રી ખાટલામાં સુઇ ગયેલાં હતાં, બે બાઇઓ તથા એક યુવક સારવાર કરતાં હતાં. દશરથલાલે યુવકને પુછ્યું "સાધ્વીજીને શાતા છે ને?"

યુવકે જવાબ આપ્યો "હા સારૂં છે, ડૉકટરે કહ્યું છે કે દરદ મટતા સુધી અહીં દવાખાનામાં રહેવું પડશે. તમે શ્રાવક છો ?"

દશરથલાલ—"હા, શ્રાવક છું, માટે જાણવાની ઇચ્છા થઇ છે."

યુવક—"તમે કયાં રહો છો ?"

દશરથલાલ—"અહીં કનકનગરમાંજ રહું છું, ગઈ કાલે તમને આ દવાખાનામાંજ મળ્યો હતો."

યુવક—"હા, બરાબર છે, હવે યાદ આવ્યું. સાધ્વીજીના ઑપરેશન વખતે તમે અત્રે આવ્યા હતા."

દશરથલાલ—"તમને અમારી મદદની જરૂર છે ?"

યુવક—"જરૂર તો ઘણી છે, અમે બધાં ગાંધારીનાં રહીશ છીએ. આ ચતુરશ્રીનાં ગુરૂ કંચનશ્રી એવાં વિચિત્ર અને નિર્દય છે કે આ સાધ્વી માંદાં પડયાં એટલે તેમને ગાળો દઇ તેમને દુઃખી સ્થિતિમાં મુકી ચાલતાં થયાં. દયા આવવાથી તેમની મદદમાં એક ઉત્તમશ્રી સાધ્વી તથા તેમનાં ચેલી ચંદનશ્રી ત્યાં રહ્યાં, દરદ મટયું નહીં અને મસા દુઝવા લાગ્યા. વૈદ્યની દવાઓ કરી. બિચારાં ખૂબ બુમો પાડતાં. અમને દયા આવી તેથી ચોમાસું હોવા છતાં પણ મોટરમાં અહીંઆં લાવ્યા. આવી સ્થિતિમાં મુકીને શી રીતે જવાય ? જોડેની વીશીમાં રહેવાનો તથા ખાવાપીવાનો બંદોબસ્ત કર્યો છે. પણ અમે આમ કયાં સુધી ખોટી થઇએ ? અત્રેના ગૃહસ્થો જો હવે સારવારનું કામ ઉપાડી લે તો અમે અમારા ગામ જઇએ."

દશરથલાલ—"તેમનાં માબાપ છે ?"

યુવક—"હા છે, પણ તે તો ઉલટાં ગાળો બોલે છે. એક દિવસ તેની મા આવી હતી પણ તે તો તેને રોવરાવી ચાલી ગઇ અને કંચનશ્રીનો પક્ષ કરી અમારા જેવા સારવાર કરનારને પણ ગાળો દેવા લાગી. કંચનશ્રી પેલા સૂર્યવિજયના સંઘાડાનાં છે એટલે મગજમાં રાઇ વધારે ભરાયેલી છે. માટે જો બને તો અમને મદદ કરો તો અમો છુટા થઇએ. તમારૂં નામ શું ?"

દશરથલાલ—" મારૂં નામ દશરથલાલ. આ સાધ્વીનું સંસારીપણાનું નામ શું હતું ? "

યુવક—" ચતુરાબાઈ હતું. "

દશરથલાલ—" તે ક્યાં પરણ્યાં હતાં ? "

યુવક—" તે તો તે જાણે. તે બાબતની અમને ખબર નથી. ગયા શીયાળામાં ભદ્રાપુરીમાં તેમણે દીક્ષા લીધી હતી. જાણવા પ્રમાણે દીક્ષા લીધી ત્યારથીજ માંદાં પડેલાં છે. "

આ બધી વાતચીત સાધ્વી ખાટલામાં પડયાં પડયાં સાંભળતાં હતા તેમણે કહ્યું " ભાઇ દશરથલાલ ! મારો હેવાલ સાંભળવો હોય તો અંદર આવો, તે સાંભળી ખેદ થશે. હવે તો મરણ આવે અને મારા જીવને આ ખોળીઆમાંથી લઈ જાય તો સુખ થાય. મારે માટે કેટલાં બધાંને તસ્દી ઉઠાવવી પડે છે ? પેલાં બે સાધ્વીઓએ મારી એવી ચાકરી કરી છે કે તે જો ન હોત તો મારા શરીરમાં કીડા પડયા હોત. હમણાં આ બધાં ચાકરી કરી રહ્યાં છે. સૌની હું દેવાદાર થઈ ચુકી છું." એમ લાચારી બતાવી હૃદય ભરાઇ જવાથી રડવા લાગ્યાં. તે જોઇ દશરથલાલે દિલાસો આપ્યો " એમ કચવાશો નહીં. જેવો પાપનો ઉદય ! ધીરજ રાખો, સૌ સારૂં થશે. પણ મહારાજ ! સંસારીપણાનું તમારૂં સાસરૂં ક્યાં ?"

ચતુરશ્રી—" મારૂં સાસરૂં આ કનકનગરમાંજ છે. મેં ગયા માહ વદ ૭ ના રોજ દીક્ષા લીધી છે. મને પાછળની વાત સંભારતાં ઘણુંજ દુઃખ થાય છે. વાત કરવા જેવો પ્રસંગ આવશે તો કરીશ. કરેલા કામનો પસ્તાવો કરે હવે શું વળવાનું છે ? "

દશરથલાલ—" તમારે સંસારીપણાનાં સાસુ સસરા છે ? "

ચતુરશ્રી—" ના. "

દશરથલાલ—" સધવા અવસ્થામાં દીક્ષા લીધી હતી કે વિધવા અવસ્થામાં ? "

ચતુરશ્રી—" સધવા અવસ્થામાં દીક્ષા લીધી છે. "

દશરથલાલ—"ત્યારે તો તમારા સંસારીપણાના પતિ અહીં કનકનગરમાંજ રહેતા હશે ?"

ચતુરશ્રી—"પ્રભુ જાણે : તે કયાં હશે ?" એમ કહી છાતી ભરાઇ આવવાથી આગળ બોલી શકયાં નહીં અને રડવા લાગ્યાં.

"મહારાજ ! રડશો નહીં, હવે તમને તસ્દી નહીં આપું." એમ દિલાસો આપી ત્યાંથી દશરથલાલ ચાલતો થયો અને રમણિકલાલને મળ્યો. તેણે તેને સવિસ્તર હકીકત કહી. તે સાંભળી રમણિકલાલે કહ્યું "ભાઇ દશરથલાલ ! હવે આપણે તે સાધ્વીની ચાકરી કરવી જોઇએ. હું હવે ઠીક થયો છું, વળી ડૉકટરે પણ તમારા કહેવા પ્રમાણે ઘેર જવાનું કહ્યું છે માટે ચાકરી કરવામાં હરકત આવશે નહીં."

દશરથલાલ—"સારવાર કરવા આવેલાં પેલાં માણસો જો અત્રે કોઈની મદદ મળે તો પોતાના ગામ જવા માગે છે, કંટાળેલાં જણાય છે."

રમણિકલાલ—"ભાઈ દશરથલાલ ! તમે મારી ઘણી ચાકરી ઉઠાવી તેનો બદલો વાળવો તો ઘેર ગયો પણ ઉલટ હું તમને બીજી સારવારની ઉપાધિમાં નાખું છું તે હું વ્યાજબી કરતો નથી એમ મને લાગે છે, પણ તેમ કર્યા વિના છુટકોજ નથી. મારી વિધવા ફઇ માલિકા ગામમાં છે તેને કાગળ લખી તેડાવું. તે આવે એટલે આપણે ઘેર જઇએ." એમ કહી કાગળ લખવા બેઠો. તે કાગળ લખી રહ્યા પછી બીજો પત્ર રસિકલાલના ઉપર લખી તે સાથે પેલી બળી ગયેલી વીરબાળાની છેવટની જુબાનીની નકલ ઉતારી બીડી. તે શીવાય બીજા પત્રો લખી ટપાલમાં રવાના કરાવી દીધા. પેલી સાધ્વીની સારવાર માટે ડૉકટરને મળી એક અઠવાડીઆ માટે બે સારી બાઇ-ઓની ગોઠવણ કરી દીધી અને તેમની મદદમાં સાધ્વીને ખાવાપી-વાની સવડ કરી આપવા માટે ગાંધારીથી આવેલી એક વિધવાને રોકી રાખી બાકી બીજાં માણસોને ગાંધારી જવાની રજા આપી.

ત્રણ ચાર દિવસ થયા કે રમણિકલાલનાં ફઇ આવ્યાં. રમણિ-કલાલ ડૉકટરની રજા લઇ ઘેર ગયો પણ તેનું મન પેલી સાધ્વી

તરફ વધારે આકર્ષાયેલું રહ્યું. દશરથલાલ દિવસમાં બે વખત સાધ્વીની ખબર પુછવા જતો અને પાસે બેશી તેમને ધીરજ આપતો.

ઑપરેશનથી સાધ્વીને એકદમ સારૂં થવા લાગ્યું. દશરથલાલની સાથે જીવ મળવાથી એક સાંજે સાધ્વીએ દશરથલાલને પુછ્યું "ભાઇ દશરથલાલ ! જ્યારથી હું અત્રે આવી છું ત્યારથી તમને રોજ અહીંઆં જોઉં છું. વળી હાલમાં તો મારી સારવારનું કામ પણ તમે ઉપાડી લીધું છે. શું તમે અત્રે દવાખાનામાં રહો છો ?"

દશરથલાલે જવાબ આપ્યો "ના, હું દવાખાનામાં રહેતો નથી, પણ મારા એક મિત્ર અહીં ઘણા લાંબા વખતથી દરદી તરીકે હતા, મરી જાય તેવી અસાધ્ય સ્થિતિ થઇ હતી પણ ડૉકટરની દવા અને સારવારથી ધર્મપસાયે સારૂં થયું. તેની ચાકરી કરવા હું અહીંઆં રહેતો હતો, તે હમણાં થોડા દિવસથીજ ઘેરે ગયા છે અને તેમની ભલામણથી હું તમારી સારવારમાં રોકાયો છું, તેથી અત્રે વારંવાર આવવું થાય છે."

ચતુરશ્રીએ પુછ્યું "તે તમારા મિત્રનું નામ શું ?"

દશરથલાલે જવાબ આપ્યો "તેમણે નામ કહેવાની ના પાડી છે. એટલે લાચારીથી નામ આપી શકતો નથી."

ચતુરશ્રી—"તે હાલ ક્યાં છે ?"

દશરથલાલ—"તે અહિઆંજ તેમને ઘેર છે."

ચતુરશ્રી—"તેમનું ઘર કયાં આવ્યું ?"

દશરથલાલ—"તે પણ કહેવાની મને ના પાડી છે."

ચતુરશ્રી—"તે શું કરે છે ?"

દશરથલાલ—તે તો મેં તમને કહ્યું તેમ માંદા હતા અને હૉસ્પીટલમાંજ હતા. તેમની જોડેજ હું રહેતો હતો, તે હવે તેમની ફઇ આવવાથી અને ડૉકટરે ઘેર જવાની રજા આપવાથી પોતાને ઘેર ગયા છે અને હવે તમારી ચાકરી કરવા તેમણે મને કહેલું છે."

ચતુરશ્રી—"હવે તો તમારા મિત્રની તબીઅત સારી છે ને ?"

દશરથલાલ—" હા, હવે તો ઘણીજ સારી છે."

આ શબ્દો સાંભળી ચતુરશ્રીના મુખ ઉપર તેજી આવી, આનંદ છવાઇ રહ્યો, " ખરેખર એજ હશે. પ્રભુએ દયા કરી બચાવ્યા," એમ મનમાં હરખાતી ચતુરશ્રી બોલી " પણ ભાઈ દશરથલાલ ! તે મને અત્રે મળવા આવી શકે ? "

દશરથલાલ—" હા, શા માટે નહીં ? તમારા માટે તો એટલી બધી ડૉકટરને ભલામણ કરી છે કે તમને જરા પણ તકલીફ પડે નહીં. ખાસ બે બાઇઓ તમારી સારવાર માટે ડૉકટરે રાખી છે. પણ હવે તમારી તબીઅત કેવી છે ? "

ચતુરશ્રી—" મને હવે પહેલાં કરતાં ઘણું સારૂં છે, દરદ તદ્દન મટવા આવ્યું છે અને તબીયત પણ સારી રહે છે."

દશરથલાલ—" પૂરો આરામ થયા પછી કયાં જશો ? "

ચતુરશ્રી—" પછી તો જ્યાં નસીબ લઈ જાય ત્યાં."

દશરથલાલ—" આમ કેમ બોલો છો ? "

ચતુરશ્રી—" તેવું બોલવા જેવું મેં આ કમનસીબ સ્ત્રીએ કામ કરેલું છે માટે બોલું છું " એ શબ્દોની સાથેજ આંખો અશ્રુમય બની.

દશરથલાલ—" આમ ન કચવાઓ, મારા મિત્રનો સ્વભાવ એવો છે કે તે કોઇની પણ ચાકરી કરી છુટે છે, હૉસ્પીટલમાંથી છુટયા પછી પણ તમને દુઃખી અવસ્થામાં નહીં રહેવા દે. માટે કચવાશો નહીં. પણ સંસારીપણામાં તમે કયાં પરણ્યાં હતાં ? "

ચતુરશ્રી—" નામ દઇ ઓળખાણ કરાવ્યાથી શો ફાયદો છે ! "

દશરથલાલ—" કેમ ? ઓળખાણ પણ એક રત્નની ખાણ છે."

ચતુરશ્રી—" ઓળખાણ નીકળે તો તમારા મિત્ર મારી માગણીનો સ્વીકાર કરી શકશે ? "

દશરથલાલ—" વાહ ! શા માટે નહીં કરે. ઓળખાણ વગર અત્યારે મદદ કરે છે તો પછી ઓળખાણ નીકળે તો વધારે મદદ કરે એમાં શું આશ્ચર્ય ? પણ તમે મારા એક પ્રશ્નનો જવાબ ખાઈ ગયાં."

ચતુરશ્રી—“ કયા પ્રશ્નનો ? ”

દશરથલાલ—“ આરામ થયા પછી ક્યાં જશો તે પ્રશ્નનો. ”

ચતુરશ્રી—“ વાહ ! મેં સાફ જણાવી દીધું છે કે જ્યાં નસીબ લઇ જાય ત્યાં. શું તે જવાબ ન કહેવાય ? ”

દશરથલાલ—“ તે તો બોલવાની એક સામાન્ય રૂઢી છે. ”

ચતુરશ્રી—“ હું ખરૂં કહું છું, મેં ઉદ્ધતાઇ કરી દીક્ષા લીધી, હવે પસ્તાઉં છું, અત્યાર સુધી મને વિચાર કરવાનું સુઝતું નહોતું પણ તમે તમારા મિત્રની સુખશાતાના સારા સમાચાર કહ્યા ત્યારથી અમુક દિશામાં જવું એટલું તો નક્કી કર્યું છે. પણ હવે તે દિશામાં શી રીતે જવું તે માટે મુંઝાઉં છું. તે તોડ તમારા મિત્ર ધારે તો કાઢી આપે એમ મારૂં મન સાક્ષી પૂરી રહ્યું છે. ભાઇ દશરથલાલ ! તમારા મિત્ર પરણેલા છે કે કુંવારા છે ? ”

દશરથલાલ—“ પરણેલા તો હતા પણ...... ”

ચતુરશ્રી—“ પણ કહી કેમ અટકી ગયા ? ”

દશરથલાલ—“ પણ બૈરાં દેખાતાં નથી. હોય તો આટલા બધા મંદવાડમાં ચાકરી કરવા કેમ ન આવે ? ”

ચતુરશ્રી—“ તે ક્યાં ગયાં છે તેની ખબર છે ? ”

દશરથલાલ—“ એક દિવસ કોઇની આગળ મારા મિત્ર કહેતા હતા કે પત્નીએ તો દીક્ષા લીધી છે. ”

દશરથલાલના આ શબ્દોથી ચતુરશ્રીને સોએ સો ટકા ખાત્રી થઈ કે જરૂર તે તેમના સંસારીપણાના પતિ રમણિકલાલ. તેમને મળવાની તીવ્ર ઇચ્છા થઇ આવી. જો રમણિકલાલ પત્ની તરીકે પાછી સ્વીકારવા તૈયાર થાય તો સાધ્વી વેશ છોડી તેમની સાથે રહેવું અને કરેલી ભૂલની માફી માગવી એવો વિચાર કરવા લાગી. આવા વિચારોથી ઉદ્દભવતી આનંદદાયક આશાનાં કિરણો તેના મુખ ઉપર પ્રકાશ મારવા લાગ્યાં. આ જોઈ દશરથલાલે પ્રશ્ન કર્યો “ કેમ મહારાજ ! મનથી જરા જરા હસવા લાગ્યાં ? ”

ચતુરશ્રી—"ભાઇ દશરથલાલ! હર્ષ થવાનાં ત્રણ કારણો ભેગાં થયાં છે. એક કારણ તો એ કે જે વસ્તુ નષ્ટ થયાની ધાસ્તી હતી તે કાયમ છે, બીજું કારણ એ કે જે વસ્તુ મેળવવી મુશ્કેલ હતી તે સહેલી થઈ પડી છે, અને ત્રીજું કારણ એ કે મારો રોગ હવે મટતો જાય છે, દિવસે દિવસે સારો આરામ થતો જાય છે. માટે મનથી આનંદ થાય છે. હવે આ આનંદમાં જરા ન્યૂનતા રહેલી છે, તે ન્યૂનતા તમારા મિત્ર મને મળવા આવે કે નિકળી જાય. તે જો મારી માગણીનો સ્વીકાર કરે તો હું આ માંદગીના બીછાનેથી ઉઠી સીધી તેમને ઘેર જાઉં અને આ સાધ્વીનાં કપડાં ઉતારી તેમની પત્નીનાં કપડાં ધારણ કરૂં. કેમ દશરથલાલ! તમારા પ્રશ્નના મારા જવાબનો ખુલાસો સમજાયો? જ્યાં સુધી તે મને નથી મળ્યા ત્યાં સુધી કયાં જવાનું છે તે શી રીતે નક્કી થાય? તમે તમારા મિત્રનું નામ દઇ ઓળખાણ આપતા નથી પરંતુ હવે બીજી દરેક તમારી વાત ઉપરથી મને ચોકસ ખાત્રી થાય છે કે તમારા મિત્રનું નામ રમણિકલાલ કરસનલાલ નાણાવટી છે. તે મને ઓળખી ગયા છે તેથીજ નામ જણાવવાની તમને ના પાડી છે. તેમને સંદેશો કહેજો કે 'હું આ સાધ્વી વેશ છોડી ફરી તમારી આજ્ઞાંકિત પત્ની તરીકે જોડાવા માગું છું. તમને સુખ શાતામાં જાણી મને ઘણોજ આનંદ થયો છે અને છુપી રીતે મારી સારવાર કરી રહ્યા છો તેનો બદલો હું જીવીશ ત્યાં સુધી વાળીશ. પ્રથમના જેવી મૂર્ખાઇ નહીં કરૂં' આટલો મારો સંદેશો તમારા મિત્ર રમણિકલાલને કહેજો. ભૂલશો નહીં, અને તેનો જરૂર જવાબ લાવશો."

દશરથલાલ—"મહારાજ! તમે કહો છો તેમજ છે, તમારો સંદેશો જરૂર તેમને કહીશ, જવાબ આપશે તે લેતો આવીશ."

ચતુરશ્રી—"તે સંદેશાની સાથે એટલું પણ કહેજો કે શા માટે મળવા આવતા નથી તેનો ખુલાસો જરૂર પુછીને લાવજો."

આ પ્રમાણે વાત કરી સંદેશો લઈ દશરથલાલ ત્યાંથી ઉઠીને પરભારો રાત્રે રમણિકલાલને ઘેર ગયો અને બનેલી વાત જાહેર કરી,

સંદેશો અક્ષરે અક્ષર કહી સંભળાવ્યો. આ પ્રમાણે સાધ્વી થયેલી પત્નીના દુ:ખનો અને પસ્તાવાનો હેવાલ સાંભળી રમણિકલાલની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. વેશ છોડી પાછી પત્ની તરીકે જોડાવવાની ઇચ્છા જણાવ્યાથી રમણિકલાલનું મન તે તરફ ખેંચાયું. તેને હવે શારીરિક દુ:ખની સાથે માનસિક દુ:ખ કરાવી પીડા આપવી ઠીક લાગી નહીં, તેથી તેણે દશરથલાલને કહ્યું "તમે સવારે હૉસ્પીટલમાં તેમની પાસે જાઓ ત્યારે તેમને કહેજો કે 'તમારી માગણીનો સ્વીકાર કરવામાં આવશે, અને હું તમને જરૂર મળીશ.' હવે મારી ઓળખાણ કરાવવા હરકત નથી. તે બધું જાણી ગયાં છે."

દશરથલાલ—"મેં તો તમારી સૂચના પ્રમાણે કેટલીક વાત અદ્ધર ઉડાવી હતી પણ તેમણે તો બીજા રસ્તે બીજા પ્રશ્નો કરી હકીકત જાણી લીધી. એટલે હવે ઓળખાણ કરાવવી બાકી રહી નથી."

રમણિકલાલ—"તે સાધુના ભરમાવ્યાથી ઉપાશ્રયમાં જવા લાગી, સાધ્વીઓએ દીક્ષા લેવા માટે ભોળવી, માબાપે ટેકો આપ્યો અને વળી માબાપને પૈસાની લાલચ મળી તેથી તે સાધ્વી થઈ. બાપ મારી સંમતિનો કાગળ પણ લઇ ગયો હતો. સાધ્વી થયા પછી દુ:ખ પડયું હશે, સાધ્વીઓની ચાકરી ઉઠાવી થાકી ગઇ હશે, હુંકારા અને ગાળો ખમવી પડી હશે, ગુરૂએ કાઢી મુકી હશે, પરિણામે પસ્તાવો થયો હશે, આ કારણથી સંસારમાં પાછા આવવાની ઇચ્છા થવી જોઇએ. ઘેર આવશે એટલે બધી હકીકત જાણવામાં આવશે."

દશરથલાલ—"ભાઇ રમણિકલાલ! હાલ તો તેમને એવો પસ્તાવો થાય છે કે વાત કરતાં કરતાં તે રડી પડે છે."

રમણિકલાલ—"મેં વિચાર એવો કર્યો છે કે તમે કાલે સવારે ત્યાં જજો અને હું નવ વાગ્યાના શુમારે ત્યાં આવીશ અને ડોકટરને મળીશ. હવે તેમને આરામ થવા આવ્યો હશે, માટે જો ડોકટર ઘેર લાવવાની સલાહ આપશે તો સાંજે ઘેર લેતા આવીશું. ઘેર લાવવાની વાત તેમના આગળ જણાવશો નહીં. તે વાત હું આવીને કરીશ."

દશરથલાલ—"હું તમારી રાહ જોતો તેમની પાસે બેશીશ. તેમને કહીશ કે તે હમણાં મળવા આવશે. હું હવે જાઉં છું" એમ કહી દશરથલાલ પોતાને ત્યાં વિદાય થયો.

ચતુરશ્રીનું મન તેના પતિ રમણિકલાલમાં લીન થઈ ગયું. જરૂર સ્વીકાર કરશે એમ તેનું મન કબુલ કરતું હતું. દશરથલાલની વાતથી તેનામાં અજબ નૂર આવવા લાગ્યું, દવા વિના લોહી ચડવા માંડયું, ચિંતાથી ધુમ થયેલું માથું ઉતરી ગયું, હવે દશરથલાલ શો સંદેશો લાવે છે તેટલાજ ઉપર તેનું ભાવી અવલંબીને રહેલું હતું. આવા વિચારમાં ને વિચારમાં તે નિદ્રાવશ થઇ.

બીજે દિવસે સવારે દશરથલાલ સાધ્વી પાસે ગયો. તેને જોઇને તે સાધ્વી આતૂરતાથી પુછવા લાગી "ભાઇ શુભ સમાચાર લાવ્યા છોને ?"

દશરથલાલ—"હા મહારાજ! તેમણે કહ્યું છે કે તમારી માગણીનો સ્વીકાર જરૂર કરીશ. હમણાં થોડા વખત પછી તે તમને મળવા તમારી પાસે અહીં આવશે."

ચતુરશ્રી—"જરૂર આવશે ?"

દશરથલાલ—"હા મહારાજ! જરૂર આવશે."

ચતુરશ્રી—"હવે તમે મને મહારાજ શબ્દ વાપરવો છોડી દો."

દશરથલાલ—"જ્યાં સુધી તમારા શરીર ઉપર આ પીળો કપડો છે ત્યાં સુધી મહારાજ શબ્દ વાપરવો જોઇએ, જ્યારે સંસારી વેશમાં મારા મિત્ર રમણિકલાલને ઘેર આવશો ત્યારે તમે કહેશો તે નામથી તમને બોલાવીશ."

ચતુરશ્રી—"મારૂં દરદ આજે પૂરેપૂરૂં મટી ગયું છે. તમારા જવાબથી મને અનહદ આનંદ થયો છે."

રમણિકલાલ ઘેરથી નીકળ્યો. જે ડૉકટરની સારવાર નીચે સાધ્વી હતી તે ડૉકટરને મળ્યો. તે બંને સહાધ્યાયી હતા, રમણિકલાલે સાધ્વીની બધી વાત જણાવી અને કહ્યું કે "હવે તેને ઘેર લઇ જાઉં છું અને આ પીળાં કપડાં ઉતારી નાખું છું." ડૉકટર આ સાંભળી હશી કહેવા

લાગ્યો "ચાલો હું પણ તમારી સાથે આવું છું, હવે તેને ઘેર લઇ જવી હોય તો સુખેથી ઘેર લઇ જાઓ. ડ્રેસીંગ કરવાની જરૂર નથી." એમ સલાહ આપી તે બંને સાધ્વીના ઓરડામાં ગયા.

રમણિકલાલ મોં ઠાવકું રાખી સાધ્વીની સામું જોઇ હાથ જોડી મીઠી મશ્કરીમાં બોલ્યો " કેમ છે મહારાજ સાહેબ! શાતા છે ને?"

રમણિકલાલને જોતાંજ સાધ્વીની આંખમાં હર્ષનાં આંસુ ભરાઇ આવ્યાં. તે જોઇ ડૉકટર કહેવા લાગ્યો "રમણિકલાલ તમને વંદના કરવા આવે અને તમે આમ કરો તે સારૂં કહેવાય? તમારે હવે ઘેર જવું હોય તો રજા છે. રમણિકલાલ તેડવા માટે આવ્યા છે, તે મારા બાળમિત્ર છે, હવે ઉપાશ્રયમાં જવું છે કે રમણિકલાલના ઘરમાં?"

ચતુરશ્રી આંખો સાફ કરી સ્વસ્થ થઇ જરા હસતા મુખે બોલી "ઉપાશ્રયમાં જઈ ધરાઇ આવી, હવે તો તમારા મિત્ર ઘેર લઇ જાય તો જુનો સંબંધ તાજો કરવાને ધારૂં છું અને તેનુંજ ચિન્તવન કરી રહી છું. આખી રાત તેજ ચિન્તવનમાંજ ગાળી છે."

ડૉકટર—"મારા મિત્ર તો કયારના લઇ જવાને તૈયાર છે, પણ તમારી ઇચ્છા જાણવા માગે છે."

ચતુરશ્રી—"મેં તો મારી ઇચ્છા તેમના મિત્ર દશરથલાલને કયારની જણાવી છે."

ડૉકટર—"ત્યારે હવે આ પીળો કપડો કયારે કોરે મુકશો?"

ચતુરશ્રી—"તમારા મિત્ર મુકાવે ત્યારે, પણ તેને બદલે બીજાં કપડાં જોઇએ તે હું કયાંથી લાવું?"

ડૉકટર—"તેની ચિંતા તમે શું કરવા કરો છો? તે ચિંતા તો કપડાં બદલાવનારને હોય."

રમણિકલાલ—"હમણાં ઘેર જઇ કપડાં મોકલાવું છું. સાંજે હું મોટર લઇ તેડવા આવીશ. આપણે સાથે ઘેર જઇશું." આમ નક્કી કરી ત્યાંથી બંને જણ વિદાય થયા. રમણિકલાલ ઘેર જઇ માણસ સાથે પહેરવા જેટલાં કપડાં હૉસ્પીટલમાં મોકલી આપ્યાં.

ચતુરશ્રીએ સાધ્વીનાં કપડાં ઉતારી સંસારીપણાનાં કપડાં પહેરી લીધાં અને પાછાં ચતુરાબાઇ બની ગયાં. અને દીક્ષા વખતે

" હે ચતુર સદ્ગુણી સુંદરી ! આ ભક્તિ કયાંથી આદરી ?
વૈરાગ્ય માર્ગે સંચરી સંસાર શું ગઇ વિસરી ?
સ્વામીની ભક્તિ સ્વામીસેવા સ્વામી નિજ સુખ માનવું,
સ્રીને પતિ સાક્ષાત દેવા શાસ્ત્ર વાણી આ ખરી. "

એવી તેમના માટે જે પત્રિકા છપાઇને બહાર પડી હતી તેમાં પ્રકટ કરેલી શીખામણનો સ્વીકાર કર્યો.

સાંજે રમણિકલાલ સારી મોટર લઇ હૉસ્પીટલમાં ગયો, ચતુરાબાઇ વરસાદની માફક રાહ જોઇ રહી હતી, રમણિકલાલને દેખી શરમાઇને હશી પડી, જુનો સંબંધ તાજો કર્યો, પત્ની તરીકે રમણિકલાલની જોડે મોટરમાં બિરાજમાન થઇ ગઇ અને પેલી સારવાર માટે રહેલી ગાંધારીવાળી બાઇને સાથે લઇ તેઓ ઘેર ગયાં.

નીચે ઘરના એક હવાવાળા ઓરડામાં ચતુરા માટે પાટીવાળા ખાટલા ઉપર બિછાનું પાથરી દરદીને જોઇતી સઘળી સામગ્રીઓ તૈયાર રાખવામાં આવી હતી. ચતુરાને બારણામાં આવતી દેખી ફઇબા ઘણાં ખુશી થયાં. ચતુરા ઘરમાં આવીને તૈયાર રાખેલા ખાટલા ઉપર બેઠી. ફઇબાએ ખુશીના સમાચાર પુછ્યા. સાથે આવેલાં ગાંધારી ગામવાળાં બાઇ તો ફઇબાને ઓળખીતાં નીકળ્યાં. થોડી વાર પછી ફઇબા પેલી બાઇને લઇ દેરે દર્શન કરાવવા ગયાં કે ચતુરાએ ઘરનું બારણું આઘું કરવા રમણિકલાલને સૂચના આપી. રમણિકલાલ વાતનો ભેદ સમજ્યો પણ જાણી જોઇ તેણે અજાણતા બતાવી. આ વખતે ચતુરા ટકીઆના ટેકણે ખાટલા ઉપર બેઠી હતી. રમણિકલાલ બારણું બંધ કરી તેની પાસે બેઠો અને ચતુરાનો હાથ લઇ પોતાના હૃદય સાથે દબાવ્યો. ચતુરાનું હૃદય ભરાઇ આવ્યું અને રમણિકલાલના ખોળામાં માથું મુકી ચતુરા ખૂબ રડવા લાગી.

રમણિકલાલે કહ્યું "હમણાં ફઇબા ને પેલાં દીવાળીબાઇ આવશે."

ચતુરા—"મને હવે રડીને મારૂં હૃદય ખાલી કરવા દો, મારી ભૂલો માફ કરો, હું હવે તમારો એક બોલ પણ ઉથાપીશ નહીં. તમારા મંદવાડ વખતે દીક્ષા લઇ તમારી દરકાર ન કરી અને મારા મંદવાડ વખતે તમે મારી ચાકરી કરવા લાગ્યા. આ મારાં પાપ શી રીતે ધોવાશે અને તમારા ઉપકારનો બદલો વળશે ?"

રમણિકલાલ—"ચતુરા ! આમ ન કર ! આથી વધારે દુઃખ થાય."

ચતુરા—"મને રડી લેવા દો, આથી મારૂં દુઃખ ઓછું થાય છે. જ્યારથી તમારૂં નામ સાંભળ્યું છે ત્યારથી મારૂં દુઃખ મટી ગયું છે. મને રડવા દો, રોકશો નહીં." એમ આગ્રહ કરી નીચું માથું રાખી રમણિકલાલના ગળામાં બે હાથ ભરાવ્યા. રમણિકલાલની આંખમાં પણ આંસુ ભરાયાં. થોડી વાર થઇ કે ધીમે રહી ચતુરા પોતાનું કોમળ મુખ ઉંચું કરી વક્ર નજરે રમણિકલાલની સામું જોવાની તૈયારી કરતી હતી એટલામાં તો રમણિકલાલના અધરની અધીરાઈ ખુટી ગઈ. આવા અધીરા બનેલા અધરથી આવેલી તકનો લાભ લેવાઈ ગયો. ચતુરા રોમાંચ બની અધરરસનું પાન કરી મંદહાસ્યયુક્ત દૃષ્ટિ મેળવી શરમાઇ ગઇ અને બંનેના કપોલ સાથે જોડાઈ ગયા કે રમણિકલાલે તેના વાંસા ઉપર મંદમંદ હાથ ફેરવી ધીમે રહી કહ્યું "આવું ગાઢ આલિંગન તે ક્યાં સુધી ?"

ચતુરા—"જ્યાં સુધી મન કહેશે ત્યાં સુધી."

આમ આનંદ કરે છે એટલામાં બહારનાં કમાડ ખખડયાં કે કે ચતુરા છુટી પડી. રમણિકલાલે ઉઠીને કમાડ ઉઘાડીને જોયું તો કોઇજ નહોતું, પાછાં બંધ કરી રમણિકલાલ ખાટલા ઉપર આવીને બેઠો ને પુછ્યું "અત્યારે તારે માટે દુધ કે કાંજી બનાવવાની છે ?"

ચતુરા—"ફઇબા આવીને દુધ બનાવી આપશે, મારે માટે તમે ઘણીજ કાળજી કરો છો. પણ તમે બહુજ જબરા લાગો છો. તમારા જેટલી મને ધીરજ ન રહે. છાની રીતે મિત્રદ્વારાએ ખૂબ મદદ કરી સારવાર કરી, પણ મળવાની ઇન્તેજારી બતાવી નહીં. મને ખબર

પડી એટલે મેં તો તરતજ સંદેશો મોકલ્યો. મારા સંદેશાનો જવાબ મને મળતાંજ મારા શરીરમાં પાંચશેર લોહી ચડી ગયું હશે."

રમણિકલાલ—"તારાં માબાપને સમાચાર આપવાની મરજીછે ?"

ચતુરા—"મારે તો તેમનું મોં જોવું નથી. એક દિવસ મા આવી હતી તે ઉલટી સૌને લડી મને રોવરાવી ગઇ."

રમણિકલાલ—"પણ તે તો કર્મનો દોષ ! કોઇ ધારતું હતું કે હું મંદવાડમાંથી બેઠો થઇશ અને આપણે બે આમ ભેગાં થઇશું ? હું તો જાણે બીજા અવતારે આવ્યો અને ફરી વાર પરણ્યો એવું લાગે છે" એમ કહી ચતુરાનો હાથ જરા હાથમાં લઇ ખેંચ્યો કે ચતુરા આવેલી તકનો લાભ લઇ ખોળામાં માથું મુકી નિરાંતે છુટથી સુઇ ગઇ. આ જોઇ રમણિકલાલ બોલ્યો "કંઇબા આવશે તો મારાથી કે તારાથી એકદમ ઉઠાશે નહીં અને શરમાવા જેવું થશે."

ચતુરા—"એ તો ઉઠાશે, તમારો હાથ ફરવાથી વીજળીની માફક મારામાં શક્તિ આવે છે તે સમજો છો ? જુઓ ! પહેલાં મારા હૃદયના ધબકારા ઘણા મંદ ચાલતા હતા તે હવે બરાબર ચાલે છે" એમ હકીકત કહી રમણિકલાલનો હાથ લઈ હૃદય બતાવવા લાગી. રમણિકલાલ હૃદય ઉપર હાથ મુકી હાથે બાંધેલી રીસ્ટવૉચ તરફ નજર રાખી જરા વાર રાહ જોઈ હસીને બોલ્યો "મને તો હજુ તારૂં હૃદય જડતું નથી, પાંચ મીનીટથી ઘડીઆળમાં જોઇ રહ્યો છું પણ હૃદય જડયા વિના શી રીતે ધબકારા ગણું ?"

ચતુરા—"હૃદય તે એકદમ જણાતું હશે કે ? તે તો બહુ બારીક તપાસ કરવાથી જડી આવે."

રમણિકલાલ—"ચતુરા ! દીક્ષા લીધા પછી તારી ચતુરાઇમાં અજબ વધારો થયેલો જણાય છે."

ચતુરા—"મેં તડકા છાંયડા જોયા, દુઃખ પડયું એટલે મારા સુખની કીંમત મને સમજાઈ અને તે સુખ અત્યારે ભોગવી રહી છું તેથી તમને કદાચ અમર્યાદા ભરેલું લાગેલું હશે; પતિપત્નીના સંબંધમાં

અમર્યાદા તે મર્યાદા ગણાય છે "પ્રેમ નહીં ત્યાં નેમ છે, નેમ નહીં ત્યાં પ્રેમ" એ વાકય યાદ કરો. આ તમારો હાથ મારા હૃદયનો સંદેશો તમારા હૃદયને પહોંચાડી રહ્યો છે કે મને મારી ભૂલોનો કેટલો બધો પશ્ચાતાપ થાય છે. આખી જીંદગીભર તમારા સુખે સુખી અને તમારા દુઃખે દુઃખી રહેવાને બંધાઉં છું. તમારા આત્માને પ્રસન્ન રાખવા અને તમારી આજ્ઞા પાળવા મેં મારા જીવ સાથે પ્રતિજ્ઞા કરી છે. આ મારા હૃદયનો સંદેશો તમારા હૃદયને પહોંચાડવા જે મને અત્યારે તક મળી છે તેથી મારી જાતને ભાગ્યશાળી માનું છું અને તેનો લાભ લઇ રહી છું."

આ પ્રમાણે ચતુરા રમણિકલાલ આગળ પોતાનું હૃદય ખાલી કરી રહી છે એટલામાં ફઇબા બોલતાં બોલતાં બહારથી આવતાં સંભળાયાં કે તરતજ ચતુરાએ માથું ઉંચું કર્યું કે રમણિકલાલે પોતાનો પગ ઉઠાવી લઇ ઓસીકું મુકી દીધું અને જોડે બેશી રહ્યો. ફઇબા બારણું ઉઘાડી અંદર આવ્યાં અને બોલ્યાં "ભાઇ રમણિકલાલ! મને જરા વાર થઇ, દીવાળીબાઇને મોટા દેરે દર્શન કરાવ્યાં. ચતુરા માટે દુધ કરવું છે કે સાબુચોખાની કાંજી?"

રમણિકલાલ—"અત્યારે દુધ આપવામાં આવે છે માટે શેર દુધ તૈયાર કરો. હવે મરચું અને તેલ શીવાય બધું ખાવાની છુટ આપી છે."

ચતુરા—"ફઇબા! હવે તો મારામાં શક્તિ આવી છે" એમ કહી ચતુરા ખાટલામાંથી ઉભી થઇ રસોડામાં ગઈ અને કહેવા લાગી "તમે રહેવા દો, હું મારા હાથે દુધ બનાવીશ."

ફઇબા—"ચતુરા! તું તો બધું ભૂલી ગઇ હઇશ. તમે સાધ્વીઓ તો તૈયાર રસોઇ ઉપર ધર્મલાભ દઇ હાજર થવાવાળાં રહ્યાં."

ચતુરા—"હું તો સાધ્વી થઈને પસ્તાઈ. પુછો આ દીવાળીકાકીને. બધો વાંક મારી માનો અને કંચનશ્રી સાધ્વીનો છે. તેમણે મને ખરાબ કરી. સાધ્વીઓ પોતાની ચેલીઓને શું દુઃખ આપે છે!! હું તો જોઇને ત્રાસ પામી ગઇ. મેં જે છ માસ કાઢ્યા છે તેવા દુસ્મનને પણ ન આવજો. મારૂં નસીબ એટલું સારૂં કે હૉસ્પીટલમાં મેળાપ થયો."

ફુઇબા—"હશે જે બન્યું તે ખરૂં પણ હવે મારા રમણિકલાલની સારી ચાકરી કરજો અને તેના શરીરની સંભાળ રાખજો. ભાઇનો સ્વભાવ તો એવો સારો છે કે મરતાને મેર કહે નહીં. ભાઇ નોકરી ઉપર ચડે એટલે તમે સાથે જાઓ. સુખી રહો અને એકના અનેક થાઓ."

ફુઇબાએ દુધ તૈયાર કરી ચતુરાને તથા રમણિકલાલને આપ્યું. રસોડું મોટું હોવાથી બધાં અંદર બેઠાં અને સાધુ સાધ્વીની વાતો કરતાં કરતાં ગાંધારીવાળા શશીકાંતની વાત નીકળી.

દીવાળીબાઇ કહેવા લાગી "શશીકાંતની દીક્ષામાં તો મોટો ગજબ થયો છે. તેની બૈરી પ્રભાવતીને તો ફાંસો ખાઇને મરવાનો વખત આવ્યો છે. શું વાત કરીએ ? શશીકાંતને દીક્ષા આપે ચાર માસ થયા, તે પહેલાં શશીકાંતને ૬ માસથી ચોથા વ્રતની બાધા હતી. હાલમાં તેની સ્ત્રી પ્રભાવતીને સારો દિવસ છે, પાંચ માસ થયા છે. લોકો તો ભાત ભાતની વાતો કરે છે, રાંડ છીનાળ હતી, વંઠી ગયેલી હતી, શી ખબર તે બાપડીની શી દશા થશે ?"

ફુઈબા—"વાત મળી, તમારા ગાંધારી ગામના શશીકાંતને અમારા માલીકા ગામમાં છુપી દીક્ષા આપવામાં આવી હતી, પણ ત્યાં તો એવી વાતો થતી હતી કે તે છોકરો ખરાબ છે. બાધાઓ લઇને ભાગે છે અને મહારાજ પાસે આલવણ લે છે. બાઈ તો બહુ સારી છે."

દીવાળીબાઇ—"તમે કહો છો તેમજ હશે. બાઇમાં જરા પણ એવું અપલક્ષણ નથી. ભાઇએ બાધાઓ લઇ તોડી હોય અને બાઇને માથે આવું કલંક લગાડતો હોય તો કોને ખબર ? સાધુઓ અને સાધ્વીઓનો દહાડો ઉઠયો છે. લોકોનાં ઘર ભાગે છે, કંચનશ્રી પોતાની ચેલીઓને ઘણું દુઃખ આપે છે. જોયું જતું નથી. આ ચતુરાના નસીબે તો ઉત્તમશ્રી અને ચંદનશ્રી ચાકરી કરનાર મળી ગયાં એટલે ગાંધારીમાં રહી શકયાં. વળી તેમનું નસીબ ખીલવાનું હશે તેથી તેમને મસા થયા અને દવાખાનામાં લાવ્યા અને અચાનક મેળાપ થયો. નસીબની ગતિ કોઈ કળી શકતું નથી.

---

# પ્રકરણ ૩૪ મું.

## રસિકલાલ ઉપર ચોરીનો આરોપ.
## સરિતા ગુમ થયાનો ભેદ.

( હરિગીત )

આકાશ નિર્મળ સ્વચ્છ જ્યાં નવ અભ્ર એક જણાય છે,
ઘડી એકમાં વાદળ છવાઇ વૃષ્ટિ મોટી થાય છે,
દુનિયા તણા આ રંગ એવા પળ પળે પલટાય છે,
કુદરત તણી કૃતિ એવી છે કે કોઇથી ન કળાય છે—લેખક.

"માલતી ! જરા ઉપર આવ ને !"

"કેમ શું કામ છે ?"

"લે આજે એક પત્ર અપરિચિત મિત્રનો આવ્યો છે તે સાથે એક દિલ ચોંકાવનારી જુબાનીની નકલ આવી છે, વાંચ" એમ કહી રસિકલાલે આવેલો પત્ર માલતીના હાથમાં મુકયો.

કાગળ હાથમાં લઇ માલતી વાંચવા લાગી—

શાકમારકેટ પાસે—**કનકનગર.**
અષાડ વદ ૧૧

**ભાઇશ્રી રસિકલાલ સુંદરલાલ,**

પરિચય વગર પત્ર લખવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. હું આપને નામથી ઓળખું છું અને કદાચ આપ પણ મને નામથી ઓળખતા હશો એમ હાલ ચાલતા દીક્ષાના પ્રકરણ ઉપરથી કહી શકું છું. હૉસ્પીટલમાં એક વીરબાળા નામની બાઈ અર્દ્ધદગ્ધ જેવી સ્થિતિમાં આવેલી તે ગઈ કાલે હૉસ્પીટલમાં મરી ગયેલી. મરતી વખતની તેની જુબાની આપની સાથે સંબંધ ધરાવતી હોવાથી તેમજ સરિતાનો ઉલ્લેખ પણ તેમાં કરેલો હોવાથી તેની નકલ આ સાથે બીડું છું તે હું ધારૂં છું કે આપને ઘણી ઉપયોગી થઈ પડશે. પત્ર લખો તો ઉપરના સરનામે લખશો.

લી. આપનો,
**રમણિકલાલ કરસનલાલ નાણાવટી.**

ઉપર પ્રમાણે પત્ર વાંચી વીરબાળાની મરણ વખતની જુબાની વાંચવા લાગી. વાંચતાં વાંચતાં આંખ અને કપાળ ઉપર ક્રોધ અને દિલગીરીની છાયા પડવા લાગી. "હવે તો આપણે કમર કસવી પડશે." એમ કહી માલતીએ કાગળ ટેબલ ઉપર મુક્યો.

રસિકલાલ—"આ પત્ર લખનાર રમણિકલાલને ઓળખ્યા ?"

માલતી—"ના."

રસિકલાલ—"પેલી ચતુરશ્રી સાધ્વીના પતિ, જેમણે તેમના સસરા ઉપર કટાક્ષમાં સંમતિપત્ર લખીને મોકલ્યો હતો તે."

માલતી—"હા હા! હવે યાદ આવ્યા. પેલી પત્રિકાવાળી ચતુરાના ધણી એમ કહોને. પણ આ પત્ર માટે તેમને ધન્યવાદ ઘટે છે. આપણને વખતસર અમુલ્ય સૂચના આપી છે. વીરબાળા અષાડ વદ ૧૦ ના રોજ દેવગત થઇ અને વદ ૧૧ ના રોજ પત્ર લખ્યો તે આજે વદ ૧૪ ના રોજ મળ્યો. વદ ૧૨ ના રોજ મળવો જોઇતો હતો. ટપાલમાં એ દિવસ લેટ થયો હોય એમ લાગે છે."

રસિકલાલે કવર ઉપર પડેલી છાપો જોઇ કહ્યું "હા એમ લાગે છે, તારી શંકા ખરી છે. મોડો પણ મળ્યો તે ઠીક થયું. ખરેખર આ પત્ર લખી તેમણે આપણા ઉપર ઉપકાર કર્યો છે. વીરબાળાની જુબાનીમાં ત્રણ મુદ્દા છે, એક તો વીરબાળાનો આપઘાત, બીજો મુદ્દો આપણે ત્યાં વીરબાળાએ મુકેલા દાગીના અને ત્રીજો મુદ્દો સરિતા ગુમ થયાની ચોંકાવનારી હકીકત."

માલતી—"વીરબાળાના દાગીના તો કોરટમાં છે તેનું કેમ ?"

રસિકલાલ—"તેની હરકત નથી. જો ચાકર અને દાગીના પકડાયા ન હોત તો હરકત આવત. દાગીનાની ચોરી જેવી ચાકરે કરી તેવી આપણે પોલીસમાં ફરીઆદ આપી છે. ચોર અને મુદ્દા પકડાયા, મુદ્દા કોરટમાં છે, આપણી પાસે વીરબાળાના હાથની યાદી તથા તેની સહી છે એટલે તેની જરાપણ ચિંતા નથી. પણ મને તો મોટી ચિંતા સરિતા ગુમ થયાની થઇ પડી છે, તેની શી દશા હશે ?

પાછી ઘેર આવી છે કે શી રીતે તેનો તપાસ થવો જોઇએ. ચંદ્રકુમારને પુછવાથી સમજાશે. આજે બપોરે હું ચંદ્રકુમારની ઑફીસમાં જઇ તેમની સલાહ મેળવી પોલીસ ઇન્સ્પેકટરને બોલાવી તેમની સલાહ લઇ તે જેમ કહેશે તે પ્રમાણે તજવીજ કરીશું."

એ પ્રમાણે વાતચીત થયા પછી બપોરે કાગળો લઇ રસિકલાલ ચંદ્રકુમારની ઑફીસમાં ગયો, વીરબાળાના હાથની લખેલી યાદી પણ સાથે રાખી. ચંદ્રકુમારને કાગળો વંચાવ્યા. તે વાંચી આશ્ચર્યચકિત થયો. સરિતાની હકીકત જાણી તેને રોષ વ્યાપી ગયો.

ચંદ્રકુમાર—"ચાલો રસિકલાલ! મેનેજર પાસે જઇએ અને તેમને તમામ હકીકત જણાવી તેમની સલાહ લઇએ." એમ કહી બંને મેનેજર પાસે ગયા. વાતની શરૂઆત કરી વીરબાળાની જુબાની વાંચી સંભળાવી. તે સાંભળી મેનેજર ઘણો ગુસ્સે થયો અને તરતજ ટેલીફોન હાથમાં લીધો.

"હેલો. મીસ્ટર મેકફરસન છે કે?"

"હા. શું કામ છે?"

"ખાનગી કામ છે, ફોન ઉપર મોકલો."

"કોણ?"

"હું મેનેજર. તમે કોણ?"

"મૅકફરસન, શું કામ છે?"

"જલ્દી આવો. તમારા માટે તાજા સમાચાર, કાલે તમે મને જે ગુપ્ત વાત કરી હતી તેનો ભેદ આજે પ્રકટ થાય છે."

"આવું છું."

"બહુ સારૂં, તમારી રાહ જોઇ બેઠો છું. સાહેબજી." એમ ટેલીફોન કરી મેનેજરે પોલીસ ઇન્સ્પેકટરને મળવા બોલાવ્યો.

ચંદ્રકુમાર—"અમારી પણ એજ ઇચ્છા હતી."

મેનેજર—"આવાં પરોપકારના કામમાં હમેશાં આત્મબળ કામ કરે છે તે તમે નથી જાણતા? આમાંથી તો મોટો કેસ થશે. ત્યાંની

પોલીસે કાગળો બનાવવા માંડ્યા છે, મામલો ગંભીર થશે. પણ રસિકલાલ! પેલા દાગીના તમારી પાસે છે ને ?"

રસિકલાલ—"તે દાગીના તે વીરબાળા મારી પાસે મુકી ગયેલી, મેં તીજોરીમાં મુકેલા પણ એક દિવસે મેં તીજોરી ઉઘાડેલી તે વખતે તે ડબ્બી હું બહાર ભૂલી ગયો. નોકરના જોવામાં આવી અને છાની રીતે ઉપાડી નાસી ગયો. બે ત્રણ દીવસે તીજોરી ઉઘાડતાં અમને ખબર પડી. પોલીસમાં મેં ફરીઆદ અરજી આપી. તપાસ કરતાં તે દાગીના એક ચોકસીને ત્યાં વેચાયેલા તે પોલીસે પકડ્યા, નોકર હજુ જેલમાં છે અને દાગીના યાદીમાં લખ્યા પ્રમાણે પોલીસના તાબે છે. કેસની મુદત પડેલી છે."

મેનેજર—"તે દાગીનાની યાદી તે વીરબાળાના હાથની તમારી પાસે છેને ?"

રસિકલાલ—"હા, તે મારી પાસે છે. તેની નકલ ઉતારીને મેં અરજી સાથે આપેલી છે."

મેનેજર—"ત્યારે તો કાંઇ હરકત જેવું નથી."

આમ વાત કરતા હતા એટલામાં પોલીસ ઇન્સ્પેક્ટર ત્યાં આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો "કેમ શા તાજા સમાચાર છે?"

રસિકલાલે મોંઢેથી કેટલીક વાત કહી સંભાળાવી પેલો જુબાનીનો કાગળ તેમના હાથમાં મુક્યો. પોલીસ ઇન્સ્પેક્ટર થોડીક લીટીઓ વાંચી કહેવા લાગ્યો "મને ટેલીફોનમાં આ વાત જણાવી હોત તો કાગળો બધા લેતો આવત. આજેજ મારા ઉપર આ સંબંધી કનકનગરની પોલીસનું લખાણ છે તેમાં વીરબાળાની જુબાનીની નકલ આવી છે. વળી પેલા ઉદયચંદ શેઠે એક ફરીઆદ આ રસિકલાલ ઉપર કરી છે જેના સંબંધી તમને ગઇ કાલે વાત કરી છે તે પણ સાથે લેતો આવત."

રસિકલાલ—"મારા ઉપર ફરીઆદ શાની ?"

ઇન્સ્પેક્ટર—"મારી ઑફીસમાં તમે બંને આવો, ફરીઆદ અરજી વાંચી જુઓ, વીરબાળાની જુબાની તમારા ઉપયોગની છે."

મેનેજર—"તે વાત મને પસંદ પડી. માટે તમે બંને ત્યાં જાઓ. વધુ પોકળ બહાર લાવી પોલીસને મદદ કરી બદમાસોને શિક્ષા કરાવો."

તેઓ તરતજ ત્યાંથી ઉઠીને પોલીસ કચેરીમાં ગયા. ઇન્સ્પેકટરે પોલીસ ઉપર આવેલા મુદ્દાના કાગળો રસિકલાલને વાંચવા આપ્યા. તેમાં તો મેનકા, પ્રાણલાલબાબુ, જયંતીલાલ, સરિતા અને બસંતી લાલના તાંત્રિક તપાસ કરવા તથા રસિકલાલ પાસે દાગીના છે તેનો કબજો મેળવવા ખાસ સૂચના કરેલી હતી. તે પછી રસિકલાલ પોતાના ઉપર થયેલી ફરીઆદ અરજી વાંચવા લાગ્યો.

**મે. શા. પોલીસ ઇન્સ્પેકટર સાહેબ !**

મારે ત્યાં ચોરી થયાની ફરીઆદ આપને પ્રથમ આપેલી છે, તે સંબંધી તપાસ કરતાં મને ખાત્રી થઈ છે કે તે ચોરી રસિકલાલ સુંદરલાલે કરેલી જણાય છે કારણકે તેમને ત્યાં તેમના નોકરે દાગીનાની ડબ્બીની ચોરી કરેલી તે બાબત તેમણે ફરીઆદ કરેલી અને દાગીના એક ચોકશીને ઘેરથી પકડાયેલા તે આપના તાબામાં લીધેલા છે અને તેનો કેસ થયેલો છે એમ મારા જાણવામાં આવ્યું છે. ચોકશીને ત્યાં દાગીનાની હકીકત, વજન, તથા મુદ્દા વીગેરે મેળવી જોતાં મારી યાદીમાં લખ્યા પ્રમાણે મળી રહે છે. માટે મારા દાગીના રસિકલાલને ત્યાં ક્યાંથી આવે તેનો આપ વિચાર કરશો. તેથી મને લાગે છે કે તેમણે ચોરી કરેલી હોવી જોઈએ માટે તેમને પકડી તપાસ કરવો જોઈએ. **ભદ્રાપુરી** અષાડ વદ ૧૨

**લી. ઉદયચંદ કરમચંદની સહી દા. પોતે.**

ઉપર પ્રમાણે અરજી રસિકલાલ વાંચી રહ્યા કે ઇન્સ્પેકટરે કહ્યું, "આ વાત મેં મેનેજરને કરી હતી પણ આજે ત્યાંની પોલીસના આવેલા કાગળો અને વીરબાળાની જુબાની તેના ઉપર ઘણુંજ અજવાળું પાડે છે. તમારી પાસે ખુદ બાઇના હાથનીજ યાદી છે?"

રસિકલાલ—"ખુદ બાઇના હાથનીજ છે, તેની નકલ મેં મારી ફરીઆદ અરજી સાથેજ આપેલી છે. તેનો ધણી તેના ઉપર ત્રાસ વર્તાવતો, સટ્ટોરીઓ હતો, પૈસા ગુમાવી બેઠો હતો, તેથી બેરીના

દાગીના પણ પડાવી લીધેલા, દાગીના પાછા મળવાથી તે બિચારી મારી પાસે આવીને સાચવવા મુકી ગઇ અને તે દાગીનાની ડબ્બી અમારી ગફલતથી તીજોરી બહાર રહી ગઇ અને ચાકર ચોરી ગયો. મેં ફરીઆદ કરી, દાગીના ચોકશીને ત્યાંથી પકડાયેલા છે તે તમારી ઑફીસમાં છે અને કેસની મુદત પડી છે."

આ પ્રમાણે સવિસ્તર હકીકત સાંભળી ઈન્સ્પેકટરે રસિકલાલની ચોરીના કેસના કાગળો કાઢી વીરબાળાની યાદીના નકલ વાંચી કહ્યું "ઉદયચંદે તમારા ઉપર ચોરીનો આરોપ મુકયો છે તો તેને ખોટો પાડવા વીરબાળાના હાથની યાદી અને તેની પુષ્ટિમાં વીરબાળાની જુબાની બસ છે." એમ અભિપ્રાય જણાવી શંકા પડવાથી વિચારમાં પડયો.

ચંદ્રકુમાર—"કેમ ઉંડા વિચારમાં પડયા ?"

"વિચારમાં પડવા જેવું છે" એમ કહી બેલ વગાડી કારકુનને બોલાવ્યો અને ઉદયચંદની ચોરીની મૂળ ફરીઆદ, તથા રસિકલાલને ત્યાં દાગીનાની ડબ્બીની થયેલી ચોરીની ફરીઆદ તથા ચોકશીને ત્યાંથી મળી આવેલા દાગીના તથા કાગળો મંગાવ્યા. કારકુન તે કાગળો અને દાગીના લઇને આવ્યો. ઉદયચંદે લખાવેલું દાગીનાનું લીસ્ટ કાઢયું તેમાં પણ આઠ બંગડીઓ, એક ગળાનો નેકલેસ, બે નક્કર કડાં, ચાર દોરા, અને એક લૉકેટ વાંચવામાં આવ્યાં. વીરબાળાની યાદીમાં પણ તેજ દાગીના બતાવ્યા હતા અને તે સાથે વજન પણ મેળવતાં મળી રહ્યું.

આ ઉપરથી ઈન્સ્પેકટરને શંકા થઈ કે જરૂર આ ચોરી કરનાર વીરબાળાનો ધણી હોવો જોઇએ એમ આ કાગળો ઉપરથી જણાઈ આવે છે. વીરબાળાના ધણીનો વધુ તપાસ કરવા માટે હું કનકનગર સવિસ્તર હકીકત લખું છું. ત્યાંથી વધુ પૂરાવો આવેથી તમારા ઉપર મુકાયેલા આરોપના ખોટાપણા ઉપર વધુ અજવાળું પડશે. મારી ઇચ્છા એવી છે કે તમે વકીલની સલાહ લઇ તેના ઉપર બદનક્ષીની ફરીઆદ માંડો અને આબરૂની નુકસાનીનો દાવો પણ દાખલ કરો. સાધુઓના ઝગડાની ઇર્ષાથી ખોટા આરોપ મુકયા છે વીગેરે બનેલી હકીકત જણાવો.

તમારા બચાવ માટે પૂરતા પૂરાવા છે. તેવા બદમાસોને જેલમાં મોકલવા જોઇએ. તમારા જેવા કેળવાયેલા અને શ્રીમંત સંભાવિત ગૃહસ્થ ઉપર ચોરીનો આરોપ મુકે તેનો અર્થ શો? તેવા લોકોને તો શિક્ષા થવીજ જોઇએ."

આ પછી સરિતાની વાત નીકળી. ઇન્સ્પેકટરને ઉપરની હકીકતથી તો ગુસ્સો થયો હતો તેમાં સરિતાની હકીકત સાંભળી કે તે વધારે ગુસ્સે થયો અને જણાવ્યું, "હું છુપી પોલીસ દ્વારા કામ લઉં છું. હું તમને મદદમાં એક પોલીસનો માણસ આપું છું. જ્યાં જ્યાં તપાસ કરવો હોય ત્યાં કરો. પોલીસનો માણસ જોડે હોવાથી તમને બીજા સ્થળોએ પોલીસ મદદ કરશે. પેલી મેનકા, જયંતીલાલ, પ્રાણુલાલ વીગેરે માટે ત્યાંની પોલીસનો તપાસ ચાલુ છે. તેમની સુચના પ્રમાણે અમે પણ અમારા જીલ્લામાં ખબર આપી દીધી છે. તમે લોકો જો અમને આ પ્રમાણે મદદ કરો તો હમણાં એવા ગુન્હેગારોને જેલમાં પધરાવી દઇએ. પેપરમાં તમારા લોકોની હકીકત વંચાવી સાંભળું છું. કનકનગરની દીક્ષાના ભવાડા સાંભળ્યા. તમે પણ સભા ભરી ઠીક ઠરાવ કર્યા. જ્યારે એ પ્રમાણે સામા પડશો ત્યારે એવા સાધુઓ અને તેમના ઠગ ભકતો સીધા થશે."

આ પ્રમાણે વાત કરી ત્યાંથી બંને મિત્રો નીકળ્યા. ચંદ્રકુમાર પોતાની ઑફીસમાં ગયો અને રસિકલાલ પોતાને ઘેર ગયો. ઘેર જઈ સઘળી હકીકત માલતીને કહી.

માલતી—"આજે આપણે વાળુ કરી સાંજે ચંદ્રકુમારને લઇ અશ્વિનીકુમારને ત્યાં જઇએ, અને તેમની સલાહ બેસે તો પેલા બદમાસ ઉદયચંદ ઉપર બદનક્ષીની ફરીઆદ માંડીએ, અને સરિતા માટે શું પગલાં ભરવાં તેની ગોઠવણ કરીએ. મારો તો મીજાજ ખશી ગયો છે."

રસિકલાલ—"મારો પણ એજ વિચાર છે."

આમ સલાહ મેળવી બંને વાળુ કરી સાંજે મોટરમાં ચંદ્રકુમારને ત્યાં ગયાં. અરધો કલાક વાતચીત કરી ત્યાંથી ચંદ્રકુમાર અને સરલાને

સાથે લઇ અશ્વિનીકુમારને ત્યાં ગયાં. વરસાદ ઉઘડી ગયેલો હોવાથી અશ્વિનીકુમાર અને મહાશ્વેતા અગાશીમાં બેઠાં બેઠાં છાપાં વાંચતાં હતાં. તેમને દેખી બંને જણે હર્ષ ભેર આવકાર આપી પુછ્યું "ક્યાંથી અત્યારે બંને મિત્રો સજોડે પધાર્યા છો ?"

"આજે તો અમે ઘણાજ અગત્યના કામે અહીં આવ્યાં છીએ" એમ કહી માલતીએ વાત છેડી. રસિકલાલે અથથી ઇતિ સુધી બધી વાત કરી કાગળો વંચાવ્યા. મહાશ્વેતાનો પણ મિજાજ ગયો અને અશ્વિનીકુમાર અભિપ્રાય આપે તે પહેલાં મહાશ્વેતા બોલી ઉઠી "ચોરીનો આરોપ મુકનાર ઉદયચંદ ઉપર ફોજદારી અને દીવાની બે ફરીઆદો કાલેજ દાખલ કરો અને લડો. ઉલટો ચોર કોટવાળને દંડે તે કેમ ખમાય ?"

"હું પણ એજ નિશ્ચય ઉપર આવ્યો છું." એમ અભિપ્રાય આપી અશ્વિનીકુમાર દીવાનખાનામાં જઇ વકીલાતપત્રનાં બે ફૉર્મ લાવી કહ્યું "ભાઈ રસિકલાલ ! તમે બંનેમાં સહી કરો. હું મારે કેસ લડીશ. આપણી પાસે સબળ પૂરાવા છે, એ ટોળીને સપડાવ્યા વિના છુટકો નથી. ધરમચંદ તો નરમ પડયા. હવે આવવા દો આ ઉદયચંદને."

મહાશ્વેતા—"ચાલો એ કામ પટયું, હવે સરિતા સંબંધી શું કરવું ?"

માલતી—"મારી ઇચ્છા એવી છે કે આપણે ભગિનીસમાજ ભરવો અને આપણે કનકનગરમાં જૈનપરિષદ્ વખતે લોકમત કેળવવા જેવી હીલચાલ કરી હતી, તેવી આપણે અત્રે કરીએ."

અશ્વિનીકુમાર—"એમ ઉતાવળ કરશો નહીં, પ્રથમ સરિતાનો તપાસ કરવા દો. ચંદ્રકુમાર અને સરલા બેનને સરિતાના મામાને ત્યાં બક્ષીપુર ગામે મોકલો. તે વિના કયા રસ્તે જવું તેની સમજણ પડશે નહીં. પોલીસ ઇન્સ્પેક્ટરે પોલીસની પણ મદદ આપી છે એટલે તપાસ કરવો ફાવી શકશે. પણ ચંદ્રકુમાર ! તમારા પિતાશ્રીનો આ સંબંધી કાંઈ પત્રજ નથી ?"

ચંદ્રકુમાર—"મારા ઉપર પત્ર તો હતો પણ તેમાં સરિતા સંબંધી કાંઇ ઉલ્લેખજ કરેલો નથી."

અશ્વિનીકુમાર—"તમે બંને જરૂર તમારા પિતાશ્રીને મળી બક્ષીપુર જઇ બરાબર તપાસ કરી આવો. મારી ઇચ્છા એવી છે કે ચાર પાંચ દિવસની રજા લઇ ત્યાં ઉપડો."

એ રીતે સલાહ મેળવી નિશ્ચય ઉપર આવી ટેબલ ઉપર આ-વેલી ચાને ઇનસાફ આપી ત્યાંથી નીકળી તેઓ ચંદ્રકુમારને ત્યાં ગયાં અને ત્યાંથી કલ્યાણને સાથે લઈ રસિકલાલ અને માલતી પોતાને ઘેર આવ્યાં. મેનેજરની રજા મેળવી બીજા દિવસે સવારે ચંદ્રકુમાર અને સરલા પોલીસનો માણસ સાથે રાખી ટ્રેનમાં અમરાપુર ગયાં. ત્યાં જઇ ચંદ્રકુમારે તમામ હકીકત તેમના પિતા અવંતીલાલને કહી સંભળાવી.

અવંતીલાલ—"મેં અત્રેથી તેના મામાને ત્રણ ચાર કાગળો લખ્યા પણ જવાબ જ નથી."

ચંદ્રકુમાર—"ત્યારે અમે કાલે બક્ષીપુર જઇ આવીએ ?"

અવંતીલાલ—"જવાની જરૂર જેવું છે, મને ફીકર થાય છે. કાલે જઇ આવો."

એમ નિશ્ચય કરી બીજા દિવસે સવારે ૧૦ વાગે જમીને ચંદ્ર-કુમાર અને સરલા, પોલીસનો માણસ અને નોકર સાથે રાખી મોટ-રમાં બક્ષીપુર ગયાં. બપોરે ત્યાં પહોંચ્યાં. પુછતાં પુછતાં સરિતાના મામા કેસરીમલના ઘર આગળ જઇ ચંદ્રકુમારે પુછયું "કેસરીમલનું ઘર આને ?"

તે સાંભળી અંદર બેઠેલી તેની વિધવા બેન નવલકુંવરે તરતજ જવાબ આપ્યો, "હા તેમનું ઘર આ, પણ તે તો બહારગામ ગયા છે. આવો અંદર, હું તેમની બેન છું. શું કામ છે ?" એમ ઓળ-ખાણ આપી શેત્રંજી પાથરી. તે બધાં અંદર જઈ બેઠાં. નવલકુંવરે પાણી લાવી આપી પુછયું "કેમ તમારે કયાં રહેવું ?" ચંદ્રકુમારે જવાબ આપ્યો "અમારે અમરાપુર રહેવું, અમે તો તમારી ભાણી સરિતાનો તપાસ કરવા આવ્યા છીએ. તેની મા મરી ગયા પછી તે

અમારે ત્યાં અમરાપુરમાં રહેતી હતી તે તમે જાણો છો. માના મરણ વખતે કાણે બેસવા પણ તમે તથા તમારા ભાઈ કેસરીમલ આવ્યા હતા. તે પછી સરિતા તમારે ત્યાં છોકરા છોકરીનાં લગ્ન વખતે આવેલી. તે પાછી અમરાપુર આવીજ નથી. માટે અમે જાતે ખબર કરવાં આવ્યાં છીએ."

આ સાંભળી નવલકુંવર આંસુ લાવી કહેવા લાગી "ભાઇ તમને શું કહું ? સરિતાને એક બાઇ તથા ત્રણ ચાર ઓળખીતાની સોબત સાથે કુંદન ગામે જાત્રાનો મેળો જોવા મોકલી હતી ત્યાંથી કોઇ ઉપાડી ગયું છે. હજુ સુધી પત્તો લાગતો નથી. તેના મામા ગામે ગામ રખડે છે."

ચંદ્રકુમાર—"શું કહો છો ? અમને કાગળ તો લખવો હતો ?"

નવલકુંવર—"અમારા મનથી હમણાં જડશે, હમણાં જડશે, એમ કરતાં કરતાં બે ત્રણ મહીના થઇ ગયા. આવા માઠા સમાચાર તમને શું જણાવીએ ?" એમ કહી નવલકુંવર ખૂબ રોવા લાગી. સરલાની આંખમાં પણ ઝળઝળીઆં ભરાયાં.

ચંદ્રકુમાર—"તમે અમને આગળથી ખબર આપી હોત તો પોલીસને ખબર આપત અને તપાસ થાત."

નવલકુંવર—"અમને ગરીબ માણસને સરકારી કામની શી ખબર પડે ? મારા ભાઇ કયા ગામ ગયા છે તેની પણ અમને માલમ નથી. ઘેરે હું એકલી છું. છોકરાં પણ મોસાળમાં છે. અમરાપુરથી કાગળ આવેલા પણ કોની પાસે જવાબ લખાવું ?"

ચંદ્રકુમાર મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે અહીંઆં બેસવાથી વધુ માહીતી મળે તેમ નથી અને કાંઈ ભેદ જેવું જણાય છે, તેથી ત્યાંથી તેઓ રજા લઇને ઉઠયાં.

પ્રથમ તો તેમણે વીશી શોધી કાઢી જમી લીધું. પછી એક ઓરડામાં ચંદ્રકુમાર અને સરલા ખાટલા પર બેઠાં. બાજુની બારીમાંથી લીંબડાની ઘટામાં ગળાઇને ઠંડો પવન આવતો હતો. વરસાદ ઉઘડી ગયો હતો.

વીશીવાળો અને તેની સ્ત્રી કામમાંથી પરવારી રહ્યાં એટલે તેમની પાસે આવી બેઠાં. ઠંડુ પાણી લાવીને પાયું. થોડી વાત ચીત ચાલ્યા પછી ચંદ્રકુમારે વીશીવાળાને પુછ્યું "ભાઈ! તમે પેલા કેસરીમલને ઓળખો છો ?"

વીશીવાળો—"પેલો શ્રાવક વાણીઓ છે તે ને ? ઘરમાં એક નવલકુંવર નામની વિધવા બેન છે."

ચંદ્રકુમાર—"હા તેજ. તે અહીંઆં શું ધંધો કરે છે? તેની આબરૂ કેવી છે ?"

વીશીવાળાએ આગળ પાછળ નજર કરી જવાબ આપ્યો "છોડીઓના પૈસા ખાય છે, પેલી નવલકુંવરને પાંચ હજાર રૂપીઆ લઇ એક ઘરડાને પરણાવી હતી, બીજા વર્ષે રાંડી. એ તો એવું કામ કરતો આવ્યો છે, કસાઇથી ભુંડો પણ છે."

ચંદ્રકુમાર—"તેને છોકરાં છે કે ?"

વીશીવાળો—"એક છોકરો છે, ગયા વૈશાખ માસમાં સાટામાં છોડી આપી છોડી અને છોકરાને પરણાવ્યાં. બૈરી મરી ગઇ છે."

ચંદ્રકુમાર—"એ લગ્ન વખતે કાંઈ બનાવ બન્યો હતો ?"

વીશીવાળો—"લગ્ન વખતે કાંઇ બનાવ બન્યો નહોતો પણ તે પછી તેમને ત્યાં ભાણી આવી હતી તેનો પત્તો લાગતો નથી. એ તો એમ કહે છે કે 'કોઇ ઉપાડી ગયું.' પણ એ વાત અમારા માનવામાં આવતી નથી."

ચંદ્રકુમાર—"તમારૂં શું માનવું છે ?"

વીશીવાળો—"જુઓ કોઇને કહેશો નહીં. પેલા તમારા પીળાં લુગડાં પહેરી સાધુ અને સાધવણો આવે છે તેમને ચેલા અને ચેલીઓ જોઇએ છે. તેમને બીજું કોણ આપે? કસાઈ જેવો હોય તે આપે. માટે અમને વ્હેમ પડે છે કે તે છોડીને એવી રીતે પૈસા લઇને ચેલી કરવા આપેલી હશે. તમારે જો મૂળ શોધવું હોય તો એક શ્રાવક છે તે બધું જાણે છે તેને બોલાવું, તમે ચારે અહીં વીશીની અંદર

બેસજો, અમે બાજુના ઓરડામાં બેશી વાતો કરીશું તે તમને આ જાળીમાંથી સંભળાશે. તમારા જેવા આગળ તે વાત નહીં કરે."

ચંદ્રકુમાર —"ત્યારે તમે તેને બોલાવી લાવો તો ઠીક પડે."

વીશીવાળો તેને તેડવા ગયો, ચારે જણુ ઓરડો બંધ કરીને બેઠાં. થોડી વારે તે તેને તેડીને આવ્યો. વીશીવાળાએ ચા મુકી અને તે બંને બેંચ ઉપર બેશી વાતો કરવા લાગ્યા. આડી અવળી વાતો કરી "કેસરીમલ તો હમણાં ઠીક પૈસાવાળો થયો છે. ધીરધારમાં ઘણી સારી કમાણી જણાય છે." એમ કહી વીશીવાળે કેસરીમલના પરાક્રમોની અને ધંધાની વાત છેડી.

પેલા શ્રાવકે જવાબ આપ્યો "રહેવા દોને તેની વાત ? તે તો ઘાતકી છે ઘાતકી, માથું કાપી હાથ ન ધુવે તેવો છે, તેની બેન તથા બનેવી મરી ગયાં એટલે તેની ભાણીને ઉપાડી લાવ્યો. તેનો વિચાર તો એવો કે તેની બેન નવલકુંવરની માફક ભાણીને પણુ કોઇ ઘરડા વરને પરણાવી પાંચ હજાર ગણી લઉં. પાકો ખટપટી છે એટલે ચોકઠું પણુ બેશી જાત અને પરણાવી દેત, પણુ તેવામાં કોઇ સાધુ અને ચાર પાંચ પૈસાવાળા મળ્યા. તેમને ખબર પડી કે છોડી આમ વેચાય છે એટલે તે વચમાં પડયા અને કહ્યું કે 'છોડીને આમ કુવામાં નાખી રંડાપો આપ્યા કરતાં આપને સાધુને, તેનો ભવ સુધરશે અને અમે તમારૂં મન મનવીશું.' આ બાબત ખૂબ ભાંજગડ ચાલી, અને રૂપીઆ પાંચ હજાર લઇ છોડીને પેલા ભાંજગડ લાવનાર શેઠીઆને સોંપી. આ છોડીને મુકવા માટે સાથે પેલી આપણા ગામનો ઉતાર મેનડી માલણુને મોકલી છે. પણુ રસ્તામાં કોણુ જાણે શું બન્યું કે તે શ્રાવક વાણીઆ વા ખાતા રહ્યા અને કોઇ તેમને ઉપાડી ગયું. આ તો ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂએ એવું બન્યું છે. કોઇ એમ પણુ વાત કરે છે કે તે છોડી કોઇ સાધ્વીઓને ત્યાં રહે છે. માટે કેસરીમલ તો કાંઇ કમાતા નથી પણુ આવો છોકરીઓ વેચવાનો ધંધો કરે છે. એવા વાણીઆથી તો ડરતા રહેવું. તેવો પાડોશી પણુ

ખોટો. લાગ આવે તો આપણું છોકરૂં પણ વેચી ખાય. ચેલા કરવામાં વાણીઆ મોં માગ્યા પૈસા આપે છે. આવા વખતમાં પૈસા દેખી ભલભલા લલચાય છે. તો પછી ગરીબ માણુસો હજારો રૂપીઆની રકમ દેખી લલચાય તેમાં શી નવાઇ ?"

આમ વાતમાં ને વાતમાં ચા પીવા લાગ્યા. થોડીવારે તે શ્રાવક ત્યાંથી વિદાય થયો. વીશીવાળો પછી ચંદ્રકુમારના ઓરડામાં ગયો અને તેમને ચા આપી કહેવા લાગ્યો "કેમ હેવાલ સાંભળ્યોને ? નંદકા ફંદ ગોવિંદ જાણે, કોઇ કોઇનો વિશ્વાસ કરવા જેવું નથી."

ચંદ્રકુમાર—"હું તો તેની હકીકત જાણી દિગ્મૂઢ થઇ ગયો છું મારે હવે કોઇને પુછવાની જરૂર નથી. અત્યારે વળતી મોટર કેટલા વાગે જતી હશે ?"

વીશીવાળો—"અમરાપુર જવાની મોટર સાંજના ૪ વાગે અહીંથી ઉપડશે. કાંઈ ઉતાવળ કરવાની જરૂર નથી. આપણા મકાન આગળજ ઉભી રહેશે. હજુ તો ઘણી વાર છે."

બે કલાકની વાર હોવાથી ચંદ્રકુમાર વીગેરે ગામમાં ફરવા નીકળ્યાં. ગામ તદન નાનું હતું. સાધુનો ઉપાશ્રય હતો. તેની પાસે એક દેરૂં હતું, તે ઉઘાડું હોવાથી બંને દર્શન કરી આવ્યાં. વખત થવા આવ્યો કે તેઓ વીશી આગળ આવી નીચે ઓટલા ઉપર બેઠાં. તેમણે વીશીવાળાને તેની મહેનતનો બદલો આપ્યો. મોટર આવી કે તેમાં બેશી તેઓ અમરાપુર તરફ ઉપડયાં.

અમરાપુર આવી બનેલી હકીકત ચંદ્રકુમારે અવંતીલાલને કહી સંભળાવી. તે જાણી ઘરમાં દરેકને ઘણીજ દિલગીરી થઈ "માણસની પરીક્ષા કર્યા શીવાય આપણે સરિતાને મોકલી તે આપણે મોટામાં મોટી ભૂલ કરી" એમ પસ્તાવો કરી ખૂબ જીવ બાળી અવંતીલાલે કહ્યું "ભાઇ ચંદ્રકુમાર ! હવે તમે એકત્ર મળી પોલીસ પાસે શોધ કરાવશો તોજ પત્તો લાગશે, પેલા પાપી ખાટકી મામાને પકડાવો એટલે બધી વાત નીકળશે, સાધુનું નામ પણ નીકળશે અને પૈસા આપનાર પણ પકડાશે."

ચંદ્રકુમાર—"પોલીસને આ સર્વ હકીકત કહીશ અને તપાસ કરાવીશું, કલ્યાણને અમે સરિતા સંબંધી બીલકુલ વાત કરી નથી. અમે અહીં આવવાનાં હતાં એટલે રસિકલાલ તેને તેમને ત્યાં લઇ ગયા છે. છોકરો ઘણો ચાલાક દેખાય છે."

બીજે દિવસે સવારની ગાડીમાં નીકળી ચંદ્રકુમાર સરલા વીગેરે ભદ્રાપુરી આવ્યાં. અને તરતજ રસિકલાલને ત્યાં જઇ બનેલી બીના જાહેર કરી. રસિકલાલ અને માલતી સાંભળીને ઘણોજ ખેદ કરવા લાગ્યાં. બપોરે ચંદ્રકુમારની ઑફીસમાં જઈ સલાહ મેળવી અશ્વિની-કુમારની પાસે જઇ તેમનો અભિપ્રાય મેળવી જે કરવું ઘટે તે કરવું એવો નિર્ણય કરી ચંદ્રકુમાર પોતાને ત્યાં ગયો.

# પ્રકરણ ૩૫ મું.

## મુંબઈમાં રમણિકલાલ અને ચતુરા.
## જર્મનીથી લૉટરીવાળા જગજીવનદાસનું આવવું.
## તેમને થયેલું સાધ્વીમાતાનું સ્મરણ.

* What better bed than conscience good,
To pass the night with sleep,
What better work than daily care
From sin thyself to keep? —Tusser.

પોસ્ટમૅન ઘર આગળ કાગળ ફેંકી ગયો કે ચતુરાએ તે તરતજ લઇ ઘરમાં જઈ રમણિકલાલના હાથમાં આપ્યો અને ખભે બે હાથ ભરાવી ઉભી રહી. રમણિકલાલ કાગળ ફોડી વાંચવા લાગ્યો. ચતુરાએ જરા આડું જોયું કે રમણિકલાલ બોલ્યો "તારાથી કાંઈ છાનું નથી. આડું

* શાંત નિદ્રામાં રાત્રિ પસાર થાય તેવા નિર્મળ હૃદય કરતાં કયું વધારે સુંદર બિછાનું છે? પોતાની જાતને પાપમાંથી બચાવવી એવી કાળજી રાખવાના કામ કરતાં બીજું કયું કામ વધારે સારૂં છે?

જોવાની જરૂર નથી. તું પણ સાથે વાંચ એટલે તને સમાચાર કહેવાની મને તસ્દી પડે નહીં." આટલા હાસ્યવિનોદ પછી બંને વાંચવા લાગ્યાં—

મુંબઇ—પ્રીન્સેસ સ્ટ્રીટ. શ્રાવણ સુદ ૧૦.

**સ્નેહી ભાઇ રમણિકલાલ કરસનલાલ.**

તમારો પત્ર મળ્યો. તમારી તબીઅત સુધરવાથી તમે હૉસ્પીટલમાંથી ઘેર આવ્યા તે જાણી અમને બંનેને ઘણોજ આનંદ થયો છે. માંદગી વધારે લંબાયાથી તમારા શેઠે રજા આપી છે તે જાણી દિલગીર થયો છું, પણ તમારે ચિંતા કરવી નહીં. કારણ કે તેના કરતાં સારી નોકરી અત્રે મારી ઑફીસમાંજ તૈયાર છે. તમારા શેઠનો વેપાર એક્સપોર્ટ ઈમ્પોર્ટ કમીશનનો છે તેવો જ અમારા શેઠનો છે. તેમણે મને માણસ સંબંધી ખાસ કહેલું છે, માટે જો તમારી ઈચ્છા અહીં મુંબઈ આવવાની હોય તો સુખેથી આવો. શરૂઆતમાં તમને માસિક રૂ ૧૫૦) નો પગાર આપવામાં આવશે. મારી સલાહ છે કે જરૂર આવો. તમારી પત્ની ચતુરાબાઈ સાધ્વી થયેલી છે તેથી તમને અત્રે જમવાની હરકત પડશે એમ કદાચ તમને લાગે પણ તેવી ચિંતા કરશો નહીં. મારી જોડેજ બે ઓરડીઓ હમણાં ખાલી થઈ છે. તમારો જવાબ આવેથી રાખી લઈશ. મારે ત્યાં તમારૂં જમવાનું રહેશે. જોડે રહેવાથી આપણને આનંદ રહેશે માટે આ કાગળ વાંચી વળતી ટપાલે જવાબ લખજો જેથી ઓરડી તથા નોકરીનું નક્કી કરવામાં આવે.

તમારાં ભાભીશ્રીએ આગ્રહ કરી લખાવ્યું છે કે તમારે લાયક સારી ભણેલી કન્યા વરસ અઢારની શોધી કાઢી છે. માટે જો હા કહો તો તેમનાં માબાપ સગપણ કરવા તૈયાર છે. આસો માસમાં લગ્ન પણ થાય. કન્યા સંબંધી તમારાં ભાભીનો અભિપ્રાય છે કે તે સારી, સદ્ગુણી, ઘરકામ સારી રીતે ઉપાડી લે તેવી, બુદ્ધિશાળી અને વિવેકવાળી છે. આશા છે કે આ બાબત પણ તરતજ ખુલાસો લખી જણાવશો.

લી. સદાનો સ્નેહાધીન,

**રતિલાલ કાંતિલાલ શાહ.**

પત્ર પૂરો થયો કે બંને સામું જોઈ હશી ગયાં.

"કેમ ચતુરા! શો જવાબ લખું ?"

"તમને યોગ્ય લાગે તે લખો. આપણા મિત્ર છે એટલે તે ખરીજ સલાહ આપતા હશે."

"પણ ઉર્મિલા ભાભીએ આગ્રહ કરી લખાવ્યું છે તેનો શો જવાબ લખવો ?"

"તેનો જવાબ તમને યોગ્ય લાગે તે લખો. મેં તો મારૂં હૃદય પસ્તાવો કરી રડી રડીને તમારા આગળ ખાલી કર્યું છે તે ઉપર વિશ્વાસ ન આવતો હોય તો તેમનો આગ્રહ સ્વીકારો, તેથી વધારે બીજું શું કહું ?" એમ લાચારીથી બોલી ચતુરા ગગળી બની ગઇ.

રમણિકલાલ તેના માથા ઉપર હાથ ફેરવી કહેવા લાગ્યો "આમ કરે તે સારૂં કહેવાય? કેમ તારી સલાહ ન પુછવી જોઇએ ? તેઓ કાંઈ જાણે છે કે તેં તારો પત્નીનો ચાર્જ પાછો સંભાળી લીધો છે ?" એમ જરા મીઠી મશ્કરી કરી રમણિકલાલે તેને હસાવી કહ્યું "ચતુરા ! ઉર્મિલા ભાભીએ આગ્રહ કરી જેવું લખાવ્યું છે તેવું તું લખાવ."

"તમે કાગળમાં સાફ જણાવી દો કે મારી પત્ની પસ્તાઈને પાછી ઘેરે આવી મારી પત્ની તરીકે જોડાઈ છે અને આખી જીંદગીભર સંતોષકારક રીતે તમામ ફરજો બજાવવા તૈયાર થઈ છે."

"શાબાશ છે ચતુરા ! આવા તારા શબ્દોથી મને બમણો આનંદ થયો છે. તારાં પગલાં થતાંની સાથેજ સ્નેહી મિત્રનો આવો લાભદાયક કાગળ આવ્યો છે."

"રતિલાલભાઈ વળતી ટપાલે જવાબ માગે છે તો પત્રનો જવાબ આજેજ ટપાલમાં રવાના કરો. શા માટે રાહ જોવી જોઇએ ?"

રમણિકલાલ નોટપેપર લઈ પત્ર લખવા બેઠો—

**કનકનગર**— શાકમારકેટ પાસે. શ્રાવણ સુદ **૧૧.**

**પરમ સ્નેહી ભાઇ રતિલાલ.**

તમારો પત્ર વાંચી સંતોષ અને આનંદ થયો છે. નોકરી માટે નક્કી કરી લેશો અને ઓરડીઓ પણ જરૂર રાખી લેશો. ભુલશો નહીં. કન્યા માટે સૌ. ઉર્મિલા ભાભી સાહેબે આગ્રહપૂર્વક લખાવ્યું છે તે માટે તેમનો આભાર માનું છું પણ હું ત્યાં આવવાનો છું એટલે તે સંબંધી રૂબરૂમાં નક્કી કરીશું. કારણ કે તેનો જવાબ એકદમ આપી શકાય તેમ નથી."

આ વાક્ય પૂરૂં થયું કે ચતુરા રમણિકલાલના હાથમાંથી હોલ્ડર પડાવી લઇ પુછવા લાગી "આમ કેમ લખ્યું ? તે તો મને ન ગમ્યું, મેં કહ્યું હતું તેમ લખો."

રમણિકલાલે જવાબ આપ્યો "આમ મોંઘમ લખવાથી ઘણીજ રમુજ આવશે. આપણે બંને અત્રેથી સાથેજ જવાનાં છીએ. તને મારી સાથે જોશે એટલે સમજી જશે. કહેવાની જરૂર નહીં પડે. તેમને પણ સંતોષ થશે. તારા હૃદયની પરીક્ષા મેં કરી છે. બીજાને લખવાથી વિશેષ નથી. માટે જે લખ્યું છે તે બરાબર છે."

એ શબ્દોથી સંતોષ પામી ચતુરા બોલી "જે દિવસે આપણે જવાનું હોય તે પણ આમાં લખ્યું હોય તો શું ખોટું ? ઓરડી પણ ઉઘાડી સાફ કરાવે."

"ચતુરા ! તારી સલાહ બરાબર છે" એમ સંમત થઈ રમણિકલાલ ફઈબાને સોર પાડી તેમને અંદરના ઓરડામાં બોલાવ્યાં અને મિત્રના આવેલા કાગળનો મુદ્દાનો ભાગ વાંચી સંભળાવ્યો.

ફઈબા ખુશી થઈને બોલ્યાં "ભાઈ ! તેં સારી વધામણી ખાધી. નોકરી તરત મળી. પ્રભુએ મોટો ઉપકાર કર્યો, હવે તમે બંને સુખેથી મુંબઈ જાઓ અને સુખી થાઓ."

રમણિકલાલ—"તેટલા માટેજ તમને બોલાવ્યાં છે. ક્યારે મુંબઈ જવું, કયો દિવસ સારો છે તે અમને કહો એટલે કાગળમાં મારા મિત્રને લખી જણાવું. તમે અમારી સાથે મુંબઇ આવો તો અમને ઠીક પડે."

ફઈબા—"ના ભાઈ ! મારાથી ઠેઠ મુંબઈ સુધી ન અવાય, આ તો તને અડચણ હતી તેથી તારો કાગળ વાંચીને તરતજ આવી. ચતુરા હોંશીઆર છે, બહુ સારી રીતે રાંધતાં આવડે છે, કેવું મજાનું ઘરકામ કરે છે ! માટે સુખેથી તમે બંને જાઓ. દક્ષિણમાં જતાં ગુરૂવાર સામો કાળ થાય. આજે થયો બુધવાર માટે તમે અહીંથી શુક્રવારે રાત્રે મેલમાં નીકળો. પરમ દિવસે સુદ ૧૩ છે. તિથિ પણ સારી

છે. તેરશ ને ત્રીજ એ વગર પુછ્યું મુહૂર્ત છે. કાગળમાં તે પ્રમાણે લખી જણાવ એટલે તે સામા રેલ ઉપર લેવા આવે. તમને હરકત પડે નહીં." એમ સલાહ આપી ફઇબા ત્યાંથી ઉઠી બહાર આવ્યાં.

તેમની સલાહ મુજબ રમણિકલાલ અધુરો રહેલો કાગળ નીચે પ્રમાણે લખી પૂરો કરવા લાગ્યો—

' હું પરમ દિવસે અષાડ સુદ ૧૩ ને શુક્રવારે રાત્રે મેલમાં નીકળી તમારી તરફ આવીશ. મારી સાથે એક મારો પરમ સ્નેહી મિત્ર આવનાર છે તે મારે માટે કન્યાની સારી પસંદી કરી શકે તેમ છે તેથી જોડે લેતો આવું છું. આપણે ચારે ભેગાં થઈ ભાભીશ્રીના આગ્રહનો નિર્ણય કરીશું. મારી વતી ઘણા માનથી ભાભીશ્રીને પ્રણામ કહેશો. તસ્દી માફ કરશો.

લી. તમારો સ્નેહાધીન,

**રમણિકલાલ કરસનદાસ નાણાવટી.**

આ પ્રમાણે જોઇ ચતુરા બોલી " વળી આ શું ઉમેર્યું ? વચ્ચે સ્ત્રી શબ્દ ઉમેરી 'પરમ સ્નેહી સ્ત્રી મિત્ર આવનાર છે' એમ લખ્યું હોત તો ઝટ સમજી શકત."

" ઝટ ન સમજે તેમાંજ સારી રમુજ આવે." એમ હસતા મુખે જવાબ આપી, કાગળ બીડી સરનામું કરી રમણિકલાલ જાતે ટપાલમાં કાગળ નાખી આવ્યો.

બીજા દિવસે ગાંધારીવાળાં દીવાળીબાઈ પોતાને ગામ ગયાં અને ફઇબા પણ બંનેને હૃદયપૂર્વક આશીષ આપી પોતાને ગામ માલિકા ગયાં. રમણિકલાલ અને ચતુરા મુંબઇ લઈ જવાનો સરસામાન તૈયાર કરવા લાગ્યાં અને શુક્રવારે રાત્રે ઘર બંધ કરી સારા શુકન જોઇ સ્ટેશન ઉપર ગયાં અને મેલમાં મુંબઇ રવાના થયાં.

શનિવારે સવારે લેવા માટે રતિલાલ ગ્રૅંટરોડ સ્ટેશન ઉપર ગયો. ડબામાંથી ઉતરતાં રતિલાલને દેખી રમણિકલાલ ઘણો ખુશી થયો. રતિલાલે પુછ્યું " પણ પેલા તમારા પરમ સ્નેહી મિત્ર ક્યાં છે ? બીજા ડબામાં બેઠા છે ?"

રમણિકલાલે સ્પષ્ટ ખુલાસો નહીં આપતાં હશીને જવાબ આપ્યો "કેમ ન જોયા ? આ સામાન ઉતારે છે તે."

"તે વાત મારાથી કેમ મનાય ? તે તો સ્ત્રી છે."

"ત્યારે તેજ મારા પરમ સ્નેહી મિત્ર છે."

"ભાઈ ! તમારા ભેદની મને સમજ પડતી નથી. તે પુરૂષ હોત તો તેમની સાથે વાત કરત પરંતુ સ્ત્રી છે એટલે તે કામ તમારી ભાભીશ્રીને ભળાવીશું. તે બધો ભેદ ખુલ્લો કરશે." એમ મોંઘમ વાત રાખી પોર્ટર પાસે પેટીઓ ઉપડાવી સ્ટેશન બહાર નીકળી વીક્ટોરીઆ કરી લીધી. રમણિકલાલ અને ચતુરા જોડે બેઠાં, સામે રતિલાલ બેઠા અને ગાડી ઘર તરફ ચાલી.

ચતુરા તો સ્હેજ લાજ કાઢી શાંત બેશી રહી. રતિલાલના મનમાં જુદા જુદા વિચાર થવા લાગ્યા. ખુલાસો કરૂં કે ન કરૂં, સારૂં લાગશે કે ખોટું, એમ વિચારમાં ને વિચારમાં માળા આગળ આવી પહોંચ્યાં પણ ખુલાસો થયો નહીં. હેલકરી પાસે સામાન ઉપડાવી ઉપર ગયાં.

પહેલાજ દાદરે આગળનું દીવાનખાનું હતું. તેમાં પ્રવેશ કરતાં જ ઉર્મિલાએ હર્ષભેર રમણિકલાલને આવકાર આપ્યો. તેની પાછળ આવતી ચતુરાની સામે ધારીને જોઇ બરાબર ઓળખી સાનંદાશ્ચર્ય થઈ ઉર્મિલા બોલી. "પધારો ચતુરશ્રી સાધ્વીજી મહારાજ ! લાભ દો" એમ કટાક્ષભરી વાણીથી મશ્કરી કરી હાથ ખેંચી ચતુરાને અંદર લઈ ગઈ અને બે હાથ વડે બાથમાં લઈ અતિશય વ્હાલ કર્યું. આવા વ્હાલથી ચતુરાની આંખમાં હર્ષનાં આંસુ ભરાઇ ગયાં. સ્વસ્થ થયા પછી ઉર્મિલાએ પુછયું "અરે ચતુરાભાભી ! તમે ક્યારે સાધ્વી વેશ છોડી દઇ આ વેશ ધારણ કર્યો ?" ચતુરા બોલી "તે હકીકત પુછો તમારા ભાઇને. મેં તો સ્પષ્ટ કાગળમાં લખવા તેમને કહેલું પણ તેમણે મોંઘમ રાખ્યું તેથી તે ખુલાસો તેમની પાસેથી લો."

રતિલાલ—"ભાઇ રમણિકલાલ ! ચતુરાભાભી પાછાં પત્ની તરીકે જોડાયાં તેથી પેલી કન્યા બાબતનો જવાબ અદ્ધર ઉડાવ્યો

જણાય છે. પણ આ ફરી લગ્ન ક્યારે કર્યાં તે તો કહો! કંકુત્રી તો ઘેર ગઈ, પણ સાધારણ કાગળ તો લખવો હતો!"

રમણિકલાલ—"લગ્ન કરે આશરે પંદર દિવસ થવા આવ્યા. અને તે પણ કનકનગરની મોટી હૉસ્પીટલમાં. હું પણ દરદી અને તે દરદી. દરદીની પીડા દરદી થયા શીવાય સમજાય નહીં. આ અમારો મેળાપ અને આ અમારાં લગ્ન. બાકીનો હેવાલ તેમને પુછવાથી મળશે."

રતિલાલ—"કેમ રમણિકલાલ! મારી વાત ખરી પડીને? સ્ત્રીઓએ કેવો ભેદી પડદો ખુલ્લો કર્યો! માથે વાળ નહીં એટલે ભાત ભાતની શંકા થાય. પરણ્યા છો એમ કહેવામાં પણ અપમાન ભરેલું લાગે એટલે હું તો શંકામાં ને શંકામાં કાંઇ પુછીજ શક્યો નહીં. વળી જરા લાજ કાઢી ઠાવકાં બેઠેલાં એટલે બોલવાની મને હીંમત પણ ચાલી નહીં."

પછી રમણિકલાલે ચતુરાનો સઘળો હેવાલ કહી સંભળાવ્યો. તેઓ બંને ઘણાંજ ખુશી થયાં, ચતુરાને ધન્યવાદ આપી ઉર્મિલા કહેવા લાગી "ચતુરાભાભી! તમને તમારા પતિની સાથે ફરી જોડાયેલાં જોઈ મને આનંદ અને સંતોષ થયો છે. બીજા કોઇ તમને ગમે તે કહેશે પરંતુ સારો સમજુ વર્ગ અને અમારા જેવી સ્ત્રીઓ તો તમને ધન્યવાદજ આપશે. માટે હવે રમણિકલાલની સાથે આનંદમાં જીંદગી ગુજારો, તેજ તમારા પરમ પૂજ્ય દેવ અને ગુરૂ તરીકે માની સેવા કરો, તેમની સેવાદ્વારાએ શું ધર્મ નથી સાધી શકાતો? પ્રભુકૃપાથી સદ્‌ભાગ્યથી મળેલા સદ્‌ગુણી પતિ છતાં હાથે કરી વૈધવ્ય જેવી સ્થિતિ ઉભી કરી દુઃખ વહોરી લેવું તે શું ચાંલ્લો કરવા આવેલી લક્ષ્મીનો હાથ પાછો ઠેલવા જેવું નથી? અને મળેલા સૌભાગ્યને લાત મારવા જેવું નથી?"

આ શબ્દોની સાથે ચતુરાની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. ઉર્મિલા ઉભી થઈ તેનું માથું બે હાથ વતી પોતાની છાની સાથે દબાવી બોલી "આમ ન કરીએ, આ તમારાં આંસુજ તમારૂં શુદ્ધ હૃદય પ્રકટ કરે છે, તમારી જાહેર હીંમત જોઇ તમારા માટે મને ઘણોજ ઉંચો

અભિપ્રાય થાય છે. મુંઝાઇને દુઃખમાં જીવન ગાળવું, મનથી પાપના પોટલા બાંધવા, તેના કરતાં પોતાના પતિને પાછો મેળવી તેમની સાથે ગૃહસંસાર બાંધવો એ હજાર દરજ્જે સારૂં છે. જે કાંઈ તમે કર્યું છે તે બરાબર કર્યું છે માટે આંખો સાફ કરી શાંત થાઓ. તમારા માટે આ બે ઓરડીઓ રાખી છે. હમણાં આપણે ભેગાં રહીએ, તમારી ઓરડી બરાબર ગોઠવાઈ જાય એટલે સુખેથી તમે જુદાં જમો અને સુખી જીંદગી ગુજારો. પ્રભુ ઇચ્છાએ નોકરી પણ તૈયાર છે. ઉલટ શેઠ તેમને ઉઘરાણી કરે છે કે તમારા મિત્ર કયારે આવશે." આ પ્રમાણે ઉર્મિલા પોતાના આનંદનો ઉભરો કાઢી તેઓ કામે વળગી ગયાં.

બીજા દિવસથી રમણિકલાલ નોકરી ઉપર ચડી ગયો. તે કામથી વાકેફગાર હતો, તેમજ બુદ્ધિશાળી અને ગ્રેજ્યુએટ હોવાથી અઠવાડીઆમાંજ શેઠની મહેરબાની સંપાદન કરી શકયો. ચતુરાએ અઠવાડીઆમાં એવી સુંદર ઓરડી માંડી દીધી કે જોનારને ઘડીભર ઇર્ષા થાય. ખુટતો સામાન ઉર્મિલાએ પૂરો પાડયો, ઉર્મિલાનો સ્વભાવ એવો મળતીઓ અને ઉદાર હતો કે સૌ તેના ઉપર ભાવની લાગણીથી જોતાં હતાં. કોઈ પણ વખતે તે મોં જરા પણ મેલું કરતી નહોતી, આવનારને આવકાર આપતી તેથી તેની પાસે દરેકને જવું ગમતું હતું. તે સાથે કરકસરથી ઘરસંસાર કેમ ચલાવવો તે સારી રીતે જાણતી હતી.

આ બંને જોડાં પોતાની નોકરીથી સંતોષ માની આનંદમાં દિવસ ગુજારવા લાગ્યાં. કામકાજમાં એક બીજાની સલાહ લેતાં. માળામાં રહેતા કેટલાક શ્રીમંતોની સ્ત્રીઓને આ બંને સાદા પોશાકમાં રહેતી સુગડ સ્ત્રીઓના સંસારસુખની અદેખાઈ કરતી, "આ ધણી ધણીઆણી કેવાં એક બીજા સાથે હશીને બોલે છે! કોઇ દિવસ તેમના મુખ ઉપર ઉદાસી કે રીસનું રૂંવાડું પણ જણાતું નથી. શ્રીમંત થયા એટલે મોટર લઇ ફરવા જાય તે રાતના બાર વાગે આવે, બોલાવીએ તો પૂરો જવાબ પણ ન આપે, હશીને વાત કરવા જઇએ તો ધૂતકારી કાઢે, તેમનું હેત પૈસાથી બતાવે, સોના બદલે પાંચસોની સાડી લાવે. પણ

પરસ્પર હશીને બોલવાથી જે આનંદ થાય છે તે પાંચસોની કે હજા-રની સાડી પહેરાવ્યાથી નથી મળતો. જુઓને તેઓ પાંચજ રૂપીઆનો સાદો સાલ્લો પહેરે છે, ઝીણો ગળામાં દોરો નાખે છે, સાદો કબજો પહેરે છે, બધું કામ હાથે કરે છે છતાં તે કેવાં હસતાં દેખાય છે?" આવા ઉદ્દગારો કાઢી શ્રીમંતોની સ્ત્રીઓ પોતાના ધણી તરફનો અસં-તોષ પ્રદર્શિત કરતી હતી.

થોડા દિવસ પછી રતિલાલ ઑફીસના કામ પ્રસંગે તેમના શેઠ રાજબિહારીલાલની પાસે ગયો. રતિલાલને જોતાંજ શેઠે કહ્યું "તમારા મિત્ર મીસ્ટર રમણિકલાલ ધાર્યા કરતાં વધારે ચાલાક અને હોંશીઆર છે. તે માટે તમારો ઉપકાર માનવો જોઇએ."

રતિલાલે જવાબ આપ્યો "મારે આપનો ઉપકાર માનવો જોઇએ કે આપે મારા મિત્રના ગુણની કદર કરી છે. મારી તો ફરજ છે કે ઑફીસમાં સારા અને પ્રમાણિક માણસો લાવવા જોઇએ."

શેઠ—"તમારા મિત્ર પેલા લૉટરીવાળા શેઠ જીગજીવનદાસ હેંબ-ર્ગથી આવે છે, ત્યાંથી નીકળ્યાને અઠવાડીઉં થઈ ગયું. ઇટેલીઅન કંપનીની સ્ટીમર "રોમીઓ ઍંડ જયુલીએટ"માં આવે છે, આવતા શુક્રવારે સવારે આવવાની વકી છે. કુદરતની કેવી ખુબી છે!!"

રતિલાલ—"તદન ગરીબ છોકરો, જેને જગલો કહી બોલાવતા, તેને આપે ઠેકાણે પાડયો તો તે અત્યારે આ સ્થિતિ ભોગવી રહ્યો છે."

શેઠ—"હું શું ઠેકાણે પાડું? તેના નસીબે જોર કર્યું. લૉટરીમાં અણધાર્યા બે લાખ રૂપીઆ મળ્યા, તે તેણે અમારા ભેગા વેપારમાં રોકયા. પ્રભુઇચ્છાએ વેપારમાં સારો લાભ મળ્યો. એના પાંચ લાખ થયા, હવે તો તે રાજકુમાર જેવો દેખાય છે, તેનો ફોટો હમણાં આવ્યો હતો, ત્યાં તો તે મીસ્ટર લૉટરીવાળા તરીકેજ ઓળખાય છે."

રતિલાલ—"તે કયાં ઉતરનાર છે?"

શેઠ—"વળી બીજે કયાં? મારા બંગલેજ. તેનું ઘરજ કયાં છે? બરાબર પાંચ વરસે આવે છે, અહીં આવ્યા પછી જોઈતી તજવીજ

થશે. હવે તો તે નવાબ બની ગયો હશે એટલે તમારી નાની ઓર-ડીઓ નહીં ગમે. દુઃખના દિવસો ભૂલી ગયો હશે."

રતિલાલ—"જોઇએ છીએ તે કેવા બદલાઈ ગયા છે? આવ્યા પછી સમજાશે. આપે ઠીક સમાચાર કહ્યા." એમ કહી ત્યાંથી ઉઠી રમણિકલાલ પાસે ગયો, અને પોતાના મિત્ર શેઠ જગજીવનદાસના શુક્રવારે સવારે જર્મનીથી આવવાના સમાચાર કહ્યા. નસીબ ખિલે છે ત્યારે માણસ રંકમાંથી કેવો રાય થાય છે તેનું આ આબેહુબ દૃષ્ટાંત છે.

ભાઈ રમણિકલાલ! આજે શેઠ તમારા સંબંધી ઘણોજ સારો અભિપ્રાય મારા આગળ જાહેર કર્યો. તેમણે કહ્યું કે "તમારા મિત્ર મીસ્ટર રમણિકલાલ ધાર્યા કરતાં વધારે ચાલાક અને હોંશીઆર છે." એમ ખુશ ખબર આપી રતિલાલ ત્યાંથી પોતાની ઑફીસરૂમમાં ગયો.

શુક્રવારે સવારે રતિલાલ પોતાના શેઠની સાથે જગજીવનદાસને લેવા માટે બેલાર્ડ પીઅર ઉપર ગયો. સ્ટીમર "રોમીઓ ઍંડ જ્યુલીએટ" રાતની આવેલી હોવાથી સવારે બરાબર વખતસર મુસાફરો ઉતર્યા. જગજીવનદાસે શેઠને ઘણા ભાવપૂર્વક પ્રણામ કર્યાં, અને જાણે બધુંજ તેમને આભારી હોય તેવી નમ્ર લાગણી બતાવવા લાગ્યો. રતિલાલને અચાનક દેખી જુની ગરીબાઇની મિત્રતાનું સ્મરણ થતાં તેને એટીકેટ—વિવેકમર્યાદા—કોરે મુકી ખૂબ ભેટયો. રતિલાલે મશ્કરીમાં કહ્યું "હું તમને મારે ત્યાં લઈ જવાનો અને ઉતારવાનો આગ્રહ કરૂં તે નકામો છે, કારણ કે આપણા બંનેની સ્થિતિ વચ્ચે હવે મોટો ફેર પડી ગયો. તેથી મારો સાદો સત્કાર તમને અપમાન રૂપ લાગશે."

જગજીવનદાસ—"એમ તમે સ્વપ્ને ધારશોજ નહીં. મોટાઇનો ખ્યાલ મને આવ્યોજ નથી. અલબત લાગ લાગટ પાંચ વર્ષ હેમ્બર્ગમાં રહેવાથી બાહ્ય સ્વરૂપમાં બદલાઇ ગયેલો તમને હું લાગીશ પણ અંત-રમાં તો તે ને તે જગલોજ છું." એમ કહી હસી ગયો. મારો નિવૃત્તિનો વખત તમારે ત્યાંજ ગાળીશ. જુની દોસ્તી નથી ભૂલી જવાનો."

સામાનની વ્યવસ્થા કરી તેઓ શેઠને બંગલે ગયા. બંગલે થોડી વાર ટકી રતિલાલ ઘેર આવ્યો. ઉર્મિલાને વાત કરી. ઉર્મિલા પણ જગજીવનદાસને સારી રીતે ઓળખતી હતી, તેમને ઘેર લાવવા રતિલાલને ઉર્મિલાએ સૂચના કરી.

ઑફીસમાં રતિલાલ જીગજીવનદાસને મળ્યો, બીજા દિવસે સાંજે જમવાનું રતિલાલને ત્યાં નક્કી કરવામાં આવ્યું. રતિલાલે તે પ્રમાણે ઘરમાં ઉર્મિલાને સૂચના આપી તથા રમણિકલાલ અને ચતુરાને પણ પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપ્યું.

શનિવારે ઑફીસમાંથી સાંજે પાંચ વાગે પરભારા જગજીવનદાસ, રતિલાલ અને રમણિકલાલ રતિલાલને ત્યાં આવ્યા. નાના પણ સુંદર અને સ્વચ્છ દીવાનખાનામાં ત્રણે મિત્રો બેઠા.

પછી ઉર્મિલા કબાટમાંથી કાંઇક વસ્તુ લેવાના બ્હાને દીવાનખાનામાં આવી કબાટ ઉઘાડવા લાગી, તેને જોઈ રતિલાલે કહ્યું "કેમ આ જગજીવનદાસને ઓળખ્યા? ઉર્મિલા હસીને બોલી "કેમ ન ઓળખું? કદાચ તે ભૂલી ગયા હોય." જગજીવનદાસે જુની ઓળખાણ તાજી કરાવતાં કહ્યું "જરા પણ ભૂલી ગયો નથી. તમારા હાથનાં ખમણ ઢોકળાં ઘણી વખત રતિલાલના ભેગા બેશીને ખાધેલાં છે. કોઈ કોઇ વખતે વીશીમાંથી ભુખ્યો આવતો ત્યારે તમારા હાથના ખાખરા અને પાપડ રાત્રે ખાધા છે. મારી મા મને સંતોષ આપતી તેવો સંતોષ તમે મને આપેલો છે. કહો ઉર્મિલા બેન ! હું તમને ભૂલી ગયો છું કે ઓળખું છું? મેં સ્ટીમરમાંથી ઉતરતાંજ રતિલાલને કહ્યું છે કે "જુના સ્નેહ સંબંધમાં હું જગજીવનદાસ નથી પણ જગલો છું." આ શબ્દો સાંભળી સર્વ ખડખડ હસી પડયાં.

"તમને બરાબર સ્મરણ છે. શ્રીમંતાઈમાં જુનો સ્નેહ સંબંધ રાખનાર તમારા જેવા ઘણાજ ઓછા જોવામાં આવે છે. જમવાનો વખત થયો છે. ભાણાં મુકયાં છે માટે કપડાં ઉતારી ચાલો" એમ આમંત્રણ આપી ઉર્મિલા રસોડામાં ચાલી ગઈ.

થોડીવાર પછી ત્રણે સાથે જમવા બેઠા. ઉર્મિલા અને ચતુરા પીરસવા લાગ્યાં, બે ત્રણ વખત ચતુરા તરફ નજર કરી જગજીવનદાસ જમતાં જમતાં પુછવા લાગ્યો " ઉર્મિલા બેન ! આ કોણ છે ? "

ઉર્મિલાએ હસીને જવાબ આપ્યો " તમારી જોડે બેઠેલા રમણિકલાલનાં ધર્મપત્ની ચતુરા છે. બીજી રીતે ઓળખાણ જાણવી હોય તો તે માજી સાધ્વી ચતુરશ્રી છે. "

જગજીવનદાસ—" તમારો મશ્કરી કરવાનો સ્વભાવ તો હજુ જેવો ને તેવો કાયમ છે. "

ઉર્મિલા—" હું સાચું કહું છું. તેમના માથાના વાળ તરફ નજર કરો, પૂરા ચાર આંગળ પણ જણાતા નથી. "

જગજીવનદાસ—" મને તે ઉપરથીજ પૂછવાનો વિચાર થયો, પણ માજી સાધ્વી શી રીતે તે સમજાવો. "

ઉર્મિલા—" ગયા માહમાસમાં દીક્ષા લીધી, દીક્ષા લીધા પછી તેમનાં ગુરૂસાધ્વી કંચનશ્રી જે કજીઆ અને કલેશ કરવામાં શિરોમણી છે તેમણે તેમને એવો ત્રાસ આપ્યો કે માંદાં પડયાં, મસાનું દરદ થયું, અત્રેની હૉસ્પીટલમાં શ્રાવકોએ લાવીને ખાટલો નાખ્યો. ડૉકટરે ઑપરેશન કર્યું. ધીમે ધીમે દરદ મટવા લાગ્યું. તે વખતે આ તેમના પતિશ્રી પણ એજ દવાખાનામાં દરદી હતા. તેમને ખબર પડી એટલે તે ગુપ્ત રીતે તેમની સારવાર કરવા લાગ્યા. ત્યાં તેમનો મેળાપ થયો તેથી સાધ્વીપણાનાં કપડાં ફેંકી દઈ આ સંસારીપણાનાં કપડાં પહેરી રમણિકલાલની સાથે ફરી પત્ની તરીકે જોડાયાં. ત્યાંથી તેઓ અત્રે આવ્યાં. અમારી જોડેજ રહે છે. રમણિકલાલ આપણી ઑફીસમાં રહ્યા. અમારે અને તેમને ભાઈ જેવો સંબંધ છે. કહો હું મશ્કરી કરૂં છું કે સાચે સાચું કહું છું ? પુછી જુઓ માજી ચતુરશ્રી સાધ્વીને અને તેમના પતિ રમણિકલાલને. "

રમણિકલાલ—" જે હેવાલ કહ્યો તે બરાબર છે. કંચનશ્રી સાધ્વી એવાં જબરાં છે કે તે તેમની ચેલીઓ પાસે ગુલામગીરી કરાવે છે.

દીક્ષા લીધા પહેલાં દીક્ષામાં એવો મોહ બતાવે છે કે આના જેવી ઘણી ભોળી બાળાઓ સપડાય છે, પછી પસ્તાવો થાય છે. અમારા સારા નસીબે હૅાસ્પીટલમાં મેળાપ થયો, નહીં તો દવાખાનામાંથી છુટીને ઉપાશ્રયમાં પાછી ગુલામગીરી કરતી હોત."

આ સાંભળી જગજીવનદાસને સાધ્વી થયેલી પોતાની માતાનું સ્મરણ થયું અને ઉંડા વિચારમાં પડી ગયો. એક પણ સામો પ્રશ્ન નહીં પુછતાં સ્તબ્ધ મુખે શાંત રહ્યો. આ દેખી રતિલાલે પુછયું "ચતુરાનો હેવાલ સાંભળી કેમ તમે વિચારમાં પડી ઉદાસ થયેલા લાગો છો?"

જગજીવનદાસે ધીમે રહી જવાબ આપ્યો "મારી મા પણ સાધ્વી થયેલી છે. તે વાતને સાત આઠ વરસ થઈ ગયાં, હું તે વખતે તોફાની હતો, મને માતાના સ્નેહની દરકાર નહોતી. તે મારી માતા મને અત્યારે સાંભરી આવી. જર્મની ગયા પછી મને તે કોઈ કોઇ વખત ત્યાં સાંભરી આવતી પણ આપણા હીંદુસંસાર પ્રમાણે તેમની મને અહીં ઘણીજ ખોટ લાગે છે. જો હું તે વખતે તોફાની ન હોત તો સંસારથી કંટાળી તે દીક્ષા ન લેત. ઘંટી દળીને મને મોટો કરેલો તે હું જાણું છું. અત્યારે જો તે હોત તો તેને કેટલો બધો આનંદ થાત અને મને કેટલી બધી રાહત મળત? અહીં જુદું મકાન લેવું છે તે માટે વિચાર કરૂં છું. તે હોય તો ઘર માંડતાં કેટલી વાર? ઉર્મિલા બેન કહે છે તે પ્રમાણે જો તે કોઈ કલેશી સાધ્વીના ફંદામાં ફસાઇ ગઈ હશે તો દુઃખી થતી હશે. સંસારમાં આવવાની ઇચ્છા થતી હોય પણ સંસારમાં આવીને શું કરે? ભાઇ રતિલાલ! આ પ્રમાણે સ્મરણ થવાથી તેના વિચારમાં પડી ગયો છું. તેમને મળવાનું મન થઇ આવ્યું છે. પણ હિન્દુસ્થાનમાં કયાં તેમનો પત્તો લાગે? મને તો સાધુ સાધ્વીઓનું કે સંસારવ્યવહારનું કાંઇજ ભાન નથી. સારા નસીબે શેઠ રાજબિહારીલાલે હાથ પકડયો અને તેમની કૃપાથી સુખી થયો. મારા ચંદ્રાવતી દેશમાં તો મને કોઇ ઓળખતુંજ નહીં હોય એટલે મારી માને કેવી રીતે મળી શકું તેના વિચારમાં પડયો છું."

ઉર્મિલાએ પુછયું "તમારી માતુશ્રીનું નામ શું ?"

જગજીવનદાસ—"તેનું નામ ઉત્તમબાઈ હતું."

ઉર્મિલા—"તેમણે કયાં દીક્ષા લીધી હતી?"

જગજીવનદાસ—"અમારા ચંદ્રાવતી ગામમાં લીધી હતી. ત્યાં અમારે રહેવાનું એક નાનું ઘર પણ છે. હવે તો કોણ જાણે સંભાળ વગર પડી પણ ગયું હશે."

ઉર્મિલા લાચાર બની વિવેક દર્શાવવા લાગી "જમતાં જમતાં મેં સાધ્વીની વાત કાઢી તે મેં મોટી ભૂલ કરી. વિના કારણ તમને દિલગીરી કરાવી."

જગજીવનદાસ—"ના બેન! એમ માનશો નહીં. મને તો તેથી ફાયદો છે. વાત મેં મનમાં રાખી હોત તો તમે શી રીતે જાણી શકત? પુછતાં પુછતાં તેમને મળવાનો યોગ બની જાય. હવે તો હું થોડા માસ સુધી અત્રે રહેવા માગું છું. બનશે તો દેશમાં પણ જવાનો ઇરાદો રાખું છું."

તે પછી ઉર્મિલાએ જર્મનીની પ્રજાની રીતભાત, ત્યાંના રીવાજ, રહેણી કરણી વીગેરેની વાતો ઉપર ઉતારી સાધ્વીમાતાનું સ્મરણ દૂર કરાવ્યું અને હાસ્યવિનોદની વાતો ચાલી રહી. આ પ્રમાણે આનંદથી જમવામાં દોઢ કલાક ગાળી હાથ ધોઈ તેઓ દીવાનખાનામાં આવ્યા.

ઑફીસની વાત નીકળતાં જગજીવનદાસ રતિલાલને કહેવા લાગ્યો, "આ તમારા મિત્ર મીસ્ટર રમણિકલાલ પણ તમારા જેવાજ છે. તેમને આપણી ઑફીસમાં રાખી લીધા તે બહુજ સારૂં કર્યું છે. શેઠ તેમનાથી ઘણાજ ખુશી છે. તમારા લીધે મને પણ તેમની સાથે સંબંધ બંધાયો." એમ સંતોષ જાહેર કરી ત્યાંથી રતિલાલ અને જગજીવનદાસ શેઠ રાજબિહારીલાલને બંગલે ગયા.



# પ્રકરણ ૩૬ મું.

## સાધ્વીમાતાનું તીવ્ર સ્મરણ, તપાસ અને મેળાપ.

*Let a conscience enlightened teach what should be done,
And caution us what not to do—
Instruct us what habits and customs to shun,
What course we may safely pursue.

—Ellen Roberts.

જ્યારથી જગજીવનદાસે રતિલાલને ઘેર જમતી વખતે રમણિકલાલની પત્ની ચતુરાની દીક્ષિત અવસ્થાનો હૃદયભેદક હેવાલ સાંભળ્યો ત્યારથી પોતાની સાધ્વીમાતાનું સ્મરણ પૂર જોશથી થવા લાગ્યું. કોઈ પણ ઉપાયે તેમને મળવાની ઇચ્છા થઇ. પણ પાંચ વરસથી દૂર દેશાવરમાં રહેતો હોવાથી તેમને કશીજ માહીતી નહોતી. કોઇ સાથે સંબંધ બંધાયેલો નહીં એટલે પુછવાનું સ્થાન નહોતું; સંબંધ, સ્નેહ કે વાતનો વિસામો જે કાંઈ ગણો તે તેના શેઠ રાજબિહારીલાલ અને મિત્ર રતિલાલ હતા. શેઠ હતા વૈષ્ણવ, એટલે તેમને સાધુ સાધ્વી સંબંધી માહીતી પણ ન હોય. વિચાર કરતાં કરતાં કેટલાક દિવસે તેણે તે વાતનો ઉભરો પોતાની પાસે રતિલાલને બોલાવીને બહાર કાઢ્યો.

રતિલાલે જણાવ્યું "આ બાબત રમણિકલાલને પુછવાથી સારો ખુલાસો મળશે" એમ કહી રમણિકલાલને બોલાવી તેની આગળ વાત કરી. રમણિકલાલે તે સાંભળી સલાહ આપી "ભદ્રાપુરીમાં રસિકલાલ નામનો ગૃહસ્થ રહે છે તેમણે અને તેમના મિત્રોએ, સાધુઓ જે

---

* આ કૃત્યો કરવા જેવાં છે અને આ કૃત્યો કરવા જેવાં નથી એવું સતેજ થયેલું તમારૂં અંતઃકરણ તમને શિક્ષણ આપો, કેવી ટેવો અને કેવા રીવાજોથી દૂર રહેવું અને નિર્ભયપણે કયા માર્ગે ચાલવું તેની સૂચના તેને કરવા દો.

અયોગ્ય દીક્ષાઓ આપી ત્રાસ વર્તાવી રહ્યા છે તે અટકાવવા "અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજ" સ્થાપેલો છે. તે એ સભાના સેક્રેટરી છે, વર્તમાનપત્રોમાં પણ તેમના ઘણા લેખો આવે છે. માટે ઇચ્છા હોય તો તેમને પત્ર લખી ખુલાસો મંગાવું."

"આજેજ કાગળ લખો." એમ હૃદયપૂર્વક અધીરાઈ બતાવી જગજીવનદાસે નોટ પેપર તેમના આગળ મુકયો. રમણિકલાલ હોલ્ડર લઈ તરતજ પત્ર લખવા લાગ્યો—

મુંબઇ, પ્રીન્સેસ સ્ટ્રીટ. ભાદરવા સુદ ૭

**રા. રા. રસિકલાલ.**

તમારો પત્ર કનકનગર મળ્યો હતો. હું હાલમાં અત્રે નોકરીમાં જોડાયો છું. આ પત્ર લખવાનો ખાસ મુદ્દો એ છે કે અમારા શેઠ હમણાં પાંચ વરસે જર્મનીથી અત્રે આવ્યા છે. તેમનું નામ શેઠ જગજીવનદાસ લૉટરીવાળા છે તે હાલમાં વાલકેશ્વર રહે છે. તેમની મા ઉત્તમબાઈ હતાં તેમણે સાત આઠ વરસ ઉપર દીક્ષા લીધેલી છે. આ શેઠને તેમને મળવાની ઈચ્છા થઈ છે માટે તમારા જાણવામાં તે ઉત્તમબાઈ હોય તો તે કયાં ચોમાસું રહેલાં છે તે જણાવવા કૃપા કરશો.

ઉત્તમબાઈનો તપાસ કરાવવામાં જે કાંઇ ખરચ થશે તે શેઠ આપવા તૈયાર છે. તેમના સંસારીપણાના પતિનું નામ કેશવલાલ છે. ચંદ્રાવતીનાં રહીશ છે; ઉપરના સરનામે જરૂર પત્ર લખશો.

તમને પેલી જુબાનીની નકલ મોકલી હતી તેનો કાંઈ ઉપયોગ થયો હોય તો જણાવશો. તમે અને તમારાં પત્નીએ ઉપાડેલી પ્રવૃત્તિ માટે તમને બંનેને ખરેખર ધન્યવાદ ઘટે છે. અયોગ્ય દીક્ષા પ્રતિબંધક સમાજમાં મારૂં નામ દાખલ કરશો. વળી તે સાથે "ભગિનીસમાજ"માં મારી પત્ની અ. સૌ. ચતુરાનું નામ દાખલ કરવા આપનાં પત્નીને સૂચવશો. તસ્દી માફ કરશો. આ પત્રનો જવાબ વળતી ટપાલે લખશો.

લી. આપનો,

**રમણિકલાલ કરસનલાલ નાણાવટી.**

ઉપર પ્રમાણે કાગળ લખી જગજીવનદાસને વાંચી સંભળાવ્યો. જગજીવનદાસે કહ્યું "બરાબર છે. બીડીને ટપાલમાં નાખી દો."

રમણિકલાલે કવર ઉપર સરનામું કરી કાગળ બીડી પટાવાળા સાથે ટપાલમાં રવાના કર્યો અને બંને પોતાની રૂમમાં ચાલ્યા ગયા.

ત્રીજા દિવસે સવારે રમણિકલાલ અને ચતુરા બારી આગળ ઉભાં ઉભાં વાતો કરતાં હતાં તેવામાં પોસ્ટમૅન કાગળ લેટર બૉક્સમાં નાખી ચાલતો થયો. ચતુરાએ લેટર બૉક્સ ઉઘાડી કાગળ રમણિક-લાલના હાથમાં મુકયો.

"હું આજ કાગળની આજે ક્યારનો રાહ જોઈ રહ્યો હતો" એમ ઇન્તેજારી બતાવી તરતજ કાગળ ફોડી રમણિકલાલ વાંચવા લાગ્યો. ચતુરા પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે રમણિકલાલના ખભે હાથ મુકી જોડે ઉભી રહી વાંચવા લાગી—

**ભદ્રાપુરી.** ભાદરવા સુદ ૮

**રા. રા. રમણિકલાલ.**

તમારો પત્ર આજે મળ્યો, જવાબમાં જણાવવાનું કે એક ઉત્તમશ્રી નામનાં આશરે ચાળીસ પીસ્તાળીસ વરસની ઉમરનાં સાધ્વી ગયા માહ માસમાં અત્રે સૂર્યવિજય આચાર્યની સાથે આવેલાં, તે તમારા શેઠનાં માતુશ્રી કે કેમ તે અમારાથી ન કહી શકાય. તેઓ અત્રેથી વિહાર કરી માલિકા, મધુરી વીગેરે ગામો તરફ ઉપડી ગયેલાં છે. હાલ તે કયાં ચોમાસું છે તે જાણવામાં નથી. તેમ છતાં અમે પુછાવીશું અને જાણવામાં આવેથી તમને જણાવીશું.

પેલી જુબાનીમાં જણાવેલી સરિતાને તેના મામાએજ કોઈ શ્રીમંતને વેચી ચેલી બનાવવા આપી દીધેલી હોય એમ તપાસ ઉપરથી જણાય છે. સાધ્વીઓએ તેને કયાં સંતાડી છે તેનો પત્તો નથી. સાધુ સાધ્વી તેમને એવાં ગુપ્ત સ્થળોએ સંતાડે છે અને અંધ શ્રદ્ધાળુ ભકતો તેમને એવી છુપી રીતે મદદ કરે છે કે ગુમ થયેલાં છોકરા છોકરીનો પત્તો લાગતો નથી. અમે તે કામમાંજ ગુથાયેલા છીએ.

અમારા જાણવામાં આવ્યું હતું કે તમારાં પત્ની ચતુરાબાઈએ સાધ્વીના ત્રાસથી અને શારીરિક દુઃખથી દીક્ષાવેશ છોડી પાછા તમારી સાથે ગૃહ-સંસારમાં જોડાયાં છે. તમે તેમનું નામ ભગિનીસમાજમાં દાખલ કરવા સૂચના કરી તે હકીકત ઉપરની સાંભળેલી વાતને પૂરો ટેકો આપે છે. તમારૂં નામ પણ સમાજમાં દાખલ કરવામાં આવ્યું છે આ માટે અમે

બંને તમારા બંનેનો બંને સમાજ તરફથી ઉપકાર માનીએ છીએ. તમારા સેઠ પણ અમારા સમાજમાં જોડાય એવી આશા રાખીએ છીએ. અમારી વતી તેમને અભિનંદન કહેશો. જાણવા જોગ સમાચાર હોય તો જરૂર જણાવશો.

લી. સ્નેહાધીન

**રસિકલાલ સુંદરલાલ શાહ.**

**તા. ક.** અ૦ સૌ. માલતીએ ખાસ લખાવ્યું છે કે તમારાં ધર્મ પત્ની અ. સૌ. ચતુરાની જાહેર હીંમત માટે ભગિનીસમાજ તરફથી અભિનંદન આપવામાં આવે છે.

ઉપર પ્રમાણે પત્ર વાંચી રહી રમણિકલાલ હસીને બોલ્યો, "સ્રીનાં સૌએ વખાણ કરે. માલતીએ પણ ધન્યવાદ આપ્યો. પુરૂષનો તો ભાવજ પુછાય નહીં. મને લાગે છે કે તને બોલાવી જાહેર માનપત્ર આપશે."

ચતુરા બોલી—"મારે તેવું માનપત્ર જોઈતું નથી. તે આપે ય નહીં ને મારાથી લેવાય નહીં. તે તો ઠીક પરંતુ આ ઉત્તમશ્રીને તો ઓળખું છું. કંચનશ્રી પાસે બીજા કોઇ ઉત્તમશ્રી નથી. ઉત્તમશ્રીના દુઃખનો હેવાલ મને માલમ છે. ઉપાશ્રયમાં દુઃખમાં મારી ચાકરી કરનાર ઉત્તમશ્રી હતાં. મારે લીધે કંચનશ્રીથી છુટાં પડયાં. ઉત્તમશ્રી, ચંદનશ્રી અને હું એમ અમે ત્રણે ગાંધારીમાં રહ્યાં.ઑપરેશન કરાવવા મને દવાખાનામાં શ્રાવકો લઇ ગયા. ચોમાસું હોવાથી તે ગાંધારીમાંજ હશે. મને પુછયું હોત તો હું તમને કહેત. સારૂં થયું કે જવાબ આપણા ઘરના સરનામે આવ્યો એટલે મને જાણવાનું મળ્યું."

રમણિકલાલ—"તે વાત તો બરાબર. આ કાગળ તેમને વંચાવું છું તે ઉપરથી વાત નીકળશે એટલે તેમને હકીકત કહીશ, તે પછી જે તે કહેશે તેમ કરીશું." એમ કહી રમણિકલાલ તે કાગળ લઇ રતિલાલને વંચાવવા ગયો, અને સવિસ્તર સમાચાર કહ્યા.

ઉર્મિલા—"જ્યારે ચતુરા તે હકીકત જાણે છે તો આપણે તેમને એક દિવસ જમવા બોલાવો એટલે તેમની આગળ ચતુરા તે વાત કરશે."

રતિલાલ—"તે કહેવું બરાબર છે, આજે આપણે ઑફીસમાં વહેલા જઇએ, જગજીવનદાસ પણ પત્રની રાહ જોઇને બેઠાજ હશે."

આમ પત્ર વંચાવી રમણિકલાલ પોતાની ઓરડીમાં આવ્યો. બરાબર અગીઆર થયા કે રમણિકલાલ અને રતિલાલ ઑફીસમાં ગયા. થોડી વાર થઈ કે જગજીવનદાસની મોટર આવી. પોતાની ઑફીસમાં રમણિકલાલ અને રતિલાલને બોલાવ્યા. તે તો ધારતા હતાજ કે હમણાં સીપાઇ બોલાવવા આવશે. તે બંને શેઠની પાસે ગયા.

રમણિકલાલે ખીસામાંથી કાગળ કાઢી વંચાવ્યો, તે સાંભળી જગજીવનદાસ ઉદાસ થઇ બોલ્યો "આમાં તો કાંઇ ખુલાસો આવ્યોનહીં."

પછી ધીમે રહીને રતિલાલે કહ્યું "રમણિકલાલનાં પત્ની ચતુરા તમામ હકીકત ઉત્તમશ્રી સંબંધી જાણે છે. ત્રણ ચાર માસ સુધી તેમની પત્નીની ચાકરી કરનાર તે ઉત્તમશ્રીજ હતાં. તેમની વાત ઉપરથી જણાય છે કે તેજ તમારાં માતુશ્રી હશે."

જગજીવનદાસ—"ત્યારે તે દિવસે તેમણે મને કેમ વાત ન કરી? તે વખતેજ તે બાબતનો ખુલાસો થાત."

રતિલાલ—"તમે નવા નવી આવેલા, મળવાનો પરિચય નહીં એટલે શરમને લીધે તમારા આગળ બોલી શકી નહીં, માટે ફરી મારે ત્યાં જમવા આવો એટલે વાતનો ખુલાસો થશે."

જગજીવનદાસ—"હું તમારે ત્યાં જમવા આવું તેના કરતાં તમે મારા બંગલે સાંજે જમવાનું રાખો તો શું ખોટું? વાતો કરીશું."

આ સાંભળી રતિલાલ રમણિકલાલની સામુ જોઇ હશી ગયો "આ તો નોતરૂં આપવા જતાં નોતરૂં સ્વીકારવાનો વખત આવ્યો."

જગજીવનદાસે તરતજ બેલ વગાડી પટાવાળાને બોલાવ્યો અને રતિલાલને સૂચના કરી, "રતિલાલ! આ પટાવાળાને ચીઠી લખી આપો, તે લઇ તમારા ઘેર આપી આવે. આપણે પાંચ વાગે તેમને મોટર તેડવા માટે મોકલીશું."

રતિલાલે ચીઠી લખી આપી. શેઠે પોતાના બંગલે ટેલીફોનથી ભટને ખબર આપી દીધી. રતિલાલ ને રમણિકલાલ પોતાના રૂમમાં ગયા. આ સંબંધી ચતુરા પાસેથી ક્યારે ખુલાસો મેળવું એવી જગજીવનદાસના

મનમાં અધીરાઇ પ્રકટ થઈ. વિચાર આવવાથી પટાવાળાને બોલાવી ફરી રમણિકલાલને બોલાવ્યો. રમણિકલાલ હાજર થઈ શેઠને પુછવા લાગ્યો "કેમ શું કામ છે ?"

જગજીવનદાસ—"ઑફીસમાં એક અંગ્રેજી ભણેલો માણસ રાખવાનો છે અને તે મારૂં ખાનગી કામ કરે તેવો જોઇએ. નમ્ર સ્વભાવનો, મહેનતુ અને પ્રમાણિક જોઇએ. પગાર રૂ. ૧૦૦) આપવામાં આવશે. જો તે બહુ ચાલાક નીકળે તો મારી સાથે હેમ્બર્ગ પણ લઈ જાઉં. જૈન હોય તો ઠીક."

રમણિકલાલ—"બહુ સારૂં, તપાસ કરી તમને જણાવીશ." એમ કહી રમણિકલાલે રતિલાલની પાસે જઇ માણસ સંબંધી વાત કરી.

રતિલાલ—"તારો મિત્ર કોઈ લાયક હોય તો ભલામણ કર."

રમણિકલાલે યાદ કરી જણાવ્યું "મારી ગંભીર માંદગી વખતે સારવાર કરનાર મી. દશરથલાલ છે, તે પ્રમાણિક, ઘણોજ મહેનતુ અને લાયક છે. ચતુરા પણ તેને ઓળખે છે. પ્રીવીઅસ પાસ છે. હાલમાં તે રૂ. ૬૦) ના પગારે એક ઠેકાણે નોકરી છે માટે જો સલાહ હોય તો તેને બોલાવું. અઠવાડીઉં રજા લઇને આવશે. પરણ્યો નથી.

રતિલાલ—"આજે પત્ર લખી તેનો વિચાર મંગાવી જો. તે હા પાડે તો પછી શેઠને વાત કરી પત્ર લખી તેને અત્રે બોલાવ."

રમણિકલાલને આ સલાહ વ્યાજબી લાગવાથી દશરથલાલને પત્ર લખી રવાના કર્યો.

ઘડીઆળમાં પાંચ થયા કે શેઠને વાલકેશ્વર મુકી આવી સોફરે ઑફીસ આગળ મોટર ખડી કરી. તેમાં રતિલાલ અને રમણિકલાલ બેશી પોતાને મુકામે જઇ ઉર્મિલા અને ચતુરાને લઇ વાલકેશ્વર ગયા. તેઓ દિવાનખાનામાં સ્વસ્થ થઇ બેઠાં. ઉર્મિલાએ ધીમે ધીમે ચતુરાને વાર્તાવિનોદમાં ઉતારી. ચતુરા પણ વાત કરવાની અને પ્રશ્નનો જવાબ આપવાની પ્રસંગે પ્રસંગે છુટ લેવા લાગી. પછી તે મંડળી સાથે જમવા બેઠી. જમતાં જમતાં ઉત્તમબાઇની વાત જગજીવનદાસે કાઢી,

પરંતુ ઉર્મિલાએ બીજી વાતોના એવા પ્રસંગો લાવી મુકયા કે તે વાતનો ખુલાસો કરવાની ચતુરાને તક આપી નહીં, કારણકે ઉત્તમશ્રીના દુઃખનો હેવાલ કહેવાથી જગજીવનદાસના હૃદયને દિલગીરી થાય તેમ હતું. તેવી દિલગીરી જમતાં જમતાં કરાવવી ઉર્મિલાને ઠીક લાગી નહીં.

જમ્યા પછી તેઓ ઉપર દીવાનખાનામાં બેઠાં. ત્રણે બાજુથી મંદ મંદ પવન આવતો હતો. આગળ દરીઆનો સુંદર દેખાવ દૃષ્ટિ-ગોચર થતો હતો. આમ સમય અને સંયોગ ધ્યાનમાં લઇ ઉર્મિલાએ ચતુરાને પુછ્યું "ચતુરાભાભી ! તમે ઉત્તમશ્રીને ઓળખો છો ?"

ચતુરાએ જવાબ આપ્યો "ઘણી સારી રીતે."

જગજીવનદાસે પુછ્યું "તમારે અને તેમને કયારે સંબંધ થયો અને કયારે અને કયાં છુટાં પડયાં તે હકીકત જાણવા માગું છું."

ચતુરા બોલી "મેં માહ વદ ૭ ના રોજ સૂર્યવિજય પાસે દીક્ષા લીધી અને કંચનશ્રીની ચેલી બની. સાધ્વીઓ સાથે જોડાઇ. તે વખતે ઉત્તમશ્રી અને અમે સૌ સાથે હતાં, અમે ત્યાંથી વિહાર કર્યો. રસ્તામાં મને કાંટા વાગ્યા, ફોલ્લા પડયા, છતાં વિહાર કરાવે, મારી પાસેથી એવું કામ લે કે હું થાકી જાઉં તો પણ દયા ન આવે. છેવટે હું માંદી પડી, તાવ આવ્યો, પગ સુઝી ગયા, છતાં મને ચલાવી. તેમાં મરડાનું દરદ થયું એટલે મને ગાંધારીમાં એકલી મુકી. તેમની જોડે ઉત્તમશ્રી હતાં તેમને દયા આવી તેથી તે તથા તેમની ચેલી ચંદનશ્રી મારી ચાકરી કરવા રોકાયાં. તેમને આવીને આચાર્ય લઢી ગયા, પણ ઉત્તમશ્રીએ તેમના માથામાં વાગે તેવો જવાબ આપ્યો. ૨–૩ માસ દવા ચાલી તે દરમીઆન અમે એક બીજાનાં દુઃખની વાતો કરી હૃદય ખાલી કરી આશ્વાસન મેળવતાં. ઉત્તમશ્રી કહેતાં કે એક ૧૪–૧૫ વરસનો છોકરો મુકીને તેમણે ગરીબાઇના કારણને લઇને દીક્ષા લીધી છે. કંચનશ્રીનો ત્રાસ ૪–૫ વરસ તો તે સહન ન કરી શકયાં, તેથી તે એક વાર ક્રોધે ભરાઈ તેમની સામું બોલ્યાં. ત્યારથી કંચનશ્રી તેમના પ્રત્યે કરડી નજરથી જોવા લાગ્યાં. દીક્ષા લીધા પછી ઉત્તમશ્રી કળ કરીને બેઠાં નથી.

દુઃખમ. દિવસ કાઢે છે. જો તે મારી મદદમાં ઉભાં ન રહ્યાં હોત તો મારી બુરી દશા થાત. તેમનો સ્વભાવ ઘણોજ માયાળુ છે. કંચનશ્રીની તમામ ચેલીઓને ઘણુંજ દુઃખ છે, કેટલીક તો તેમની પાસેથી ચાલી ગઇ છે. ગાંધારીથી મને મોટરમાં બેસાડી મસાનું ઑપરેશન કરાવવા કનકનગરના દવાખાનામાં શ્રાવકો લાવ્યા, ત્યાં તેમનો (રમણિકલાલનો) મેળાપ થવાથી દીક્ષા મુકી ઘેર આવી. હાલ તે ઉત્તમશ્રી ગાંધારીમાં હોવાં જોઇએ, કારણકે ચોમાસું હોવાથી તે બીજે જઈ શકે નહીં. ત્યાં તપાસ કરવાથી તેમને મળી શકાશે. પણ એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે સાધુની કેટલીક ટોળી એવી છે કે સાધુ કે સાધ્વીને કોઇ કહેવા જાય છે તો તેના ઉપર ગાળોનો વરસાદ વરસાવે છે પણ હવે એટલું સારૂં થયું છે કે અયોગ્ય દીક્ષા અટકાવવા આવા સાધુ સાધ્વી વિરૂદ્ધ સમાજ ઉભો થયો છે એટલે તે હવે પહેલા કરતાં નરમ પડયા છે. મારા અનુભવ ઉપરથી કહું છું કે મારા જેવી ઘણી સાધ્વીઓ દુઃખ ભોગવતી હશે: પણ તે શું કરે? સંસારમાં કોણ તેમનો સ્વીકાર કરે? કુંવારી હોય તે. પણ કોઇ પરણનાર ન મળે, વિધવાને તો ઉભા રહેવાનું સ્થાનજ નહીં. સધવા પાછી આવે તો ધણી સ્વીકારે નહીં, આ તો મારૂં નસીબ કે તેમણે મારા ઉપર દયા લાવી મારો સ્વીકાર કર્યો, નહીં તો દુઃખમાં રીબાઇ રીબાઇ દિવસ કાઢત. કંચનશ્રીનો તો ઘણોજ ત્રાસ છે. આ પ્રમાણે મારી આત્મકથા છે"

આ સાંભળી જગજીવનદાસે કહ્યું "ત્યારે તમે ઉત્તમશ્રીથી ગાંધારી તો છુટાં પડયાં. તમારૂં માનવું છે કે ઉત્તમશ્રી ગાંધારી હશે?"

ચતુરા—"હા, ચોકસ માનવું છે, જો તે તમારાં માતુશ્રી હોય તો."

જગજીવનદાસ—"ગાંધારી કયાં આવ્યું?"

ચતુરા—"કનકનગરથી મોટરમાં જવાય છે," ત્યાં રેલ્વે નથી. પણ રસ્તો સારો છે, મને જરા પણ અડચણ પડી નહોતી."

જગજીવનદાસ—"રતિલાલ! ત્યારે આપણે સૌ સાથે ત્યાં જઇ આવીએ તો?"

રતિલાલ—"પ્રથમ એક માણસ મોકલી તપાસ કરાવીએ કે તે ત્યાં છે કે કેમ. જો તે ત્યાં હોય તો પછી આપણે જઇએ."

ચતુરા—"તે ઉત્તમશ્રી તો ગાંધારીમાંજ હશે તેમાં શક નથી. માટે જો મળવું હોય તો બધા સાથેજ ચાલો. વળી જો તેમને સંસારી-પણામાં આવવાની મરજી હોય અને જગજીવનદાસ શેઠને રાખવાની ઇચ્છા હોય તો કપડાં પહેરાવી અહીંઆં લાવવાં."

જગજીવનદાસ—"મને ચતુરાબેનની સલાહ વ્યાજબી લાગે છે. આપણે પાંચે સાથે નોકર રસોઈઓ લઇ કાલેજ તે તરફ ઉપડીએ. તમારા બંને માટે હું રાજબિહારીલાલને વાત કરીશ."

ઉર્મિલા—"મને પણ તે વિચાર ઠીક પસંદ પડે છે. જો ઉત્ત-મશ્રીને આવવાની ઇચ્છા હશે તો સાથે લાવી શકાશે."

આ પ્રમાણે સલાહ મેળવી ત્યાંથી ઉઠી રસ્તામાં ચોપાટીની હવા લઇ બંને આનંદી દંપતી પોતાને ઘેર ગયાં.

બીજે દિવસે જગજીવનદાસે રાજબિહારીલાલને વાત કરી. તેમણે પણ તેજ સલાહ આપી. કનકનગરમાં આ પેઢીની શાખા હોવાથી ત્યાં તાર મુકી ખબર આપી, અને સેકન્ડ ક્લાસ કોમ્પાર્ટમેન્ટ રીઝ-વર્ડ કરાવ્યું. રાત્રે તેઓ કોલાબા સ્ટેશને ભેગાં થયાં અને મેલ પછીની ફાસ્ટ ટ્રેનમાં કનકનગર તરફ ગયાં.

કનકનગર સવારે સાત વાગે પહોંચ્યાં. સ્ટેશન ઉપર પેઢીનો મેનેજર લેવા માટે આવ્યો હતો. પેઢીમાં જઇ જમી તરત બે મોટર ભાડાની કરી ગાંધારી તરફ ઉપડયાં. ગામ બહાર નાની ધર્મ-શાળા હતી ત્યાં મુકામ કર્યો.

રતિલાલ વીગેરે એક માણસને સાથે રાખી તેને એક રુપૈયો આપી. જ્યાં ઉતમશ્રી રહેતાં હતાં તે ઉપાશ્રયમાં ગયાં, પણ ત્યાં તો કોઈ જણાયું નહીં. પછી પુછતાં કોઇએ કહ્યું કે "તેમને તો અહીંથી કોઇ સાધુએ લડીને કઢાવ્યાં છે તેથી આ જોડેની ગલીમાં એક મકાન છે તેમાં રહે છે. તેમને લીધે તો અહીંઆં કજીઆ થયા છે. ચાલો

હું તમને બતાવું.” એમ કહી તે આગળ થયો.

બે ત્રણ ગલીઓ વટાવી કે તે મકાન આવ્યું. પુરૂષોને બહાર રાખી ચતુરશ્રી અને ઉર્મિલા અંદર ગયાં તો ઉત્તમશ્રી તથા ચંદનશ્રી આહાર પાણી લઇ પરવારી આગલા ભાગમાં આવતાં હતાં. તેમને જોઈ ચતુરશ્રી અને ઉર્મિલા ખમાસણ લઇ વંદન કરવા લાગ્યાં. વંદન કરી ચતુરા બોલી “ મહારાજ ! મને ઓળખી ? ”

ઉત્તમશ્રી—“ચતુરા ! તને કેમ ન ઓળખું ? છુટા પડે હજુ બે માસ થયા નથી એટલામાં ભૂલી જાઉં ? તને આ પ્રમાણે સાજી થયેલી જોઇ હું ઘણીજ ખુશી થઇ છું. તારા ગયા પછી તો અત્રે ખુબ તકરાર થઈ. આચાર્યશ્રીના ભકતો આવ્યા અને અમને ઉપાશ્રયમાંથી કાઢયાં. પણ તેમની સામે બીજી જુવાનીઆ ટોળી ઉભી થઇ છે, તેમણે અમને અત્રે મકાન આપ્યું. અત્રે પણ એક શશીકાંતની દીક્ષાનો ઝગડો ઉભો થયો છે, મારા મારી અને લડાઇઓ ચાલે છે. ચતુરા ! તું તો દુઃખમાંથી છુટી પણ અમે બે તો દુઃખમાં સડીએ છીએ. “ તારી સાથે આ કોણ છે ? ”

ચતુરા—“ એ અમારાં ખાસ મેળાપી છે. ”

ઉત્તમશ્રી—“ બહાર કોણ છે ? ”

ચતુરા—“ તે સૌ આપને મળવાને ચહાય છે.” એમ કહી તેમને અંદર બોલાવ્યા. મહારાજને વંદન કરી તેઓ તેમની આગળ બેઠા. પછી ચતુરા તેમની ઓળખાણ કરાવતાં કહેવા લાગી “આ રતિલાલ અને આ તેમનાં પત્ની ઉર્મિલા. ” પછી ઉર્મિલા જરા હશીને બોલી “ આ રમણિકલાલ અને આ તેમનાં પત્ની ચતુરા. ” આ સાંભળી ઉત્તમશ્રી હશી ધીમે રહી બોલ્યાં “ હું તેમને સજોડે જોઇ ખુશી થઇ છું, પણ આ ભાઇ કોણ છે ? ”

રતિલાલ—“ તે મારા મિત્ર થાય છે. ”

ઉત્તમશ્રી—“ તેમનું નામ શું ? ”

રતિલાલ—“ શેઠ જગજીવનદાસ લૉટરીવાળા. ”

ઉત્તમશ્રી—" તેમને ક્યાં રહેવું ? "

રતિલાલ—" મુંબઇ રહે છે. તેમની માએ તેમને નાનો મુકી દીક્ષા લીધેલી. તે ચાલાક હોવાથી શેઠે તેમને જર્મની મોકલ્યા, ત્યાં પાંચ વરસ રહ્યા. નસીબયોગે બે લાખ રૂપીઆ લૉટરીમાં મળ્યા. શેઠે તે રૂપીઆ વેપારમાં રોક્યા, સારો નફો મળ્યો. મુંબઇમાં આવ્યા પછી આ ચતુરા બેનની સાથે મળવાનો પ્રસંગ આવ્યો. ચતુરાએ પોતાનો હેવાલ કહ્યો તે ઉપરથી તેમને પોતાની માને વાંદવા આવવાનું મન થયું. તેમની માનું નામ ઉત્તમબાઇ હતું. તેથી હાલમાં કદાચ ઉત્તમશ્રી નામ રાખ્યું હોય. ચતુરા બેને તમારી અને ચંદનશ્રીની વાત કરેલી તે ઉપરથી તમને મળવા આવ્યા. કદાચ તમને તેમની ખબર હોય તો અમે તપાસ કરીએ. અને જો તે મળી આવે તો અને તેમને દુઃખ હોય તો તેમને ઘેર લાવી તે ચાકરી કરે, માની ભક્તિ કરે એમ ધારી તે અમારી સાથે આવ્યા છે. "

આ સાંભળી ઉત્તમશ્રી બોલ્યાં. " ભાઈ ! હું શું કહું ? તમે કહો છો તેવી રીતે મેં મારા ચઉદ વરસના છોકરાને રખડતો મુકી દીક્ષા લીધી છે. તે વાતને આઠ વરસ થઇ ગયાં. હાલમાં મને પારાવાર દુઃખ છે. આવી એકાંત જગોમાં પડી રહેવું પડે છે. બીજી સાધ્વીઓની ગાળો ખાવી પડે છે, છુપી રીતે છોકરીઓને સંતાડવી પડે છે. અમે અમારૂં દુઃખ કહી શકતાં નથી. આ ચતુરાની માફક હું આ પીળો ભેખ છોડી સંસારમાં આવું તો ઉલટું બમણું દુઃખ થાય. ક્યાં ઉભી રહું ? આ બિચારી મારી ચેલીની પણ એવીજ દશા છે, તેને એવી જગોએ સંતાડી નસાડી દીક્ષા આપી છે કે વાત કરવા જેવી નથી. તેનાં માબાપ વીગેરે મરી પરવાર્યાં છે. દીક્ષા છોડી દે તો કોણ પરણનાર મળે ? આવી અમારી દુઃખની કથા છે. હવે મને મારો છોકરો ક્યાં મળે ? વચ્ચે આઠ વરસ પણ થઈ ગયાં." આમ સખેદ સ્વરે જણાવી જગજીવનદાસની સામું ધારીને જોઇ ઉંડો વિચાર કરી કહેવા લાગ્યાં " ભાઈ જગજીવનદાસ ! તમારા પિતાશ્રીનું નામ શું ? "

જગજીવનદાસ—"કેશવલાલ."

એ સાંભળી ઉત્તમશ્રી બારીકાઈથી સજળ આંખે જોવા લાગ્યાં અને ફરી પ્રસ્ન કર્યો "તમારૂં મૂળ વતન કયા ગામમાં તે યાદ છે?"

જગજીવનદાસ—"હા. ચંદ્રાવતીમાં, અને મારી માએ પણ ચંદ્રાવતીમાંજ દીક્ષા લીધી હતી એટલું યાદ છે. મારી મા તમારા જેવાંજ હતાં."

આ સાંભળી ઉત્તમશ્રીના મનમાં થવા લાગ્યું કે "શું આ મારો જગલો તો નહીં હોય? બધું મળતું આવે છે. એજ હોય તો કેવું સારૂં? મારૂં નસીબ બદલાઈ જાય. હવે તો શંકાનું નિરાકરણ કરવા દે." આમ તેમની ઉત્કંઠા વધવાથી ઉત્તમશ્રી બોલ્યાં "ભાઈ ખોટું લાગે તો માફ કરજો, તમને જોવાથી અને હકીકત જાણવાથી મને એમ લાગે છે કે તમે મારા છોકરા જગલા જેવા જણાઓ છો."

જગજીવનદાસ—"હા, બા, હું તારો જગલોજ, એજ તારો તોફાની જગલો. જર્મની ગયા પછી પૈસો મળવાથી જગલો બદલાઈ શેઠ જગજીવનદાસ લૉટરીવાળા લોકો મને કહે છે પણ બા! હું તારો જગલોજ છું. હવે તને આમ દુઃખી મુકી ખસવા માગતો નથી. તું મારી સાથે ચાલ અને સુખથી રહે. અગર હું તારી જોડે રહું અને તારી ચાકરી કરૂં."

બંનેની આંખમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. થોડી વાર સુધી તો બંને બોલી શક્યાં નહીં. આ દેખાવથી રમણિકલાલ ચતુરા વીગેરેની આંખો પણ સાશ્રુ બની ગઇ.

ચતુરા—"ઉત્તમશ્રી! તમે મને જે કહેતાં હતાં તે સર્વ વાતનું સમાધાન થાય છે. દીક્ષા છોડી ક્યાં જઇને બેસું એવી તમારી જે મુસ્કેલી હતી તે નીકળી જાય છે. સારા નસીબે આ સંયોગ ઉભા કરેલા જણાય છે માટે લાભ લઇ લો. સંસારમાં રહી ધર્મકરણી ક્યાં કરી શકાતી નથી? આમ દુઃખ ભોગવવું અને આર્તધ્યાન કરી જીવન ખરાબ કરવું તેના કરતાં આવા પુત્રને ત્યાં રહેવાથી શું નુકસાન?"

ઉત્તમશ્રી—"ચતુરા ! હું તેજ વિચાર કરૂં છું. પણ......"

ચતુરા—"પણ બોલી કેમ અટકી ગયાં ? તમારે જે અનુકૂળતા જોઇતી હોય તે તમામ હું પૂરી પાડું. હું તો હવે સંસારી છું. માટે જરા પણ મુંઝાશો નહીં."

ઉત્તમશ્રી—"હું મારી જાત માટે મુંઝાતી નથી પરંતુ આ બિચારી ચંદનશ્રી ચેલીની શી વલે થાય તેનો મને વિચાર આવે છે. તેને હું જરા પણ છોડી શકું તેમ નથી. જ્યાં હું ત્યાં તે, મારા સુખે સુખી અને દુઃખે દુઃખી જેવો સંબંધ અમારા બંનેનો છે. ચંદનશ્રી ! રડીશ નહીં. હું તને મુકીને સંસારમાં જવાની નથી. પહેલી તું અને પછી હું. માટે ધીરજ રાખ. તું જરા પણ ચિંતા કરીશ નહી."

ચતુરા—"ત્યારે હવે શો વિચાર કરો છો ? જે કરવું ધાર્યું હોય તેનો હવે અમલ કરો."

ઉત્તમશ્રી—"ચતુરા ! પણ અત્યારે કપડાં ક્યાંથી મળી શકે ? આ વેશમાં તમારી સાથે અમે બહાર નીકળીએ તો અમારી મોટી ફજેતી થાય અને કદાચ શ્રાવકો મારવા પણ નીકળે."

ચતુરા—"જે માણસો તમને શોધી શોધીને ઘેર લાવવાને ઠેઠ મુંબઈથી અત્રે આવી પ્રયત્ન કરી રહ્યા છે તેમણે શું આવી તૈયારીઓ નહીં કરી રાખી હોય ?"

ઉત્તમશ્રી—"ક્યાં છે કપડાં ?"

ચતુરા—"બે જોડી નહીં પણ ચાર જોડી કપડાં લાવી છું." એમ કહી બહાર બેઠેલા માણસ પાસેથી પોટકી મંગાવી.

ચતુરાએ બાજુની એક ઓરડી હતી તેમાં તે બંને સાધ્વીઓને લઈ જઇ સંસારી કપડાં પહેરાવી દીધાં. બંનેનું સ્વરૂપ બદલાઈ ગયું. પેલી ચંદનશ્રીનો યુવાનીનો મોહ જરા જરા આ વસ્ત્રો ગુપ્તપણે પ્રદર્શિત કરવા લાગ્યાં. આ વખતે અંધારૂં થઈ ગયું હતું. ત્યાંથી તેઓ નીકળી ગામ બહાર ધર્મશાળામાં ગયાં અને વિલંબ નહીં કરતાં મોટરમાં બેશી રાતો રાત કનકનગર ગયાં.

બીજા દિવસે શેઠને પુછી રમણિકલાલ પોતાના મિત્ર દશરથલાલને ત્યાં જઇ તેને તેડી લાવી શેઠની રૂબરૂ મેળવ્યો. શેઠને પસંદ પડયો અને તેને દરમાસે સો રૂપીઆના પગારે નોકરીમાં રાખી લઇ સાથે મુંબઇ આવવા સૂચના કરી. ત્યાં બે ત્રણ દિવસ રહી જગજીવનદાસ વીગેરે સુખરૂપ મુંબઇ આવી પહોંચ્યાં. અને ઉત્તમશ્રી મટી ઉત્તમલક્ષ્મી નામ ધારણ કરી જગજીવનદાસની સાથે મા દીકરા તરીકે રહેવા લાગ્યાં. ચંદનશ્રીનું નામ બદલી ચંદનબાળા રાખવામાં આવ્યું.

# પ્રકરણ ૩૭ મું.

## મેનકાની દુર્દશા.

પ્રીત થવી તો સ્હેલ છે નિભાવવી નહિ સ્હેલ
પીતાં કેફ પડે મજા જેરવતાં મુશ્કેલ.

વ્હો દિલ નહીં, વ્હો ચશ્મ નહીં, વ્હો નજર નહીં,
સચ હય કે કીસીકે દિલકી કીસીકો ખબર નહી.

વીરબાળાના અવસાન પછી મેનકાની સ્થિતિ બગડવા લાગી. પોલીસે પ્રાણલાલ બાબુને તથા જયંતીલાલને પકડી અટકમાં રાખ્યા. ચોવીસ કલાક કાચી જેલમાં રાખી બંનેને જામીન ઉપર છોડવામાં આવ્યા. મેનકાની પાસે આવનારા ગ્રાહકો બંધ થઇ ગયા. તેને બેસવાનું અને વાત કરવાનું ઠેકાણું બસંતીલાલ અને બુલબુલ હતું. તેમણે આ તકનો લાભ લઇ મેનકાને ફસાવવાની પ્રપંચજાળ પાથરવા માંડી. જયંતીલાલ બહાર ગયો કે મેનકા બસંતીલાલ પાસે આવીને જયંતીલાલ સંબંધી બડબડાટ કરવા લાગી.

બસંતીલાલે કહ્યું "હવે જયંતીલાલ જરૂર જેલમાં જશે. વીરબાળાની જુબાનીમાં તારૂં નામ પણ બોલાય છે એટલે કદાચ પોલીસ તને પણ પકડે એમાં નવાઇ નથી. પેલા બાબુ સાહેબ પણ મરવાના.

તે તો પાંચ સાત વરસની જેલજાત્રા કરવા જવાના. માટે હવે તારે સંભાળીને ચાલવાનું છે."

આથી મેનકાના શરીરમાંથી પાણી છુટવા લાગ્યું. ગભરાઈ અને બકુલને દયામણા ચહેરે કરગરવા લાગી "તમે મને આશ્રય આપો. કહો તો તમારે ત્યાં રહું, પણ મને બચાવો."

બકુલ—"વાહ ! તું પણ ડાહી, તારે લીધે અમારે મરવાનો વખત આવે. મારા ઘરમાં તારૂં કામ નથી."

મેનકાને આ શબ્દો ઘણાજ આકરા લાગ્યા. આવી ક્રોધયુક્ત કઠોર ભાષા બકુલના મોંમાંથી કદી પણ સાંભળી નહોતી. તે તો કાંઇ બોલીજ શકી નહીં. આંખમાંથી ખરખર આંસુ ખરવા લાગ્યાં.

બસંતીલાલ—"જો મેનકા સાંભળ ! આવા વખતે તું રડે તે શા કામનું ? આ તો તું મારા ઘરમાં બેઠી છે એટલે ઠીક છે, પોલીસ પકડી જેલમાં પૂરી દેશે તો કોણ તારો જામીન થઇ છોડાવવા આવનાર છે ? પ્રાણલાલને તો તેના ભાઇએ અને જયંતીલાલને તેના શેઠ લાલભાઇએ જામીન ઉપર છોડાવ્યા, પણ તારો કયો ભાઇ કે સગો છે કે તે તારી સંભાળ લેશે ? માટે હવે આ માળામાં રહેવું તારે માટે બહુ જોખમ ભરેલું છે. પોલીસ પકડી જશે તો જેલમાં તારી ચામડી ચુંથાશે."

મેનકા—"ત્યારે મને મારા દેશમાં મોકલી દો. અમરાપુર સુધીની કોઇ સોબત કરી આપો એટલે ત્યાં ઉતરી ત્યાંથી મોટરમાં એકલી બક્ષીપુર જઇશ."

બસંતીલાલ—"તે વાત બરાબર છે. સારી સોબત તને મેળવી આપું, તે માટે જરા પણ ચિંતા કરીશ નહીં. કાલે રાત્રે મેલમાં તને જરૂર રવાના કરીશ."

બકુલ—"તારી આ વાત ગમી. તેમાં અમને પણ વાંધો નહીં, અને તને પણ વાંધો નહીં. પોલીસ આવીને પુછશે તો કહીશું કે તે તો ઓરડી ખાલી કરીને ચાલ્યાં ગયાં. ક્યાં ગયાં તેની અમને શી ખબર

પડે! એવો પોલીસના માથામાં વાગે તેવો જવાબ આપી દઇશું!"

આ શબ્દોથી મેનકાના મનમાં જરા ધીરજ આવી. અને ધીમે રહી બોલી "જયંતીલાલ સાથે મારો હીસાબ સમજવાનો છે તથા દાગીના પણ તેમની તીજોરીમાં છે તે પણ લેવાના છે માટે તે સંબંધી શું કરવું તેની મને સલાહ આપો. હું તો હવે તમારી સલાહ ઉપરજ જીવું છું એમ સમજજો."

બસંતીલાલ—"હીસાબ સમજતાં કેટલી વાર? હું પાસે રહી તારૂં ઠેકાણું પાડી આપું છું. જયંતીલાલ આવે એટલે તેની સાથે વાત કર અને મને બોલાવ. તારી પાસે પેટીઓ હોય તો તેમાં તમામ તારાં કપડાં અને જે દર દાગીના હોય તે ભરી દે."

મેનકા—"એટલું હીસાબનું કામ કરી આપો તો તમારી મોટી મહેરબાની. પેટીઓ તો બે મારી પાસે સારી છે. તેમાં મારો બધો સામાન સમાઇ જશે."

એટલામાં તો જયંતીલાલે ઓરડીનાં બારણાં ખખડાવ્યાં કે મેનકા ઉઠીને પોતાની ઓરડીમાં ગઇ અને એકદમ જયંતીલાલને કહેવા લાગી "અત્યાર સુધી ક્યાં ગયા હતા? મને તો પોલીસની એવી બીક લાગે છે કે મને પકડી જશે તો મારી શી વલે થશે? માટે મને હવે તમે દેશમાં મોકલી દો. જેવી તમારી વલે થઇ તેવી મારી વલે થાય તો મારે વીરબાળાની પેઠે આપઘાત કરવાનો પ્રસંગ આવે. મારે તો હવે અહીં રહેવું નથી, કાલે દેશમાં મોકલી આપો. મારા ભાગમાં જે પૈસા નીકળે તે તથા મારા જે દાગીના તથા કપડાં હોય તે મને આપો."

જયંતીલાલ—"આમ આવી આફત વખતે તું આમ ઉતાવળ કરે તે શી રીતે બને? મારો જીવ હજુ સ્થિર કરતો નથી. હમણાં વકીલને ત્યાં જઇ આવ્યો. બસો રૂપીઆ આપી આવ્યો, હજુ કેસ તો લડવાનો બાકી. બૈરી મરી ગઇ અને મને મારતી ગઇ." એમ ગદગદ સ્વરે બોલી જયંતીલાલ રડવા બેઠો.

મેનકા—" તમે રડો કે ન રડો, પણ મારી શી દશા ? મેં તો ઉલટો તમારા ઉપર ઉપકાર કર્યો છે. તમારી પાઇ મેં ખાધી નથી. મારી કમાણી ઉપર તમે આટલો વૈભવ રાખેલો છે, છતાં કદાચ પોલીસ પકડી મને જેલમાં નાખે તો તમે પૈસો ખરચી છોડાવવા આવો એવી મને આશા નથી. જે ધણી પોતાની બૈરીનો સગો ન થયો તે મારો શું સગો થવાનો છે ? માટે હીસાબે જે પૈસા થાય તે મને આપી દો અને મારો દાગીનો સોંપી દો. કાલે તમે મને સોબત કરી નહીં મોકલો તો હું જાતે એકલી ચાલી જઇશ."

જયંતીલાલ—" તું આટલીજ મારી સગી ને ?"

મેનકા—" પણ તમે મારા કેટલા સગા છો તેનો વિચાર કરી મને શીખામણ દો ? મારે હવે તમારી સાથે સંબંધ રાખવો નથી."

આ પ્રમાણે બોલા ચાલી સાંભળી બસંતીલાલ તેમની ઓરડીમાં આવ્યો અને શીખામણ રૂપ કહેવા લાગ્યો " કદી નહીં ને આજે આ શી ધમાલ ? સારૂં કહેવાય નહીં, કોઇ પાડોશી સાંભળે તો આપણી ફજેતી થાય. શું વાંધો પડયો છે ?"

મેનકા—" મને પોલીસ પકડશે એવી મને ધાસ્તી છે માટે મારે દેશમાં જવું છે, તેથી હું મારો હીસાબ કરી રૂપીઆ માગું છું અને તેમની તીજોરીમાં મારો દાગીનો છે તે માગું છું. કહો એમાં મેં શું ખોટું કર્યું ?"

જયંતીલાલ—" મેં ના નથી પાડી, પણ આમ ઉતાવળ કરે શી રીતે પટે ? કેસ લડવામાંજ બે ત્રણ હજાર રૂપીઆ થશે તે હું ક્યાંથી લાવીશ ? કમાણી તો બંધ થઇ ગઇ. એટલું વળી સારૂં છે કે લાલભાઇ શેઠની મહેરબાની છે એટલે ઉભા રહેવાની જગો છે. જામીન ઉપર પણ તેમણે મને છોડાવ્યો તે તમે જાણો છો. આવા સંકટ વખતે તે ઉતાવળ કરે તે મને શી રીતે પાલવે ? મારા મનમાં તો એમ હતું કે આ વાત જરા શાંત પડશે એટલે પાછા ગ્રાહકો વળશે અને કમાણી થશે, તે બધી આશાઓનો આથી ભંગ થાય છે."

બસંતીલાલ—"જયંતીલાલ! તે આશાઓ હવે રાખવી ફોકટ છે. પોલીસ મેનકાને પકડી જેલમાં નાખશે એટલે તમે મેનકાને છોડાવવા જેલમાં જશો? શું ગાંડી ગાંડી વાતો કરો છો? મેનકાની પાછળ પોલીસ હોવીજ જોઇએ. માટે તેને તેના ગામ મોકલી આપો અને તેનો સામાન તેને સોંપી દો. કાલે હું તેને સોબત કરી આપીશ. જાઓ તે કામ હું માથે લઉં છું. તેમાં તમને અને તેને બંનેને ફાયદો છે. તે બિચારી તમારા વિશ્વાસે અને આશ્રય નીચે રહી એટલે અટકળ હીસાબે જે નીકળે તે આપી દો; હવે શો વિચાર કરો છો? ઉઘાડો તીજોરી. મેનકા! તારી પેટીઓ ભરવા માંડ."

જયંતીલાલે તીજોરી ઉઘાડી તેના દાગીનાની ડબી તેને આપી તેના હીસાબે નીકળતા પાંચસો રૂપીઆની નોટો ગણી આપી. અને તેનાં કપડાં પણ પેટીમાંથી કાઢી આપ્યાં. મેનકાએ તો તરત એ પેટીઓ તૈયાર કરી દીધી. બસંતીલાલ ઉઠીને પોતાની ઓરડીમાં ગયો.

બીજા દિવસે સવારે બસંતીલાલ કુટણખાનાની ખાનગી મંડળીમાં ગયો. આ મંડળના સભાસદોનો મુખ્ય ભાગ સ્ત્રીઓજ હતી. તેમનાં નાનાં મોટાં કુટણખાનાં ચાલતાં હતાં, કોઈની છોકરી અદ્ધર ઉપાડી લેવી, સંતાડવી, અને તેમને બળાત્કારે અનીતિના ધંધામાં ઉતારી કમાણી કરવી એ તેમનો ધંધો હતો. બસંતીલાલે પોતાની ચાલાકી પ્રમાણે મેનકાના ગ્રાહકો શોધી કાઢયા. કીંમતનો અંદાજ જણાવી મેનકા પસંદ પડે તે પછી કીંમતનો ચોકસ આંકડો નક્કી કરવાનું રાખ્યું. એક કુટણખાનું ચલાવનાર દુર્ગા નામની સ્ત્રી અને બીજો તેનો સંબંધી એક મારૂતીપ્રસાદ નામનો પુરૂષ એમ બે જણને જાણે તેઓ ધણી ધણીઆણી હોય તેવો બાહ્ય આડંબર કરી બસંતીલાલ પોતાના મકાને સાથે લઈ આવ્યો, અને શી રીતે વાતચીત કરવી તેની પ્રપંચજાળ ગુંથીને તૈયાર કરી. બસંતીલાલની ઓરડીમાં બકુલ અને મેનકા બેઠાં હતાં. બસંતીલાલ પેલાં બંનેને ઓરડીમાં લાવી કહેવા લાગ્યો "જો મેનકા! તારા માટે આ સારો સંઘાથ શોધી લાવ્યો છું. મને

તે રસ્તામાં મળ્યાં, મારાં જુના વખતનાં ઓળખીતાં છે, તેઓ બંને તને દીકરીની માફક રાખી અમરાપુર લઈ જશે. પછી ત્યાંથી તારે જ્યાં જવું હોય ત્યાં જજે."

મેનકા આ સાંભળી ઘણી ખુશી થઇ અને પ્રસન્ન મુખે બોલી "ઘણું સારૂં કર્યું, મારે એટલીજ જરૂર છે. અમરાપુર ઉતરીને મોટરમાં મારે ગામ જઇશ. પણ જવાનું ક્યારે છે ?"

દુર્ગા—"બેન ! આજેજ રાત્રે નવ વાગે મેલમાં જવાનું છે. અમે તમને અત્રે રાત્રે પોણાનવ વાગે મોટર લઈ તેડવા આવીશું, તમે તમારો સામાન તૈયાર રાખજો, તમે જરાપણ ગભરાશો નહીં."

મેનકા—"બહુ સારૂં, હું સાંજે તૈયાર થઇને બેસીશ."

બસંતીલાલ—"જા મેનકા ! એકદમ તેમને માટે ચા બનાવ. તેમને ઉતાવળ છે. ખાસ તારા માટેજ તેમને પરાણે ખેંચી લાવ્યો છું."

"હાલ તૈયાર કરી લાવું" એમ કહી મેનકા ઉમંગભેર રસોડામાં ચા બનાવવા ચાલી ગઈ.

તેના ગયા પછી બસંતીલાલે પેલાં બનાવટી ધણીધણીઆણીને ધીમે રહી પુછ્યું. "કેમ પસંદ છે ને ?"

દુર્ગા—"પસંદ છે."

બસંતીલાલ—"ત્યારે આંકડો નક્કી કરો અને મરજી હોય તો અરધી રકમ આગળથી આપો."

બકુલ હસીને બસંતીલાલને સૂચના કરવા લાગી "જુઓ છેતરાશો નહીં. આના જેવી કામણગારી યુવાન છોકરી સહેલાઇથી મળતી નથી, આ તો બરાબર કેળવાયેલી છે, આજથીજ ધંધામાં જોડાઈ જાય તેવી સર્વ પ્રકારે તૈયાર છે."

દુર્ગા—"તમે પણ તેમને ઠીક સૂચના આપો છો !"

બકુલ—"તે તો ભોળા પુરૂષ છે. સ્ત્રીઓની કીમત સ્ત્રીઓજ કરી શકે, ભોળપણમાં ગમે તેવો આંક મુકી દે એટલા માટે જરા ચેતવણી આપું છું" એમ સૂચન કરી બકુલ હસી પડી.

દુર્ગા—"તમે જોડેજ છો ને. આપણે ત્રણે મળી નક્કી કરીએ" એમ પરસ્પર વાતો કરી બે હજાર રૂપીઆમાં મેનકાનું વેચાણ નક્કી કર્યું તે એવી રીતે કે એક હજાર રૂપીઆ અત્યારે આગળથી લેવાના અને એક હજાર નીચેથી ગાડીમાં બેસાડીને લઈ જાય તે વખતે ગણી લેવા.

મારૂતી ઉઠીને એક હજાર રૂપીઆ લેવા માટે ગયો. થોડીવાર પછી મેનકાએ ચાના પ્યાલા થાળમાં મુકી ટેબલ પર લાવીને મુક્યા. મારૂતી નજરે નહીં પડવાથી તે બોલી "પેલા ભાઈ કયાં ગયા ?"

બસંતીલાલ—"જરા બહાર ગયા છે, હમણાં આવશે, તેમના પ્યાલા ઉપર રકાબી ઢાંકી રાખ."

દુર્ગા મેનકાની સામે ધારી ધારીને જોવા લાગી અને પોતાના સોદામાં સારો લાભ થયો હોય એમ માની મનમાં હરખાતી હતી. મેનકા પણ ચોટલો વાળી પોતાનો હમેશનો ઠાઠ રચીને તયાર બનેલી હતી. મેનકાની ચાલાકી, સુંદર આકર્ષક આકૃતિ અને હાવભાવનાં નેત્રદ્વારાએ બકુલ જાણે વખાણ કરતી હોય તેમ દુર્ગાની સામે જોઇ કટાક્ષથી સમજાવતી હતી.

બસંતીલાલ—"આ મેનકા બહુજ ભોળી છે. એક ગૃહસ્થને ત્યાં કામ કરવા રહેતી હતી, તે ગૃહસ્થે રજા આપી એટલે હવે તેનું મન દેશમાં જવાનું થયું છે તે બિચારી અહીંની રીતભાત અને રહેણી કરણીથી ટેવાયેલી નહીં તેથી તેનું મન અદ્ધર થયું છે. આ બકુલ પાસે આવતી તેથી તેની ઓળખાણ થઈ અને દેશમાં મોકલવાની મને વાત કરી, હું બઝારમાં શાક લેવા જતો હતો તેવામાં અચાનક તમે મળી આવ્યાં. તમે તે તરફ જવાના સમાચાર કહ્યા. એમ પ્રભુ ઇચ્છાએ અચાનક તાકડો બની આવ્યો. જુઓ મેનકાનું નસીબ કેવું જોર કરે છે ? આખું શહેર ફરીએ તો પણ સારી સોબત મળી આવતી નથી. અને તેમાં તમારા જેવી સોબત તો ભાગ્યેજ મળી આવે. સંભાળીને લઇ જજો. કેમ મેનકા ! હવે તો તારૂં મન ખુશી થયું ને ? ધાર્યા કરતાં પણ ઘણી સારી સોબત મળી આવી છે.

મેનકા—"તે માટેજ મેં તમને ભલામણ કરી હતી. તમારા શીવાય બીજું કોણ મારૂં ઓળખીતું છે?"

એટલામાં મારૂતીપ્રસાદ આવ્યો. તેને જોઇ બસંતીલાલ બોલ્યો "મેનકા, જા આ પ્યાલો ઠંડો થઈ ગયો હશે માટે ગરમ કરીને લાવ." મેનકા ચા ગરમ કરવા અંદર રસોડામાં ગઇ એટલે બસંતીલાલે મારૂતીપ્રસાદ પાસેથી એક હજારની નોટો ગણી લીધી. અને બાકીના એક હજાર રાત્રે આઠ વાગે લાવવાની સૂચના કરી.

મેનકા ચાનો પ્યાલો લઇ આવીને મારૂતીપ્રસાદના હાથમાં આપ્યો. તે પીવા લાગ્યો. પછી બીજી થોડી હાસ્યવિનોદની વાત કરી પાન સોપારી લઇ દુર્ગા અને મારૂતીપ્રસાદ વિદાય થયાં. જતી વખતે બસંતીલાલે ખાસ આગ્રહ કરી કહ્યું "પોણા નવ વાગે જરૂર તમે બંને જાતે તેડવા આવજો. કોઈ માણસને મોકલશો નહીં."

જયંતીલાલ, લાલભાઈશેઠને બંગલે જઇ જમી બપોરે અગીઆર વાગે ઓરડીએ આવ્યો. બસંતીલાલ તેની ઓરડીમાં જઇ તેને કહેવા લાગ્યો "જયંતીલાલ! તમે સવારના ઉઠીને ગયા તે ગયાજ. ચા માટે તમારી ઘણી રાહ જોઇ, પણ તમે તો આવ્યાજ નહીં."

જયંતીલાલ—"શું કરૂં? પેલા કેસની મ્હોંકાણમાં વાર લાગી. શેઠનો કોઇ સગો જે મારો જામીન થયો છે, તે તેડવા આવ્યો અને વકીલને ત્યાં લઈ ગયો તેથી આવી શકાયું નહીં. મારો તો જીવજ હમણાં ઠર બેસતો નથી."

બસંતીલાલ—"તમારૂં એક કામ મેં આજે કરી નાખ્યું છે. મેનકાને ઘર જેવી સોબત કરી આપી છે. ધણી ધણીઆણી અમરાપુર જવાનાં છે, તેમની સાથે રાતની ટ્રેનમાં જશે, તેઓ આઠ વાગે તેડવા આવશે. મેનકા! તારી પેટીઓ તૈયાર રાખજે, વાળુ કરી જયંતીલાલ કદાચ મોડા આવે તો તને હરકત પડશે માટે તારી પેટીઓ મારી ઓરડીમાં મુકી દેજે અને ઓરડીની કુંચીઓ જયંતીલાલને આપી દેજે. જયંતીલાલ! તમે પણ તમારી ઓરડી

અને સરસામાન સંભાળી લો. કારણ કે મેનકા ગયા પછી તમને કોણ બતાવશે?" એમ પરવારવાની સૂચના કરી બસંતીલાલ પોતાની ઓરડીમાં આવ્યો.

પોણાનવ થયા કે મારૂતીપ્રસાદ અને દુર્ગા, મેનકાને તેડવા માટે ઉપર આવ્યાં. સાથે હેલકરી પણ લેતાં આવ્યાં હતાં. મેનકા તો તૈયાર થઇને જ બેઠી હતી, હેલકરી પાસે બંને પેટીઓ ઉપડાવી તેઓ નીચે ઉતર્યા. મેનકા અને દુર્ગા તરત ટેકસીમાં બેશી ગયાં અને મારૂતીપ્રસાદ જરા બાજુમાં જઈ બસંતીલાલને બાકીના રૂપીઆ એક હજારની નોટો ગણી આપી વેચાણની વિધિ પૂરી કરી ટેકસીમાં બેઠો. બકુલે મેનકાને ખૂબ વ્હાલ કરી બોલાવી, "અમને તો તારા વિના બહુ સુનું લાગશે. અત્યારે તો નાટકમાં જઇ પરાણે આનંદમાં વખત કાઢી આવીશું. તારા ગામ પહોંચે એટલે કાગળ લખજે." એમ દંભપૂર્વક વિવેક કર્યો. પછી પરસ્પર નમસ્કાર કરવા લાગ્યાં અને ટેકસી ઉપડી.

બકુલ અને બસંતીલાલ હસતાં હસતાં ઉપર ચડયાં, અને ઓરડીમાં જઇ એક બીજાને તાળીઓ આપી પોતાના પરાક્રમમાં મેળવેલી ફત્તેહની ખુશાલી જાહેર કરવા લાગ્યાં.

બસંતીલાલ—"કેમ બકુલ! એકદિવસમાં બેહજારની નોટ પકવી."

બકુલ—"આવું આંટકાંટનું કામ તો તમને પુરૂષોનેજ આવડે, અમને સ્ત્રીઓને તો ન આવડે."

બસંતીલાલ—"અરે! તમે સ્ત્રીઓ તો અમારા કરતાં વધારે પરાક્રમનાં કામો કરો છો. રાત્રે આવનારને કેવા ફંદામાં ફસાવી રૂપીઆ કઢાવો છો? તે વખતે કાંઈ વિચાર થાય છે? આ સોદો કરનાર જોને કોણ હતું? સ્ત્રી કે પુરૂષ? વળી મને સલાહ આપનાર આ બકુલ શું પુરૂષ હતો? પુરૂષો તો ભોળા, તે તો બિચારા છેતરાય. કપટજાળમાં તો તમે અમારાથી વધારે ચડીઆતાં છો." આમ એક બીજાની તારીફ કરી મશ્કરીમાં વખત ગુજારવા લાગ્યાં. નાટકમાં જવાનું તો મેનકાને છેતરવા માટે એક બ્હાનું હતું.

રસ્તામાં મેનકા દુર્ગાને કહેવા લાગી " કેમ તમારો સામાન નથી ?"

દુર્ગા—અમારો સામાન માણસસાથે સ્ટેશન ઉપર મોકલી આપ્યો છે. અમારી તથા તમારી ટીકેટો પણ લેવા કહેલું છે. તમે જરા પણ કાળજી કરશો નહીં. અમારી છોડીઓ જેવી તમને સમજીએ છીએ. "

મારૂતી—" પ્રભુની અમારા ઉપર કૃપાદષ્ટિ છે, અમારે મોટી ચાર છોડીઓ છે અને બે છોકરા છે. અમારી એક સાળી મરી ગઈ છે, તેમની ચાર છોડીઓ પણ અમારે ત્યાં રહે છે. સૌને પરણાવેલી છે. મોટા ભાગે તેઓ અમારે ત્યાં રહે છે. સાસરામાં નરમગરમ એટલે તે અમારે ત્યાં આવે, ખાય પીએ અને આનંદ કરે. પ્રભુની કૃપાથી સારૂં છે. મોટું ઘર છે. જમીન જાગીર છે. ચાકર દાસીઓ વીગેરે કામ કરનાર માણસો છે. એક પંગતે ઘરનાં વીસ પચીસ માણસો સાથે જમવા બેસે છે. બે તો રસોઈઆ રાખેલા છે. "

મેનકા—" એમ કે ?"

દુર્ગા—" જો વહેલાં નીકળ્યાં હોત તો તમને ઘર દેખાડવા લઈ જાત. હશે હવે તમે જ્યારે ફરી અત્રે આવશો ત્યારે બતાવીશું. મારી તથા મારી બેનની છોડીઓ તમારા જેવીજ મળતીઆ સ્વભાવની અને હસમુખી છે. મને તો હસમુખુંજ માણસજ પસંદ પડે છે."

એમ વાતો કરતાં કરતાં સ્ટેશન આગળ આવી પહોંચ્યાં અને નીચે ઉતર્યા તો સ્ટેશન ઉપર કોઈ માણસ કે મુસાફર દેખાયું નહીં. આથી મારૂતી આશ્ચર્ય પામી કહેવા લાગ્યો " આ શું ? કાંઇ સમજાતું નથી ! ગાડી ઉપડી ગઈ કે શું ? હજુ તો નવમાં સાત મીનીટ કમ છે."

દુર્ગા—" આપણા માણસો પણ જણાતાં નથી. સ્ટેશન માસ્તરને પુછી આવી ખબર તો કરો."

મારૂતી ઑફીસમાં ખબર કરી આવી કહેવા લાગ્યો " સ્ટેશન માસ્તરે તો મને બનાવ્યો. બે દિવસથી ટ્રેનનો ટાઇમ બદલાઈ ૮॥ વાગ્યાનો થયો છે, " શહેરમાં રહો છો કે શહેર બહાર ?" આ પ્રમાણે રોકડો જવાબ સ્ટેશન માસ્તરે મને પરખાવી દીધો. "

દુર્ગા—" આપણે તપાસ કરાવ્યો નહીં એ મોટી ભૂલ થઇ."

મારૂતી—" એ દિવસથી જ વખત બદલાયો એટલે ગફલત થઇ. ત્રીજા દિવસ ઉપર તો એક માણસને વળાવવા આવ્યો હતો ત્યારે તો નવ વાગે ટ્રેન ઉપડી હતી. હું તે આધારે રહ્યો. આપણા માણસો તેજ કારણથી પાછા ગયા હશે. આ પછી બીજી એકે ટ્રેન અનુકૂળ નથી."

એટલામાં તેમનો માણસ શોધતો શોધતો ત્યાં આગળ આવ્યો અને વિસ્મયપૂર્વક કહેવા લાગ્યો " હું તો પેલા ઝાંપે ક્યારનો જોઇ રહ્યો છું. ટ્રેનનો ટાઇમ બદલાયો છે. અરધો કલાક વહેલી થઈ છે. અમે આવ્યા ત્યારે ગાડી ઉપડી ગઇ હતી. સામાન પાછો ઘેર મોકલાવ્યો છે, હું તમારા માટેજ ઉભો રહ્યો છું."

દુર્ગા—" ચાલો ત્યારે ઘેરે પાછાં, નીકળતાં બરાબર શુકન નહીં થયા હોય, કાલે જઇશું. મેનકા ! તમે ફીકર રાખશો નહીં. આપણે ત્યાં તમને હરેક પ્રકારે સંતોષ થાય તેમ છે. વળી પેલાં બકુલ નાટક જોવા જવાનું કહેતાં હતાં એટલે બસંતીલાલ અને બકુલ ઓરડીએ તાળું વાશી નાટક જોવા ઉપડી ગયાં હશે. માટે ચાલો આપણા ઘેરે." એમ સમજાવી તેઓ પાછાં તેજ ટેકસીમાં બેઠાં.

રસ્તામાં દુર્ગા મેનકાને કહેવા લાગી " જુઓ પ્રભુ કેવા સંયોગો મેળવી આપે છે ? મારૂં ઘર તમારે જોવાનું લખેલું તે કોણ મિથ્યા કરે ? મારે ત્યાં જરાપણ મુંઝાવવાનું કારણુ નથી."

મેનકા—" જે બનવાનું હોય તેજ બને. તમારા ઘેર આવવામાં મને જરાપણ મુંઝવણ ન હોય. સૌ બેનોને પણ મળાશે."

ટેકસી એક ગલીમાંથી બીજી ગલીમાં, અને બીજી ગલીમાંથી ત્રીજી ગલીમાં એમ ફરતી ફરતી એક મોટા મકાન આગળ આવી પહોંચી. દુર્ગા નીચે ઉતરી નોકરને બોલાવી પેટીઓ લેવરાવી મેનકાને લઈ અંદર ગઈ અને ટેકસી ચાલતી થઇ.

નવા શિકારને દેખી રાતના પોશાકમાં સજ થયેલી ચાર પાંચ છોકરીઓ તેની પાસે આવી કે દુર્ગાએ મોં મલકાવી જણાવ્યું " આ

સૌ મારી અને મારી બેનની છોકરીઓ છે, રમે છે, આનંદ કરે છે, કોઇ કોઇ તો ગાયન પણ કરે છે." એમ મોહજાળમાં નાખી એક સુંદર ઓરડામાં તેને મુકામ આપ્યો. ઓરડામાં એક મોટો સુંદર પલંગ ટેબલ ખુરશીઓ કૉચ હીંચોળો વીગેરે સામગ્રીઓ તૈયાર હતી.

દુર્ગા—" મેનકા ! તમે કપડાં કાઢી નિરાંતે બેસો. આ ઓરડો તમારા સુવાને માટે છે. આમાં પાણી, મોરી વીગેરે તમામ સવડ છે. અરધા કલાક પછી તમને જમવા માટે બોલાવું છું. આ ઘર તમારૂં પોતાનું સમજવાનું છે. નિરાંતે બેસો. તમારે જો કોઈ નોકરને બોલાવવો હોય તો આ બટન દબાવજો એટલે તે તરતજ હાજર થશે. મારી છોડીઓ હમણાં તમારી પાસે પાછી આવશે " એમ ખોટો વિશ્વાસ આપી દુર્ગા અંદર ચાલી ગઇ.

અરધા કલાક પછી એક બાઈ મેનકાને જમવા બોલાવવા આવી. દુર્ગાની સાથે મેનકાએ જમી લીધું, પણ તેના સમજવામાં આવ્યું કે કાંઇ કપટજાળ પાથરવામાં આવી છે. ઘરમાં ચારે બાજુ અમર્યાદા ભરેલી રીતે ઠઠ્ઠા મસ્કરી ચાલતી હતી. એક બાજુ ગાનતાન પણ ચાલી રહ્યાં હતાં, કોઈ ખંડમાં શરાબના પ્યાલાના આગ્રહ થઈ રહ્યા હતા. સ્વચ્છંદી અને દુરાચારી પુરૂષો આવ જા કરી રહ્યા હતા. જેમ જેમ રાત્રિનો વખત જતો ગયો અને જુદા જુદા પ્રકારનાં દશ્યો દષ્ટિગોચર થતાં ગયાં તેમ તેમ મેનકાને ખાત્રી થવા લાગી કે પોતે જયંતીલાલના ખાનગી કુટણખાના કરતાં મોટા જાહેર કુટણખાનામાં સપડાઈ છે.

આમ પોતાના ઓરડામાં બેશી મેનકા વિચાર કરે છે એટલામાં દુર્ગાએ આવી જણાવી દીધું " મેનકાબાઇ ! તારે તો અમારે ત્યાં કાયમનું રહેવાનું છે. જેમ આ જુવાન છોકરીઓ પાસેથી કામ લેવામાં આવે છે તેમ તારી પાસેથી અમારે કામ લેવાનું છે, સમજી ? બસંતીલાલને બે હજાર રૂપીઆની નોટો આપી અમે તને વેચાતી રાખેલી છે. આજ તો તને કાંઇ કહેતી નથી પણ કાલથી તારે

તૈયાર થવાનું છે. તારી લાયકાત અને કામના પ્રમાણમાં પગાર તને આપવામાં આવશે તે માટે તારે ચિંતા કરવાની નથી. તને કોઈ પણ પ્રકારે દુઃખ પડવા દઇશ નહીં. પણ તારી પાસેથી બીજી છોકરીઓ પ્રમાણે કામ લેવામાં આવશે તે મુદ્દાની વાત ધ્યાનમાં રાખવાની છે. કાલથી તૈયાર રહેજે." આ પ્રમાણે દુર્ગા પોતાના ખરા સ્વરૂપમાં આવી મેનકા આગળ કપટનો ભેદ ખુલ્લો કરી હુકમ ફરમાવી ત્યાંથી ચાલી ગઈ.

દુર્ગાના શબ્દો સાંભળી મેનકાએ ઉંડો નિશાસો નાખ્યો, પણ શું કરે ? લાચાર! હૃદય ભરાઇ જવાથી કપાળે હાથ મુકી નસીબનો દોષ કાઢી મેનકા અશ્રુપાત કરવા લાગી. પોતાના વતનમાં જવાની વાત ઉડી ગઇ અને દુર્ગાના કુટણખાનાની જેલમાં સપડાઇ ગઇ. આવા બનાવો બને છે ત્યારેજ અનુભવ ઉપરથી દુનિયા કહે છે કે

### " દગા નહીં કીસીકા સગા. "

( હરિગીત )

શાને રડે છે મેનકા ? દુઃખથી રડે કંઇ નહિ વળે,
સંભાર તારાં પાપ જે કરતી હતી તું પળ પળે.
મેના મટી બની મેનકા, બની અપ્સરા સમ સુંદરી,
પણ શ્યામ અંતર નહિ મટયું, તેનીજ આ શિક્ષા ખરી. ૧

સપડાવી સરિતા બાળકી, આવી દયા નહિ અંતરે,
તારા પ્રપંચે વીરબાળા બળી મરી ગઇ આખરે.
આ પાપ છોડે નવ તને, જંપી નહીં દે બેસવા,
બુદ્ધિ તને તેવી સુઝી, એ પાપનાં ફળ ચાખવા. ૨

સોબત કરી બુલબુલ તણી, બુલબુલ નહીં તારૂં થયું,
વેચી તને યુક્તિ રચી બુલબુલ પછી ઉડી ગયું.
જેવું કર્યું તેં અન્યનું, તેવું બન્યું તુજ જાતનું,
ફળ ઉદય આવ્યું આ ઘડી તત્કાળ તારા પાપનું. ૩

જો ચ્હાય તું સુખી થવા તો બોધ લે તુજ દુઃખથી,
ડરતી રહે મન વચન ને કાયા થકી તું પાપથી.
પરિપૂર્ણ પશ્ચાતાપથી તુજ પાપ ભાગી શુદ્ધ થા,
દુઃખથી છુટી સુખી થવા ઉપાય એ છે સર્વથા. ૪

નિર્દોષને સપડાવતાં સપડાય પોતે પાશમાં,
નહિ પાપ છોડે આ અગર નિશ્ચે બીજા અવતારમાં.
ઘડી બે ઘડીના રંગથી ચિત્તે નહીં જરી રાચવું,
ન દગો સગો છે કોઇનો નિશ્ચે મહાસુખ માનવું. ૫

---

પ્રિય વાચકો ! વસ્તુસંકલનાનો અરધો ભાગ હજુ બાકી છે. અસ્ખલિતપણે વહેતા, અમૃત–સરિતાના પ્રવાહને વચ્ચેથી એકદમ અટકાવતાં વાંચનરસનો ભંગ થાય એ સ્વાભાવિક છે પરંતુ એકજ તરંગમાં આખી નવલકથાની વસ્તુસંકલનાનો સમાવેશ કરવાથી પુસ્તકનું કદ ઘણું મોટું થાય તેથી આટલેથી એક તરંગ અટકાવી ઉપસ્થિત કરેલી કલ્પનાને પરિણામરૂપે ફલિભૂત કરી તાત્પર્ય ગ્રહણ કરાવનાર આગળની હકીકત બીજા તરંગમાં સંપૂર્ણ કરી મારા હૃદયમાંથી વહેતો અમૃત–સરિતાનો પ્રવાહ ખાલી કર્યો છે તેમાં નિમજ્જન કરવા નમ્ર વિનંતી છે. વળી તે સાથે મારૂં એટલું નમ્ર સૂચન છે કે આ નવલકથા સંબંધી અભિપ્રાય બાંધતા પહેલાં અમૃત–સરિતાના બંને તરંગો વાંચવા કૃપા કરશો જેથી પરિસ્થિતિની તૂલનાનો, વસ્તુકલ્પનાની ગુંથણીનો, સુધારણાર્થે ધારેલી યોજનાનો, પરિણામનો અને પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે મારા હૃદયના વિચારોનો સંપૂર્ણ રીતે ખ્યાલ આવી શકે અને ન્યાય આપી શકાય. હવે બાકીનો પરિચય બીજા તરંગના અંતે કરવામાં આવશે. ( અપૂર્ણ )

# આ પુસ્તકમાં આવેલા કેટલાક જૈન પારિભાષિક શબ્દોના અર્થ.

અચ્છેરૂં = આશ્ચર્ય. આશ્ચર્યજનક બનાવ.
અઠ્ઠાઇ ઉત્સવ = ( અષ્ટાહ્નિક ) આઠ દિવસનો ઉત્સવ.
અન્ય દર્શની = જૈન શીવાય બીજા ધર્મના લોકો. જૈનેતર.
અભિગ્રહ = સંકેત, નિશ્ચય, સંકલ્પ.
અવધિજ્ઞાન = ત્રણે કાળનું મર્યાદિત જ્ઞાન (તેનો ઉપયોગ કર્યાથી થાય).
આગમ = જૈનધર્મનાં શાસ્ત્ર–સૂત્ર (તેવાં આગમ પીસ્તાળીસ છે.)
આલવણ = ( પ્રાકૃત–આલોયણ, સંસ્કૃત–આલોચન ) કરેલાં પાપના નિવારણ માટે જે શિક્ષાવિધિ કરવામાં આવે છે તે.
ઈંદ્રધજા = જૈનધર્મની નિશાની તરીકે વરઘોડા આગળ ધજાના સમૂહનો ઉંચો દંડ રાખવામાં આવે છે તે.
ઉજમણું = એક પ્રકારનો આઠ દિવસનો મહોત્સવ.
ઉપકરણ = ઉપગરણ, સાધુસાધ્વી માટે ખપ પૂરતાં રાખવાનાં કપડાં, પાત્રાં, દંડ, ઓઘો, આસન, સૂત્રનો કંદોરો વીગેરે.
ઉપધાન = બે માસની ધાર્મિક ક્રિયા.
ઉપસર્ગ = ત્રાસ, જુલમ, અત્યાચાર.
ઉપાશ્રય = જૈન સાધુસાધ્વી માટે રહેવાનું સ્થાન.
ઓઘો = સાધુસાધ્વી બગલમાં ઉનના વાળનો ગુંથેલો સમૂહ ( ઓઘ ) રાખે છે તે. રજોહરણ.
કાઉસગ્ગ = ( કાયોત્સર્ગ ) કાયાને સ્થિર રાખી ધ્યાન ધરવાની એક વિધિ.
કાપ કાઢવા = કપડાં ધોવાં. (સાધુસાધ્વી સંબંધી આ શબ્દ વપરાય છે).
કાળ કરવો = દેવગત થવું. મરણ પામવું.
કેવળજ્ઞાન = જે જ્ઞાનથી ત્રણે કાળ નિરંતર જાણી શકાય.
કેવળી = ત્રણેકાળનું જ્ઞાન ધરાવનાર. ત્રિકાળજ્ઞાની.

ખમાસણુ = ઢીંચણ જમીન પર મુકી માથું નીચું નમાવી હાથ જોડી વંદના કરવી તે.

ગોચરી = ભીક્ષા, આહારપાણી.

ગોશાળો = મહાવીર ભગવાન વિરૂદ્ધ પ્રવૃત્તિ ચલાવનાર સાધુ.

ચોથુંવ્રત = બ્રહ્મચર્ય. સાધુ અને શ્રાવકોને પાળવાનાં વ્રતોમાં ચોથું વ્રત બ્રહ્મચર્યનું છે તે પરથી.

ચોથો આરો = સુખી સમય. જૈનદષ્ટિએ સમયના મુખ્ય છ આરા–ભાગ બનાવ્યા છે. તેમાં પહેલો આરો તદન સુખી, પછી ઉત્તરોત્તર છઠ્ઠો તદન દુઃખી. હાલ પાંચમો આરો ચાલે છે તેની અપેક્ષાએ ચોથો આરો વધારે સુખી ગણવામાં આવે છે. ( મહાવીર ભગવાનનો સમય ).

ચોવીશી = ચોવીશ તીર્થંકરો.

છ કાયનો કુટો = પૃથ્વી, વનસ્પતી, વાયુ, અપ, તેજ અને ત્રસ એ છ જાતિના જીવોને કુટવા તે, અર્થાત્ ખાંડવું, દળવું, રાંધવું, લીંપવું, ખોદવું, વીગેરે હિંસાના કામોનો સમૂહ.

છ વિગય = દુધ, તેલ, ગોળ, ઘી, દહી, તથા કઢાઇમાં તળેલો પદાર્થ.

જીનશાસન = જૈન હુકુમત. જૈન સંપ્રદાય.

ઠલ્લાની જગો = ( પ્રાકૃત–થંડિલ. સંસ્કૃત–સ્થંડિલ ) દિશા જંગલ જવાની જગો.

ઠલ્લે જવું = દિશા જંગલ જવું. (સાધુસાધ્વી માટે આ શબ્દ વપરાય છે).

તર્પણી = સાધુસાધ્વી પાસે પ્રવાહી પદાર્થ વહોરવાનું પાત્ર હોય છે તે.

તીર્થંકર = જૈનોના ચોવીસ દેવો.

ધર્મલાભ = સાધુસાધ્વીને વંદન કરતાં, તેમજ તેઓ ઘરમાં આવતાં તેમને આહારપાણી ઉપકરણ વીગેરેની ચીજ આપતાં " ધર્મ-લાભ" એવો શબ્દ બોલે છે. અર્થાત્ તેનો બદલો ધર્મનો લાભ થાઓ. પત્ર લખવામાં જૈનો જેમ જયજીનેન્દ્ર, પ્રણામ, જુહાર વીગેરે શબ્દ લખે છે તેમ સાધુસાધ્વી "ધર્મલાભ" લખે છે.

નવકાર = જૈનોનો મુખ્ય પવિત્ર મંત્ર.

નવકારશી = (અપભ્રંશ નોકારશી) નવકારમંત્ર માનનારા સમગ્ર જૈનોનું જમણ. સ્વામીવત્સલ.

નવદીક્ષિત = નવો કરેલો ચેલો.

નાણ = દીક્ષા, વ્રત, પદવી વીગેરે આપતી વખતે પ્રતિમા પધરાવવા માટે એક પ્રકારની ચોકઠાની રચના કરવામાં આવે છે તે.

નિગોદ = નરક કરતાં પણ વધારે દુઃખદાયક સ્થાન.

નિયમ ધારવા = હમેશાં રાત્રિ દિવસે કરવાના કામોનું મન સાથે નિયમન કરવું તે.

પચ્ચખાણ = (પ્રાકૃત–પચ્ચકખાણ. સંસ્કૃત–પ્રત્યાખ્યાન) નિયમ.

પડિક્કમણું = (સંસ્કૃત–પ્રતિક્રમણ.) સવાર અને સાંજે પાપોનું નિવારણ કરવા માટે યોજેલી એક પ્રકારની ધર્મક્રિયા.

પંચમહાવ્રત = સાધુસાધ્વીને પાળવાનાં પાંચ વ્રતો. પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ એ પાંચેનો ત્યાગ.

પંચેન્દ્રિય = જે જીવોને પાંચ ઇન્દ્રિઓ છે તે.

પન્યાસ = (સંસ્કૃત–પદન્યાસ, પદનું આરોપણ) આચાર્યથી ઉતરતા પ્રકારની પદવી.

પર્યૂષણ = (પ્રાકૃત–પજ્જુષણ. સંસ્કૃત–પરિ+ઉષણ = પર્યૂષણ-સર્વથા દેહદમન કરવું) શ્રાવણ વદ ૧૨ થી ભાદરવા સુદ ૪ સુધી શ્વેતાંબર જૈનોના આઠ ધાર્મિક દિવસ.

પરઠવું = (સંસ્કૃત–પ્રસ્થાપન) જમીનની માટી સાથે મેળવી દેવું.

પરિગ્રહ = વસ્તુઓનો સંગ્રહ કરવો તે.

પસાય = પ્રભાવ, પ્રસાદ, કૃપા.

પાત્રાં = સાધુસાધ્વીને ભિક્ષા લેવાનાં લાકડાનાં પાત્ર.

પૂજા ભણાવવી = વિધિપૂર્વક પ્રતિમા આગળ પૂજા ગાવી તે.

પોસહ = (પૌષધ) એક દિવસ ઉપાશ્રયમાં વિધિપૂર્વક રહેવું તે. એક દિવસનું સાધુચારિત્ર.

પ્રતિક્રમણ = પડિક્કમણું. (ઉપર જુઓ.)

પ્રભાવના = લ્હાણી. પતાસાં, બદામ, શ્રીફળ, પેંડા, પુસ્તક વીગેરેની વહેંચણી.

બારવ્રતધારી = જે જૈન બારવ્રત પાળતો હોય તે.

ભવીતવ્યતા = પ્રારબ્ધયોગ. ભાગ્યનો ઉદય.

ભાવના = ભક્તિ.

મંગળદીવો = આરતી ઉતાર્યા પછી એક દીવો આરતી પ્રમાણે પ્રતિમા આગળ ઉતારવામાં આવે છે તે.

મહાવીર = ચોવીસમા તીર્થંકર.

માત્રુ = પેશાબ.

મિચ્છામિદુક્કડં = (સંસ્કૃત–મિથ્યા મે દુષ્કૃતમ્) મારાં જે દુષ્કર્મ હોય તે મિથ્યા થાઓ. જૈનો પરસ્પર માફી માગવામાં આ વાક્ય વધારે વાપરે છે.

મુમતી = (પ્રાકૃત–મૂહપત્તિ. સંસ્કૃત–મુખપટ્ટિકા) સાધુસાધ્વી મોં આગળ રૂમાલ જેવું કપડું ધરે છે તે.

લીલોતરી = શાકભાજી વીગેરે લીલી વનસ્પતી.

લોગસ્સ = પ્રતિક્રમણ કરતાં વચ્ચે ધ્યાન કરવાનો ચોવીસ તીર્થંકરના નામોનો પાઠ આવે છે તે.

લોચ = (લુંચન) માથાના વાળ હાથે કરી ચુંટવા તે.

વડી દીક્ષા = પહેલી દીક્ષા આપ્યા પછી બીજી મોટી દીક્ષા પૂરેપૂરી વિધિ સાથે આપવામાં આવે છે તે.

વર્ધમાન = મહાવીર ભગવાનનું બીજું નામ.

વહોરવું = ભિક્ષા લેવી.

વાંદવું = સાધુસાધ્વીને નમસ્કાર કરવા તે. વંદન કરવું.

વાયુકાય = હવામાં રહેલા જીવોની જાત.

વાસક્ષેપ = સુખડ અને કેસરને વાટી સુકવી પીળા રંગનો બારીક બનાવેલો ભૂકો (અપભ્રંશ–વાસખેપ.)

વિહાર = જવું તે.
વૈયાવચ્ચ = બરદાસ, સરભરા, સેવા.
વ્યાખ્યાન = શાસ્ત્રકથા.
શત્રુંજય = પાલીતાણાનું તીર્થ. સિદ્ધગિરિ.
શાસનપ્રેમી = જૈનહુકુમત પ્રત્યે પ્રેમ ધરાવનાર. ધર્મચુસ્ત જૈન.
સંઘ = સાધુ, સાધ્વી શ્રાવક અને શ્રાવિકા એમ ચારેનો સમુદાય.
સંઘાડો = ( સંઘાટક ) વાડો, જથો, સમુદાય.
સંથારો = સુઇ રહેવું. સાદા સંથારા પર સાધુસાધ્વીને સુઈ રહેવું તે.
સાતક્ષેત્ર = સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જ્ઞાન, પ્રતિમા અને દેરાસર એ રીતે સાત ક્ષેત્ર.
સામાયિક = બે ઘડી ( ૪૮ મીનીટ ) સુધી સમભાવે એક સ્થાને બેશી ધર્મક્રિયા કરવી તે.
સ્વામીવત્સલ = નવકારશી. સમગ્ર જૈન બંધુઓનું જમણ.
હેલના = પાપ, હાની. ( અવહેલના પણ કહેવાય છે. )



